


# فتاوی رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ પાંચમો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી
સૈયદ અબ્દુર્રહીમ લાજપુરી (નુ.મ.) રાંદેરી સાહબ

પ્રકાશક
મકતબા રહીમિય્યહ
મુફતી સ્ટ્રીટ, રાંદેર, સુરત.
પીન કોડ નં. ૩૯૫ ૦૦૫




**અગર તમે જાણતા ન હોય તો જાણકારોને પુછી લો. (કુઆંને હકીમ)**

આપ (સલ.)નું ફરમાન છે :- ઈલ્મ તે ખઝાનો છે જેની ચાવીઓ સવાલ છે. સવાલ કરો કે એમાં ચાર માણસોને સવાબ મળે છે. (૧) સવાલ કરનારને (૨) જવાબ આપનાર આલિમને (૩) મસ્અલો સાંભળનારને (૪) તેને જે એઓથી મહબ્બત રાખતો હોય. (આહયાઉલ ઉલૂમ ભાગ-૧

# فتاوی رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ પાંચમો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી
સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (સુમ્મ) રાંદેરી સાહબ

-: પ્રકાશક :-
**મકતબા રહીમિય્યહ**
મુન્શી સ્ટ્રીટ, રાંદેર-સુરત.
પીનકોડ નં. ૩૯૫૦૦૫.

# "ઇલ્તિમાસ"

## બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા રસુલિહિ વઅસ્હાબિહિ વઅહલિ બયતિહી અજમઇન,

હમ્દો સલાત બાદ !

હઝરત મૌલાના હાફિઝ કારી **મુફતી સય્યિદ અબ્દુર્રહીમ** કાદરી સાહબ લાજપુરી, સુમ્મ રાંદેરીના 'ફતાવા રહીમિય્યહ'નો ત્રીજો ભાગ બહાર પડ્યો હતો ત્યાર બાદ ભાગ ચોથાનું ગુજરાતી એડિશન થોડાક મહીનાઓ થયા પ્રસિદ્ધ કરી તેના ચાહકો અને વાંચકોની સેવામાં રજુ કરી રહ્યા હતા ત્યારે કલ્પના પણ ન હતી કે તેનો પાંચમો ભાગ નઝદીકના ભવિષ્યમાં પ્રગટ કરી શકાશે, પરંતુ તે મુસબ્બિબુલ્અસ્બાબનો શુક્ર અને એહસાન છે કે જેણે આ સંજોગો પૈદા કરી દીધા. સુમ્મ અલ્હમ્દુ લિલ્લાહ જ્યારે ફતાવા રહીમિય્યહના પાંચમાં ભાગનું ઉર્દુ એડિશન જેના પ્રસિદ્ધ થવાની આગાહી કરવામાં આવી હતી તે જુન માસમાં બહાર પડશે. ઇન્શાઅલ્લાહ, આ પછી ગુજરાતી ભાગ પહેલા અને બીજા (જે ૨૦ વર્ષ ઉપર છપાયા હતા અને તે ઘણા ફતાવા પ્રેમીઓ સુધી પહોંચી શક્યા ન હતા) તેની છપાઇનું કાર્ય હાથ ધરાશે અને ગણત્રીના મહીનાઓમાં જ તેના ચાહકો સુધી પહોંચાડવાની કોશિશ થશે. **વમા તૌફીકી ઇલ્લા બિલ્લાહ.**

આલંમે ઇસ્લામના પ્રખર આલિમ હઝરત મૌલાના સય્યિદ અલી મિયાં (અબુન હસન અલી) નદવી સાહબે 'ફતાવા રહીમિય્યહ' વિષે તથા તેના કર્તા **'હઝરત મુફતી લાજપુરી સાહબ'** બાબતે લખ્યું છે કે 'ફિકહ વ ફતાવા' હમારે મુલ્કમેં બરાબર કિતાબેં શાએઅ હોતી રેહતી હેં ઔર ઐસા હોના કુદરતી અમ્ર હે ઇસ લિયે કે ફતાવા વ મસાઇલે ફિકહી મુસલમાનોંકી રોઝ મર્રહકી ઝરૂરત હે ઔર નયે-નયે મસાઇલ પૈદા હોતે રેહતે હે ઔર ઉન્મેં ફૌરી તોર પર દીની રેહનુમાઇકી ઝરૂરત હે લેકિન ઇસકે લિયે ફિકહમેં મલકએ રાસિખહ, જૂઝઇય્યાત પર વસીઅ નઝર ઔર ઉસુલે ફિકહમેં ઉસ્તાદાનહ કાબિલિય્યતકી જરૂરત હે ફિર ઉસ્કે સાથ તકવહ ઔર એહતિયાત, ખશિય્યતે ઇલાહી, એહસાસે ઝિમ્મેદારી ઔર મસ્લકે સલફસે બળી હદ તક વાબસ્તગી ઝરૂરી હે. જિન લોગોંકો ઇસ રાહકી મુશ્કિલોંકા ઇલ્મ ઔર ફિકહે હન્ફીસે કામિલ મુનાસિબત હે વહ ફતાવા રહીમિય્યહકી ઇલ્મી વ અમલી કદ્રો કીમતકા અંદાઝહ કર સકતે હેં ઔર ઉસ્કી શહાદત દે સકતે હેં કે મુઅલ્લિફે ફાઝિલ (હઝરત મુફતી લાજપુરી સાહબ) કો અલ્લાહ તઆલાને ઉન સલાહિય્યતોંસે બેહરાવર ફર્માયા હે જો ઇસ દૌરમેં ઇસ નાઝુક ફરીઝેકો અંજામ દેનેકે લિયે શર્તે અવ્વલ હે.

અલ્લાહ તઆલા મુફતી સાહબકો જઝાએ ખૈર અતા ફરમાએ ઔર ઉન્કો સિહ્હતો કુવ્વત અતા ફરમાએ કે વોહ ઇસ મુફીદ સિલસિલેકી તકમીલ કર સકેં.'

'ફતાવા રહીમિય્યહ' અને 'સાહિબે ફતાવા રહીમિય્યહ' ની મઝકુર ખુબીઓ અને ખુસુસિયતોના કારણે જ ઉર્દુ-ગુજરાતી અને અંગ્રેઝી વિગેરે ઝુબાનોમાં તેના તમામ ભાગો પ્રગટ કરવા તથા તેનો સ્ટોક રાખવાની માંગ વધતી જઇ રહી છે જેને પુરૂ કરવું હઝરત મુફતી સાહબ માટે મુશ્કિલ થઇ ગયું છે. એક તરફ ટુંકા સાધનો તો બીજી બાજુ માઝા મુકતી મોંઘવારી, કાગળો, છપાઇ અને બાઇડીંગ વિગેરના ભાવોમાં આવતો રહેતો ઉછાળો, જેના કારણે ત્રણેવ ઝબાનમાં તમામ ભાગો સ્ટોકમાં રાખવા અશક્ય થઇ પડ્યું છે.

અગર સાહિબે ખૈર અને દીન પ્રેમી સાહિબો પોતાની શક્તિ મુજબ 'ફતાવા રહીમિય્યહ'ની ઉર્દુ-અંગ્રેઝી

અને ગુજરાતી નકલો (કોપીઓ) ખરીદી પોતાના મર્હુમોના ઇસાલે સવાબ માટે ઝરૂરતમંદ ગરીબ મુસલમાનોમાં તકસીમ કરે તો આ મુબારક કામમાં તેઓનો કીમતી સહકાર ગણાશે.

ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) એ ફરમાવ્યું છે કે, **'કરોડો રૂપિયા ખુદાએ પાકના રસ્તામાં ખર્ચ કરવું શરઇ મસાઇલમાંથી એક મસ્અલાના રિવાજ દેવાના સવાબની બરાબરી કરી શકતું નથી.'** (મકતુબાતે ઇમામ રબ્બાની ફારસી ભાગ-૧ પાનું-૬૭)

ગરીબ આલિમો, મિસ્કીન તાલિબે ઇલ્મો વિગેરેમાં ઉર્દુ ફતાવા તકસીમ કરવામાં આવે. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ-ભુજમાં ઘણા એવા પછાત વિસ્તારો છે જ્યાં બિદઅાત અને ગૈર ઇસ્લામી રસ્મો રિવાજો ઘર કરી ગયા છે જ્યાં ગુજરાતી ફતાવા ફ્રી વહેંચવામાં આવે અને મદ્રાસ, કેરાલા, કર્ણાટક જ્યાં મુસ્લિમો અંગ્રેઝી જાણે છે તથા અંગ્રેઝી દેશો અમેરિકા વિગેરેના નિગ્રો (હબ્શીઓ) ન્યુ મુસ્લિમોમાં અંગ્રેઝી કોપીઓ પહોંચાડવામાં આવે તો વધુ સારા પરિણામ આવી શકે છે. મત્લબ કે આ અથવા આવી બીજી કોઇ યોગ્ય વ્યવસ્થા થાય કે જેથી હઝરત મુફતી સાહબ ચેનથી આ મહાન સેવા બજાવી શકે. **'વમા તોફીકી ઇલ્લા બિલ્લાહ'**

આ પાંચમા ભાગની તૈયારીમાં, તેની તરતીબ અને પ્રુફરીડીંગ વિગેરે કામોમાં પણ **જનાબ મૌલ્વી, હાફિઝ યુસુફ મુસા પટેલ ભડકોદ્રાવાલા સાહબ** (ખાદિમ મદ્રસા રહીમિય્યહ તજવીદુલ કુર્આન રાંદેર)એ ઠીક ઠીક તકલીફ ઉઠાવી છે. અલ્લાહ મવ્સુફને અજરે અઝીમ અતા ફર્માવે. આમીન.

સય્યિદ અબ્દુલહક કાદરી
(તંત્રી **'હયાત'** માસિક-સુરત)

નોટ :-જ્યારે આ બીજુ એડીશન પ્રગટ થઇ રહ્યું છે, ત્યાં સુધીના ટૂંકા ગાળામાં ખુદાવંદના ફઝલો કરમથી ફતાવા ઉર્દુની જિલ્દ પાંચ, છ, સાતના ત્રણ-ત્રણ, ચાર-ચાર એડીશનો બહાર આવી ચુક્યા છે તથા ઉર્દુ આઠમો ભાગ બહાર આવ્વાની તૈયારીમાં છે અને નવમા ભાગની તરતીબ ચાલુ છે તથા ગુજરાતીમાં પણ ભાગ છ તથા સાતની કોશિશ ચાલુ છે.

**શૈખુલ હદીસ અલ્મુહદ્દિસુલ જલીલ હઝરત મૌલાના મુહમ્મદ**

**ઝકરિયા સાહબ (રહમતુલ્લાહ અલય્હ)નો મુબારક અભિપ્રાય**

(૧) 'ફતાવા રહીમિય્યહ' કે લિયે યે નાકારહ દિલસે દુઆ કરતા હે. અલ્લાહ જલ્લ શાનુહુ અપને ફઝલો કરમસે લોગોંકો ઇસસે ઝયાદહસે ઝયાદહ તમત્તુઅ ઔર ઇન્તિફાઅ નસીબ કરે. ઔર જનાબકે લિયે વ તાબિઅ વ નાશિર ઔર ઉસમેં કિસી નૌઅકી ભી સઇ કરનેવાલેકે લિયે સદકએ જારિયહ બનાવે. ઔર આપકો દારૈનમેં ઉરૂઝા બહતરીન બદલા અતા ફર્માવે. ફક્ત વસ્સલામ.

હઝરત શૈખુલ હદીસ સાહબ, બકલમ અબ્દુર્રહીમ મોતાલા ૨૮ રજબ ૯૦ હિજરી

(૨) બિરાદરે અઝીઝ મૌલ્વી હાફિઝ સય્યિદ અબ્દુલ અહદ સલ્લમહુ મુકીમ બર્મિંગહમ (બર્તાનિયહ) અપને એક મકતૂબમેં લિખ્તે હેં.- હઝરત શૈખુલ હદીસ મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબકા ગિરામી નામહ મદીનહ તય્યિબહસે મૌસૂલ હુવા હે, આપકો ભી સલામ લિખ્ખા હે, ઔર ઉસ્મેં તહરીર ફર્માયા હે કે મુફ્તી સાહબકે લિયે ભી દુઆ કરતા હું, ફિર તહરીર ફર્માયા હે,

. યે ભી લિખ દે કે :- "આપકે ફતાવા રહીમિય્યહસે યહાં (મદીનહ તય્યિબહમેં) લોગોંકો બહુત ફાઇદહ હો રહા હે. મેં ભી વક્તન-ફવક્તન સુન્તા રહેતા હું."

**ઉસ્તાઝિયુલ મુઅઝ્ઝમ હઝરત અલ્લામહ મુફતી સય્યિદ મહદી હસન (રહ.)**

**સાઝી સદર મુફતી દારૂલ ઉલુમ દેવબંદનો અભિપ્રાય**

આપકા મુરસલા ફતાવા રહીમિય્યહ મુજલ્લદ પહોંચા. પુરી જિલ્દકા તો મુતાલઆ ન કર સકા લેકિન જસ્તહ જસ્તહ મકામાત ખુસુસન તવીલ જવાબાતકો બગારે પળ્હા. ઔર દિલસે દુઆ નિકલી કે અલ્લાહ ફહમ ઔર તલાશે મસાઇલમેં ઔર કુવ્વત અતા ફરમાયે. બહોત બેહતર ઔર કાવિશસે જવાબાત દિયે ગયે ખુસુસન જવાબાતમેં નુકૂલે મોઅતબરહકો પેશ કિયા હે, બઅઝ મુખ્તસર જવાબાત પર ભી નઝર ડાલી જો અપની જગા પર બિલ્કુલ સહીહ હે. જિસ્કી બિના પર યે કેહ સકતા હું કે મજમુઇ હૈસિયતસે ફતાવા રહીમિય્યહ અવામ હી કે લિયે નહીં બલ્કે અહલે ઇલ્મકે લિયે ભી બગૈર મેહનતકે મુફીદ હે. અલ્લાહ તઆલા મકબુલે આમ બનાયે ઔર મુજીબ સલ્લમહુકો અજ્રે અઝીમ અતા કરે કે મખ્લુકકી એઅતેકાદી ઔર અમલી ઝિંદગીકી ઇસ્લાહ ઔર હન્ફી મઝહબકી તાઇદ વતકવિયત અહલે સુન્નત વલ્જમાઅતકે મુતાબિક કી હે. નીઝ બઅઝ મુખાલિફીને મઝહબકે એઅતેરાઝાતકે જવાબાત ભી બઅહસને વુજૂહ મુદલ્લલ દિયે ગયે હેં. મસાઇલ ફિકહિય્યહકો મુનક્કહ કિયા ગયા હે, નીઝ મોકઅ મહલ પર અહાદીસે સહીહહકો ભી દલાઇલમેં પેશ કિયા ગયા હે. અલ્હાસિલ ફતાવા રહીમિય્યહ હર એઅતેબારસે કાબિલે એઅતિમાદ હે. યે ચંદ સુતુર બમજબુરી લિખ્ખી હે વરનહ મેં અપની જહાલત ઔર હેચ મદાની પર ખુદ શર્મસાર હું. ભલા મેં કહાં ઔર અહલે ઇલ્મકે ફતાવાકી તકરીઝ કહાં, મન આનમ કે મન દાનમ.

આખિરમેં ફિર દુઆ કરતા હું અલ્લાહ તઆલા મુઅલ્લિફે ફતાવા રહીમિય્યહકો ઔર ઝયાદહ તૌફીક અતા ફર્માયે કે મખ્લૂકકી દીની ખિદમત કરતે રહેં, આમીન.

અહકરૂઝ-ઝમન સય્યિદ મહદી હસન કાનલ્લાહુ લહુ

ખાદિમ દારૂલ ઇફતા દારૂલ ઉલુમ દેવબંદ

## ઉસ્તાઝિયુલ મુકર્રમ હઝરતુલ અલ્લામ મોલાના મુહિબ્બુલ્લાહ સાહબ (રહ.)નો મુબારક અભિપ્રાય

'ફતાવા રહીમિય્યહ' કી ઝાહિરી ઔર બાતિની ખુબિયાં મુલાહિઝહ કરકે દિલ બાગ-બાગ હો ગયા ઔર બે ઇખ્તિયાર આપકે લિયે દરબારે ખુદાવંદીમે ઝબાનસે દુઆએ જઝાએ ખૈર નિકલી ઔર આઇન્દહ જિલ્દોંકે લિયે ઇશ્તિયાક ઔર બઢ ગયા. ખુદા આપકો ઇસ દીની ખિદમતકે લિયે હયાતે ખિઝર અતા ફરમાએ, આમીન, ફક્ત વસ્સલામ. બંદા મુહિબ્બલ્લાહ ગુફિરલહુ-બાંગલા દેશ.

૨૯. જુલાઇ ૧૯૭૪ ઇસ્વી.

## ફખ્રે મિલ્લત હઝરત મૌલાના મુહમ્મદ મન્ઝૂર નોઅમાની સાહબ (દામત બરકાતુહુમ)નો અભિપ્રાય

ફતાવા રહીમિય્યહ બઝરીયએ ડાક પહુંચા. અલ્લાહ તઆલાને હઝરતસે યે બહુત બળા કામ લિયા હે. અલ્લાહ તઆલા અહલે ઇલ્મકો ઇસ્સે ઇસ્તિફાદહકી તૌફીક દે. ફતાવાકા કોઇ મજમૂઅહ મેરે ઇલ્મમેં નહીં જિસ્મેં હર મસ્અલહ ઔર હર ફત્વેકો ઉસ્કે હક્કે મુતાબિક મુદલ્લલ કિયા ગયા હો.

વસ્સલામ

૨, રજબુલ મુરજ્જબ ૧૪૦૩ હિજરી

## દારૂલ ઉલુમ-દેવબંદના મુફતી હઝરત મુફતી નિઝામુદ્દીન સાહબ પોતાના એક પત્રમાં લખે છે.

હઝરત મુફતી સાહબ મદ્દ ઝિલ્લહુકે ફતાવા બહોત મુકમ્મલ વ મુદલ્લલ હોતે હૈં ઔર બહોતસે જદીદ હાલાત ઔર નવ પૈદા મસાઇલ પર મુશ્તમિલ હૈં-સેર હાસિલ વ મુદલ્લલ બહસ હોનેકી વજહસે હમ સબ ખાદિમોંકે લિયે ભી બેહદ મુફીદ હે. અલ્લાહ તઆલા મવ્સુફકી ઉમ્ર ઔર દરાઝ ફર્માએ. હમ સબ્કે સરોં પર યે સાયા હમેશાં કાઇમ રહે. આમીન. સુમ્મ આમીન.

## હઝરત મૌલાના અલ્હાજ મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.) શૈખુલ હદીસ દારૂલ ઉલુમ અશ્રફિય્યહનો અભિપ્રાય

'આં જનાબકા હદયએ સનિય્યહ (ફતાવા રહીમિય્યહ જિલ્દ ચહારૂમ) કબ્કા મોસુલ હો ચુકા હે-માશા અલ્લાહ ! ખુબ ખુબ દુર અફશાનિયાં ફર્માઇ હૈં. સબ્કે લિયે યે નિહાયત કીમતી તોહફા હે જિસ્સે **ઇમાન ઔર ઇસ્લામ** રોશન ઔર તાઝહ હો જાતા હે ઔર દીની જઝબાત ઝિન્દા હો કર ઇર્ફાની રૂહકો ખુબ ખુબ કુવ્વત મિલ જાતી હે. જઝાકુમુલ્લાહુ તઆલા ખય્રન ફિદારૈન ખય્રા, બહોત બહોત શુક્રિયહ,

૧૬ માર્ચ ૧૯૮૩ ઇસ્વી.

## હઝરત મૌલાના મુફતી સઇદ અહમદ સા. પાલનપુરી (દા. બ.) ઉસ્તાદે હદીસ દારૂલ ઉલુમ દેવબંદનો અભિપ્રાય

ફતાવા રહીમિય્યહ અનમોલ હીરોંકા કીમતી હાર હે, ગુલ્હાએ રંગારંગકા નિહાયત હસીન ગુલ્દસ્તા હે ઇસ્મેં આમ મુસલમાનોં હી કે લિયે સામાને તસલ્લી નહીં હે બલ્કે દરયાએ ઇલ્મો-ફનકે શનાવરોંકે લિયે ભી ગૈર મઅમુલી ગિઝા હે, હર ફત્વા ઇલ્મો તહકીકકી દાદ તલબ કરતા હે ઔર કારી દુઆએં દેને પર મજબુર હે. દર હકીકત કામ્યાબ મુફતી વો હે જિસ્કે ફત્વાસે લોગોંકો ઇત્મીનાન નસીબ હો, બાકી કિસી કિસમકી તિશ્નગી બાકી ન રહે. મુજે ઇસ બાતકે ઇઝહારમેં ઝરા ભી તઅમ્મુલ નહીં હે કે ફતાવા રહીમિય્યહકા હર ફત્વા તસલ્લી બખ્શ ઔર પ્યાસ બુઝાનેવાલા હે, અલ્લાહતઆલા ઇન્કો ખલ્અતે કુબુલિયતસે નવાઝેં ઔર ઉમ્મતે મુસ્લિમ કો ઇસ્સે બેશ અઝ બેશ ઇસ્તિફાદહકી તૌફીક અતા ફર્માએ.

હર્રરહુ અલ્અબ્દ સઇદ અહમદ અફલ્લાહુ અન્હુ પાલનપુરી, ખાદિમ દારૂલ ઉલુમ દેવબંદ.

# અનુક્રમણિકા

## ફતાવા રહીમિય્યહ ભાગ-૫

# કિતાબુલ ઇલ્મ

## તકલીદ છોડી ગેર મુકલ્લિદ બની જવું

સવાલ (૧) ક્યા ફરમાતે હેં મવલાના મુફતી **અબ્દૂલ રહીમ સાહબ** ઇસ **મસ્અલેમેં** કે હમારે મહોલ્લેમેં એક **શખ્સને** અહલે હદીસ મઝહબ કબૂલ કર લિયા હે. ઔર વો નમાઝમેં હર **રકાઅતમેં** રફઉલ યદૈન કરતા હે ઔર **ઝહરી નમાઝમેં ઝહરસે આમીન** કેહતા હે. તો હમારે હન્ફી ભાઇ ઇસ આદમીકુ બિદઅતઇ કેહતે હેં તો રફઉલ યદૈન કરના ઓર આમીન કેહના સુન્નત હે યા બિદઅત ? **બરાએ મહેરબાનીસે** બકાઇદહ **મુંહદિશેનસે** જવાબ **અતા** ફરમાય્યે **બહ્‌વાલા કિતાબસે.**

(૨) ઇસ અહલે હદીસ ભાઇકા કેહના હે કે નમાઝમેં રફઉલ યદૈન કરના નબી સલઅમ ઓર **ખુલફા રાસીદીનકી સુન્નતસે સાબિત** હે. ઓર યે મસ્અલા હન્ફી **મઝહબકી** કિતાબ **હિદાયા** જિલ્દ-૧ સફા ૩૭૯ મેં હે કે આં હઝરત સલઅમને આખિર વક્ત તક રફઉલ યદૈન કિયા હે. ઓર આમીન **બિલ ઝહરકા** મસ્અલા **ભી હિદાયા.**જિલ્દ-૧ સફા ૩૬૩ મેં મૌજુદ હે. તો આમીન ઓર રફઉલ યદૈન કરના સુન્નત હય યા બિદઅત? **બરાએ મહેરબાનીસે** બહવાલા કિતાબ જવાબ **અતા ફરમાય્યે.** (અઝ - ભરૂચ)

જવાબ :- સવાલ ઉર્દુમાં છે. પુછનાર હાલમાં તકલીદ અને હન્ફી મઝહબ છોડી ગૈરમુકલ્લિદ (લા મઝહબ) બની ગયો છે. ઇલ્મનો હાલ એ છે કે ૧૩ લાઇનના સવાલના લખાણમાં **વીસથી પચ્ચીસ** ભુલો છે.

(૧) અબ્દુર્રહીમને અબ્દુલ રહીમ લખ્યું છે.
(૨) સાહબ સુવાદને બદલે સીનથી લખ્યું છે.
(૩) મસ્અલહને હમઝહના બદલે એનથી લખ્યું છે.
(૪) શખ્સ સુવાદના બદલે સીનથી લખ્યું છે.
(૫) રકઅતને રકાઅત મોટા કાફથી અને કાના સાથે અલિફ પણ લખ્યો છે.
(૬) જહરી નમાઝને ઝહરી લખ્યું છે.
(૭) જહરથી આમીનને જીમના બદલે ઝે થી લખ્યું છે.
(૮) બરાએ મહેરબાનીને બરાએ મહેરબાનીસં લખ્યું છે.
(૯) મુહદ્દિસીનને સે ના બદલે મોટી શીનથી લખ્યું છે.
(૧૦) અતા ફરમાય્યેને તોઇના બદલે તે લખી છે.
(૧૧) બ હવાલએ કિતાબને મોટી હે ના બદલે નાની હે લખી છે.
(૧૨) રાશિદીનને રાસીદીન નાની સીનથી લખ્યું છે.
(૧૩) સાબિતને સે ના બદલે સીન લખી છે.
(૧૪) મઝહબને નાની હે ના બદલે મોટી હે લખી છે.
(૧૫) કિતાબે હિદાયહમાં નાની હે ના બદલે મોટી હે લખી છે.
(૧૬) આમીન બિલ્જહરને બિલ્ઝહર લખ્યું છે.
(૧૭) હિદાયહને મોટી હે થી બીજી વાર પણ લખ્યું છે.

(૧૮) બરાએ મહેરબાનીસે બીજી વાર પણ લખ્યું છે.

(૧૯) મહેરબાની બીજી વાર પણ મોટી હે થી લખ્યું છે.

(૨૦) બીજી વાર પણ અતાને તે થી લખ્યું છે.

જ્યારે એમને ઉર્દુનો ઇલ્મ પણ નથી અને ઉર્દુ સીધું લખતાં કે પઢતાં આવડતું નથી તો કુર્આન અને હદીસની અરબી કિતાબોને કઇ રીતે સમજી શકે છે ?

**'કિયાસ કુન ઝે ગુલિસ્તાને મન બહારે મરા'**

ઇમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે આમ લોકોને લાઝિમ છે કે ઇમાન અને ઇસ્લામ પર કાયમ રહી ઇબાદત અને મઇશતમાં મશ્ગુલ રહે. ઇલ્મની વાતો ઉલ્મા ઉપર છોડી દે. આમી (જાહિલ) માણસ માટે ઇલ્મી બહસમાં પડવું ઝિના અને ચોરી કરતાં વધુ ખરાબ અને ખતરનાક છે. કારણ કે બેઇલ્મ માણસ ખુદા અને તેના દીનના બારામાં કાંઇ કહી દેશે તો ઇસ્લામથી નિકળી જશે અને તેને એની ખબર પણ રહેશે નહીં. એની મિસાલ એવી છે જેમકે કોઇ તરવું નહીં જાણે અને મોજા મારતા દરિયામાં કુદી પડે. (અહ્યાઉલ ઉલૂમ ભાગ-૩ પાનું ૩૪)

અને શૈખુલ મશાઇખ ઇબ્ને અરબી (રહ.) ફરમાવે છે કે :-'યહરૂમુન્નઝરૂ ફી કિતાબિના' અર્થાત :- ના અહલને (જેને ઇલ્મ નથી અને દીની સમજ નથી) હમારી કિતાબો પઢવું હરામ છે કે કાંઇનું કાંઇ સમજી ફિત્નામાં પડી જશે.

આપ (સલ.)ની પેશીનગોઇ છે કે એવો સમય આવનાર છે કે બેઇલ્મ લોકો ઇલ્મી બાબતોમાં પડી દીની અહકામ અને મસાઇલ બતાવશે જેથી પોતે પણ ગુમ્રાહ થશે અને લોકોને પણ ગુમ્રાહ કરશે. (મિશ્કાત પાનું-૩૩)

આવા સંજોગોમાં તકલીદ અને મઝહબે હક (હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી)ને છોડી ગૈર મુકલ્લિદ કિંવા લા મઝહબ બની જવું હરામ અને મૂજિબે ગુમ્રાહી છે કે ખ્વાહિશાતે નફસાનીની પૈરવી કરવી અને તકલીદે મુજતહિદીનને બાતિલ સમજવું તથા મઝહબે હક્કહ (હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી)ને નાહક માનવું અને દીનના ઇમામો (ઇમામ અઅઝમ અબુ હનીફહ (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.) ને કુર્આન અને હદીસ વિરૂદ્ધ પોતાની રાય ઉપર અમલ કરનારા માનવું લાઝિમ આવે છે. એવા લોકોને અહલે હદીસનું નામ આપવું જાઇઝ નથી. ગુનાહિત છે, જેમ કે ફિર્કએ ઝાલ્લહને અહલે કુર્આનનું નામ આપ્વું જાઇઝ નથી,એવી જ રીતે આ ભાઇનું પોતાને અહલે હદીસ કહેવું-કહેવડાવ્વું પોતાની ઝાતને અને કૌમને ધોકો આપ્વા અને ગુમ્રાહ કરવા સમાન છે.

ગૈર મુકલ્લિદીનના પેશ્વા અને મુક્તદા મુહદ્દિસ મવ. મુહમ્મદ હુસૈન બટાલ્વી (રહ.) 'ઇશાઅતુસ્સુન્નહ' નંબર ૧૦ ભાગ-૧૧ પાનું ૨૧૧માં લખે છે કે ગૈર મુજતહિદ મુત્લક્કે લિયે મુજતહિદીનસે ફરાર વ ઇન્કારકી ગુંજાઇશ નહીં.

અને એ જ 'ઇશાઅતુસ્સુન્નહ' નંબર ૧૧ ભાગ-૧૧ પાના ૫૩ માં ચોખવટ કરે છે કે, પચ્ચીસ બરસકે તજરૂબહસે હમકો યે બાત મઅલુમ હુઇ કે જો લોગ બેઇલ્મીકે સાથ મુજતહિદે મુત્લક ઔર મુત્લક તકલીદકે તારિક બન જાતે હેં વો આખિર ઇસ્લામકો સલામ કર બેઠતે હેં,ઉન્મેં બઅઝ ઇસાઇ હો જાતે હેં ઔર બઅઝ લા મઝહબ, જો કિસી દીનો મઝહબકે પાબંદ નહીં રેહતે. ઔર અહકામે શરીઅતસે ફિસ્ક વ ખુરૂજ તો ઇસ આઝાદી (ગૈર મુકલ્લિદિય્યત) કા અદના નતીજા હે. (જુઓ સબીલુર્રશાદ પાનું ૧૦ અને કલિમતુલ ફસ્લ પાનું ૧૦ ઔર તકલીદે અઇમ્મહ સફા-૧૬-૧૭ મૌલાના ઇસ્માઇલ સંભલી (રહ.))

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ઇકદુલ જીદ બાબ ૩ માં ચારેવ મઝહબોને પકડી રાખવાની તાકીદ અને એમને છોડવા અને એમનાથી બહાર નિકળવાની શદીદ મનાઇના બયાનમાં લખે છે

કે :- 'ઇઅલમ અન્ન ફિલ અખ્ઝિ બિહાઝિહિલ મઝાહિબિલ અર્બઅતિ મસ્લિહતન અઝીમતન વફિલ એઅ્‌રાઝિ અન્હા કુલ્લિહા મફસદતુન કબીરતુન'. અર્થાત :- જાણી લો કે આ ચારેવ મઝહબોને ઇખ્તિયાર કરવામાં એક મોટી મસ્લિહત છે (તે એ કે ખ્વાહિશાતે નફસાનીનો શિકાર બનવાથી મહફૂઝ રહે છે.) અને એનાથી એઅરાઝ (રૂ ગરદાની)માં મોટો ફસાદ છે. (ઇકદુલ જીદ મઅ સિલ્કે મરવારિદ પાનું-૩૧)

અને ફરમાવે છે કે :- મઝહબની પાબંદીનું બીજું કારણ એ છે કે આપ (સલ.)નું ફરમાન છે, 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ' કે મુઅઝઝમ અને મોટી જમાઅતની પૈરવી કરો અને જ્યારે હક મઝહબો આ ચાર સિવાય કોઇ નથી તો આ ચારેવની પૈરવી કરવી સવાદે અ'ઝમની પૈરવી કરવી છે અને એમનાથી નિકળવું સવાદે અ'ઝમથી નિકળવું છે. (ઇકદુલ જીદ મઅ સિલ્કે મરવારિદ પાનું-૩૩)

જુઓ, હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ચારે મઝહબના મુકલ્લિદોને સવાદે અ'ઝમ માને છે અને આમી ગૈર મુકલ્લિદોને સવાદે અ'ઝમથી ખારિજ ઠેરવે છે. માટે જેઓ ઇમામોની તકલીદ કરતા નથી. શુતુરે બેમુહાર (બેલગામ) બની આઝાદ થઇ, મન માની કરે છે તેઓ આપ (સલ.)ના નાફરમાન છે.

આપ (સલ.)નું ફર્માન છે :- 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ' (અહલે ઇલ્મની) મુઅઝઝમ અને મોટી જમાઅતના ઇત્તબાઅ કરો. (મિશ્કાત-પાનું ૩૦) (મજમઉ બિહારિલ અન્વાર ભાગ-૩ પાનું-૧૪૩)

બીજી હદીસ :- 'અલય્કુમ બિલ જમાઅહ' અર્થાત :- તમને લાઝિમ છે કે જમાઅતની સાથે વાબસ્તહ રહો. (મિશ્કાત પાનું-૩૦)

ત્રીજી હદીસ 'ઇન્નલ્લાહ લા યજમઉ ઉમ્મતી અલા ઝલાલતિન'. અર્થાત :- બેશક ખુદાપાક મારી ઉમ્મતને ગુમ્રાહી પર જમા (મુત્તફિક) કરશે નહીં. (મિશ્કાત પાનું-૩૦)

ચોથી હદીસ :- 'લન તજતમિઅ ઉમ્મતી અલઝ્ઝલાલતિ' અર્થાત :- મારી ઉમ્મત (ના ઉલ્મા અને સુલ્હા) કદી પણ કોઇ ગુમ્રાહી ઉપર મુત્તફિક થશે નહીં.

પાંચમી હદીસ :- 'વયદુલ્લાહિ અલલ જમાઅતિ વમન શઝઝ શુઝઝ ફિન્નાર' અર્થાત :- અને જ્યાં કોઇ મામલામાં મુસલમાનો વચ્ચે ઇખ્તિલાફ હોય તો જે તરફ ઉલ્મા વ સુલ્હાનો મોટો ભાગ (અકસરિયત) હોય તેમની સાથે વાબસ્તહ રહો, કારણ કે જમાઅત ઉપર ખુદાનો હાથ (મદદ શામિલે હાલ) હોય છે. જે તેમનાથી અલગ રહ્યો તે જહન્નમમાં એકલો નાંખવામાં આવશે. (મિશ્કાત પાનું-૩૦)

છઠ્ઠી હદીસ :- 'ઇન્નશ્શય્તાન ઝિઅબુલ ઇન્સાનિ' અર્થાત :- શય્તાન માણસનો ભેળ્યો (વરૂ) છે જેવી રીતે બકરીઓનો ભેળ્યો હોય છે, તે બકરીને પકડે છે જે રેવળથી નિકળી ગઇ હોય અને દુર થઇ ગઇ હોય અને કિનારે રહી ગઇ હોય. તમો પણ પોતાને અલગ પડવાથી બચાવો અને પોતાને આમ જમાઅત (સવાદે અ'ઝમ)માં શામિલ રાખો. (મિશ્કાત પાનું-૩૧)

સાતમી હદીસ :- મન ફારકલ જમાઅત શિબ્રન ફકદ ખલઅ રિબ્કતલ ઇસ્લામિ મિન ઉનુકિહી. અર્થાત :- જે માણસ જમાઅતથી એક બાલિશ્ત જુદો રહ્યો તો બેશક તેણે પોતાની ગરદનમાંથી ઇસ્લામની રસ્સી કાઢી નાખી. (મિશ્કાત પાનું-૩૧)

આઠમી હદીસ :- ઇસ્નાનિ ખય્રુમ મિન વાહિદિન વસલાસતુન ખય્રુમ મિન ઇસ્નય્નિ વ અર્બઅતુન ખય્રુમ મિન સલાસતિન, ફઅલય્કુમ બિલ જમાઅતિ,... અર્થાત :-એકથી બે બેહતર છે અને બેથી ત્રણ બેહતર છે અને ત્રણથી ચાર બેહતર છે. (જ્યારે એ ફઝીલત છે) તો તમો જમાઅતને પકડી રાખો. કિંવા તેમાં શામિલ થઇ જાવ, કારણ કે ખુદાપાક મારી ઉમ્મતને હિદાયત ઉપર જ એકઠી કરે છે. (મવાઇઝુલ અવાઇદ પાનું-૧૨૨)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) મહાન મુહદ્દિસ અને મુજતહિદ હતા. ગૈર

મુકલ્લિદીનના સરદાર (મવ.) સિદ્દીક હસનખાં સાહબ પણ આપને મુજતહિદીનના સરદાર માનતા હતા. આપ લખે છે :-'અગર વુજૂદે ઉ દર સદરે અવ્વલ દર ઝમાનએ માઝી બુવદ ઇમામુલ અઇમ્મહ વ તાજુલ મુજતહિદીન શુમુર્દહ મી શુદ'. અર્થાત :- અગર શાહ સાહબ સદરે અવ્વલ (પહેલા ઝમાના)માં હોત તો ઇમામોના ઇમામ અને મુજતહિદોના સરદાર ગણાંત.

શાહ સાહબ લખે છે :-'લિઅન્નન્નાસ લમ યઝાલુ મિન ઝમનિસ્સહાબતિ' અર્થાત :- કારણ કે સહાબાના ઝમાનાથી લઇ ચાર મઝહબોના ઝાહિર હોવા સુધી એ જ તરીકો રહ્યો છે કે જે આલિમ (મુજતહિદ) મળી જતો તેની જ તકલીદ કરી લેતા અને કોઇ મોઅતબર માણસે એનો વિરૂદ્ધ કર્યો નથી. અગર જો આ તકલીદ બાતિલ હોત તો તેઓ જરૂર એઅતેરાઝ કરત. (ઇકદુલ જીદ પાનું-૨૯)

અને ફર્માવ્યું :- વયજિબુ....અર્થાત :- અને જે માણસ ઇજતિહાદની શર્તો ધરાવતો ન હોય તેના ઉપર વાજિબ છે કે પેશ આવતા હવાદિસ (ઉલ્જનો)માં મુજતહિદની તકલીદ કરે. (ઇકદુલ જીદ પાનું-૯)

અને આપ ફર્માવે છે :- ફી ઝાલિક.... (અત્તકલીદ) અર્થાત :- આ તકલીદે શખ્સીમાં ઘણી મસ્લિહતો અને ફાયદા છે, જે મખ્ફી નથી. ખાસ કરી આ મૌજૂદહ દૌર (ઝમાના)માં જેમાં કમ હિમ્મતી બે હદ છે અને માણસ પોતાની રાય અને ખ્વાહિશ ઉપર ઘમંડ કરી રહ્યો છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ અરબી મઅ તરજુમા ભાગ-૧ પાનું ૩૬૧)

• અને ફર્માવે છે :- 'વબઅદલ મિઅતય્નિ'.... અર્થાત :- અને બે સદી (બસો હિજરી) પછી ઉમ્મતમાં ખાસ ખાસ મુજતહિદીનનું મઝહબ ઇખ્તિયાર કરવું (તકલીદે શખ્સી) ઝાહિર થઇ ગયું હતું અને એવા લોકો બહું કમ હતા જે મુઅય્યન મુજતહિદના મઝહબ (ની તકલીદે શખ્સી) ઉપર ભરોસો ન રાખતા હોય અને તે વખતે એ જ (તકલીદે શખ્સી) વાજિબ થઇ ગઇ હતી. 'વકાન હાઝા હુવલ વાજિબુ ફિ ઝાલિકઝ્ઝમાન' (ઇન્સાફ પાનું-૪૪)

અને ફર્માવે છે :- 'હાઝિહિલ મઝાહિબુલ અર્બઅતુ'.... અર્થાત :- આ ચાર મઝહબો મુદવ્વન (મુરત્તબ) થઇ ચુક્યા છે અને લખાણમાં આવી ચૂક્યા છે. તમામ ઉમ્મત અથવા તે લોકો જે આઇ ઉમ્મતમાં કાબિલે એઅતેબાર છે સૌ આ ઝમાનામાં એમની તકલીદને જાઇઝ અને દુરૂસ્ત હોવા ઉપર મુત્તફિક છે અને એ તકલીદમાં બહું મસ્લિહત છે જે મખ્ફી નથી. ખાસ કરી આવા ઝમાનામાં જેમાં લોકો ઘણાં જ પસ્ત હિમ્મત થઇ ગયા છે અને તેમના દિલો ખ્વાહિશે નફસાનીથી ભરપૂર છે અને દરેક પોતાની રાય ઉપર નાઝ કરે છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૬૧)

અને ફરમાવે છે કે 'વબિલ જુમ્લતિ'.... અર્થાત :- ખુલાસો એ છે કે મુજતહિદીનના મઝહબની પાબંદી (તકલીદે શખ્સી) એક રાઝ છે જેને ખુદાપાકે ઉલ્માના (દિલોમાં) ઇલ્હામ ફરમાવ્યું અને તેઓને તકલીદ પર માઇલ કર્યા એની ખૂબીઓ તેઓ સમજે કે ન સમજે. (ઇન્સાફ પાનું-૪૭)

હઝરત શાહ સાહબ (રહ.) એક મિસાલ આપી ઇમામ અબુ હનીફહ (રહ.)ની જ તકલીદ જરૂરી હોવું સમજાવે છે "માની લો કે હિંદુસ્તાન વિગેરે કોઇ મુલ્કમાં હન્ફી મઝહબ ઉપર જ અમલ થતો હોય, શાફેઇ, માલિકી, હંબલીના પૈરવ કોઇ ન હોય અને તેની કિતાબો પણ ન હોય તો તે વખતે ઇમામ અબુહનીફહ (રહ.)ની જ તકલીદ વાજિબ છે અને તેના ઉપર હરામ છે કે હન્ફી મઝહબ ત્યાગી (છોડી) દે કારણ કે એવા સંજોગોમાં શરીઅતની રસ્સી પોતાની ગરદનમાંથી કાઢી મોહમલ બની જવું છે. (ઇન્સાફ પાનું ૫૨ અને ૫૩)

અને ફર્માવે છે :- અર્થાત :- મને આપ (સલ.)થી ત્રણ એવી વાતોની જાણ થઇ જે વિષે મારૂં કલ્બી મૈલાન ન હતું, તે પૈકી બીજી એ હતી કે આપ (સલ.) એ મને વસિય્યત ફર્માવી કે આ ચાર મઝહબોની હું તકલીદ કરૂં અને એનાથી બાહિર નહીં જાઉં (ફુયુઝુલ હરમૈન પાનું-૬૪)

અને ફર્માવે છે :- અર્રફની રસુલુલ્લાહિ (સલ.).... અર્થાત :- આપ (સલ.) એ મને બતાવ્યું કે મઝહબે હન્ફીમાં એક એવો ઉમ્દહ તરીકો છે જે બીજા તરીકાઓના મુકાબલામાં સુન્નતે મશ્હુરહ સાથે વધુ મુવાફિક છે, જેની તદવીન અને તન્કીહ ઇમામ બુખારી (રહ.) અને તેમના શાગિર્દોના ઝમાનામાં થઇ હતી. (ફુયુઝુલ હરમૈન પાનું-૪૮)

મવ. સિદ્દીક હસન સાહબ (રહ.) લખે છે કે હઝરત શાહ સાહબનો તરીકએ અમલ હન્ફી મઝહબના તરીકાના મુતાબિક છે. (અલ્હિત્તહ પાનું-૭૧)

**હઝરત શાહ સાહબ (રહ.)ના મઝકૂર અહમ ફર્માનોનો સાર**

**ટૂંકમાં આ છે.**

(૧) સહાબા(રદી.) અને તાબેઇન (રહ.)ના મુબારક ઝમાનામાં નફસે તકલીદનો રિવાજ બિલા ખિલાફ જારી અને સારી હતો.

(૨) ચાર મઝહબો હન્ફી, શાફિઇ, માલિકી, હંબલીની ઇત્તિબાઅ સવાદે અ'ઝમની ઇત્તિબાઅ છે, જે હદીસની રૂએ વાજિબ છે. એ ચાર મઝહબના દાઇરાથી નિકળવું સવાદે અ'ઝમથી નિકળવું છે.

(૩) બીજી સદી પછી તકલીદે શખ્સી (ચારમાંથી એક ઇમામની તકલીદ)ની શરૂઆત થઇ ગઇ હતી.

(૪) ચાર મઝહબોની તકલીદે શખ્સી મિન જાનિબિલ્લાહ (ખુદા તરફથી) એક ઇલ્હામી રાઝ (ભેદ) છે.

(૫) ચાર મઝહબોની તકલીદ જાઇઝ હોવા ઉપર ઉમ્મતનો ઇજમાઅ છે.

(૬) ગૈર મુજતહિદ ઉપર તકલીદ વાજિબ છે.

(૭) તકલીદે શખ્સીમાં દીની ફાયદાઓ અને મસ્લિહતો ઘણી છે.

(૮) ચાર મઝહબોની તકલીદ ઉપર પાબંદ રહેવાની વસિય્યત આપ (સલ.) એ ફરમાવી છે.

(૯) મઝહબે હન્ફી સુન્નતના મુતાબિક હોવાની શહાદત આપ (સલ.) એ પોતે આપી છે.

(૧૦) અવામ માટે તકલીદ છોડી દેવું હરામ છે, બલ્કે દાઇરએ ઇસ્લામથી નિકળી જવા જેવું છે. (જેની શહાદત અહલે હદીસ મવ. મુહમ્મદ હુસૈન બટાલ્વી મર્હુમે પણ આપી છે., જે હમો ઉપર ટાંકી ચૂક્યા છીએ.)

"તિલ્ક અશરતુન કામિલહ."

ખુદાપાકે પોતાની રહમતે કામિલહથી મઝકુર સવાદે અ'ઝમની મુબારક નિસ્બતથી શાફેઇ, માલિકી, હંબલી અને હન્ફીઓમાં દરેક ઝમાનામાં કરોડો ઉલમાએ કામિલીન, મુહદ્દિસીન, ફુકહા અને અવલિયા અલ્લાહ (રહ.) પૈદા કર્યા છે અને ખુદાના ફઝલો કરમથી આ મુબારક સિલ્સિલો કયામત સુધી જારી રહેશે. એને ગૈર મુકલ્લિદીન મિટાવી શકશે નહીં. 'યુરીદૂન લિયુત્ફિઉ નુરલ્લાહિ બિઅફવાહિહિમ વલ્લાહુ મુતિમ્મુ નૂરિહી....'

અર્થાત :- એ લોકો ચાહે છે કે અલ્લાહના નુરને પોતાના મોઢા (ની ફૂંક)થી બુજાવી દે હાલાંકે ખુદાપાક તેના નુરને (સિફતે) કમાલ સુધી પહોંચાડીને જ રહેશે. ઇમામ બુખારી (રહ.), ઇમામ મુસ્લિમ (રહ.), ઇમામ અબૂદાઉદ (રહ.), ઇમામ નસઇ (રહ.), ઇમામ બયહકી (રહ.), ઇમામ તહાવી (રહ.) વિગેરે વિગેરે મુહદ્દિસીને કિરામ જેઓએ હઝારો-લાખો હદીસો જમા કરી છે, મુકલ્લિદ હતા.

ગૈરમુકલ્લિદોના પેશવા મવ. નવાબ સિદ્દીક હસનખાં ભોપાલી (રહ.) એ પોતાની કિતાબ 'હિત્તહ

ફી ઝિકરિસ્સિહાહ સિત્તહ'માં ઇમામ બુખારી (રહ.)ને શાફેઇ બતાવ્યા છે. (પાનું ૧૨૧)

અને ઇમામ નસઇ (રહ.) વિષે લખે છે કે દીનના પહાડોમાંના એક પહાડ અને હદીસના અરકાનોમાંના એક રૂકન, પોતાના સમયના ઇમામ, મુક્તદા, પેશવા હતા, ઇમામ શાફેઇની પૈરવી કરતા હતા. (પાનું-૧૨૭)

ઇમામ દાઉદ (રહ.) મુકલ્લિદ હતા. હંબલી હતા કે શાફેઇ (હિત્તહ પાનું-૧૨૫)

શું આ મહાન મુહદ્દિસો, મુફસ્સિરો અને ફુકહાએ કિરામને ખબર ન હતી કે તકલીદ શિર્ક અને હરામ છે ? અને હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી બનવું નાજાઇઝ અને બિદઅત છે ?

ફક્ત હિંદુસ્તાનમાં જ જોઇ લો કે કેટલા મુહદ્દિસીન મુકલ્લિદ ખાસ કરી હન્ફી મઝહબ ધરાવતા હતા.

અમુક ગૈરમુકલ્લિદો સિવાય બધા જ મુહદ્દિસો અને બધા જ અવલિયા અલ્લાહ અને તમામ આરિફીને બિલ્લાહ ચાર ઇમામોની તકલીદ કરતા આવ્યા છે. હિંદુસ્તાનમાં જ જોઇ લો :-

શૈખ અલી મુત્તકી 'કન્ઝુલ ઉમ્માલ'ના કર્તા (રહ.)

શૈખ અબ્દુલ અવ્વલ જોનપુરી, શર્હે ફ્યઝુલ બારી સહીહ બુખારીના કર્તા (રહ.)

શૈખ અબ્દુલ વહ્હાબ બુરહાનપુરી (રહ.)

શૈખ મુહમ્મદ તાહિર પટની ગુજરાતી, મજમઉલ બિહારના કર્તા (રહ.)

શાહ અબ્દુર્રહીમ મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ અબ્દુલ કાદિર મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ અબ્દુલગની મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ ઇસ્હાક મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ રફીઉદ્દીન મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શાહ કુત્બુદ્દીન મુહદ્દિસે દહેલ્વી (રહ.)

શૈખ અબ્દુલહક મુહદ્દિસે દહેલ્વી (રહ.)

પછી તેમના દિકરા શૈખ નુરૂલહક મુહદ્દિસ (રહ.)

તય્સીરૂલકારી શર્હે ફારસી સહીહ બુખારીના કર્તા.

પછી તેમના દિકરા શૈખ ફખરૂદ્દીન, શર્હે હિસ્ને હસીનના કર્તા (રહ.)

પછી તેમના દિકરા શૈખુલ ઇસ્લામ, શર્હે ફારસી બુખારીના કર્તા (રહ.)

પછી તેમના દિકરા શૈખ સલામુલ્લાહ શર્હે મુઅત્તાના કર્તા (રહ.)

મુહદ્દિસ મુલ્લા જીવન (રહ.)

મુહદ્દિસ કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)

### અવલિયાએ હિંદ

શૈખ મિરઝાં જાનજાના (રહ.)

શૈખ મુજદ્દિદે અલ્ફેસાની સરહંદી (રહ.)

શૈખ હાજી ઇમ્દાદુલ્લાહ (રહ.)

અવલિયાએ હિંદના સરદાર ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) વિગેરે વિગેરે.....

**ઉલમાએ સિંધ**

મુહદ્દિસ શૈખ આબિદ સિંધી (રહ.)

મુહદ્દિસ શૈખ હયાત સિંધી (રહ.)

જેઓએ સિહાહ સિત્તહની શર્હ અને હાશ્યહ લખ્યા અને મદીનએ મુનવ્વરહમાં હદીસનો દર્સ આપ્યો. એ બધા જ મુકલ્લિદ અને હન્ફી હતા.

ઇમામોની તકલીદ અને તેનું ચાર મઝહબોમાં મુન્હસિર થવું અને જમ્હુર અહલે સુન્નત વલ જમાઅતનું ચાર મઝહબો હન્ફી, શાફેઇ, માલિકી, હંબલીમાં મુજતમિઅ થઇ જવું નેઅમતે ઉઝમા (ખુદાપાકની બહું મોટી નેઅમત) છે. દરેક ઝમાનામાં બે હિસાબ ઉલમાએ કામિલીન, મુહદ્દિસીન, મુફસ્સિરીન, અવલિયાએ કિરામ, આરિફીને બિલ્લાહ ચાર મઝહબોની તાબેદારી કરતા આવ્યા છે અને ઝાહિરાત કરતા આવ્યા છે કે જે માણસ મઝકૂર ચાર ઇમામોની તકલીદ અને મઝહબોની પાબંદીથી ઇન્કાર કરે અને બાહિર રહે તે અહલે બિદઅત છે. અહલે સુન્નત નથી.

શીઅહ ફિરકાએ ચાર ઇમામોની તકલીદનો ઇન્કાર કર્યો અને મઝહબે હન્ફી, શાફેઇ, માલિકી, હંબલીને બાતિલ અને બિદઅત ઠેરવ્યા. એવી જ રીતે ગૈરમુકલ્લિદો પણ ઇમામોની તકલીદનો ઇન્કાર કરે છે અને તકલીદને શિર્ક-બિદઅત માને છે.

ઉસુલે હદીસના માહિર મુહદ્દિસ ઇબ્ને સલાહ (રહ.) (વફાત ૬૪૩ હિજરી) તથા આલમગીર (રહ.)ના ઝમાનાના કાઝી અને 'મુસલ્લમુસ્સુબુત'ના મુસન્નિફ (કર્તા) કાઝી મુહિબ્બુલ્લાહ (વફાત ૧૧૧૯ હિજરી) તેમજ મુહદ્દિસ બહરૂલ ઉલૂમ (વફાત ૧૨૨૫ હિજરી) આમી (આમ લોકો) અને ગૈર મુજતહિદીન માટે તકલીદને અને તેને ચાર મઝહબોમાં મુન્હસિર માને છે. 'મુસલ્લમુસ્સુબુત'માં છે :- બલ યજિબુ....

અર્થાત :- બલ્કે આમી (આમ લોકો) અને ગૈર મુજતહિદ આલિમ ઉપર મુજતહિદોની પૈરવી વાજિબ છે. જેઓએ કુર્આન-હદીસ સમજવામાં ગેહરી નઝરથી કામ લીધું અને ફિકહી અહકામ અને ફુરૂઇ મસાઇલને છાનબિન કરી મુદલ્લલ બયાન કર્યા અને જુદા-જુદા બાબો બનાવ્યા. જે મસ્અલો જે બાબનો હતો તેને તે બાબમાં નકલ કર્યો અને ઘણી જ ખુબીની સાથે જમાવટ કરી અને એ જ બુન્યાદ ઉપર અલ્લામહ ઇબ્નુસ્સલાહ (રહ.) એ ઇમામ અ'ઝમ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ અહમદ (રહ.) સિવાય બીજાની તકલીદને મના ઠેરવી. (મુસ્લ્લમુસ્સુબુત અને તેની શર્હ ફવાતિહુર્રહમૂત પાનું-૬૨૯)

અલ્લામહ ઇબ્ને નજીમ મિસ્રી (રહ.) (વફાત ૯૭૦ હિજરી) 'અશ્બાહ વન્નઝાઇર'માં લખે છે કે :- વમા ખાલફલ અઇમ્મતલ અર્બઅત મુખાલિફુલ લિલ ઇજમાઅ....

અર્થાત :- અને જે હુકમ ચાર ઇમામોના કૌલ વિરૂદ્ધ હોય તે ઇજમાઅના ખિલાફ છે. (અશ્બાહ પાનું-૧૩૧) (અત્તહરીર પાનું-૫૫૨)

• અલ્લામએ દહર, ઝબરદસ્ત ફકીહ, ઉસૂલી, જામિઉલ મઅકુલિ વલ મન્કુલ શૈખ મુલ્લા જીવન (રહ.) (વફાત ૧૧૩૦ હિજરી) તફસીરે અહમદીમાં દર્શાવે છે :- 'કદ વકઅલ ઇજમાઉ અલા અન્નલ ઇત્તિબાઅ યજુઝૂ લિલ અર્બઅતિ'....

અર્થાત :- બેશક એના ઉપર ઇજમાઅ થઇ ચૂક્યો છે કે તકલીદ જાઇઝ નથી પણ ફક્ત ચાર ઇમામો (ઇમામ અબૂહનીફહ, ઇમામ શાફેઇ, ઇમામ માલિક, ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.)ની, જેઓ મઝકુર ઇમામોના વિરૂદ્ધ મસ્લક ધરાવે છે તેમની ઇત્તિબાઅ જાઇઝ નથી તેમજ જે આ ઝમાનામાં નવો મુજતહિદ હોય અને તેમનો કૌલ મઝકુર ચાર ઇમામોના મુખાલિફ હોય તેની પૈરવી જાઇઝ નથી. (કારણ કે) એમાં

ઇજમાએ ઉમ્મતની મુખાલિફત લાઝિમ આવે છે. (તફસીરાતે અહમદિય્યહ પાનું-૩૪૬) આગળ વધુ ખુલાસો કરે છે. 'વલ્ઇન્સાફુ અન્ન ઇન્હિસારલ મઝાહિબિ ફિલ અર્બઇ વઇત્તિબાઅહુમ ફઝલુન ઇલાહિય્યુન વકુબુલિય્યતુન મિન ઇન્દિલ્લાહિ તઆલા લા મજાલ ફીહી લિત્તવ્જીહાતિ વલ્અદિલ્લતિ.'

અર્થાત :- ઇન્સાફ એમાં જ છે કે મઝહબાનું ચારમાં મુન્હસિર થવું ફઝલે ઇલાહી છે અને ખુદાના નઝદીક તેની મકબુલિયત છે. એમાં દલીલ અને તવ્જીહને કાંઇ દખલ નથી. (પાનું-૩૪૬)

અને મશ્હુર મુહદ્દિસ કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.) (વફાત ૧૨૨૫ હિજરી) પોતાની કિતાબ 'તફસીરે મઝહરી'માં લખે છે કે :- બેશક ત્રીજા યા ચોથા કર્ન (સદી) પછી અહલે સુન્નત વલ જમાઅત ચાર મઝહબોમાં વહેંચાય ગઇ. કોઇ પાંચમો મઝહબ બાકી રહ્યો નથી અને ફુરૂઇ મસાઇલમાં આ મઝહબો સિવાય કોઇ મઝહબ બાકી નહીં રહ્યો તો જાણે આ વાત ઉપર ઇજમાઅ મુન્અકિદ થઇ ગયો કે જે કૌલ આ ચાર મઝહબ વિરૂદ્ધ હોય તે બાતિલ છે. આપ (સલ.)નું ફરમાન છે કે મારી ઉમ્મત ગુમ્રાહી પર મુત્તફિક થશે નહીં.

ખુદાનું પણ ફરમાન છે :- 'વમંય્યત્તબિઅ ગય્ર સબીલિલ મુઅમિનીન નુવલ્લિહી મા તવલ્લા વનુસ્લિહી જહન્નમ. વસાઅત મસીરા' અને જે કોઇ હક ઝાહિર થઇ જવા (ઇજમાઅ થઇ જવા) પછી પણ રસુલની વિરૂદ્ધતા કરશે અને મુસ્લિમોના (દીની) માર્ગથી ઉલ્ટો ચાલશે તો અમે તેને જે કંઇ તે કરી રહ્યો છે એ કરવા દઇશું અને તેને જહન્નમમાં જ નાંખીશું (તફસીરે મઝહરી ભાગ-૨ પાનું-૬૪)

ઇમામ ઇબ્રાહીમ સરાખ્સી માલિકી (રહ.) ફુતુહાતે વહબિય્યહ શર્હે અર્બઇને નવવિય્યહ'માં લખે છે કે :- 'ફલા યજુઝુ તકલીદુ ગય્રિલ અઇમ્મતિલ અર્બઅતિ.'

અર્થાત :- ચાર ઇમામો ઇમામ માલિક (રહ.), ઇમામ અબુહનીફા (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.) સિવાય બીજા કોઇની તકલીદ જાઇઝ નથી. (અસ્સારિમુલ મસ્લુલ પાનું-૧૦)

અને મુહદ્દિસ ઇબ્ને હજર મક્કી (રહ.) વફાત ૮૫૨ હિજરી ફત્હુલ મુબીન ફી શર્હિલ અર્બઇનમાં લખે છે કે :- 'અમ્મા ફી ઝમાનિના....'

અર્થાત :- પણ આપણા ઇમામોએ ફરમાવ્યું કે ચાર ઇમામો શાફેઇ (રહ.), માલિક (રહ.) અબુહનીફહ (રહ.), અહમદ (રહ.) સિવાય તકલીદ જાઇઝ નથી. (પાનું-૧૯૬)

હઝરત સુલ્તાનુલ મશાઇખ નિઝામુદ્દીન ઔલિયા દહેલ્વી (રહ.) કિતાબ 'રાહતુલ કુલૂબ'માં લખે છે કે હઝરત ખ્વાજહ સય્યિદુલ આબિદીન, ઝુબ્દતુલ આરિફીન ફરીદુલ હક્કે વશ્શરઅ શકરગંજ (રહ.) એ તારીખ ૧૧ માહે ઝિલ્હજ ૬૫૫ હિજરીમાં ફરમાવ્યું કે ચારેવ મઝહબ બરહક છે, પણ યકીનન મઝહબે ઇમામે અ'ઝમ સૌથી વધુ અફઝલ છે. અલ્હમ્દુ લિલ્લાહ હમો એમના મઝહબમાં છીએ. (હદાઇકુલ હનફિય્યહ પાનું ૧૦૪)

અલ્લામહ જલાલુદ્દીન મહલ્લી (રહ.) ફરમાવે છે કે :- યજિબુ અલલ આમિય્યિ વગય્રિહી....

અર્થાત :- આમી (આમ લોકો) અને ગૈર આમી કિંવા ગૈર મુજતહિદ આલિમ માટે જે દરજએ ઇજતિહાદ સુધી પહોંચ્યો ન હોય મુજતહિદીનના મઝહબોમાંથી એક ખાસ મઝહબ ઇખ્તિયાર કરી લેવું વાજિબ છે. (શર્હે જમ્ઉલ જવામિઅ)

શારેહે મુસ્લિમ શરીફ શૈખ મહ્યુદ્દીન નવવી (રહ.) ફરમાવે છે કે :- 'અમ્મલ ઇજતિહાદુલ મુત્લકુ'

અર્થાત :- ઇજતિહાદે મુત્લક તો ચાર ઇમામો ઉપર ખતમ થઇ ગયો અને એ ચારેવમાંથી એકની તકલીદ ઉમ્મત ઉપર વાજિબ છે અને ઇમામુલ હરમૈન (અબુલ મઆલી) (રહ.) એ એના ઉપર ઇજમા-

નકલ કર્યો છે. (રદ્દુલમુહતાર લિબીન)

'નિહાયતુલ મુરાદ શર્હે મુકદ્દમહ ઇબ્ને ઇમાદ'માં છે 'ફી ઝમાનિના હાઝા કદ ઇન્હસરત સિહહતુ-ત્તકલીદ ફી હાઝિહિલ મઝાહિબિલ અર્બઅતિ....વલા યજૂઝુલ યવ્મ તકલીદુ ગય્રિલ અઇમ્મતિલ અર્બઅતિ ફી કઝાઇન વલા ઇફ્તાઇન.'

અર્થાત :- હમારા આ ઝમાનામાં આ ચાર મઝહબોમાં તકલીદ મુન્હસિર થઇ છે, હુકમ મુત્તફિક હોય યા મુખ્તલિફ, આ ચાર મઝહબો સિવાય કોઇની તકલીદ જાઇઝ નથી અને શર્હે જામિઅ સગીરમાં છે કે આ ઝમાનામાં આ ચાર સિવાય કોઇની તકલીદ જાઇઝ નથી, ન તો કાઝીને ઇખ્તિયાર છે કે આ ચાર મઝહબ સિવાય હુકમ કરે, ન તો મુફતીને દુરૂસ્ત છે કે એના વિરૂદ્ધ ફત્વો આપે.

ઇમામ અબ્દુલ વહ્હાબ શઅરાની 'મીઝાનુશ્શરીઅતિલ કુબ્રા'માં લખે છે કે :- 'વકાન સય્યિદી અલિયુલ ખવ્વાસ'

અર્થાત :- મારા સરદાર અલિયુલ ખવ્વાસ (રહ.)ને પુછવામાં આવતું કે આ ઝમાનામાં તકલીદે શખ્સી (એક ઇમામની તકલીદ) વાજિબ છે કે નહીં ? તો ફર્માવતા કે તમારા ઉપર તકલીદ એક ઇમામની વાજિબ છે, જ્યાં સુધી કમાલે વિલાયત અને નઝરે કશ્ફ અને શુહુદથી ઇજતિહાદનો મરતબો હાસિલ (પ્રાપ્ત) ન થાય ત્યાં લગી ઇમામે મુઅય્યન (એક)ની તકલીદથી કદમ બાહિર નહીં કાઢે કે ગુમ્રાહ થઇ જવાનો ભય છે અને એના ઉપર જ લોકોનો અમલ છે. (મીઝાનુલ કુબ્રા)

મશ્હુર ફકીહ, કુર્આનો હદીસના માહિર અલ્લામહ સય્યિદ અહમદ તહતાવી (વફાત ૧૨૩૩ હિજરી) ફર્માવે છે કે :- ફઅલય્કુમ યા મઅશરલ મુઅમિનીન બિઇત્તિબાઇલ ફિર્કતિન્નાજિયતિ અલ્મુસમ્માત બિઅહલિસ્સુન્નતિ વલ જમાઅતિ.

અર્થાત :- પસ અય ગિરોહે ઇસ્લામ તમારા ઉપર ફિર્કએ નાજિયહ (નજાત પાનારી જમાઅત)ની પૈરવી વાજિબ છે, જેને અહલે સુન્નત વલ જમાઅત કહેવામાં આવે છે, કારણ કે ખુદાપાકની મદદ અને તેની તવ્ફીક અહલે સુન્નતની સાથે છે અને ખુદાની નારાઝગી અને અદમે તવ્ફીક અહલે સુન્નત વલ જમાઅતની મુખાલિફતમાં છે અને એ નજાત પાનારો અહલે સુન્નત વલ જમાઅતનો ફિર્કો ચાર મઝહબોમાં મુજતમેઅ છે અને તે હન્ફી, માલિકી, શાફેઇ, હંબલી, અને જેઓ આ ઝમાનામાં આ ચાર મઝહબોથી ખારિજ (અલગ) છે, તેઓ અહલે બિદઅત અને અહલે નાર છે. (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૪ પાનું-૧૫૩ કિતાબુઝ્ઝબાઇહ)

ઇમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) લખે છે કે બિલા તકલ્લુફ અને વિના તઅસ્સુબ કહેવામાં આવે છે કે 'આ મઝહબે હન્ફી'ની નૂરાનિયત કશ્ફી નિગાહમાં દરયાએ અઝીમની જેમ દેખાઇ દે છે અને બીજા તમામ મઝહબ હોઝો અને નહેરોની જેમ જોવામાં આવે છે અને ઝાહિરમાં પણ જ્યારે જોવામાં આવે તો અહલે ઇસ્લામનો 'સવાદે અ'ઝમ' (એટલે અહલે ઇલ્મ અને દીનદારોનો મોટો ભાગ) ઇમામ અબૂહનીફહ (રહ.)નો પૈરવ છે.

ઘણી તઅજ્જુબની વાત છે કે ઇમામ અબુહનીફહ (રહ.) સુન્નતની પૈરવીમાં સૌથી આગળ છે એટલે સુધી કે મુર્સલ હદીસોને મુસ્નદ હદીસો જેમ લાઇકે મુતાબિઅત જાણે છે અને પોતાના કિયાસથી મુકદ્દમ સમજે છે અને એવી જ રીતે સહાબાના કૌલને આપ (સલ.)ની શર્ફે સોહબતના લીધે પોતાની રાય ઉપર મુકદ્દમ માને છે. બીજાઓનો એ હાલ નથી, છતાં મુખાલિફીન તેમને સાહિબે રાય કહે છે અને બહું બેઅદબી ભર્યા શબ્દો તેમના તરફ મન્સુબ કરે છે. હાલાંકે મહાન બુઝુર્ગો અને લોકો તેમના કમાલે ઇલ્મ અને તકવા, પરહેઝગારીનો ઇકરાર કરે છે. ખુદાપાક એમને તવ્ફીક આપે કે દીનના સરદાર અને ઇસ્લામના પેશ્વા હોવાનો ઇન્કાર નહીં કરે, અને ઇસ્લામના સવાદે અ'ઝમને ઇઝા ન આપે. 'યુરીદૂન અંય્યુતફિઉ નૂરલ્લાહિ'

(એ લોકો ખુદાના નૂરને બુજાવવા માંગે છે) તે લોકો (ગૈર મુકલ્લિદીન) દીનના આ બુઝુર્ગો (ઇમામ અબૂહનીફહ વિગેરે)ને સાહિબે રાય જાણે છે. અગર એ માન્યતા ધરાવતા હોય કે આ બુઝુર્ગો પોતાના કિયાસ અનુસાર જ હુકમ આપતા હતા અને કિતાબ (કુર્આન) તથા સુન્નત (હદીસ)ની પૈરવી છોડી દેતા હતા તો એમના ફાસિદ અને નાપાક ખ્યાલ અનુસાર ઇસ્લામનો એક સવાદે અ'ઝમ (મોટો ભાગ) ગુમ્રાહ અને બિદઅતી, બલ્કે ઇસ્લામથી બાહિર છે. એ પ્રકારની માન્યતા તે બેવકુફ જાહિલ કરે છે જે પોતાની હાલતથી બે ખબર છે અથવા તે ઝિન્દીક (બેદીન મુલ્હિદ) જેનો હેતુ એ છે કે ઇસ્લામનો મોટો ભાગ બાતિલ થઇ જાય. આ અમુક નાકિસો (નીમ મુલ્લાઓ)એ થોડીક હદીસો યાદ કરી લીધી છે અને શરીઅતના અહકામને તે અમુક હદીસો ઉપર મવ્કુફ સમજે છે અને પોતાની મઅલુમાત સિવાય બીજી બધી હદીસોની નફી કરે છે અને જે કાંઇ તેમના નાકિસ ઇલ્મ અનુસાર સાબિત નથી તેનો ઇન્કાર કરે છે. એમની મિસાલ પથ્થરના કીળા જેવી છે.

(બૈત) ચું આં કરમે કે દર સંગે નિહાં નસ્ત
ઝમીનો આસ્માને ઉ હમાં નસ્ત
(કડી) વો કીળા જો કે પથ્થરમે નિહાં હે.
વોહી ઉસ્કા ઝમીનો આસ્માં હે.

અર્થાત :- જે કીળો પથ્થરમાં છુપાયેલો છે તે સમજે છે કે આજ જગ્યા મારૂં ઝમીન આસ્માન છે. હાલાંકે ઝમીન, આસ્માન એણે જોયું જ નથી, એવા પ્રકારના લોકોના બેહુદા તઅસ્સુબો અને ફાસિદ માન્યતાઓ ઉપર હઝાર અફસોસ છે. (મકતૂબાતે ઇમામે રબ્બાની ફારસી ભાગ-૨ પાનું-૧૦૭-૧૦૮)

હઝરત શાહ મુહમ્મદ હિદાયત અલી નકશબંદી મુજદ્દિદી હન્ફી જયપુરી (રહ.) લખે છે કે :- તકલીદે અઇમ્મએ શરીઅત ઉસ પર વાજિબ નહીં જો ઇલ્મ, તફસીર, ફિકહ, હદીસમેં કામિલ હો ઔર મરતબએ ઇજતિહાદ વ ઇસ્તિમ્બાતે મસાઇલ પર કાદિર હો ઓર નાસિખ વ મન્સૂખ ઔર મુહાવરએ અરબસે વાકિફ હો. અગર ઇસ કદર ઇસ્તેઅદાદ નહીં રખતા હે તો તકલીદે ઇમામ ઉસ પર વાજિબ હે. ઔર યે સબ બાતેં ઉસ્મે મૌજૂદ હોં ઔર ફિર ભી અઇમ્મહકી તકલીદ કરે તો અહસન હે. લેકિન ઇસ વક્તમેં દેખા જાતા હે કે ઇલ્મે તફસીર, હદીસ, ફિકહ, ઉસૂલ તો ક્યા, કુર્આન મજીદ યા હદીસ શરીફ બિલા એઅરાબકે સહીહ નહીં પઢ સકતે. ઇસ્તિમ્બાતે મસાઇલકી અકલ (સમજ) તો બહુત બુલંદ હે લેકિન અઇમ્મએ શરીઅતકી તકલીદ નહીં કરતે ઔર તકલીદકો શિર્ક કેહતે હેં. ઉન્કી અકલ પર પરદહ પડ ગયા હે. યે નહીં જાનતે કે હિંદુસ્તાનમેં ઇલ્મે તફસીર, ફિકહ, હદીસ, ઉસુલકે પૈશરવ શાહ અબ્દુલહક સાહબ મુહદ્દિસે દહેલ્વી, શાહ વલિયુલ્લાહ સાહબ, શાહ અબ્દુલ અઝીઝ સાહબ વગૈરહ બાવુજૂદ મખ્ઝને ઉલૂમકે સબ હન્ફી હેં. તો ક્યા ઝમાનએ મૌજૂદહકે ઉલમા ઉન્સે ઇલ્મ, ફહમીદ, અત્કામે ઝયાદહ હેં ? બલ્કે હરગિઝ નહીં. જો અઇમ્મહકે મુકલ્લિદકો મુશરિક કેહ દેતે હેં. લેકિન જાહિલોંકો અપ્ના મુકલ્લિદ બના લેતે હેં. અકસર લોગ જો ઉર્દુ ભી નહીં જાનતે વો ભી યહી કેહતે હેં કે હમ અહલે હદીસ હેં યઅની ગૈર મુકલ્લિદ, ઉન્સે અગર યે સવાલ કિયા જાએ ક્યા તુમ જો અપ્નેકો આમિલ બિલ્હદીસ કેહતે હો તુમને યે મસાઇલ ખુદ કુર્આન વ હદીસસે અખ્ઝ કિયે હેં ? યા કિસી મૌલ્વી સાહબસે સુનકર અમલ કિયા હે ? તો વો યેહી કહેંગે કે ફુલાં મૌલ્વી સાહબસે સુનકર અમલ કિયા હે તો ફિર યે તકલીદ ન હુઇ તો ઔર ક્યા હુવા ? (દુર્રે લાસાની જિલ્દ-૨ સફા- ૬૧-૬૨)

અને આપ ફર્માવે છે :- ઔર અઇમ્મએ મુજતહિદીન (રહ.) કી તકલીદ જો ઇલ્મે અરબી, તફસીર વ હદીસ, ફિકહ, ઉસૂલ, ઇસ્તિમ્બાતે મસાઇલ વ મુહાવરએ અરબ, ઇલ્મે નાસિખ વ મન્સૂખસે પુરા વાકિફ ન હો, ઔર તબહહુરે ઇલ્મી ન રખતા હો વાજિબ હે. ઇસી વાસ્તે હુકમે હકતઆલા હે. 'ફસ્અલૂ અહલઝઝિક્રિ ઇન કુન્તુમ લા તઅલમુન'

ઔર જો શખ્સ ઇન ઉલૂમે મઝકૂરએ સદરસે નાવાકિફ હૈ યા ઉન્મેં કામિલ નહીં હૈ ઉસ પર તકલીદે અઇમ્મએ મુજતહિદીન વાજિબ હૈ ઔર બાવુજૂદ ઇન ઉલુમમેં કમાલ રખનેકે ફિર ભી કોઇ તકલીદે અઇમ્માહ કરે તો અહસન હૈ. ઝમાનએ આખિરમેં જમીઅ ઉલુમે દીન વ દીગર ઉલુમમે કામિલ ઝાત હઝરત શાહ અબ્દુલ હક સાહબ મુહદ્દિસે દહેલ્વી વ હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ વ હઝરત શાહ અબ્દુલ અઝીઝ સાહબ વ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની વ હઝરત મિર્ઝા મઝહર જાન્જાના શહીદ વ હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી વગૈરિહિમ (રહ.) હુએ. ફી ઝમાના ઉન્કે મુકાબલેમેં કોઇ આલિમ તબહરે ઇલ્મમેં ઉશ્રે અશીર દસવાં હિસ્સા ભી નહીં હૈ. ઔર ન કોઇ આલિમ ખ્વાહ વો કિસી ગિરોહકા હો ઉન્કે મુકાબિલ તો ક્યા બયાન કર સકતા હૈ અપનેકો નિસ્ફ યા સુલ્સ હિસ્સા ભી નહીં કહ સકતા. અગર કોઇ કહે તો મુસલમાન ઉસ્કો દીવાના યા 'અના ખય્રૂમ મિન્હુ' કહને વાલેકા બિરાદર જરૂર જાનેંગે. લેકીન યે સબ બુઝુર્ગવાર હન્ફી હુએ હૈં જિન્કી કિતાબોંસે ઉન્કા હન્ફી હોના સાબિત હૈ. યે હમારી શામતે અઅમાલ હૈ કે મુસલમાનોંમેં બઅઝ ઇન ઉલૂમમેં મુન્તહી તો કયા મુબ્તદી ભી નહીં. લેકિન અઇમ્મએ મુજતહિદીનકી તકલીદકો બુરા કેહતે હૈં. લેકિન વો જો અપની તહકીકાતે નાતમામમેં ના તમામ બાતેં સમજ ચુકે હૈં. ઇન બાતોંમેં ઔર મુસલમાનોંકો અપના મુકલ્લિદ બનાનેકો તૈયાર હૈં.

'બેબી તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા'

યે કિસ્કદર બે અકલીકી બાત હૈ કે મઝકૂરએ બાલા બુઝુર્ગવાર ઉલમાકી અપની નાહકીકાતકે મુકાબલેમેં નાકિસ જાનેં ઔર ઉન્કે મુકાબલેમેં અપની તહકીકાતકો તરજીહ દેં. (અહસનુ તકવીમ સફા ૧૩૭ ૧૩૮)

હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ મુહદ્દિસે દહેલ્વી (રહ.) નરા અહલે હદીસ વિષે (જેઓ અહલે ફિકહ હોતા નથી) લખે છે કે :- એઓ ન તો અલ્ફાઝે હદીસનો લિહાઝ કરી શકે છે અને ન તો તેની મત્લબ મુરાદ પુરી રીતે સમજી શકે છે અને ન તો તેના માઅ્ની રાઝને ઇસ્તિમ્બાત કરી શકે છે અને ફુકહા (રહ.)ની મઝમ્મત અને બદગોઇ કરે છે. તાના આપે છે, હદીસ વિરૂદ્ધ કરવાનો આક્ષેપ મુકી ગુનેહગાર બને છે અને નથી જાણતા કે ફુકહાને જેટલો ઇલ્મ અપાયો છે તેનાથી પોતે કાસિર અને મહરૂમ છે. (ઇન્સાફ પાનું-૫૩)

તકલીદના પહેલા વિરોધી ઇબ્ને હઝમ હતા, પછી અલ્લામહ શવ્કાનીએ તેમની જગ્યા લીધી. હાલમાં જે ગૈરમુકલ્લિદો છે એ તેમના જ પૈરવ છે. એટલે આલા (ઇમામો)ની તકલીદ છોડી અદનાના મુકલ્લિદ બની ગયા છે. અઇમ્મએ મુજતહિદીન ઇમામ અબુહનીફહ (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.)ની ફિકહી મસાઇલમાં તકલીદ કરતા નથી અને અનપઢ લોકોને આઝાદી આપે છે. કુર્આન વ હદીસમાં તદબ્બુર કરવાની લિયાકત હોય કે ન હોય (છુટા ઢોરની જેમ આમ-તેમ ચરી ખાવાની) છુટ આપે છે. કુર્આન-હદીસનો ઉર્દુ-ગુજરાતી તરજુમો જોઇ કુર્આનદાની અને હદીસદાનીનો દઅવો કરે છે અને ગુમ્રાહ બની રહ્યા છે. એવા લોકોએ મુસલમાનોમાં નિફાક ઉત્પન્ન કર્યો છે. તેમને કહેવામાં આવે છે કે ફિત્ના-ફસાદની વાતો નહીં કરો તો કહે છે કે હમો તો ઇસ્લાહ કરીએ છીએ. મુનાફિકો પણ આમ જ કહેતા હતા. કુર્આનમાં છે :- વઇઝા કીલ લહુમ લા તુફસિદૂ ફિલ્અર્ઝિ કાલૂ ઇન્નમા નહનુ મુસ્લિહુન'

અર્થાત :- જ્યારે તેમને કહેવામાં આવતું કે તમો હકની મુખાલિફત કરી ફિત્નો ફસાદ નહીં કરો તો કહેતા કે હમો તો ઇસ્લાહ કરનારા છીએ. આગાહ રહો. એઓ જ ફસાદ કરનારા છે, પણ એમને ભાન નથી. (કુર્આન શરીફ-સુરએ બકરહ.)

મસાઇલ અને શરઇ અહકામો સમજવા માટે નરી હદીસદાની (હદીસનું જાણવું અને હદીસને યાદ કરી લેવું) કાફી નથી. ઉસુલે ફિકહની માહિતી અને તફકકુહ હાસિલ હોવું જરૂરી છે. ઇલ્મે ફિકહ અને તફકકુહ હાસિલ હોવા વિના અસલ હકીકત લગી રસાઇ (પહોંચવું) મુશ્કેલ છે.

તફક્કુહ (દીની સમજ)થી મહરૂમ રહેવાથી અને નાકિસ ઇલ્મના લીધે ઘણી મોટી-મોટી ભુલોના શિકાર બની જવાય છે જેના અમુક નમુના (દ્રષ્ટાંત) અત્રે આપની સમક્ષ રજૂ કરીએ છીએ.

(૧) હદીસની મશ્હુર કિતાબ 'કન્ઝુલ ઉમ્માલ'માં રિવાયત છે કે :- હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે અતા અને તાઉસ તથા ઇકરમહ (રદી.) બેઠા હતા અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) નમાઝ પઢતા હતા. એટલામાં એક માણસે આવી સવાલ કર્યો કે હું જ્યારે પેશાબ કરૂં છું તો "માએ દાફિક" એટલે મની નિકળે છે, તો ગુસલ વાજિબ થશે...? હમોએ કહ્યું કે શું તે 'માએ દાફિક' નિકળે છે જેનાથી બાળક પેદા થાય છે ? તેણે કહ્યું. હા, હમોએ ફત્વો આપ્યો કે ત્યારે તો ગુસલ વાજિબ થઇ જશે. તે માણસ ઇન્નાલિલ્લાહ.. પઢતો ચાલ્યો ગયો. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) એ નમાઝથી જલ્દી ફારિગ થઇ ઇકરમહને કહ્યું કે પેલા માણસને બુલાવી લો. તે માણસ આવ્યો. આપે અમને પૂછ્યું કે શું તમોએ કુર્આનથી ફત્વો આપ્યો ? અમે કહ્યું કે ના, પુછ્યું હદીસથી ? હમોએ કહ્યું કે ના, પુછ્યું સહાબાના ફતાવાથી ? હમોએ કહ્યું કે ના, પછી ફર્માવ્યું કે કયા આધારે ફત્વો આપ્યો ? હમોએ કહ્યું કે પોતાની રાયથી ! આ સાંભળી કહ્યું :- 'લિઝાલિક યકૂલુ રસુલુલ્લાહિ(સલ.) ફકીહુન વાહિદુન અશદ્દુ અલશ્શય્તાનિ મિન અલ્ફિ આબિદિન.'

અર્થાત :- એટલા જ માટે આપ (સલ.) એ ફર્માવ્યું છે કે એક ફકીહ શય્તાન ઉપર હઝાર આબિદોથી વધારે ભારે અને સખ્ત છે. કિંવા શય્તાન હઝાર આબિદોથી (જે ફકીહ ન હોય) એટલો ગભરાતો નથી જેટલો એક ફકીહથી ગભરાય છે. (કારણ કે ફકીહ શય્તાનની ચાલથી વાકિફ હોય છે.) પછી આપે મસ્અલો પૂછનારને સવાલ કર્યો તને પેશાબ પછી જે વસ્તુ નિકળે છે તે વખતે તારા દિલમાં શેહવત કિંવા ઔરતની ખ્વાહિશ હોય છે ? કહ્યું કે ના, પુછ્યું ઉઝવ (અવ્યવ)માં ઢીલાપણું ઉત્પન્ન થાય છે ? કહ્યું કે ના, ફર્માવ્યું કે આવા સંજોગોમાં ફક્ત વુઝુ કરી લેવું કાફી છે. ગુસલ લાગુ પડશે નહીં. (ભાગ-૫ પાનું-૧૧૮)

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) એ જ્યારે જોયું કે 'માએ દાફિક'ના શબ્દથી મઝકુર સાહેબોને ગલત ફહમી થઇ છે અને માત્ર ઝાહિરી અર્થ ઉપર ફત્વો આપી દેવાયો અને ગુસલ વાજિબ હોવાની ઇલ્લત ઉપર વિચાર કર્યો નહીં તો આપ સમજી ગયા કે એઓમાં કોઇ ફકીહ નથી. અગર ફકીહ હોત તો વુજૂબે ગુસલની ઇલ્લત (કારણ-સબબ)ની જાણ કરત. આપે જોયું કે ગુસલનું કારણ એટલે ખુરૂજે મની (માએ દાફિક)નો સબબ નથી માટે ફત્વો આપ્યો કે પેશાબ પછીનું પાણી (મની) વગર શેહવતે નિકળવાથી ગુસલ પણ વાજિબ નથી.

(૨) અલ્લામહ ઇબ્ને જવ્ઝી (રહ.) ફરમાવે છે કે ઇમામ ખત્તાબી મુહદ્દિસ ફરમાવે છે કે :- એક શૈખે હદીસ બયાન કરી 'નહ-ન્નબિય્યુ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ, અનિલ હલ્કિ કબ્લ-સ્સલાતિ યવ્મલ જુમ્અતિ'.

અર્થાત :- આપ (સલ.) એ જુમ્આના દિવસે નમાઝ પહેલાં ઇસ્લાહ (હજામત) બનાવવાની મના કરી છે અને પછી કહ્યું કે મઝકુર હદીસ ઉપર મારો અમલ છે. ૪૦ વરસથી જુમ્આ પહેલાં મેં માથું મુડાવ્યું નથી.

ઇમામ ખત્તાબી (રહ.) એ તેમને કહ્યું કે હઝરત ! લફ્ઝે હિલક બકસ્રે હા, વ બફત્હે લામ હલકહની જમા છે. હલ્ક બસુકુને લામ નથી. બલ્કે હદીસમાં લફ્ઝે હિલક છે.

અને હદીસનો મત્લબ એ છે કે જુમ્આ પહેલાં હલ્કો બાંધી (ટોળું વળી) બેસવું નહીં કે જેથી ખુત્બા અને નમાઝની તૈયારીમાં ખલલ આવે. આ સાંભળી શૈખ કહેવા લાગ્યા કે આપે મારા ઉપર ઘણી આસાની કરી દીધી. (તલ્બીસે ઇબ્લીસ પાનું-૧૬૬) (ફિકહથી અંજાણતાનું આ ફળ છે)

(૩) અને અલ્લામહ ઇબ્ને જવ્ઝી (રહ.) ફરમાવે છે કે અમુક મુહદ્દિસોએ આ રિવાયત બયાન કરી 'અન રસુલિલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ નહા અંય્યસ્કિયર્રજૂલુ માઅહુ ઝરઅ ગય્રિહી'.

અર્થાત :- આપ (સલ.)એ પોતાના પાણીને બીજાની ખેતીમાં આપવાની મનાઇ કરી છે. હાઝિરીનમાંથી લોકો કહેવા લાગ્યા કે અમો તો અમારા બગીચાથી પાણી વધતું તો પાડોશીઓની ખેતીમાં છોડી દેતા હતા. પણ હવેથી અમે તૌબહ કરીએ છીએ.

કારણ કે આપ (સલ.)ની બયાન કરેલી હદીસમાં તો એની મનાઇ આવી છે. અમને એની ખબર ન હતી. હાલાંકે આ હદીસ શરીફમાં પાણીથી મની મુરાદ છે કે હામેલા લોંડીઓ સાથે વતી નહીં કરે. પણ ન તો મુહદ્દિસ સાહબ સમજ્યા, ન તો હાઝિરીન. (તલ્બીસે ઇબ્લીસ પાનું-૧૬૬) (ફિકહથી નાવાકિફીનો આ નતીજો છે.)

(૪) એક નરા મુહદ્દિસ સાહિબે હદીસ 'નહા રસુલુલ્લાહિ (સલ.) અંય્યુત્તખઝ-ર્રવ્હુ અર્ઝન' બયાન કરી મત્લબ કાઢી કે હવા લેવા માટે ખળકી (બારી) ચોળી ન રાખે બલ્કે લાંબી રાખે. હાલાંકે હદીસનો એ મત્લબ નથી. હદીસમાં 'રૂહ'નો શબ્દ છે. જેને અહલે હદીસ ભાઇ 'રવ્હ' ને રે ના ઝબરથી અને ગર્ઝનને 'અર્ઝન' સમજી બેઠા હાલાંકે 'રવ્હ' શબ્દ નથી બલ્કે 'રૂહ'નો શબ્દ છે અને 'અર્ઝન'નો શબ્દ નથી બલ્કે 'ગર્ઝન'નો શબ્દ છે. હદીસનો મત્લબ એ છે કે જાનદારને બાંધી તીરનો નિશાનો નહીં બનાવ્વામાં આવે. (મુકદ્દમહ સહીહ મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૧૮ તથા ભાગ-૨ પાનું-૧૫૩) (ફિકહથી નાવાકિફીનો આ નતીજો છે.)

(૫) કશ્ફે બઝદવીમાં છે કે એક અહલે હદીસ ઇસ્તિન્જો કર્યા પછી વિત્ર પઢ્યા કરતા હતા. તેમને કારણ પૂછવામાં આવ્યું તો જવાબ આપ્યો કે હદીસમાં છે કે :- 'મનિસ્તન્જા ફલ્યુઅતિર' એટલે માણસ ઇસ્તિન્જો કરે તો વિત્ર પઢે. આ હદીસ ઉપર મારો અમલ છે. હાલાંકે હદીસનો મત્લબ એ છે કે ઇસ્તિન્જો કરે તો ઢેલાં વિત્ર (કજોડ) એટલે ત્રણ, પાંચ અથવા સાત લેવા જોઇએ. અહલે હદીસ સમજ્યા કે ઇસ્તિન્જા પછી વિત્ર પઢવાનો હુકમ છે, સુબ્હાનલ્લાહ ! કેવી હદીસદાની છે ? (ફિકહથી નાવાકિફ હોવાનું આ પરિણામ છે.)

એટલા જ માટે આપ (સલ.)એ હિદાયત ફરમાવી કે ખુદાપાક તરોતાઝહ રાખે તે બંદાને જે મારી હદીસ સાંભળે અને યાદ કરે, તેમજ યાદ રાખે અને બીજાઓને પહોંચાડે કારણ કે કેટલાક હદીસના જાણનારા પોતે સમજતા નથી અને કેટલાક એવાઓને (ફુકહાને) પહોંચાડે છે, જેઓ પહોંચાડનારાઓ (મુહદ્દિસીન)થી વધુ સમજદાર હોય છે. (મિશ્કાત પાનું-૩૫)

(૬) ગૈર મુકલ્લિદોના મહાન પેશ્વા અલ્લામહ દાઉદ ઝાહિરીએ હદીસ 'લા યબુલન્ન અહદુકુમ ફિલ માઇ-દ્દાઇમિ'

અર્થાત :- 'ઠરેલા પાણીમાં પેશાબ નહીં કરો'ને દલીલ બનાવી ફત્વો આપ્યો કે ઠરેલા પાણીમાં પેશાબ કરવાથી પાણી નાપાક થઇ જાય છે. પણ વાસણમાં પેશાબ કરી પાણીમાં નાખવાથી પાણી નાપાક થશે નહીં તેમજ પાણીના કિનારે પેશાબ કરવામાં આવે અને તે વહીને પાણીમાં ચાલી જાય તો પણ પાણી નાપાક થશે નહીં, તેમજ પાણીમાં પાખાનું (ટટ્ટી) કરવાથી પાણી નાપાક થતું નથી, કારણ કે મઝકુર હદીસમાં ફક્ત ઠરેલા પાણીમાં પેશાબ કરવાની મનાઇ છે. પાખાનું કરવાની મનાઇ નથી તેમજ બરતન (વાસણ)માં પેશાબ કરી પાણીમાં નાખવાની મનાઇ નથી, તેમજ પાણીના કિનારે પેશાબ કરવાની મનાઇ નથી.

ઇમામ નવવી (રહ.) એ શર્હે મુસ્લિમમાં મઝકુર ફત્વો નકલ કરી ફર્માવ્યું 'હાઝા મિન અકબહિ મસાઇલે દાઉદ' આ મસ્અલો દાઉદ ઝાહિરીના ગલત મસાઇલ પૈકી એક છે. (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૧૩૮) (ફઝલુલ્બારી શર્હે સહીહ બુખારી ભાગ-૨ પાનું-૭૨) સુબ્હાનલ્લાહ ! કેવો હદીસનો ઇલ્મ અને કેવી હદીસની ફહમ ! (તફકકુહથી મહરૂમિયતનો આ નતીજો છે.)

(૭) અહલે હદીસના બીજા પેશ્વા હાફિઝ ઇબ્ને હઝમ (રહ.)એ કુર્આનની આયત 'વઇઝા ઝરબ્તુમ

ફિલ અર્ઝિ ફલય્સ અલય્કુમ જુનાહુન અન તકસુરૂ મિનસ્સલાતિ.'

અર્થાત :- જ્યારે તમે ઝમીનમાં સફર કરો તો કોઇ ગુનોહ નથી કે તમો નમાઝમાં કસર કરો. (ચારના બદલે બે પઢો) ને દલીલ બનાવી હુકમ આપ્યો કે મુદ્દતે સફર અને મસાફતે સફર કોઇ ચીઝ નથી. પોતાના ઘરેથી એક માઇલ જવાની નિય્યતે નિકળે તો પણ તેના ઉપર કસર લાઝિમ છે. (ઝુહર, અસર અને ઇશાંની ચાર રકઅતના બદલે બે જ પઢવાની છે.) આયતમાં તો એક માઇલની પણ કૈદ નથી. તો શું ઘરથી મસ્જિદ માટે નિકળે તો નમાઝ કસર કરે ? ખેતરે જાય તો પણ કસર કરે ? (ફઝલુલ બારી શર્હે સહીહ બુખારી ભાગ-૨ પાનું-૭૨ અને ૭૩)

(૮) ગૈર મુકલ્લિદ જમાઅતના શય્ખુલ ઇસ્લામ અને મુહદ્દિસ મૌ. સામરોદી સાહબ પોતાના ઉર્દૂ રિસાલા 'ઇઝહારે હકીકત' તથા ગુજરાતી પુસ્તિકા 'ઇસ્લામી કસોટી' ભાગ-૫ માં દુર્રે મુખ્તાર અને શામીની ઇબારતો અને હવાલો ટાંકી ફિકહ હન્ફી પર ટીકા કરતાં લખે છે કે :- ચોપાયહ (ચાર પાંવ વાલે જાન્વર) સે રોઝહકી હાલતમેં વતી (સોહબત) કરનેસે રોઝહ નહીં તૂટતા, ઇન્ઝાલ હો યા ન હો બલ્કે ગુસલ ભી નહીં આતા.

દુર્રે મુખ્તાર અને શામીની ઇબારતનો સહીહ મફહુમ સમજ્યા વગર લખી માર્યું કે :- (૧) રોઝહ નહીં તુટતા (૨) ઇન્ઝાલ હો યા ન હો (૩) બલ્કે ગુસલ ભી નહીં આતા.

મઝકુર ત્રણેવ બાબતો તદ્દન ખોટી અને જહાલતભરી છે. દુર્રે મુખ્તાર અને શામીની ઇબારતનો એ મત્લબ જ નથી. એની દલીલો અને પુરી તફસીલ માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૨ પાનું-૩૭ થી ૪૯ ફત્વો નંબર ૪૦, ઉર્દુ અને અંગ્રેઝીમાં પણ જોઇ શકો છો.

જ્યારે એઓ દુર્રે મુખ્તાર અને શામીની ઇબારત સમજી શકતા નથી તો કુર્આન અને હદીસ તથા તફસીરને કઇ રીતે સમજી શકે છે ? આ તો અહલે હદીસના મુહદ્દિસ અને શય્ખુલ ઇસ્લામની હાલત છે તો બીજાઓની શી હાલત થશે ?

'કિયાસ કુન ઝે ગુલિસ્તાને મન બહારે મરા'

જેમકે એક નીમ ફારસીદાંએ પોતાના મિત્રને માર ખાતાં જોઇ આગળ વધી તેના બન્ને હાથ પકડી લીધા જેથી મિત્ર બચાવ કરી શક્યો નહીં અને દુશ્મને ખૂબ માર માર્યો. એક સાહબે કહ્યું કે, આ તેં શું કર્યું ? મિત્રના હાથ પકડી લઇ ખૂબ માર ખવડાવ્યો. ફારસીખાંએ કહ્યું કે આપે ગુલિસ્તાંમાં શેખ સઅદી (રહ.)ની નસીહત નહીં પઢી ?

આપ ફરમાવે છે.

દોસ્ત આં બાશદ કે ગીરદ દસ્તે દોસ્ત
દર પરેશાં હાલિયો દર માંદગી

અર્થાત :- ખરો દોસ્ત તે છે જે દોસ્તને પરેશાની અને તકલીફમાં જુએ તો તેના હાથ પકડી લે. એટલા માટે મેં દોસ્તના હાથ પકડી લીધા. પેલા ભાઇએ કહ્યું કે એની મત્લબ તો એ છે કે દોસ્તને તકલીફમાં જુએ તો તેની મદદ કરે અને તકલીફથી નજાત અપાવે, નહીં કે હાથ પકડી માર ખવડાવે ?

એવી જ હાલત આ ઝમાનાના અહલે હદીસ (ગૈર મુકલ્લિદ) ભાઇઓની છે. ઇલ્મમાં અધૂરા, ફહમે દીનમાં નાકિસ, ફિકહથી કોરા, તફકકુહ ફિદ્દીનની નેઅમતથી મહરૂમ હોવા છતાં અમુક હદીસો ઉલ્ટી સુલ્ટી યાદ કરી હમાદાની અને મુજતહિદ હોવાનો દઅવો કરે છે. એટલું જ નહીં સલ્ફે સાલિહીન અને ઇમામો, મુજતહિદો, હઝરત ઇમામે અ'ઝમ વિગેરેને કુર્આન-હદીસથી નાવાકિફ, ના સમજ, કુર્આનો હદીસના મુકાબલામાં પોતાની નાકિસ રાય ઉપર અમલ કરનારા, દીનને બગાડનારા, ઉમ્મતને ગુમ્રાહ કરનારા માને છે જે રવાફિઝની માન્યતા છે, જેની તકલીદ (પૈરવી) ગૈર મુકલ્લિદો કરી રહ્યા છે. અહલે હક કિંવા અહલે

સુન્નત વલ્જમાઅતના કેટલાક મશ્હુર અને મુત્તફિકહ મસાઇલનો વિરોધ કરી રવાફિઝની તરફદારી કરવાના અમુક દાખલા :-

(૧) રવાફિઝ ઇમામોની તકલીદને બિદઅત માને છે, ત્યારે ગૈરમુકલ્લિદીન પણ બિદઅત અને શિર્ક અને તકલીદ કરનારને મુશ્રિક, જહન્નમી માને છે.

(૨) રવાફિઝ ૨૦ રકઅત તરાવીહને સુન્નત માનતા નથી બિદઅત કહે છે ત્યારે ગૈર મુકલ્લિદીન પણ બિદઅતે ઉમરી કહે છે.

(૩) રવાફિઝ જુમ્અહની પહેલી અઝાનને બિદઅત માને છે તો ગૈર મુકલ્લિદીન પણ બિદઅતે ઉસ્માની બતાવે છે.

(૪) રવાફિઝ એક મજલિસની ત્રણ તલાકના વુકૂઅના કાઇલ નથી ત્યારે ગૈર મુકલ્લિદીન પણ સામટી ત્રણ તલાક પડવાના કાઇલ નથી.

(૫) રવાફિઝ તઆમુલે સહાબાને મેઅયારે હક માનતા નથી ત્યારે ગૈર મુકલ્લિદીન પણ તઆમુલે સહાબા (રદી.)ને હુજ્જત અને મેઅયારે હક માનવા તૈયાર નથી. (ખુદાપાક એમને હિદાયત આપે, આમીન)

દીનનો દારોમદાર બે ચીઝો ઉપર છે. એક નકલે સહીહ (રિવાયત) અને એક ફહમે સહીહ (દિરાયત) માટે એક જમાઅત એવી હોવી જોઇએ જે શરીઅત (કિતાબો-સુન્નત)ના અલ્ફાઝની હિફાઝત કરનારી હોય અને અલ્ફાઝે શરીઅતને પુરૂં અને કામિલ રીતે ઉમ્મતના મુજતહિદીન અને ફુકહાને પહોંચાડી આપે. એ જમાઅત મુહદ્દિસીનની છે અને એક જમાઅત એવી હોવી જોઇએ કે જે શરીઅતના ઉસૂલો, ફુરૂઆત અને ગર્ઝો મકાસિદની તવ્ઝીહ અને તશ્રીહ કરે અને ખુદા અને રસૂલ (સલ.)ની સહીહ સહીહ મુરાદો ઉમ્મતને સમજાવે. આ જમાઅત ફૂકહા અને મુજતહિદીનની છે.

ગૈર મુકલ્લિદોના માનીતા આલિમ હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.) લખે છે કે :- તબ્લીગની બે કિસ્મો છે. એક તબ્લીગ અલ્ફાઝની અને એક તબ્લીગ મઅના અને મુરાદની, એટલા માટે ઉલ્માએ ઉમ્મત બે કિસ્મોમાં મુન્કસિમ થઇ ગયા, એક કિસમ હિફાઝતે હદીસની જેઓએ હદીસને યાદ રાખી અને હદીસને પરખી. ખરી અને ખોટીને અલગ-અલગ કરી દીધી. એ લોકો મખ્લૂકના ઇમામ અને મુક્તદા (પેશ્વા) છે અને ઇસ્લામની સવારી છે. એ બુઝુર્ગોએ દીનની યાદગારો અને ઇસ્લામના કિલ્લાઓની હિફાઝત કરી અને શરીઅતની નેહરોને બગડવાથી બચાવી.

બીજી કિસમ ઉલ્માની ફુકહાએ ઇસ્લામ અને ઉલમાએ ફત્વા, જેમના ફત્વા ઉપર મખ્લુકનો દારોમદાર છે. એ જ જમાઅત ઇજતિહાદ અને ઇસ્તિમ્બાતે અહકામ અને હલાલો હરામના કવાઇદને ઝબ્ત કરવા માટે મખ્સૂસ છે. હઝરાતે ફુકહા (રહ.) ઝમીનમાં એવા છે જેમ કે આસ્માનમાં રોશન સિતારા, એમના જ ઝરીએ ભટકેલાને અંધારી રાતમાં રસ્તો મળે છે અને લોકોને ખાવા-પીવાની ચીઝોથી વધુ ફુકહાની હાજત છે અને લોકો ઉપર ફુકહાની ફરમાંબરદારી માં-બાપની ફરમાં બરદારીથી વધુ ફર્ઝ અને જરૂરી છે, જેમ કે કુર્આની નસ મૌજુદ છે. હે ઇમાનવાળાઓ ! ખુદાની ઇતાઅત કરો અને રસુલની ઇતાઅત કરો અને ઉલુલ અમ્રની, કિંવા ફુકહા (રહ.)ની ઇતાઅત કરો, એટલે કિતાબ (કુર્આન) અને સુન્નત (હદીસ)નો જે મત્લબ તેઓ સમજાવે તેના ઉપર અમલ કરો. (ઇઅલામુલ મુવકકિઇન ભાગ-૧, પાનું-૯)

'તફકકૂહ' (દીનની સમજ) ખુદાની અઝીમ નેઅમત છે. ખુદાપાક તેના ખાસુલ ખાસ અને પસંદ કરેલા મકબુલ બંદાઓને જ અતા કરે છે. આપ (સલ.)નું ફરમાન છે :- 'મંય્યુરિદિલ્લાહુ બિહી ખય્રયં યુફકકિહહુ ફિદ્દીન'.

અર્થાત :- ખુદાપાક જેની સાથે ભલાઇનો ઇરાદો કરે છે તેને તફકકુહ ફિદ્દીન ઇનાયત ફરમાવે છે. (મિશ્કાત પાનું-૩૨)

ઇમામે હદીસ અબુ મુહમ્મદ (રહ.) પોતાની કિતાબ 'અલ્મુહદ્દિસુલ ફાઝિલ'માં લખે છે કે :- અન અનસિબ્ને સીરીન અતય્તુલ કૂફત ફરઅય્તુ ફીહા અર્બઅત આલાફિન યત્લુબુનલ હદીસ વઅર્બઅ મિઅતિન કદ ફકિહુ

અર્થાત :- જલીલુલ કદ્ર તાબેઇ હઝરત અનસ ઇબ્ને સીરીન (રહ.)નું બયાન છે કે હું (મરકઝે હદીસો ફિકહ) કુફહમાં આવ્યો તો મુહદ્દિસ બનનારા ચાર હઝાર જોયા અને ફકીહ બનનારા ચારસો હતા. (તહઝીબૂત્તહઝીબ ઇબ્ને હજર ભાગ-૪ પાનું-૨૨૩)

આથી સાબિત થાય છે કે ફકીહ બનવું હર કોઇનું કામ નથી. ફકાહત ખુદાદાદ નેઅમત છે. એ તેમને જ નસીબ થાય છે જેમને ઇલ્મે કામિલ, તકવા પરહેઝગારીની ખુસુસી દોલતથી ખુદાપાક નવાઝે છે, માટે ફકીહ મુજતહિદનો દરજો મુહદ્દિસથી ઉંચો હોય છે. કિતાબ અને સુન્નત (હદીસ)ના સહીહ મફહુમ અને સહીહ મુરાદ લગી પહોંચવામાં તફકકુહ ફિદ્દીન બહું જ મુઇન અને મદદગાર હોય છે, એટલા માટે શય્તાન ફકીહથી બહું જ ગભરાય છે.

હદીસમાં છે કે :- ફકીહુન વાહિદુન અશદદુ અલશશય્તાનિ મિન અલ્ફિ આબિદિન.

અર્થાત :- એક ફકીહ શય્તાન ઉપર હઝાર આબિદોથી વધારે ભારે છે. (મિશ્કાત પાનું-૩૪) તફકકુહ ફિદ્દીનથી મહરૂમ ગૈરમુકલ્લિદો પણ ફકીહથી ગભરાય છે અને દુશ્મન સમજે છે અને તેને નૈસ્ત-નાબૂદ કરવાની તમન્ના કરે છે, કારણ કે એઓમાં તફકકુહ હાસિલ કરવાનો માદ્દો હોતો નથી. (જેવી રીતે રવાફિઝોમાં હાફિઝે કુર્આન હોવાનો માદ્દો હોતો નથી) એટલા માટે ગૈર મુકલ્લિદોના શૈખુલ હદીસ અને મુહદ્દિસ મવ. અ. જલીલ સાહબ પોતાની કિતાબ 'બૂએ ગિસ્લીન'માં લખે છે કે 'અગર દુનિયામેં ઉસુલે ફિકહ ઔર ફિક્હકા વુજૂદ હી ન હોતા તો આજકે દિન કિસી આર્ય સમાજ વ દીગર ગૈર મઝાહિબકે નિકલનેસે પેશ્તર કભી ફિરકાબંદી નહીં હોતી'

અને આપ લખે છે કે :- "અગર આપ લોગોંકો ખુદાકી તરફદારી કરના હે તો તમામી કુતુબે મઝાહિબસે દસ્ત-બરદાર હો જાવ."

અને લખે છે કે :- 'કોઇ બાદશાહ હો આદિલ વ આમિલ કિતાબો સુન્નત પર ફિર વો તમામી કુતુબેફિકહ વ ઉસુલે ફિકહ વ દિગર મઝાહિબકી કિતાબે હઝરત ઉમરે ફારૂકકી તરહ એક ખંદક ખોદ કર દફન કરદેં યા જલા દેં તબ તો ઇશાઅત કિતાબો સુન્નતકી ખૂબ હી હો સકતી હે.'

દુશ્મનીનું કારણ ઇલ્મે ફિકહની કદ્રો કીમતથી નાવાકિફિય્યત છે. વલ્જાહિલુ લિઅહલિલ ઇલ્મિ અ'દાઉ અર્થાત :- જાહિલ લોકો અહલે ઇલ્મના દુશ્મન હોય છે. હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે પરંતુ આ તબ્કએ અહલે હદીસ અને અહલે અસર તો એમાંના અકસરની પુરતી કોશિશ અને ઇન્તિહાઇ જદ્દો જહદ રિવાયત બયાન કરવું અને સનદોનું જમા કરવું અને ગરીબ, શાઝ હદીસનું બયાન કરવું જે વધુ ભાગે મવ્ઝુઅ અને મકલૂબ હોય છે. એઓ ન તો અલ્ફાઝે હદીસનો લિહાઝ કરે છે અને ન તો તેના રાઝ (મખ્ફી મઅના) ઇસ્તિમ્બાત કરી શકે છે અને ન તો તેના રૂમૂઝ ફિકહી મસાઇલ કાઢી શકે છે અને કેટલીક વખતે ફુકહાએ કિરામની મઝમ્મત અને બદગોઇ કરે છે. તાના આપે છે અને હદીસ વિરૂદ્ધ કરવાનો આક્ષેપ મુકે છે અને નથી જાણતા કે ફુકહા (રહ.)ને જેટલો ઇલ્મ અપાયો છે તેનાથી પોતે કાસિર અને મહરૂમ છે. કિંવા ત્યાં સુધી પહોંચી શકતા નથી અને ફુકહા (રહ.)ની બદગોઇથી સખત ગુનેહગાર બને છે. (ઇન્સાફ પાનું-૫૩)

અને હદીસમાં છે :- 'લિકુલ્લિ શય્ઇન ઇમાદુન વ ઇમાદુ હાઝદ્દીનિ અલ ફિકહ'

અર્થાત :- દરેક ચીઝ માટે એક સુતુન (થાંભલું) હોય છે અને આ દીનનું થાંભલુ ફિકહ છે એટલે દીન ફિકહ ઉપર કાઇમ છે. (બય્હકી, દારે કુત્ની) હઝરત અલી (રદી.)નું ફરમાન છે કે :- ઇન્નમા મસલુલ

ફુકહાઇ કમસલિલ અકુફફિ'

અર્થાત :- બેશક ! ફુકહા (રહ.)ની મિસાલ હથેલી જેવી છે એટલે જેવી રીતે માણસ હથેલીનો મોહતાજ હોય છે એવી જ રીતે આલિમ, ફિકહ અને ઉસુલે ફિકહનો મોહતાજ હોય છે. (મુફીદુલ મુફતી પાનું-૯)

આપ (સલ.)નું ફરમાન છે :- 'મજલિસુ ફિકહિન ખય્રૂમ મિન ઇબાદતિ સિત્તીન સનતન'

અર્થાત :- ફિકહની મજલિસ કિંવા ફિકહના દર્સમાં શરીક થવું ૭૦ વર્ષની ઇબાદતથી બેહતર છે. (તબરાનીએ મુઅજમે કબીરમાં રિવાયત કરી.)

બેશક ! દીનની સમજ એટલે ફિકહ ફિદ્દીન મોટી નેઅમત છે એટલા માટે આપ (સલ.)એ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) માટે દુઆ ફર્માવી. 'અલ્લાહુમ્મ ફકકિહહુ ફિદ્દીન વઅલ્લિમ્હુ-ત્તઅવીલ'

અર્થાત :- હે મારા ખુદા એમને દીનની સમાજ (ફિકહ ફિદ્દીન) અને ઇલ્મે તફસીર ઇનાયત ફર્માવ. (બહવાલએ તર્જુમાનુસ્સુન્નહ ભાગ-૪ પાનું-૨૫૮)

આથી પણ પુરવાર થાય છે કે હદીસની સહીહ મત્લબ અને મફહુમ સુધી પહોંચનારા ફુકહાએ મુજતહિદીન છે. નરા મુહદ્દિસીનનું કામ નથી. તફકકુહ હાસિલ હોવા વગર હદીસનું સમજવું મુશ્કિલ છે બલ્કે ઘણી વખતે ગુમ્રાહી અને ફિત્નામાં મુબ્તલા હોવાનો સબબ બની જાય છે. જેના અમુક દાખલા પહેલાં આપ પઢી ચુક્યા છો.

ઇમામે મુસ્લિમ (રહ.) પોતાની કિતાબ 'સહીહ મુસ્લિમ' ના મુકદમહમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)થી રિવાયત નકલ કરે છે. તે ગોરથી વાંચો 'મા અન્ત બિમુહદ્દિસિન કવ્મન હદીસન લા તબ્લુગુહુ ઉકુલુહુમ ઇલ્લા કાન લિબઅઝિહિમ ફિત્નહ'

અર્થાત :- જયારે તમો કોઇ જમાઅતની સામે એવી હદીસો બયાન કરશો જેના સુધી તેમની અકલો ફહમની રસાઇ ન હોઇ શકે તો એ હદીસો તેમના અમુક લોકો માટે જરૂર ફિત્નાનો બાઇસ બનશે. (સહીહ મુસ્લિમ ભાગ-૧ પાનું-૯)

ઇમામ તિરમિઝી (રહ.) તિરમિઝી શરીફમાં ફેસ્લો આપે છે કે :- 'વકઝાલિક કાલલ ફુકહાઉ વહુમ અઅલમુ બિમઆનિયિલ હદીસ'

અર્થાત :- અને એવી જ રીતે ફુકહા (રહ.) એ ફરમાવ્યું છે, અને તેઓ જ હદીસની મુરાદ-મત્લબ સૌથી બેહતર સમજે છે. (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૧૧૮)

હઝરત ઇમામ બુખારી (રહ.) અને ઇમામ મુસ્લિમ (રહ.)ના ઉસ્તાઝુલ ઉસ્તાઝ ઇમામે અજલ સુફયાન ઇબ્ને ઉયય્નહ (રહ.) ફેસ્લો આપે છે કે :- 'અલ્હદીસુ મુઝિલ્લતુન ઇલ્લલ ફુકહાઅ' અર્થાત :- તફકકુહ વગર હદીસ ગુમ્રાહ કરનારી છે ફુકહા સિવાય, એટલે જેને તફકકુહ હાસિલ નથી તે હદીસની સહીહ મુરાદ લગી પહોંચી શકતો નથી. પોતાની નાકિસ રાયને દખલ આપી કાંઇનું કાંઇ સમજી બેસે છે. જુઓ શીઅહ, રવાફિઝ, ખવારિજ, કાદયાની વિગેરે ગુમ્રાહ ફિરકાઓ કુર્આન અને હદીસથી ઇસ્તિદલાલ કરે છે અને ગુમ્રાહ બને છે.

અમીરૂલ મુઅમિનીન હઝરત અલી (રદી.) એ રસૂલે મકબુલ (સલ.)ની ખિદમતે અકદસમાં અર્ઝ કરી કે અગર કાંઇ હાદિસો (નવો બનાવ) પેશ આવી જાય અને તેને કરવા, નહીં કરવા વિષે કોઇ હુકમની જાણ ન હોય તો શું કરવું?આપ (સલ.) એ ફરમાવ્યું કે :- 'તશાવરૂલ ફુકહાઅ વલ આબિદીન વલા તમ્ઝ'

અર્થાત :- જમાઅતે ફુકહા (રહ.) અને આબિદીન (રહ.) (જેમને કમાલે વિલાયત અને નઝરે કશ્ફ અને શુહુદથી ઇજતિહાદનો મરતબા હાસિલ હોય)થી મશ્વેરો કરી અમલ કરો. એવું ન થાય કે તન્હા

પોતાની (ઇન્ફિરાદી) રાય ઉપર ચાલવા લાગી જાવ !

મત્લબ કે ફુકહાએ મુજતહિદીન (રહ.)ની આગેવાની વગર અને તેમના મસ્લક વિરૂદ્ધ જે કદમ ઉઠશે તે ગલત જ હશે. એટલા જ માટે ગૈર મુકલ્લિદો તરાવીહની ૨૦ રકઅત બાબત અને તલાકે સલાસહ વિષે ઠોકરો ખાઇ રહ્યા છે. પોતાની કમ ઇલ્મી અને કમ ફહમી ઉપર પર્દો નાંખવા માટે પાંચ હઝારનું ચેલેંજ ફેંકી અવામ મુસલમાનોને ફરેબમાં નાંખે છે. આગળ એ બન્નેવ મસ્અલાની હદીસે પાકની રોશનીમાં પુરી છણાવટ કરીશું ઇન્શાઅલ્લાહ.

સુનને દારમીમાં હદીસ છે, 'રૂબ્બ હામિલિ ફિકહિન લા ફિકહ લહુ.'

અર્થાત :- કેટલાક રિવાયત કરનારા મુહદ્દિસીન ફકીહ હોતા નથી. (નરા હદીસોના હાફિઝ હોય છે). અને તિર્મિઝી, અબુ દાઉદ, ઇબ્ને માજહ વિગેરેમાં છે. નઝઝરલ્લાહુ અબ્દન સમિઅ મકાલતી ફવઆહા વહફિઝહા વઅદ્દાહા.'

અર્થાત :- ખુદાપાક તરો તાઝહ અને ખૂશો ખૂર્રમ રાખે તે બંદાને જેણે મારૂં ફર્માન (હદીસ) સાંભળી તેને યાદ કરી લીધું અને બીજા માણસ (ફકીહ) સુધી જેવું સાંભળ્યું તેવું (શબ્દે શબ્દ) પહોંચાડી દીધું (કારણ કે) ફરૂબ્બ હામિલિ ફિકહિન ગય્રૂ ફકીહિન વરૂબ્બ હામિલિ ફિકહિન ઇલા મન હુવ અફકહુ મિન્હુ.'

અર્થાત :- કેટલાક હદીસના યાદ કરનારા (મુહદ્દિસીન) પોતે ફકીહ હોતા નથી. કિંવા હદીસનો સહીહ મફહુમ અને મુરાદ સમજી શકતા નથી અને અમુક (સમજે છે પણ) જેને હદીસ પહોંચાડે છે તે એમનાથી અફકહ (મોટા ફકીહ અને વધુ સમજનારા) હોય છે. (મિશ્કાત પાનું-૩૫)

ઇલ્મે ફિકહ અને તફકકુહ ફિદ્દીનની જરૂરત અને મહત્વતા કુર્આનથી પણ સાબિત છે. ખુદાનું ફર્માન છે. યુ'તિલ હિકમત મંય્યશાઅ વમંય્યુ'તલ હિકમત ફકદ ઉતિય ખય્રન કસીરા.

અર્થાત :- ખુદાપાક જેને ચાહે છે તેને હિકમત (ઇલ્મે ફિકહ તફકકુહ ફિદ્દીન) નસીબ કરે છે અને જે માણસ હિકમત (તફકકુહ ફિદ્દીન)થી નવાઝવામાં આવ્યો તો (ખરેખર) તે મોટી ભલાઇથી નવાઝાય ગયો (કુર્આને હકીમ, સુરએ બકરહ) (તફસીરે અહમદિય્યહ પાનું-૧૧૮) (તફસીરે અબુ સઉદ, ખુલાસતુ-ત્તફાસીર ભાગ-૧ પાનું-૨૧૨)

મઝકુર તફસીરની તાઇદ હદીસથી પણ થાય છે. આપ (સલ)નું ફર્માન છે. 'મંય્યુરિદિલ્લાહુ બિહી ખય્રન યુફકકિહ્હુ ફિદ્દીન'

અર્થાત :- ખુદાપાક જેની સાથે ભલાઇનો ઇરાદો કરે છે તેને તફકકુહ ફિદ્દીન (દીનની સમજ) અતા કરે છે. (મિશ્કાત પાનું-૩૨)

કુર્આનમાં બીજી જગ્યાએ તફકકુહ ફિદ્દીન હાસિલ કરવાની તાકીદી હિદાયત.... લિયતફકકહૂ ફિદ્દીન.

અર્થાત :- મુસલમાનોમાંથી અમુક લોકોને જોઇએ કે તફકકુહ ફિદ્દીન (ઇલ્મે ફિકહ અને દીનની સમજ) હાસિલ કરવાની પૂરતી કોશીશ કરે (સુરએ તવબહ.)

અને હદીસમાં પણ છે કે કેટલાક લોકો (તાલિબે ઇલ્મ) તમારા (સહાબાના) તાબેઅ છે. દુર દરાઝથી તમારી પાસે યતફકકહુન ફિદ્દીન (તફકકુહ ફિદ્દીન) હાસિલ કરવા આવશે, તો તેમની સાથે ભલાઇથી પેશ આવશો અને તેમની મદદ કરતા રહેશો. (મિશ્કાત પાનું-૩૪)

મત્લબ કે હદીસનો સહીહ મફહુમ અને ખરી મુરાદ લગી પહોંચવું હર કોઇનું કામ નથી. ખુદાપાક જેને નસીબ કરે છે તેને જ મળે છે અને એવા લોકો ખુદાના મહબુબ અને મુકર્રબ હોય છે અને ભલાઇના મુસ્તહિક છે અને એમાં પણ ઇલ્મો-ફહમ, તકવા અને પરહેઝગારીના લિહાઝથી મુખ્તલિફ દરજાના હોય છે. કોઇ અઅલા તો કોઇ અદના.

## અઅલા અને અદનાના અમુક નમુના

હઝરત ઇમામે અ'મશ (રહ.) મહાન મુહદ્દિસ હતા. એટલું જ નહીં પણ હઝરત શુઅબહ (રહ.)
હઝરત સુફ્યાન સૌરી (રહ.), હઝરત સુફ્યાન ઇબ્ને ઉયય્નહ (રહ.) અને હઝરત ઇમામે અ'ઝમ (રહ.)ના
ઉસ્તાદ હતા. આપને કોઇ અહમ મસ્અલો પેશ આવ્યો તો ખુલ્લા દિલે કહ્યું કે એને અબુહનીફહ સારી રીતે
હલ કરી શકે છે, સાથે ફર્માવ્યું 'વઅઝુમુહુ બૂરિક લહુ ફી ઇલ્મિહી'.

અર્થાત :- હું ગુમાન કરૂ છું કે ખુદાપાકના તરફથી તેમના ઇલ્મમાં બરકત આપવામાં આવી છે.
(અલ ખૈરાતુલ હિસાન પાનું-૬૧) એ જ મહાન મુહદ્દિસ ઇમામે અ'મશ (રહ.)ની મજલિસમાં ઇમામે અ'ઝમ
અબૂહનીફા (રહ.)ની મૌજુદગીમાં એક સાહબે મસ્અલો પુછયો. ઇમામ અ'મશ (રહ.) ખામોશ રહ્યા પછી
હઝરત ઇમામે અ'ઝમ (રહ.) તરફ મુતવજ્જેહ થઇ કહ્યું કે, એનો શું જવાબ છે ? તો આપે તસલ્લી બખ્શ
જવાબ આપ્યો. ઇમામે અ'મશ (રહ.) એ તઅજ્જુબથી પૂછયું કે એની દલીલ શું છે ? ઇમામ સાહબે કહ્યું
કે આપે મને પોતાની સનદથી હદીસ બયાન કરી હતી તેનાથી આવી રીતે આ મસ્અલો મુસ્તમ્બત થાય છે.
આ સાંભળી બે સાખ્તા બોલી પડ્યા 'નહનુસ્સ્યિાદલતુ વઅન્તુમુલ અતિબ્બાઉ'.

અર્થાત :- હમો (મુહદ્દિસીન) અત્તાર (પંસારી) છીએ અને તમો (ફુકહા) તબીબ છો. એટલે હમો
હદીસો યાદ કરીએ છીએ. સહીહ, ઝઇફની જાણ કરીએ છીએ. પણ એનાથી અહકામ કાઢવા અને મસાઇલ
મુસ્તમ્બત કરવા એ તમારૂ કામ છે, જેવી રીતે પંસારી (ગાંધી) બધા પ્રકારની જડીબુટ્ટીઓ એકત્ર કરે છે.
અસલી નકલી પરખે છે, પણ કઇ બીમારીમાં કામ આવે છે. કઇ રીતે વપરાય છે, કેટલી વાપરી શકાય છે
એ ગાંધીનું કામ નથી. હકીમનું કામ છે. એટલે જે ફર્ક પંસારી અને તબીબમાં છે, એવો ફર્ક મુહદ્દિસ અને
ફકીહમાં છે. (કિતાબ જામિઉ બયાનિલ ઇલ્મ ભાગ-૨ પાનું-૧૩૧)

એવો જ એક બીજો બનાવ છે કે ઇમામ અ'મશ (રહ.) એ ઇમામ અબુયુસુફ (રહ.)થી એક મસ્અલા
વિષે તહકીક પેશ કરી કહ્યું એની દલીલ શું છે ? તો કહ્યું કે ફલાણી હદીસ જે આપે મને બતાવી હતી.
ઇમામે અ'મશ (રહ.) હૈરતમાં પડી ગયા અને ફર્માવ્યું કે 'યાકુબા ઇન્ની લઅહફઝુ હાઝલ હદીસ મિન કબ્લિ
અંય્યજમઅ અખવાક મા અરફતુ તઅવીલહુ ઇલ્લલ્આન'.

અર્થાત :- યાકુબ (ઇમામ અબૂ યુસુફ (રહ.) નું નામ છે) આ હદીસ તો મને ત્યારથી યાદ છે કે
તમારા માં-બાપની શાદી પણ થઇ ન હતી પણ એની ખરી મત્લબ આજે સમજમાં આવી. (જામિઉ બયાનિલ
ઇલ્મ ભાગ-૨ પાનું-૧૩૧)

હઝરત ઇમામે અ'મશ (રહ.)થી પણ મોટા મરતબાના અને નામવર મુહદ્દિસ ઇમામ આમેર શઅબી
(રહ.) જેઓએ ૫૦૦ (પાનસો) સહાબએ કિરામને જોયા છે અને હઝરાતે સહાબાની શાર્ગિદાનો શર્ફ
હાસિલ કર્યો છે અને ઇમામ અબૂ હનીફહ (રહ.)ના પણ ઉસ્તાઝ છે ફરમાવે છે કે 'ઇન્ના લસ્ના બિલ્ફુકહાઇ
વલાકિન્ના સમિઅનલ હદીસ ફરવય્નાહુલ લિલ્ફુકહાઇ મન ઇઝા અલિમ અમિલ'.

અર્થાત :- હમો (મુહદ્દિસીન લોકો) ફુકહા અને મુજતહિદીન નથી, હમને હદીસના મત્લબની એ
સમજ નથી. કિંવા હમો હદીસથી અહકામ અને મસાઇલનો ઇસ્તિમ્બાત કરી શકતા નથી. એ મન્સબ ફુકહાએ
મુજતહિદીનનો છે. હમો હદીસ સાંભળી, યાદ કરી ફુકહાની સામે પેશ કરી દઇએ છીએ જેઓ તેમના ઉપર
મુત્તલેઅ થઇ અહકામ અને મસાઇલ મુસ્તમ્બત કરે છે, (તઝકિરતુલ હુફ્ફાઝ, ઇમામ ઝહબી)

ખરા અહલે હદીસ આવી શાન અને સિફાતના હોય છે. આ ઝમાનાના નામના અહલે હદીસ
અરબીથી કોરા, ઇલ્મો ફહમથી મહરૂમ, મિશ્કાત શરીફનો ઉર્દુ તર્જુમો જોઇ દઅવો કરે છે કે તેઓ ઇમામો,
મુજતહિદોથી વધુ હદીસને સમજે છે. ઇન્ના લિલ્લાહિ વઇન્ના ઇલય્હી રાજિઉન.

ઇન્કિલાબે ચમને દહરકી દેખી તકમીલ.
આજ કારૂન ભી કેહ દેતા હે હાતિમકો બખીલ,
બૂહુનીફાકો કહે તિફલે દબિસ્તાં જાહિલ.
મહે તાંબાકો દિખાને લગી મશ્અલ કિન્દીલ,
હુસ્ને યુસુફમેં બતાને લગા અબ્રસ સો એબ.
લગ ગયે ચ્યુંટીકો પર કેહને લગી હેચ હે ફીલ
શિર્ક તવ્હીદકો કેહને લગે અહલે તસ્લીસ
લોહે મહફૂઝકો કેહતી હે મુહર્રફ ઇન્જીલ,
સામેરી મુસા ઇમ્રાનકો કહે જાદુગર.
શૈખકી કરતે હેં સ્ફૂલકે લળકે તજહીલ,
અસ્પે તાઝી શુદહ મજરૂહ બઝેરે પાલાં.
તવ્કે ઝરીં હે ગધેકે લિયે ઇઝઝતકી દલીલ,

ગૈરમુકલ્લિદીનના પેશ્વા હઝરત મવ. નવાબ સિદ્દીક હસનખાં સાહબ ભોપાલી પોતાની જમાઅત અહલે હદીસના મુદ્દઇન વિષે સાફ લખે છે કે, કદ નબત ફી હાઝિહિઝ્ઝમાનિ ફિર્કતુન ઝાત સુમ્અતિન વરિયાઇન તદ્દઇ અન્ફુસહા ઇલ્મલ હદીસિ વલ્કુર્આનિ વલ્અમલિ વલ્ઇર્ફાન.

અર્થાત :- આ ઝમાનામાં એક ફિર્કો શુહરત પસંદ રિયાકાર ઝુહુરમાં આવ્યો છે, જેની અંદર દરેક પ્રકારની (ઇલ્મી, અમલી ખામી હોવા છતાં અમલ બિલ કુર્આન અને અમલ બિલ હદીસનો મુદ્દઇ છે. હાલાંકે તેને ઇલ્મો અમલ અને મઅરિફતની સાથે દુરનો પણ વાસ્તો નથી. (અલ-હિત્તહ ફીઝિક્રે સિહાહ સિત્તહ પાનું ૬૭-૬૮)

એ જ મઝમુનના માતહત લખે છે કે.... ફ્યા લિલ્અજબ અય્ન યુસમ્મુન અન્ફુસહુમ અલ્મુવહહિદીન અલ્મુખ્લિસીન વગય્રહુમ બિલ્મુશ્રિકીન વહુમ અશદદુન્નાસિ તઅસ્સુબન વગુલુવ્વન ફિદ્દીન, અર્થાત :- બહું તઅજ્જુબની વાત છે કે ગૈરમુકલ્લિદીન ભાઇ કઇ રીતે પોતાને ખાલિસ મુવહહિદ કહે છે અને મુકલ્લિદીનને (તકલીદ કરવાના લીધે) મુશ્રિક અને બિદઅતી ઠેરવે છે. હાલાંકે ગૈરમુકલ્લિદીન પોતે સૌથી સખત મુતઅસ્સિબ અને ગાલી છે.

છેવટમાં લખે છે કે :- ફમા હાઝા દીનુન ઇલ્લા ફિત્નતુન ફિલ્અર્ઝિ વફસાદુન કબીર, અર્થાત :- ગૈરમુકલ્લિદીનનો આ તરીકો કોઇ દીન નથી, એ તો ઝમીનમાં મોટો ફિત્નો અને ફસાદ છે. (તકલીદે અઇમ્મહ પાનું-૧૭-૧૮)

ગૈરમુકલ્લિદોના બીજા પેશ્વા મવ. મુહમ્મદ હુસૈન બટાલ્વી (રહ.) ફરમાવે છે કે :- 'કુફ્રો ઇરતિદાદ ઔર ફિસ્કકે અસ્બાબ દુનિયામેં ઔર ભી બકસરત મૌજુદ હેં મગર દીનદારોંકે બેદીન હો જાનેકા બહુત બળા સબબ યે ભી હે કે વો કમ ઇલ્મીકે બાવુજુદ તકલીદ છોળ બેઠતે હેં, (ઇશાઅતુસ્સુન્નહ જિલ્દ ૨ સફા-૫૧-૫૨-૫૩)'

કુર્આન અને હદીસના ઇલ્મથી કોરા ગૈરમુકલ્લિદીનની ગુમ્રાહી એટલી બધી વધી ગઇ છે કે ઇન્સાફ પસંદ તજરૂબાકાર ગૈરમુકલ્લિદ હઝરાત પોતાની જમાઅતને નસીહત અને વસિય્યત કરવા માટે મજબુર થઇ ગયા, જેમાંના એક મવ. કાઝી અબ્દુલ વહ્હાબ સાહબ ખાનપુરી પોતાની કિતાબ 'અત્તવ્હીદ વસ્સુન્નહ ફી રદ્દિ અહલિલ ઇલ્હાદિ વલ બિદઅહ'માં લખે છે કે :- પસ ઇસ ઝમાનેકે જૂઠે અહલે હદીસ મુબ્તદિઇન મુખાલિફીને સલ્ફે સાલેહીન જો હકીકતે 'મા જાઅ બિહિર્રસૂલ' સે જાહિલ હેં વો મુફ્તમેં શીઅહ વરવાફિઝકે

વારિસ વખલીફહ બને હુએ હેં. (તકલીદે અઇમ્મહ પાનું-૧૮)

અને બીજા મશહુર મવ. વહીદુઝ્ઝમાન સાહબ લખે છે કે :- અહલે હદીસગો ઇમામ અબુહનીફહ ઔર ઇમામ શાફેઇકી તકલીદકો હરામ કેહતે હેં લેકિન ઇબ્ને તૈમિય્યહ, ઇબ્ને કય્યિમ, શવ્કાની, નવાબ સિદ્દીક હસનકી અંધાધુન તકલીદ કરતે હેં (અસ્રારૂલ્લુગત પારા હશ્તુમ (૮) સફા ૨૪)

એમના માટે હિદાયતનો રસ્તો એ જ છે કે ખ્વાહિશાતે નફસાની છોડી અઇમ્મએ મુજતહિદીનની પૈરવી કરે.

હઝરત શૈખ અબ્દુલહક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે :- ખાનએ દીન ચહાર સ્ત હર કે રાહે અઝાં રાહહા, દરે અઝ દરહા ઇખ્તિયાર નમૂદહ બ રાહે દીગર ગિરિફતન અબસ વ યાવહ બાશદ, (સિરાતે મુસ્તકીમ શર્હે સિફરૂસ્સઆદહ પાનું ૨૧)

અર્થાત :- દીનના ઘરો ચાર છે. (હન્ફી, શાફેઇ, માલેકી, હંબલી) જે માણસે કોઇ રસ્તો આ રસ્તાઓમાંથી અને કોઇ દરવાઝો આ દરવાઝાઓમાંથી કબુલ રાખ્યો, હન્ફી યા શાફેઇ યા માલિકી યા હંબલી મઝહબ ઇખ્તિયાર કર્યુ તેને બીજો રસ્તો ઇખ્તિયાર કરવું બેહુદા અને અબસ છે અને અમલના કારખાનાને મજબૂત અને ઇસ્તિકામતથી દૂર કરવું છે અને મસ્લિહતથી બાહિર જવું છે. (પાનું-૨૧)

હઝરત શાહ સૈયદ અહમદ બરેલ્વી (રહ.) ફરમાવે છે :- દર અઅ્માલ ઇત્તિબાએ મઝહબે અર્બઅહ કે રાઇજ દર તમામ અહલે ઇસ્લામસ્ત બેહતર વ ખૂબસ્ત.

અર્થાત :- અઅ્માલ બાબત ચાર મઝહબો (હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી)ની પૈરવી કિંવા ચાર મઝહબોના દાઇરહની પાબંદી તમામ મુસલમાનોમાં રાઇજ છે. બહું જ ઉમ્દહ અને પસંદીદહ છે. (સિરાતે મુસ્તકીમ મુરત્તબહ હઝરત મવ. શાહ ઇસ્માઇલ શહીદ- રહ.)

હઝરત શાહ મુહમ્મદ ઇસ્હાક (મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે :- 'હરગિઝ મુકલ્લિદે ઇશાં રા બિદઅતી ન ખ્વાહંદ ગુફ્ત ઝીરાકે તકલીદે ઇશાં તકલીદે હદીસ શરીફસ્ત, બઅએતિબારે ઝાહિર વ બાતિન'.

અર્થાત :- ચાર ઇમામોના મુકલ્લિદોનને હરગિઝ (કદી પણ) બિદઅતી કહી શકાય નહીં, કારણ કે એ ઇમામો ઇમામ અબુહનીફા (રહ.) ઇમામ શાફેઇ (રહ.) ઇમામ માલિક (રહ.) ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.)ની તકલીદ ઝાહિર અને બાતિન દરેક એઅતેબારથી હદીસ શરીફની જ તકલીદ છે. (મિઅતે મસાઇલ પાનું-૯૩)

ગૈરમુકલ્લિદ પોતાને આમિલ બિલ હદીસ કહે છે પણ ધોકાબાઝી, ગલત બયાની એમનો ખાસ્સો અને શેવો છે. સવાલમાં આપ પઢી ગયા હશે કે :- કિતાબ હિદાયહ જિલ્દ ૧ સફા ૩૭૯ મેં યે હે કે આંહઝરત (સલ.)ને અખીર વક્ત તક રફઉલ યદૈન કિયા હે ઔર આમીન બિલ જહરકા મસ્અલા ભી હિદાયહ જિલ્દ-૧ સફા ૩૬૩ મેં મવ્જૂદ હે.

આ બન્નેવ દઅવા કત્અન ગલત છે અને આપેલા બન્નેવ હવાલા તદ્દન ખોટા છે. 'લઅનતુલ્લાહિ અલલ કાઝિબીન'નો પણ એમને પાસ નથી. 'શર્મ-શર્મ-શર્મ ચે દિલાવરસ્ત દુઝદે કે બકફ ચિરાગ દારદ' ચોર કેટલો બધો જરી છે કે હાથમાં બત્તી લઇ ચોરી કરે છે.

ગૈરમુકલ્લિદો હદીસ-હદીસ કરે છે પણ કમ ઇલ્મ અને કમ ફહમ હોવાના લીધે સહીહ મફહુમ અને સહીહ મુરાદ સમજતા નથી. ઉર્દુ તર્જુમાની કિતાબો જોઇ કાંઇનું કાંઇ સમજી લે છે. કુર્આન અને હદીસનો સહીહ મફહુમ અને સહીહ મુરાદ સમજનારા સહાબા, મુજતહિદીન અને દીનના ઇમામો છે. તેમને ગૈરમુકલ્લિદો હદીસના વિરોધી અને બિદઅતી માને છે એટલા જ માટે એઓ ગુમ્રાહીમાં પડેલા છે.

ખરેખર ! અઝ બિરૂં ચૂં ગોરે કાફિર પુર હુલલ.
વન્દરૂં કહરે ખુદાએ અઝઝો જલ,
અઝ બિરૂં તઅનહ ઝની બર બાયઝીદ.
વઝ દરૂંનત નંગ મીદારદ યઝીદ,

એટલે અમુક લોકોની ઝાહિરી હાલત કાફિરની કબરની જેમ સુંદર દેખાય છે, પણ અંદરની હાલત ખુદાની પનાહ ! અમુકનો ઝાહિરી દેખાવ બાયઝીદ બુસ્તામીથી અફઝલ હોય છે, પણ અંદરૂની હાલત એવી કે યઝીદ શરમાય છે.

આપ (સલ.)નું ફર્માન છે કે મારી ઉમ્મત ૭૩ ફિરકામાં વહેંચાઇ જશે તે પૈકી માત્ર એક જ જમાઅત નાજી અને હક પર હશે. સહાબા (રદી.) એ પૂછ્યું કે તે કયો ફિર્કો હશે ? આપે ફરમાવ્યું કે, 'મા અના અલય્હી વઅસ્હાબી' (જે તરીકા પર હું અને મારા સહાબા છે.) (મિશ્કાત પાનું-૩૦)

આજે નાજી જમાઅત તે છે જે સહાબાને મેઅયારે હક માને છે અને તેમના તરીકાના પૈરવ છે અને અહલે સુન્નત વલ જમાઅત ગણાય છે. જેઓ મઝાહિબે હક્કહ હન્ફી, શાફેઇ, માલિકી, હંબલીમાં દાઇર છે. એના સિવાયના ફિરકા બિદઅતી છે. જેઓ ઇમામોની પૈરવી અને ઇમામોની તકલીદના બદલે પોતાની ખ્વાહિશની પૈરવી કરે છે, કિંવા પોતાના નાકિસ ઇલ્મ અને સમજ અનુસાર કુર્આન અને હદીસનો મફહુમ અને મત્લબ ઘડી લે છે અને જમાઅતે સહાબાના મુકાબલામાં પોતાની રાયને મુકદ્દમ અને રાજેહ સમજે છે. એ જ ગુમ્રાહીનું કારણ છે.

નફસાની ખ્વાહિશાતની પૈરવીથી બચવાની એ જ સુરત છે કે પોતાના નાકિસ ઇલ્મ અને ફહમ ઉપર ભરોસો કરવાના બદલે સહાબાને મેઅયારે હક તસ્લીમ કરી લે અને ઇમામોમાંથી એકની તકલીદ કરે. આ ફિત્નાના ઝમાનામાં ઇમાનની હિફાઝત એમાં જ છે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે કે :- આ ચાર મઝહબો મુદવ્વન અને મુરત્તબ થઇ ચુક્યા છે અને લખાણમાં આવી ચુક્યા છે. તમામ ઉમ્મત કમ અઝ કમ ઉમ્મતના કાબિલે એઅતિમાદ બુઝુર્ગો મઝકુર મઝાહિબની તકલીદ જાઇઝ અને જરૂરી હોવા ઉપર મુત્તફિક છે અને એમાં ઘણી મસ્લિહતો છે જે પોશીદહ નથી. ખાસ કરી આ ઝમાનામાં કે લોકો ઘણા જ કમ હિમ્મત અને લાપરવાહ થઇ ગયા છે અને તેઓના દિલો નફસાની ખ્વાહિશાતથી ભરપૂર છે અને દરેક પોતાની સમજ અને રાય ઉપર નાઝ કરે છે. (જેથી તકલીદની જરૂરતમાં કોઇ શુબોહ રહેતો નથી.) (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૬૧)

આપ (સલ.)ની પેશીન ગોઇ છે. 'વઇન્નહુ સયખ્રુજુ ફી ઉમ્મતી અકવામુન તતજારા બિહિમ તિલ્કલ અહવાઉ....'

અર્થાત :- હવે પછી મારી ઉમ્મતમાં એવા લોકો આવશે જેની અંદર નફસાની ખ્વાહિશાત એવી રીતે રચી જશે જેવી રીતે હડકાયલા કુત્રાના કરડેલ માણસના શરીરની રગ-રગ અને સાંધા-સાંધામાં ઝહેર પેવસ્ત થઇ જાય છે. કોઇ નસ અને કોઇ જોળ ઝહેરથી મહફુઝ રહેતું નથી. (મિશ્કાત પાનું ૩૦)

આ મિસાલમાં ગોર કરશો તો આપને બે વાતો એવી મળશે જે નકારી ન શકાય. એક એ કે કુત્રાના કરડેલા માણસના શરીરમાં ઝહેર પેવસ્ત થઇ જાય છે અને તેની ઝિંદગી ખત્રામાં પડી જાય છે.

બીજી એ કે એવો મરીઝ સારા માણસને કરડી લે તો તેની પણ એવી જ હાલત થઇ જાય છે. એ જ પ્રમાણે નફસાની ખ્વાહિશની પૈરવી કરનારાની હાલત થઇ જાય છે કે તેનું ઇમાન ખત્રામાં પડી જાય છે અને એની સોહબતથી બીજાનું ઇમાન પણ ખત્રામાં પડી જાય છે.

નફસાની ખ્વાહિશની બીમારી અહલે ઇલ્મને પણ જાહિલની જેમ લાગુ પડી શકે છે. ખુદાપાક ફર્માવે છે :- અફરઅય્ત મનિત્તખઝ ઇલાહહુ હવાહુ વઅઝલ્લહુલ્લાહુ અલા ઇલમિવં વખતમ અલા સમ્ઇહી વકલ્બિહી વજઅલ અલા બસરિહી ગિશાવહ.

અર્થાત :- તો શું આપે પેલા માણસની હાલત પણ જોઇ જેણે પોતાનો ખુદા ખ્વાહિશાતને ઠેરવી લીધો છે અને ખુદાપાકે તેને ઇલ્મ અને સુજ-બુજ હોવા છતાં ગુમ્રાહ કરી દીધો અને તેના કાન અને દિલ પર મહોર લગાડી દીધી અને આંખો પર પર્દો નાંખી દીધો તો એવા માણસને ખુદાના ગુમ્રાહ કરવા પછી કોણ હિદાયત આપી શકે છે ? શું તમો એના ઉપર ગોર કરશો ? (સુરએ જાષિયહ)

ખ્વાહિશાતે નફસાનીની આ ખતરનાક બીમારીથી ખુદા બચાવે, આમીન.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)નું ફરમાન છે :- અન્તુમુલ યવ્મ ફી ઝમાનિન અલ્હવા ફિહી તાબિઉન લિલ ઇલ્મિ...

અર્થાત :- આજે તમો એવા મુબારક ઝમાનામાં છો જેમાં નફસની ખ્વાહિશ ઇલ્મના તાબેઅ છે અને તમો ઉપર એક ઝમાનો એવો આવનાર છે કે ઇલ્મ ખ્વાહિશે નફસનો તાબેઅ (ગુલામ) બની જશે, (અહયાઉલ ઉલૂમ, ભાગ-૧ પાનું-૮૬)

હઝરત જુનૈદ બગ્દાદી (રહ.) અને હઝરત સુફયાન સૌરી (રહ.)ના શાગિર્દ હઝરત અબૂ ઉમર ઝુજાજી (રહ.)નું ફર્માન છે કે ઇસ્લામથી પહેલાં જાહિલિય્યતના ઝમાનામાં લોકોની એ હાલત હતી કે એવા કામો કરતા જેને અકલ અને તબીઅત (નફસાની ખ્વાહિશ) પસંદ કરતી. આપ (સલ.)એ આવી તેઆંને શરીઅત અને ઇત્તિબાઅ તરફ ફેરવી દીધા. હવે અકલે સહીહ અને ફહમે સલીમ તે છે જે એવા કામોને સારા સમજે જેને શરીઅત સારા સમજે છે અને એવા કામોને ખરાબ સમજે જે શરીઅતથી સાબિત ન હોય. (અલ્એઅતિસામ ભાગ-૧ પાનું-૬૭)

ઇમામ શાતબી (રહ.) શરીઅત કાયમ કરવા (સ્થાપના)ની ગર્ઝો-ગાયત અને મસ્લિહત બયાન ફર્માવે છે કે :- 'અશ્શરીઅતુ મવઝુઅતુન લિઇખ્રાજિલ મુકલ્લિફ.'

અર્થાત :- શરીઅતની વઝઅ (ઘડતર-સ્થાપના) એટલા માટે અમલમાં આવી છે કે મુકલ્લફ બંદાને તેની નફસાની ખ્વાહિશતાના દાઇયહ (તકાઝા-માંગ)થી કાઢી લેવામાં આવે (કિંવા નફસના બંદા બન્વાથી બચાવી) માત્ર ખુદાના બંદા બનાવી લેવામાં આવે.

એવી જ રીતે ખય્રૂલ કુરૂન પછીના શર અને ફિત્નાના ઝમાનામાં ઉલ્માએ રબ્બાનીએ લોકોને ખ્વાહિશાતે નફસાનીની ગુમ્રાહીથી બચાવ્વા માટે ચાર મઝાહિબે હક્કહની તઅયીન કરી. એમાંથી એક મઝહબની તકલીદને ગૈર મુજતહિદ માટે વાજિબ ઠેરવી લીધી અને નફસાની ખ્વાહિશની ગુમ્રાહીથી બચાવી લીધા અને એમને આમ કરવાનો ખુદાના રસુલે હક આપ્યો છે. જુઓ.

આપ (સલ.)નું ફર્માન છે :- 'અલ્ઉલ્માઉ વરસતુલ અંબિયા'.

અર્થાત :- ઉલ્મા અંબિયાના વારિસ છે.

અને ફર્માવ્યું :- ઉલ્માઉ ઉમ્મતી કઅંબિયાઇ બની ઇસ્રાઇલ..

અર્થાત :- મારી ઉમ્મતના ઉલ્મા બની ઇસ્રાઇલના નબીઓના માનિન્દ છે.

અને ઇર્શાદ છે કે :- કાનત બનૂ ઇસ્રાઇલ તસુસુહુમુલ અંબિયાઉ.....

અર્થાત :- બની ઇસ્રાઇલની સિયાસત અને હુકુમત તેમના પયગમ્બરો કરતા હતા, એક નબી વફાત પામતા તો બીજા નબી તેમની જગ્યાને પૂર કરી દેતા અને ખબરદાર રહો કે મારા પછી કોઇ નબી નથી. હાં, મારા ખલીફા હશે અને ઘણા હશે. (બુખારી-મુસ્લિમ)

હઝરત પીરાને પીર ગવ્સે અ'ઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફર્માવે છે :- લય્સશ-શિર્કુ ઇબાદતુલ અસ્નામિ ફહસ્બુ, બલ હુવ મુતાબિઅતુક લિહવાક...

અર્થાત :- શિર્ક માત્ર બુત પરસ્તી નથી બલ્કે શિર્ક એ પણ છે કે તમો તમારી ખ્વાહિશોની તાબેદારી કરો. (ફુતુહુલ ગૈબ મકાલા-૭, પાનું-૨૧)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે કે :- જાણી લો કે નફસની આ જિબિલ્લી અને ફિત્રી વાત છે કે તે ખ્વાહિશાતની પૈરવી કરતો રહે છે. જ્યાં સુધી કે નૂરે ઇમાની તેમાં ઝાહિર થાય. જેમ કે હઝરત યુસુફ (અલ.) કહે છે કે :- 'વમા ઉબર્રિઉ નફસી'.

અર્થાત :- હું મારા નફસને બરી કરતો નથી. બેશક ! નફસ બુરાઇનો હુકમ આપે છે, પણ જ્યારે મારો રબ રહમ કરે. (તો બુરાઇથી બચી શકાય) હું કહું છું કે નફસની ખ્વાહિશના સુરાખ (કાણાં) અને ફાટમાંથી શૈતાન ઇન્સાનના અંદર ઝાંકે છે અને તેના દિલમાં ગુનાહની ખ્વાહિશ ઉત્પન્ન કરી દે છે. પછી જો બંદો ખુદાના જલાલને યાદ કરી ડરી જાય છે તો તેનાથી અકલમાં નૂર પૈદા થાય છે અને એ જ અબ્સાર છે. પછી તે નૂર દિલ અને નફસની તરફ ઉતરે છે તો તે ખ્વાહિશને દૂર કરી દે છે અને શય્તાનને દફઅ કરી દે છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું-૩૦૬)

બેશક ! તમામ ઉમુરે શરઇય્યહમાં અસલ હુકમ ખુદા તઆલાનો જ છે અને ફક્ત તેની જ ઇત્તિબાઅ દરેક ઉપર વાજિબ છે કે 'ઇનિલ હુકમુ ઇલ્લા લિલ્લાહ.'

અર્થાત :- ખુદા સિવાય કોઇનો હુકમ બિલ્ઇસ્તિકલાલ કાબિલે તસ્લીમ નથી.

અંબિયા અને રસુલોના ફરમાનો વાજિબુત્તસ્લીમ છે તે ફક્ત એટલા માટે કે તેઓ ખુદાના ફર્માનો અને અહકામોના મુબલ્લિગ (પહોંચાડનારા) છે અને ખાલિક તથા મખ્લુક વચ્ચે વાસ્તો છે. મુસ્તકિલ મત્બૂઅ નથી. એવી જ રીતે ખુલફાએ રાશિદીન અને સહાબા (રદી.)ની પૈરવી પણ આપ (સલ.)ની જ પૈરવી છે એમની ઇત્તિબાઅ રિસાલતની હૈસિયતથી નથી બલ્કે હુઝૂર (સલ.)ના કૌલ અને અમલની સહીહ સમજ અને નકલની હૈસિયતથી કરવામાં આવે છે. જેને આપ (સલ.) એ હમારા ઉપર લાઝિમ અને વાજિબ ફર્માવી છે.

આપ (સલ.)નું ફર્માન છે :-

(૧) તમો મારી સુન્નતને અને હિદાયત યાફતહ ખુલફાએ રાશિદીનની સુન્નતને ઇખ્તિયાર કરશો.

(૨) મારા પછી અબુબકર (રદી.) અને ઉમર (રદી.)ની ઇકતિદા કરશો.

(૩) મારા સહાબી રોશન સિતારા સમાન છે. એ પૈકી જેની પણ ઇકતિદા કરશાં હિદાયત પામશો.

એવી જ રીતે એમના પછીના ઇમામોની ઇત્તિબાઅ અને તકલીદ પણ આપ (સલ.)ની જ ઇત્તિબાઅ છે. જે બહૈસિયતે નકલો-ફહમ જ કરવામાં આવે છે. મુતાએ મુત્લક તો માત્ર ખુદા જ છે. 'ઇનિલ હુકમુ ઇલ્લા લિલ્લાહ.'

જેવી રીતે નમાઝની મોટી જમાઅતમાં ઇમામની પાછળ અમુક મુકિબ્બરીન (તકબીર પુકારનારા) મુતઅય્યન કરવામાં આવે છે, અને તેમની પાછળની સફના મુકતદીઓ તે મુકિબ્બરીનની આવાઝના આધારે શરૂથી આખિર લગી નમાઝ અદા કરે છે. પણ તેઓ ઇમામના જ મુકતદી ગણાય છે. મુકબ્બિરીનના મુકતદી ગણાતા નથી. એવી રીતે સહાબા (રદી.)ના તરીકા ઉપર ચાલ્નારા અને ઇમામોના મુકિલ્લદીન પણ દર હકીકત કુર્આનો હદીસના જ પૈરવ છે. સહાબા અને ઇમામો તો જરૂરતન (મુકબ્બિરીનના જેમ) માત્ર વાસ્તા સમાન છે.

ગૈરમુકિલ્લદોનો એક એએતેરાઝ એ છે કે :- ચાર મઝહબોમાં એક મોઅતબર હોય શકે છે. ચારેવ

મઝહબ હક હોઇ શકતા નથી અને ચારમાં કયું મઝહબ હક છે તેની તઅયીન (નક્કી હોવું) મુશ્કિલ છે.

જવાબ એ છે કે ચારેવ મઝબહનો માખઝ અને મરજઅ એક જ છે. (કુર્આનો-હદીસ, ઇજમાઅ, કિયાસે મુજતિહદીન) માટે બધાને નાહક સમજવું ગુમ્રાહી છે. જૂઓ ! ખાનએ કઅબહની ચાર સિમ્તો (દિશા) (મશ્રિક, મગ્રિબ, જૂનૂબ, શિમાલ) છે એ ચારેવ સિમ્તોના નમાઝીઓનો કિબ્લો એક જ છે. માટે ચારેવ સિમ્તોના નમાઝીઓની નમાઝ સિમ્તનો ઇખ્તિલાફ હોવા છતાં સહીહ છે.

હદીસમાં છે કે અહઝાબના દિવસે આપ (સલ.) એ લશ્કરને તાકીદી હુકમ આપ્યો કે કોઇ માણસ અસરની નમાઝ નહીં પઢે પણ 'બની કુરૈઝહ' માં, (પઢે.) મત્લબ એ હતી કે એટલા જલ્દી અને ઉતાવળે જાય કે અસરની નમાઝ બની કુરૈઝહ પહોંચીને પઢે. પણ રસ્તામાં અસરનો ટાઈમ તંગ થવા લાગ્યો. અસરની નમાઝ બની કુરૈઝહ પહોંચી પઢી શકાય એમ ન હતું જેથી બે પક્ષ થઇ ગયા. એક પક્ષે નમાઝ પઢી લીધી. બીજાએ ક્હ્યું કે ભલે નમાઝ કઝા થઇ જાય, આપ (સલ.) ના ફર્માનના ઝાહિરી અલ્ફાઝનો લિહાઝ રાખી બની કુરૈઝહ પહોંચી નમાઝ કઝા પઢી. આ બનાવની ખબર આપ (સલ.)ને થઇ તો બન્નેવ પક્ષોમાંથી કોઇને પણ મલામત નહીં કરી અને બન્નેવ પક્ષોની નમાઝ દુરૂસ્ત ઠરી, કારણ કે બન્ને પક્ષોની દલીલ હદીસ હતી. એકે ઝાહિરી શબ્દો મુજબ અમલ કર્યો. અને બીજાએ હદીસની મુરાદ પર અમલ કર્યો જેથી બન્ને પક્ષની નમાઝ સહીહ ગણવામાં આવી. હદીસમાં છે કે :- ઇઝજતહદલ હાકિમુ ફઅસાબ ફલહુ અજરાનિ, વઅનિજતહદ ફઅખ્તઅ ફલહુ અજરૂન.

અર્થાત :- જ્યારે ફેસ્લો કરનાર ઇજતિહાદ કરે અને સહીહ ફેસ્લા પર પહોંચી જાય તો તેને બે અજર મળે છે. અને જો ઇજતિહાદ કરે અને ઇજતિહાદમાં ખતા કરે તો એક અજરનો હકદાર બને છે. (બુખારી અને મુસ્લિમ)

એવી જ હકીકત ચારેવ ઇમામોના ઇજતિહાદની છે. ઇખ્તિલાફ હોવા છતાં બધા મઝહબ સહીહ છે.

આપ (સલ.)ના ફર્માનમાં તસ્રીહ છે કે સહાબામાં ઇખ્તિલાફ હોવા છતાં જેમની પણ ઇકતિદા કરશો હિદાયત પર રહેશો. (મિશ્કાત)

હાફિઝ ઇબ્ને તૈમિય્યહ (રહ.) જેમને ગૈર મુકલ્લિદીન હઝરાત પોતાના મુકતદા અને પેશ્વા તરીકે માને છે ઇકરાર કરે છે કે અવામ અને ગૈર મુજતહિદીન ઉલ્મા માટે ફુકહા અને મુજતહિદીનની તરફ રૂજુઅ કરવા અને તેમની તકલીદ વગર છુટકો નથી. અને માને છે કે ઇમામોની હૈસિયત વસાઇલ અને વાસ્તાની છે, અને મઝાહિબની પૈરવી એક અમલી જરૂરત અને કુદરતી અમ્ર છે. આપ એની વઝાહત કરતાં લખે છે કે :- ખુદાપાક અને તેના રસુલ (સલ.) ની ઇતાઅત અને જેને ખુદા અને તેના રસુલ (સલ.)એ હલાલ કર્યું તેને હલાલ અને જેને ખુદા અને તેના રસુલે હરામ કર્યું તેને હરામ સમજવું અને જેને અલ્લાહ અને તેના રસુલે વાજિબ ઠેરવ્યું તેની સાથે વાજિબ જેવો મામલો કરવું તમામ ઇન્સાનો અને જિન્નાત પર વાજિબ છે.

અને દરેક માણસ પર હર હાલમાં સિર્રન અને અલાનિયહ ફર્ઝ છે. પરંતુ કેમકે ઘણાં અહકામ એવા પણ છે જેને બધા લોકો નથી જાણતા. માટે લોકોએ એ બારામાં તે બુઝુર્ગો તરફ રૂજુઅ કર્યું જે તેઓને તેની તઅલીમ આપે કેમકે તેઓ (મુજતહિદો) રસુલે ખુદાની તઅલીમના ઘણા જાણકાર છે. અને તેમની મન્શા અને મુરાદથી વધુ વાકિફ છે તો દીનના ઇમામો (જેમકે ઇમામ અબૂહનીફા (રહ.), ઇમામ શાફેઇ(રહ.), ઇમામ માલિક(રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.)ની મુસલમાનોએ પૈરવી કરી છે તેની હૈસિયત તે જ છે જે વસાઇલ અને ઝરીઆની અને તે રેહનુમાઓ (ઇમામો)ના છે જેઓ લોકોને રસુલે ખુદા લગી પહોંચાડે છે. તેમના કલામની તબ્લીગ કરે છે. અને પોત-પોતાના ઇજતિહાદ અને ખુદા દાદ

ઇલ્મો-ફહમ અને ઇસ્તિતાઅતના મુતાબિક રસુલે ખુદાની મુરાદ સમજાવે છે. ખુદાપાક એક આલિમને એવો દીનનો ઇલ્મો-ફહમ અતા કરે છે જે બીજા આલિમને નસીબ નથી.

ખુદાપાક ફરમાવે છે : 'વદાવુદ વસુલય્માન ઇઝ યહકુમાનિ......

જુઓ ! દાઉદ (અલ.) અને સુલય્માન (અલ.) બન્નેવ ખુદાના જલીલુલ કદ્ર પયગમ્બર હતા. બન્નેએ એક મુકદ્દમામાં ફેસ્લો કર્યો ખુદાપાકે એમનામાંથી એક (હઝરત) સુલેમાન(અલ.)ને એ મુકદ્દમામાં ખુસુસી ફહમ (સમજ) અતા કરી પણ તઅરીફ બન્નેવની ફર્માવી.

ઉલમા પણ અંબિયાએ કિરામના વારિસ છે. એમનો ઇજતિહાદ અહકામના બારામાં એવો જ છે જેમકે મુખ્તલિફ લોકો અજાણી જગ્યાએ કરાઇન અને તહરીથી કિબ્લાની સિમ્ત (દિશા) મુતઅય્યન કરે અગર ચાર આદમી છે. અને તેમાંથી દરેકે પોતાના સાથીઓ સાથે એક-એક દિશા તરફ નમાઝ પઢી, (દાખલા તરીકે એક ઇમામે પોતાના સાથીઓ સાથે મશ્રિક તરફ, બીજા ઇમામે પોતાના સાથીઓ સાથે મગ્રિબ તરફ, ત્રીજા ઇમામે જુનુબ તરફ, ચોથાએ શિમાલ તરફ નમાઝ પઢી.)

દરેક સમજતા હતા કે હમો કિબ્લા તરફ નમાઝ પઢી રહ્યા છે તો ચારેવ જમાઅતની નમાઝ સહીહ ગણાશે જો કે જે જમાઅતે કિબ્લા તરફ નમાઝ પઢી છે તે એક જ હશે. અને એ જ તે ઇજતિહાદ કરનાર હશે જે ડબલ અજરનો હકદાર હશે.

હદીસમાં છે. ઇઝજતહદલ હાકિમુ ફઅસાબ ફલહુ અજરાનિ વઅનિજતહદ ફઅખ્તઅ ફલહુ અજરૂન.

અર્થાત :- જે ફેસ્લો કરનાર ઇજતિહાદ કરે છે અને સહીહ ફેસ્લા ઉપર પહોંચી જાય છે તો તેને બે અજર મળે છે. (એક ઇજતિહાદ કરવાનો અને બીજો સહીહ ફેસ્લો કરવાનો) અને જે ઇજતિહાદ કરે છે અને ફેસ્લો સહીહ કરવાથી મહરૂમ રહ્યો તેને એક અજર (ઇજતિહાદ કરવાનો) મળશે. (ફતાવા ઇબ્ને તૈમિય્યહ ભાગ-૨ પાનું-૨૦૨)

ગૈર મુકલ્લિદોનો એ પણ એઅતેરાઝ છે કે હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી મઝહબ મોઅતબર છે.એની શી દલીલ ?

કુર્આનમાં કે હદીસમાં આપ (સલ.)એ મકબુલ અને મોઅતબર હોવાની સનદ આપી છે ? આપી હોય તો બતાવો, આવા જાહિલાના એઅતેરાઝો કરી લોકોને બેહકાવે છે.

શું બુખારી શરીફ અને મુસ્લિમ શરીફ, અબૂદાઉદ શરીફ, તિરમિઝી શરીફ વિગેરે હદીસની કિતાબો માટે કુર્આનમાં અથવા હદીસમાં મોઅતબર હોવાનું બયાન છે ?

મોઅતબર હોવાની સનદ એ છે કે હદીસના જાણકારોએ મોઅતબર હોવાનું કબુલ કર્યું છે. એવી જ રીતે ચારેવ મઝબહોને મુજતહિદો અને મુહદ્દિસોએ મંઝુર રાખ્યા છે. 'તલકકી બિલ કબુલ' પણ મોટી સનદ છે.

ગૈર મુકિલ્લદો કહે છે કે ચાર મઝહબો આપ (સલ.)ના મુબારક ઝમાનામાં ન હતા. નવ ઇજાદ છે. માટે બિદઅતે સય્યિઅહ છે, એ એમની ગલત ફહમી છે. બિદઅતની તઅરીફથી નાવાકિફ હોવાની દલીલ છે.

જુઓ ! કુર્આન શરીફને કિતાબી શકલમાં જમા કરવાનો મુબારક અમલ અહદે રિસાલત પછીનો જ છે, હઝરત અબુબક્ર (રદી.)ના ઝમાનામાં અમલમાં આવ્યો છે. શું એ બિદઅતે સય્યિઅહ છે ?

કુર્આનમાં એઅરાબ ઝબર-ઝેર-પૈશ-જઝમ-તશ્દીદ વિગેરેનો અમલ અહદે રિસાલત અને સહાબા પછીનો છે તો શું એ પણ બિદઅતે સય્યિઅહમાં શામિલ છે ? અને એવા કુર્આનમાં તિલાવત કરવું નાજાઇઝ છે ?

હદીસની કિતાબો મુઅત્તા, બુખારી શરીફ, મુસ્લિમ શરીફ વિગેરે સિહાહ સિત્તહનો વુજૂદ કિતાબી શકલમાં આપ (સલ.) તથા સહાબા (રદી.) અને તાબેઇનના ઝમાનામાં ન હતો. બાદની ઇજાદ છે. તો શું એ બિદઅત છે ? નહીં. હરગિઝ નહીં. તો પછી મઝાહિબે અરબઅહની તઅયીન અને તદવીન કઇ રીતે બિદઅત થઇ ગઇ ?

દરેક પ્રકારનો નવો અમલ બિદઅતે મમ્નુઅહ હોતો નથી. જે નવો અમલ ફિદ્દીન હોય કિંવા દીનની અંદર હોય જેમ કે ઇદની નમાઝ માટે અઝાન અને ઇકામતનો વધારો, એનો ઇઝાફો દીનની અંદર હોવાથી બિદઅત છે. પણ જે નવો અમલ લિદ્દીન હોય કિંવા દીનના તહફફુઝ અને ઈસ્તિહકામ અને તકવિયત અર્થે હોય છે તે બિદઅતે સય્યિઅહમાં શામિલ નથી. જેમકે જમ્એ કુર્આનનો અમલ, કુર્આનમાં એઅરાબ ઝબર, ઝેર, પૈશ વિગેરે લગાડવાનો અમલ, હદીસોને કિતાબી શકલમાં મુરત્તબ કરવા, બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, અબૂદાઉદ શરીફ, તિર્મિઝી શરીફ વિગેરે નામ રાખવાનો અમલ બિદઅતે મમ્નુઅહ નથી તો પછી તદવીને ફિક્હ, મઝાહિબે અર્બઅહની તઅયીન અને હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી મઝહબ નામો કઇ રીતે બિદઅતે મમ્નુઅહ હોઇ શકે છે? મઝકૂર બધા અમલો લિદ્દીન હોવાથી મુસ્તહસન બલ્કે ઝરૂરી છે, કુર્આન જમા કરવામાં ન આવત તો તેનું સલામત રહેવું મુશ્કિલ હતું. કુર્આનમાં ઝૅર-ઝબર-પૈશ વિગેરે ન હોત તો સહીહ પઢવું મુશ્કિલ થઈ જાત, એવી જ રીતે મઝહબોની તઅયીન અને ફિકહની તદવીન અમલમાં ન આવત તો લોકો ખ્વાહિશાતે નફસાનીના બંદા બની જાત.

તકલીદમાં ઘણી મસ્લિહત અને ફાયદા છે. અને ખુદાની મોટી નેઅમત છે. નફસાની ખ્વાહિશાત જે ગુમ્રાહીનો મોટો સબબ છે. તેનાથી હિફાઝત છે.

અફસોસ કે ગૈરમુકિલ્લદોની એના ઉપર નઝર નથી. એમને સહીહ ઇલ્મ અને કલ્બી બસીરત નસીબ હોત તો આ નેઅમતે ઉઝમાથી મહરૂમ નહીં રહત.

ખુદાપાક એમને એની તવ્ફીક આપી ગુમ્રાહીથી બચાવી લિએ. આમીન.

કેટલીક બાબતો ઝાહિરી અને સરસરી નિગાહમાં બિદઅત અને ખિલાફે સુન્નત દેખાય છે પણ જ્યારે કુર્આન અને હદીસની રોશનીમાં ગોર કરવામાં આવે તો જાઇઝ નહીં બલ્કે ઝરૂરી અને વાજિબુલ અમલ સાબિત થાય છે. જેને સમજવા માટે એક મુબારક બનાવ પેશ કરૂં છું.

ખુદાપાકે હઝરત ઉમરે ફારૂક(રદી.)ના મુબારક દિલમાં એહસાસ પૈદા કર્યો કે કુર્આનની આયતો અને સુરતો મુન્તશિર છે. અને જેને પુરૂં કુર્આન યાદ છે તેઓ શહીદ થતા રહ્યા તો શું થશે ? માટે ઝરૂરી છે કે કિતાબી શકલમાં જમા કરી લેવામાં આવે. આ અઝીમુશ્શાન કારનામા માટે ખુદાપાકની તવ્ફીકથી ખલીફએ અવ્વલ હઝરત અબુબક્ર સિદ્દીક(રદી.)ની ખિદમતમાં હાજર થઇ મામલાની નઝાકત અને અહમિયત સમજાવી, જમ્એ કુર્આનની સલાહ આપી. અમીરૂલ મુ'મિનીને હૈરત ઝદહ થઈ ફર્માવ્યું. 'કય્ફ તફઅલુ શય્અન લમ યફઅલ રસુલૂલ્લાહિ (સલ.)'

અર્થાત :- જે કામ.ખુદાના રસુલે નહીં કર્યું તેને તમો કઇ રીતે કરી શકો છો ?

હઝરત ઉમરે ફારૂક (રદી.) એ અર્ઝ કરી 'હાઝા વલ્લાહિ ખય્રુન' ખુદાની કસમ આ કામ ઘણું સારૂં છું. કિંવા એમાં કુર્આનની હિફાઝત છે અને એમાં દીનનું ઇસ્તિહકામ છે. અલ્લાહ અને તેના રસુલ (સલ.)ના મંશાના મુતાબિક છે. બિદઅત નથી. આવી રીતે ઘણી બહસ પછી હઝરત અબુબક્ર સિદ્દીકે એમની ઇજતિહાદી રાય સાથે ઇત્તિફાક કર્યો. પછી આ ખિદમત માટે કાતિબે વહી હઝરત ઝૈદ ઇબ્ને સાબિત (રદી.)ને બુલાવ્યા અને કુર્આન કિતાબી શકલમાં જમા કરવાની ખિદમત સોંપી તો કહેવા લાગ્યા 'કય્ફ તફઅલૂન શય્અન લમ યફઅલ્હુ રસુલૂલ્લાહિ (સલ.)

અર્થાત :- આપ સાહેબો એ કામ કઇ રીતે કરી શકો છો જેને રસુલે ખુદા (સલ.)એ નહીં કર્યું. લાંબી

બહસ પછી સમજી ગયા કે કુર્આનની હિફાઝત અને દીને ઇસ્લામની મઝબુતી એમાં જ છે. ખુદા રસુલની મન્શા વિરૂદ્ધ નથી બલ્કે એૈન મુતાબિક છે. અને ખિદમત કબુલ કરી લીધી.

એવી જ રીતે તકલીદે અઇમ્મએ અરબઅહ ખુદા અને રસૂલ (સલ.)ની મન્શા વિરૂદ્ધ નથી, એમાં દીનનો ઇસ્તિહકામ અને ઇન્તિઝામ છે અને નફસની હિફાઝત પણ,

જુઓ ! કુર્આન આપ (સલ.)ના મુબારક ઝમાનામાં એક જગ્યાએ કિતાબી સુરતમાં જમા ન હતું. (સહાબાના મુબારક સીનામાં મહફુઝ હતું.) માટે હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.) અને કાતિબે વહી હઝરત ઝૈદ ઇબ્ને સાબિત (રદી.) એ પ્રથમ મુખાલિફત કરી. પણ કુર્આનો-હદીસની રોશ્નીમાં બહસ, મુબાહિસા અને ઇફહામો-તફહીમ પછી જરૂરી અને એૈને દીન હોવાના કાઇલ થઇ ગયા. એવી જ રીતે તકલીદે અઇમ્મહને પણ કુર્આનો-હદીસની રોશ્નીમાં ઉમ્મતના બુઝુર્ગો, મુહિદ્દસીન અને મુજતિહદીન (રહ.) એ જરૂરી અને વાજિબુલ અમલ ઠેરવી છે.અને એની મુખાલિફતને હદીસે રસુલ 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ (મોટી મુઅઝઝમ જમાઅતની પૈરવી કરો)ની ખિલાફ વરઝી અને મોટા ફસાદ તથા ખ્વાહિશાતે નફસાનીની ઇત્તિબાઅનું કારણ બતાવ્યું છે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :- ઉમ્મતે આ વાત ઉપર ઇજમાઅ કર્યો છે કે શરીઅતને માલુમ કરવામાં સલફ (પહેલાંના બુઝુર્ગો) પર ભરોસો કરીએ. મસલન તાબિઇને આ બારામાં સહાબા ઉપર અને તબએ તાબેઇને તાબેઇન ઉપર એઅતેમાદ કર્યો એવી જ રીતે દરેક તબ્કાના ઉલ્માએ પહેલાંના ઉલ્મા પર એઅતેમાદ કર્યો.

અને ફર્માવ્યું :- વલય્સ મઝહબૂન ફી હાઝિહિલ અઝમિનતિલ મુતઅખ્ખરતિ બિહાઝિહિસ્સિફતિ ઇલ્લા હાઝિહિલ મઝાહિબુલ અર્બઅતુ.

અર્થાત :- અને આ આખિરી ઝમાનાઓમાં કોઇ મઝહબ આ સિફત અને ખૂબી વાળું આ ચાર મઝહબો સિવાય નથી. અને જે છે તે બિદઅતીઓનું છે અને કાબિલે એઅતેમાદ નથી.

બીજી દલીલ મઝહબની પાબંદીની એ છે કે આપ (સલ.)ની હદીસ છે :- 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ'.

અર્થાત :- મોટી મુઅઝઝમ જમાઅતની પૈરવી કરો. અને કેમકે સાચા મઝહબો આ ચાર સિવાય ખતમ થઇ ગયા. માટે હવે આ ચાર મઝહબોની પૈરવી કરવી સવાદે અ'ઝમની પૈરવી કરવી છે. અને એનાથી બાહિર નિકળવું સવાદે અ'ઝમથી બાહિર નિકળવું છે વિગેરે વિગેરે. (ઇકદુલ જીદ, પાનું ૩૧-૩૩)

અને ફર્માવ્યું, આપ (સલ.) એ મને વસિય્યત ફર્માવી કે આ ચાર મઝહબોની તકલીદ કરૂં અને એનાથી બાહર નહીં જાઉં. (ફુયુઝુલ હરમૈન પાનું - ૬૪)

શાહ સાહબે તાઇદમાં બીજા મહાન બુઝુર્ગોના અકવાલ પણ નકલ કર્યા છે. ઇમામ બગવી (રહ.) ફર્માવે છે :- વયજિબુ અલા મન લમ યજમઅ હાઝિહિશ-શરાઇત તકલીદુહુ ફીમા યઇન્નુ લહુ મિનલ હવાદિસ.

અર્થાત :- જે માણસમાં ઇજિતહાદની શર્તો નથી તેના ઉપર ઇમામની તકલીદ વાજિબ છે. એવા મસાઇલમાં જે તેને પેશ આવે. (ઇકદુલ જીદ-પાનું-૯)

ઇમામ ઇઝઝુદીન ઇબ્ને અબ્દુસ્સલામ (રહ.) લખે છે કે :- 'લિઅન્નન્નાસ લમ યઝાલુ મિન ઝમનિસ્સહાબતિ ઇલા અન ઝહરિતલ મઝાહિબુલ અર્બઅતુ યુકિલ્લદૂન.

અર્થાત :- સલ્ફે સાલિહીન સહાબાના મુબારક સમયથી ચાર મઝહબ થવા લગી હમેશાં તે ઉલમાની તકલીદ કરતા રહ્યા જે તેમને મળી જતા. એના ઉપર કોઇએ પણ એઅતેરાઝ કર્યો નથી કે જેનો ઇન્કાર મોઅતબર હોય અને જો એ તકલીદ બાતિલ હોત તો જરૂર ઇન્કાર કરત. (ઇકદુલ જીદ પાનું - ૨૯)

અને હાફિઝે હદીસ અલ્લામહ ઇબ્ને હુમામ (રહ.) એ તશરીહ કરી છે કે :- ઉમ્મતનો ઇજમાઅ થઇ ચુકયો છે કે જે મઝહબ આ ચાર મઝહબો વિરૂદ્ધ હોય તેના ઉપર અમલ જાઇઝ નથી. (અત્તહરીર પાનું - ૫૫૨)

ગૈરમુકલ્લિદો અબ્દુલ વહહાબ નજદીના હમ મસ્લક અને હમ અકીદા ગણાય છે. પણ એઓ તેમનાથી બે કદમ આગળ છે. તેઓ ઇમામોની તકલીદના કાઇલ છે. અને પોતાને હંબલિયુલ મઝહબ કહે છે. લખે છે કે :- ફનહનુ વલિલ્લાહિલ હમ્દુ મુત્તબિઉન, લા મુબ્તદિઉન, અલા મઝહબિલ ઇમામિ અહમદ ઇબ્ને હંબલ

અર્થાત :- હમો અલ્હમ્દુ લિલ્લાહ અઇમ્મએ સલફના મુત્તબિઅ છીએ. મુબતિદઅ નથી. ઇમામ અહમદ ઇબ્ને હંબલના મઝહબ પર છીએ. (શૈખ મુહમ્મદ ઇબ્ને અબ્દુલ વહહાબ પાનું ૧૭૪-૧૭૫.)

બીજા એક મકતૂબમાં છે :- ઇન્ની.......વલિલ્લાહિલ હમ્દુ મુત્તબિઉન વલસ્તુ બિમુબ્તદિઇન અકીદતી વદીની અલ્લઝી અદયનુલ્લાહ બિહી હુવ મઝહબુ અહલિસ્સુન્નતિ વલ્જમાઅતિ અલ્લઝી અલય્હી અઇમ્મતુલ મુસ્લિમીન મિસ્લલ અઇમ્મતિલ અર્બઅતિ વઅત્બાઇહિમ.

અર્થાત :- અલ્હમ્દુ લિલ્લાહ હું મુસલમાનોના ઇમામોનો મુત્તબિઅ છું. મુબ્તદિઅ (દીનમાં નવી વાત ઇજાદ કરનાર) નથી. મારો અકીદો અને મારો દીન જે મેં અલ્લાહના દીનની હૈસિયતથી ઇખ્તિયાર કરેલ છે.તે અહલે સુન્નત વલ જમાઅતનો તે જ મસ્લક અને તરીકો છે જે ચારેવ ઇમામો અને તેમના પૈરવનો મસ્લક અને તરીકો છે. (પાનું ૧૪૪-૧૪૫).

અને લખે છે કે :- હું ખુદા અને તેના ફરિશ્તાઓને અને તમને પણ આ બાબતના ગવાહ બનાવું છું કે હું ખુદા અને તેના રસુલના દીન પર છું અને ઉલ્માએ સલફનો મુત્તબિઅ છું. (મુહમ્મદ ઇબ્ને અબ્દુલ વહહાબ કર્તા અહમદ અબ્દુલ ગફૂર અત્તાર તબ્એ બૈરૂત પાનું ૧૭૪-૧૭૫)

એવી જ રીતે તેમનો છોકરો તેના રિસાલામાં લખે છે કે :- ઉસુલે દીનમાં હમારો મસ્લક અહલે સુન્નત વલ જમાઅત છે અને હમારો તરીકો અઇમ્મએ સલફનો તરીકો છે. અને ફરૂઆતમાં કિંવા ફિકહી મસાઇલમાં હમો ઇમામે અહમદ ઇબ્ને હંબલના મઝહબ ઉપર છીએ. અને જે કોઇ ચાર ઇમામોમાંથી કોઇ એકની ઇકતિદા કરે હમને કોઇ એઅતેરાઝ નથી. (પાનું ૩૮-૩૯)

અને લખે છે કે :- ઇબ્ને કય્યિમ અને તેમના ઉસ્તાદ ઇબ્ને તૈમિય્યહની કિતાબો હમને ઘણી જ અઝીઝ છે. પરંતુ હમો દરેક મસ્અલામાં તેમના પૈરવ નથી. જેમકે એક મજિલસની ત્રણ તલાકનો મસ્અલો છે. તેમાં હમો ચાર ઇમામોના મુત્તફિકહ મસ્લકની ઇત્તિબાઅ કરીએ છીએ. એટલે એક મજિલસની ત્રણ તલાક મોઅતબર માનીએ છીએ. (અલ્હદયતુસ્સનિય્યહ પાનું - ૪૯ )

મઝકુર હવાલાઓ હઝરત મોલાના મહમ્મદ મન્ઝુર નોઅમાની સાહબની પુસ્તિકા શૈખ મુહમ્મદ ઇબ્ને અબ્દુલ વહ્હાબકે ખિલાફ પ્રોપેગન્ડહ માંથી લીધા છે. ત્યારે ગૈર મુકલ્લિદીન ઇમામોની તકલીદને હરામ અને શિર્ક બતાવે છે.

એમની ફિકહ મુહમ્મદિય્યહની શરૂઆતમાં છે.

'અલ્લાહ તઆલાકા હઝાર-હઝાર શુક્ર હે કે ઉસને હમકો મહઝ અને ફઝલો કરમસે હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી મઝાહિબકીલતકલીદસે કે જિન્મેં એક જહાં ફંસ રહા હે ઔર મુજિબે આયતે કુર્આન 'ઇત્તખઝુ અહબારહુમ' ઔર હદીસે **'અદી ઇબ્ને હાતિમ'** કે મુખાલિફે હુકમે ખુદા ઔર રસુલકે કિસીકા હુકમ માન્ના શિર્ક હે શિર્કસે બચાયા. (ફિકહ મુહમ્મદિય્યહ વ તરીકએ અહમદિય્યહ ભાગ ૧)

બબીં તફાવુતે રહ અઝ કુજા સ્ત તા બકુજા.

આપ ઉપર પઢી આવ્યા હશો કે મઝકૂર નામ નિહાદ 'ફિકહ મુહમ્મદિય્યહ'ના કર્તા ગૈરમુકલ્લિદ

મઝાહિબે અર્બઅહ હન્ફી, શાફેઇ, માલિકી, હંબલીની તકલીદને શિર્ક કહે છે અને દલીલમાં કુર્આનની આયત 'ઇત્તખઝુ અહબારહુમ વરૂહબાનહુમ અર્બાબમ મિન-દૂનિલ્લાહ.'

અને હદીસે 'અદી ઇબ્ને હાતિમ'ને વગર સમજે-બુજે પૈશ કરી છે. આયતનો મત્લબ એ છે કે યહુદી, ઇસાઇઓએ અલ્લાહને છોડી પોતાના મઝહબી પેશ્વાઓને ખુદા ઠેરવ્યા. (સુરએ તવ્બહ પારો-૧૦)

અને હદીસની મુરાદ અને ખુલાસો એ છે કે યહુદી અને નસારા અલ્લાહને એક બાજુ મૂકી પોતાના ગુમ્રાહ મઝહબી પેશ્વાઓની તાબેદારી કરતા, તેઓ ખુદાના હુકમ વિરૂદ્ધ પોતાની મરઝીથી હલાલને હરામ અને હરામને હલાલ કેહતા અને તાબેદારો ખુદાના હુકમની જેમ માની અમલ કરતા, આ રીતની તાબેદારીને ખુદાપાકે ગય્રૂલ્લાહને ખુદા માની લેવા અને તેમની પૂંજા કરવા સમાન ઠેરવ્યું. અદી પોતે ઇસાઇ હતા. રસુલે ખુદાની સેવામાં અર્ઝ કરી કે ઇસાઇ પોતાના મઝહબી પેશ્વાને ખુદા માનતા નથી અને તેમની પૂંજા કરતા નથી. તો આપ (સલ.) એ ફર્માવ્યું શું મઝકુર પેશ્વાઓની તાબેદારી કરનારા તેઓની હલાલ કરેલી વસ્તુને હલાલ અને હરામ કરેલી વસ્તુને હરામ નથી માનતા ? એ જ તેમને ખુદા માનવું અને તેમની પૂંજા કરવું છે. ત્યાર પછી હઝરત અદી મુસલમાન થઇ ગયા. (તિરમિઝી વિગેરે)

આથી સાબિત થાય છે કે બદ્દીન અને ગુમ્રાહ લોકોની તાબેદારી જાઇઝ નથી. હરામ છે. નહીં કે અઇમ્મએ હુદાની ?

ઇમામ અબૂહનીફહ (રહ.), ઇમામ શાફિઇ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.) જલીલુલ કદ્ર મુહદ્દિસીન, મુજતહિદીન છે. તકવા અને પરહેઝગારીમાં મશહુર, મઅરૂફ અને બેમિસાલ હતા. ઇમામ બુખારી (રહ.), ઇમામ મુસ્લિમ (રહ.), ઇમામ તિરમિઝી (રહ.), ઇમામ નસાઇ (રહ.), ઇમામ ઇબ્ને માજહ (રહ.) વિગેરે હઝારો મુહદ્દિસીન (રહ.)ના ઉસ્તાઝુલ ઉસ્તાઝ અને મુકતદા હતા, એ ચારેવ ઇમામોની ઇલ્મી શાન વિષે હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે કે :-

બિલ્જુમ્લહ ઇં ચહાર ઇમામ અન્દ કે આલમ રા ઇલ્મે ઇશાં ઇહાતહ કરદહ અસ્ત, ઇમામ અબૂહનીફહ (રહ.), વ ઇમામ માલિક (રહ.), વ ઇમામ શાફેઇ (રહ.), વ ઇમામ અહમદ (રહ.)

અર્થાત :- અલ્ગર્ઝ ! આ ચાર ઇમામો એવા મહાન આલિમો છે કે પૂરા આલમ (જહાંન) ને એ ચારેવ ઇમામો, ઇમામ અબૂહનીફહ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ અહમદ (રહ.)ના ઇલ્મએ ઘેરી લીધો છે. (મુસફફા શર્હે મુઅત્તા પાનું-૬)

એઓને યહુદ અને નસારાના ગુમ્રાહ પેશ્વા ઉપર કિયાસ કરવું અને મઝકુર આયત તથા હદીસે અદીના મિસ્દાક ઠેરવ્વું છેલ્લા દરજાની જહાલત તથા બદ્દીની અને ઝિન્દીકિય્યત છે, એવા જાહિલ અને ગુમ્રાહ લોકો વિષે હઝરત ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફર્માવે છે :- જેઓ માનતા હોય કે ઇમામો પોતાની રાયથી કુર્આન હદીસ વિરૂદ્ધ હુકમ આપતા હતા તો એનો અર્થ એ થયો કે ઇસ્લામનો સવાદે અ'ઝમ ગુમ્રાહ બલ્કે ઇસ્લામથી ખારિજ છે. આ પ્રકારનો એઅતેકાદ તે બેવકુફ જાહિલ કરે છે જે પોતાની જહાલતથી બે ખબર છે અથવા તે ઝિન્દીક (બદ્દીન) જેનો મકસદ એ છે કે ઇસ્લામનો મોટો ભાગ બાતિલ ઠરે. (મકતુબાતે ઇમામ રબ્બાની ફારસી ભાગ-૨ પાનું-૧૦૮)

અને અલ્લામહ ઇબ્ને તૈમિય્યહ (રહ.) લખે છે કે :- 'વલ્યુઅલમ અન્નહુ લય્સ અહદુન મિનલ અઇમ્મતિલ મકબૂલિન...'

અર્થાત :- જાણી લેવું જોઇએ કે આ ઇમામોમાંથી જે આમ તોર પર મુસલમાનોમાં મકબૂલ અને મોઅતમદ છે કોઇ પણ ઇમામ એવો ન હતો જે જાણી બુજીને રસુલે ખુદા (સલ.)ની કોઇ નાની કે મોટી સુન્નતની મુખાલિફત કરતો હોય. (રફઉલ મલામ અનિલ અઇમ્મતિલ અઅલામ બહવાલા તારીખે દઅવત

વ અઝીમત ભાગ-૨ પાનું-૧૦૨)

જૂઓ જહાનના કુત્બુલ અકતાબ શય્ખુલ મશાઇખ ગૌસે અ'ઝમ હઝરત પીરાને પીર સૈયદ અબ્દુલ કાદિર જીલાની (રહ.) તકલીદ પર કાયમ રહેવાની દુઆ અને તમન્ના કરે છે કે :- 'અમાતના અલા મઝહબિહી અસ્લન વફર્અન વહશ્રના ફી ઝુમ્રતિહી.'

અર્થાત :- ખુદાપાક હમને હમારા ઇમામ હઝરત અહમદ ઇબ્ને હંબલ (રહ.) ના મઝહબ ઉપર એઅતેકાદન વ અમલન મૌત નસીબ કરે અને કયામતના દિવસે તેમના ઝુમ્રહમાં હમારો હશ્ર ફર્માવે. (ગુન્યતુ-ત્તાલિબીન ભાગ-૨ પાનું-૮૨)

જ્યારે ગૈરમુકલ્લિદીનના પેશ્વા પોતાની કિતાબ 'ફિકહ મુહમ્મદિય્યહ'ની શરૂઆત (બિસ્મિલ્લાહ પછી) આ શબ્દોથી કરે છે :- ખુદાનો હઝાર-હઝાર શુક છે કે તેણે હમને હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી મઝહબોની તકલીદથી કે જે શિર્ક છે, બચાવ્યા. (ભાગ-૧)

આવી નાપાક ઝેહનિય્યતવાળા અને ગુમ્રાહ વિષે કહેવામાં આવ્યું.

ગર હમીં મકતબો હમીં મુલ્લાં,
કારે તિફલા તમામ ખ્વાહદ શુદ,

અગર આવા મકતબ અને ઉસ્તાદ હોય તો છોકરાઓનું જે અંજામ થશે તે ઝાહિર છે.

કિયાસ કુન ઝે ગુલિસ્તાને મન બહારે મરા,
શેઅર :- ઇઝા કાનલ ગુરાબુ દલીલ કૌમિન.
સયહદીહિમ તરીકલ હાલિકીન,

અર્થાત :- જ્યારે કૌમનો આગેવાન (કાગડા સિફત) હોય તો નક્કી તેને બરબાદી અને ગુમ્રાહીના માર્ગે દોરશે અને કહેવામાં આવ્યું :- ફસવ્ફ તરા ઇઝન કશફલ ગુબારૂ,
અ, ફરસુન તહત રિજલિક અમ હિમારૂ.

અર્થાત :- ટૂંક સમયમાં જ્યારે કે નાવાકિફીનો ગુબાર (ધુળ) હટી અને છટી જશે તો જોઇ લેશે કે ઘોડા ઉપર સવાર છે કે ગધેડા ઉપર ? કિંવા હક પર છે કે નાહક પર ?

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) મઝાહિબે અર્બઅહની તકલીદ નહીં કરવાને 'સવાદે અ'ઝમ'થી ખૂરૂજ અને હદીસે રસુલ 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ' (મોટી મુઅઝઝમ જમાઅતની ઇત્તિબાઅ કરો)ની ખિલાફ વરઝી માને છે. જૂઓ (ઇકદુલ જીદ પાનું-૩૩)

અને ફર્માવે છે, વફિલ એઅરાઝે અન્હા કુલ્લિહા મફસદતુન કબીરતુન. (મઝાહિબે અર્બઅહથી એઅરાઝ કરવામાં મોટી ખરાબી અને ગુમ્રાહી છે.) (ઇકદુલ જીદ પાનું-૩૧)

અને હઝરત શાહ સાહબ મઝહબની પાબંદીને રાઝે ઇલાહી માને છે અને ખુદાનાતરફથી ઉલ્માના દિલોમાં ઇલ્હામ હોવાના કાઇલ છે. જુઓ. (ઇન્સાફ મઅ કશ્શાફ પાનું-૬૩)

ત્યારે ગૈરમુકલ્લિદ હઝરત શાહ સાહબના કૌલ વિરૂદ્ધ પોતાની બરબાદી અને ગુમ્રાહી ઉપર હઝાર શુક્ર અદા કરે છે.

'બેબીં તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા.'

અલ્લામહ મુલ્લા જીવન (રહ.) ચાર મઝહબની ઇત્તિબાઅને ફઝલે ઇલાહી અને કુબુલિયત ઇન્દલ્લાહ માને છે.

વઇત્તિબાઉહુમ ફઝલુન ઇલાહિય્યુન,

વકુબુલિય્યતુમ મિન ઇન્દિલ્લાહિ

(તફસીરાતે અહમદિય્યહ પાનું-૩૪૬)

ત્યારે ગૈરમુકલ્લિદ ફઝલે ઇલાહી અને ઇન્દલ્લાહ કુબુલિયતથી મહરૂમી ઉપર શુક્ર અદા કરે છે.

'બરીં અકલો દાનિશ બે બાયદ ગિરીસ્ત.'

બયહકીએ વક્ત હઝરત કાઝી સનાઉલ્લાહ મુહદ્દિસ પાનીપતી (રહ.) ફર્માવે છે કે :- જે કૌલ આ ચાર મઝહબ વિરૂદ્ધ હોય તે બાતિલ છે. દલીલ એ છે કે આપ (સલ.)નું ફર્માન છે કે :- મારી ઉમ્મત ગુમ્રાહી ઉપર મુત્તફિક થશે નહીં.

(તફસીરે મઝહરી ભાગ-૨ પાનું-૬૪)

જ્યારે ગૈર મુકલ્લિદ ગુમ્રાહી ઉપર ફખ્ર કરે છે અને તેના ઉપર હઝાર હઝાર શુક્ર અદા કરે છે.

ક્યા ફખ્ર કરતા હે ઐસી સૂઝ પર,
રોયેગા મેહશરમેં ઐસી બૂઝ પર.

હઝરત ઇમામ શઅરાની (રહ.) ફર્માવે છે કે :- વઅમ્મઝ્ઝઇફ્ ફ્યજિબુ અલયહિત્તકલીદુ મિનલ અઇમ્મતિ વઇલ્લા હલક વઝલ્લ.

અર્થાત :- અને જે મુજતહિદ નથી તેના ઉપર એક ઇમામની તકલીદ વાજિબ છે. નહીં કરવામાં બરબાદી અને ગુમ્રાહી છે. (અલ્યવાકીતુલ જવાહિર ભાગ-૧ પાનું-૬૯)

અને એ જ બુઝુર્ગ બીજી કિતાબમાં લખે છે કે :-

જે મુજતહિદ નથી તેના ઉપર તકલીદ વાજિબ છે. જેથી તે પોતાના દીનના મામલામાં ગુમ્રાહીનો શિકાર નહીં બને. (મીઝાનુલ કુબ્રા ભાગ-૧ પાનું-૮૮)

જ્યારે ગૈરમુકલ્લિદ પોતાની હલાકત અને ગુમ્રાહી પર નાઝ કરી હઝાર હઝાર શુક્ર અદા કરે છે.

'ઉલ્ટી સમજ કિસીકો ભી ઐસી ખુદા ન દે.
દે આદમીકો મૌત મગર ઐસી અદા ન દે.'

હું દઅવાથી કહું છું કે :- ગુમ્રાહીની પહેલી સીડી (પગથિયું) ગૈર મુકલ્લિદિય્યત છે. ફિત્નાના ઝમાનામાં તકલીદ છોડી શુતુરે બે મુહાર બનવા પછી ખાકસાર ઇનાયતુલ્લાહ મશ્રિકી પણ બની શકે છે, પરવેઝ પણ બની શકે છે, બર્ક પણ બની શકે છે. કાદયાની પણ બની શકે છે, સહાબા ઉપર તઅન અને તન્કીદની જસારત પણ કરી શકે છે અને પૈગમ્બરોની ભુલો કાઢવાની હિમાકત પણ કરી શકે છે અને એનાથી પણ આગળ જઇ શકે છે. ખુદાપાક હમારી હિફાઝત ફર્માવે અને હિફાઝતની ઝાહિરી સુરત અઇમ્મએ હુદાની તકલીદની પાબંદી છે. જેની શહાદત ગૈરમુકલ્લિદોના મહાન પેશ્વા હઝરત મવ. મુહમ્મદ હુસૈન બટાલ્વી (રહ.)એ આપી છે. જુઓ ('ઇશાઅતુસ્સુન્નહ' નંબર-૧૦ ભાગ-૧૧ પાનું-૨૧૧)

પહેલાં પણ આવી ચૂક્યું છે.

તકલીદનું મશ્રૂઅ અને જરૂરી હોવું સંખ્યાબંધ કુર્આની આયતો, હદીસો, હઝરાતે સહાબા (રદી.) અને તાબેઇન, તબએ તાબેઇન, મુહદ્દિસીન, મુજતહિદીન અને ફુકહાએ મુતકદ્દિમીન અને મુતઅખ્ખિરીન તથા અવલિયા અલ્લાહના ફર્માનો અને અમલોથી પુરવાર થાય છે. નહીં માનનારા અને મુખાલિફત કરનારા 'ઝાલ અને મુઝિલ' (ગુમ્રાહ અને ગુમ્રાહ કરનારા) છે. એમને જવાબ આપવો અને મુકાબલો કરવો જરૂરી છે. નહીં તો ગુમ્રાહી આમ થઇ જશે. એની જવાબદારી ઉલ્મા અને અહલે કલમ ઉપર હસ્બે ઇસ્તિતાઅત રહેશે.

હઝરત શાહ વલિયુલ્લાહ ફર્માવે છે :- ફતન્અકિદુ સુન્નતુન સય્યિઅતુન વતઅકકદુ વયજિબુ બઝલુલ

જહદિ અલા અહલિલ આરાઇ...

અર્થાત :- તો એમની ખામોશીથી બુરા તરીકાઓ કાઇમ અને મુસ્તહકમ થઇ જાય છે. અકલમંદ લોકોની ફર્ઝ છે કે હકના ફેલાવવા અને તેને જારી કરવામાં તથા બાતિલને નાબૂદ કરવામાં પૂરી કોશિષ કરે અને ઘણી વખતે આ બાબત ઝઘડવા અને લડાઇ કર્યા વિના હોઇ શકતી નથી. ત્યારે આ લડાઇ ઝઘડા તમામ નેક કામોમાં અફઝલ ગણાશે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૧૦૧)

તકલીદ અને ગૈરની પૈરવી દરેકની સાથે સાયા (પડછાયા)ની જેમ લાગેલી છે. માણસ મોટો હોય કે નાનો, મર્દ હોય કે ઔરત, પઢેલો હોય કે જાહિલ, તકલીદ તેની સાથે લાગેલી હોય છે. મઅસુમ બાળકો છોકરા-છોકરી પોતે આલિમ, ફાઝિલ હોતા નથી અને કુર્આનો હદીસને ડાઇરિકટ સમજવાની અહલિયત ધરાવતા નથી. પોતાના માં-બાપ, ભાઇ-બહેન તેમજ ઉસ્તાદને પુછી પુછી અને તેમને જોઇ જોઇ પાકીના તરીકા, વુઝુ, ગુસલ, નમાઝ પઢવાની તરકીબ અને રોઝા રાખવાની રીત, કઇ રીતે નમાઝ મકરૂહ થાય છે, કઇ રીતે નમાઝ તુટી જાય છે. કઇ રીતે રોઝો મકરૂહ થાય છે, કઇ રીતે રોઝો ફાસિદ થાય છે, સીખે છે અને તે મુજબ ઇબાદત કરે છે, તો શું આ બાળકોની ઇબાદત, નમાઝ, રોઝા નાજાઇઝ, હરામ અને મુશ્રિકાના ફેઅલ છે ? ગૈરમુકલ્લિદ ભાઇઓના મકાનોમાં બધી માં-બહેનો કુર્આન હદીસની માહિર અને આલિમહ-ફાઝિલહ હોતી નથી. ઘરના માણસોને જેઓ મુજતહિદ હોતા નથી, જોઇ-જોઇ અને પુછી-પુછીને ઇબાદત કરે છે. નમાઝ પઢે છે. રોઝા રાખે છે. ઝકાત આપે છે. હજ અદા કરે છે, તો શું તેમના આ અમલો બાતિલ અને મુશ્રિકાના ગણાંશે ? નહીં. હરગિઝ નહીં. હદીસમાં બાળકોને ૭ વર્ષની ઉમરમાં નમાઝ પઢાવવાની અને ૧૦ વર્ષની ઉમરે મારીને નમાઝ પઢાવવા અને રોઝા રખાવવાની હિદાયત વારિદ છે હાલાંકે એ ઉમરમાં એઓ કુર્આન હદીસના માહિર હોતા નથી. ઝાહિર છે કે માં-બાપ, ભાઇ-બહેનને જોઇને અથવા પુછીને અમલ કરશે. તો શું એ અમલ કાફિરાના અને મુશ્રિકાના તથા જાહિલાના અને મરદૂદ ગણાશે ?

મત્લબ કે જેઓ તકલીદને હરામ અને શિર્ક બતાવે છે તેઓની ગાડી પણ તકલીદ વિના ચાલી શકતી નથી. એમના પેશ્વા અને મુકતદા મવ. વહીદુઝ્ઝમાન સાહબ લખે છે કે :- અહલે હદીસ ગો ઇમામ અબૂહનીફહ ઔર ઇમામ શાફેઇકી તકલીદકો હરામ કેહતે હેં લેકિન ઇબ્ને તૈમિય્યહ, ઇબ્ને કય્યિમ, શવ્કાની, નવાબ સિદીક હસનકી અંધાધુન તકલીદ કરતે હેં. (અસ્રારૂલ્લુગત પારા હશ્તુમ (૮) સફા-૨૪)

દીનના ઇમામો ઝરીઓ અને વાસ્તો છે. મકસુદ બિઝ્ઝાત નથી. મકસુદ બિઝ્ઝાત ખુદા અને તેના રસુલ તથા તેની કિતાબ (કુર્આન) અને સુન્નત (હદીસ) છે. હમો (મુકલ્લિદો) કુર્આન અને હદીસ ઉપર જ અમલ કરીએ છીએ પણ પોતે મુજતહિદ હોતા નથી જેથી પોતાના ઇલ્મો ફહમ ઉપર ભરોસો કરવાના બદલે મુજતહિદો (કુર્આનો હદીસના માહિર ઇમામો) એ કુર્આન હદીસની જે તફસીર અને તશ્રીહ કરી છે તેને મોઅતબર સમજી અમલ કરીએ છીએ. આ ખુલ્લા ફર્કને ગૈરમુકલ્લિદીન સમજતા નથી માટે એઅતેરાઝ કરે છે કે મુકલ્લિદો કુર્આનો હદીસના બદલે ઇમામોના કૌલ ઉપર અમલ કરે છે અને એ શિર્ક છે; 'સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ.'

'કબુરત કલિમતન તખ્રૂજુ મિન અફવાહિહિમ ઇયં યકૂલૂન ઇલ્લા કઝિબા', (કેવી મોટી વાત તેઓના મોઢેથી નિકળે છે. એ લોકો તદન જૂઠું બોલે છે)

એ એવો જ એઅતેરાઝ છે જે અમુક લોકો કહે છે કે મુસલમાનો ખાનએ કઅબહ અને હજરે અસ્વદની પૂંજા કરે છે. ખાનએ કઅબહના તરફ રૂખ કરી નમાઝ પઢે છે અને હજરે અસ્વદને ચુમે છે એ બુતપરસ્તી છે. હાલાંકે મુસલમાનો ખુદા સિવાય કોઇની પૂંજા કરતા જ નથી. ખુદાના ફર્માન અનુસાર કિબ્લા તરફ રૂખ કરી ખુદાની જ ઇબાદત કરે છે અને પૈગમ્બર (સલ.)ની પૈરવીમાં મહબ્બતથી હજરે અસ્વદને બોસો આપે છે. એ પૂંજા નથી. મહબ્બતની અલામત છે. જેમકે ઔરતને ચુંમવું, બાળકને બોસો આપવું

મહબ્બતના લીધે હોય છે. પૂંજા અર્થે હોતું નથી.

પછી તકલીદ કઇ રીતે શિર્ક થઇ ગઇ ?

''બરી અકલો દાનિશ બેબાયદ ગિરિસ્ત.''

જેમ કે ખાનએ કઅબહ અને હજરે અસ્વદ બાબત બુહતાન છે.

એટલા જ માટે આપ (સલ.) એ હજરે અસ્વદની પાસે ઊભા રહી ફર્માવ્યું.

'ઇન્ની લઅઅલમુ અન્નક હજરૂન લા તઝુર્રૂ વલા તન્ફઉ વલવ્લા અમરની રબ્બી અન ઉકબ્બિલુક માં કબ્બલ્તુક.'

અર્થાત :- હું જાણું છું કે તુ એક પથ્થર છે. (ખુદા નથી) ન તો તુ નુકસાન પહોંચાડી શકે છે ન તો નફો, અગર મારો રબ મને ચુમવાનો હુકમ ન આપત તો હું તને નહીં ચુમત, (ઇબ્ને શય્બહ).

અને હઝરત ઉમર (રદી.) એ આપની ઇત્તિબાઅમાં હજરે અસ્વદ પાસે આવી કહ્યું 'ઇન્ની લઅઅલમુ અન્નક હજરૂન લા તન્ફઉ વલા તઝુર્રૂ વલવ્લા અન્ની રઅય્તુ રસુલલ્લાહિ (સલ.) યુકબ્બિલુક મા કબ્બલ્તુક.'

અર્થાત :- હું જાણું છું કે તુ એક પથ્થર છે. ન તો નફો આપે છે ન તો નુકસાન પહોંચાડી શકે છે. અગર મેં આપ (સલ.) ને બોસો આપતા ન જોયા હોત તો હું પણ તને બોસો ન આપત, (બુખારી શરીફ)

એવી જ હકીકત ઇમામોના મુકલ્લિદીનની છે. તેઓ કુર્આનો હદીસ ઉપર અમલ કરે છે. ઇમામોને કુર્આનો હદીસના માહિર સમજી તેમની કુર્આની તફસીર અને હદીસી તશરીહ મોઅતબર માની અમલ કરે છે. નહીં કે ઇમામોને ખુદા રસુલનો દરજો આપે છે. (નઉઝુ બિલ્લાહિ મિન ઝાલિક)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસ (રહ.) ચોખવટ કરે છે કે મુજતહિદ ઇમામો હલાલ-હરામના મસાઇલ બયાન કરે છે. એની મત્લબ એ છે કે ઇમામો આ મસાઇલ શારેઅ (અલ.)થી રિવાયત કરે છે અને તેમના ફર્માનોથી ઇસ્તિમ્બાત કરે છે. (પોતે ઘડતા નથી) પછી શિર્ક કઇ રીતે થઇ જાય છે ?

બરીં અકલો દાનિશ બેબાયદ ગિરીસ્ત' આવી અકલો સમજ માતમ કરવા લાયક છે (હુજ્જતુલ્લાહિલ બાલિગહ પાનું-૧૨૭)

ગૈરમુકલ્લિદોનો એક એઅતેરાઝ એ છે કે હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી દરેક પોતાને હક પર માને છે. હાલાંકે મસાઇલમાં મુખ્તલિફ છે. જ્યારે ખુદા એક છે, રસુલ એક છે. કુર્આન એક છે. પછી આ ઇખ્તિલાફ કેવો ?

એ એમની કોતાહ ફહમી છે. બીચારા કુંવાના મેડકને શી ખબર કે દરિયામાં શું છે ? ઇમામોનો ઇખ્તિલાફ સહાબા (રદી.) ના ઇખ્તિલાફના લીધે જ છે.

**સહાબા (રદી.)નો આપસનો ઇખ્તિલાફ.**

હદીસમાં છે કે આપ (સલ.) એ ખુદાની જનાબમાં અર્ઝ કરી કે મારા પછી મારા સહાબામાં મતફેર ઝાહિર થશે તો ? જવાબમાં વહી આવી કે આપના સહાબા મારા નઝદીક આસ્માનના સિતારા સમાન છે. એક-બીજાના મુકાબલામાં નાના-મોટા છે. નૂર દરેકમાં છે. કિંવા બધા રોશન છે. જે કોઇ તેમની ઇખ્તિલાફી બાબત ઉપર અમલ કરે તે મારા નઝદીક હિદાયત ઉપર હશે. (એટલા માટે) આપ (સલ.) એ ઝાહિરાત કરી કે મારા સહાબા સિતારા જેમ છે. એઓ પૈકી જેમની પણ ઇકતિદા કરશો હિદાયત ઉપર રહેશો, (મિશ્કાત પાનું-૫૫૪)

(૧) હદીસમાં છે કે આપ (સલ.) એ સહાબા (રદી.)ને તાકીદી હુકમ આપી રવાના કર્યા કે તમો અસરની નમાઝ નહીં પઢશો પણ બની કુરૈઝહમાં પહોંચી, રસ્તામાં નમાઝ કઝા થઇ જવાનો ભય થયો તો બે પક્ષ થઇ ગયા એક પક્ષે બની કુરૈઝહ પહોંચવા પહેલા અસરની નમાઝ પઢી લીધી, બીજા પક્ષે બની

કુરૈઝહ પહોંચી નમાઝ પઢી-આપ (સલ.) એ બન્નેવ પક્ષની નમાઝ સહીહ ઠેરવી. (ઇકદુલ જીદ પાનું-૨૬)

(૨) હઝરત ઉમર (રદી.)ના નઝદીક શર્મગાહને હાથ લગાડવાથી વુઝુ તુટી જાય છે. હઝરત અલી (રદી.) અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)ના નઝદીક નથી તુટતું.

(૩) જમ્હુર સહાબા (રદી.)ના નઝદીક સમંદરના પાણીથી વુઝુ જાઇઝ છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.)ના નઝદીક મકરૂહ છે.

(૪) જમ્હુરના નઝદીક જુમ્અહના દિવસે ખુશ્બો લગાડવી મુસ્તહબ છે. હઝરત અબુહુરૈરહ (રદી.)ના નઝદીક વાજિબ છે.

(૫) હઝરત ઉમર (રદી.) અને હઝરત ઇબ્ને ઉમર (રદી.)ના નઝદીક મય્યત ઉપર રડવાથી મય્યતને અઝાબ થાય છે. હઝરત આયશા (રદી.) ઇન્કાર ફર્માવે છે.

(૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) અને હઝરત અબુહુરૈરહ (રદી.)માં ઇખ્તિલાફ હતો કે રમઝાનના રોઝાની કઝા લગાતાર જરૂરી છે કે છૂટા છૂટા પણ રાખી શકાય છે.

(૭) હઝરત ઇબ્ને ઉમર (રદી.)નું મઝહબ છે કે તયમ્મુમમાં કોણી સુધી હાથ ફેરવ્વું જરૂરી છે. હઝરત અલી (રદી.)ના મઝહબમાં પહોંચા લગી હાથ ફેરવ્વું કાફી છે.

(૮) હઝરત ઇબ્ને ઉમર (રદી.) અને હઝરત અનસ (રદી.)નું મઝહબ છે કે નમાઝીના સામેથી ગધેડું પસાર થાય તો નમાઝ તુટી જાય છે. હઝરત ઉસ્માન (રદી.) અને હઝરત અલી (રદી.)નું મઝહબ છે કે તુટતી નથી.

(૯) ફક્ત બે જ મુક્તદી હોય તો જમ્હુર સહાબાના નઝદીક ઇમામ આગળ ઉભો રહે. હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.) માને છે કે વચમાં ઉભો રહે.

(૧૦) મુસ્લિમ શરીફમાં રિવાયત છે કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.) ઔરતોને હુકમ કરતા કે ગુસલ વખતે વાળ ખોલી નાખ્યા કરો. હઝરત આયશા (રદી.) એ સાંભળ્યું તો ફરમાવ્યું કે વાળ ખોલ્વાની જરૂરત નથી હું આપ (સલ.) સાથે એક વાસણમાં ગુસલ કરતી અને (વાળ ખોલવા વગર) માથા ઉપર ત્રણ વાર પાણી નાખી દેતી.

(૧૧) અને ઇમામ ઝુહરીએ રિવાયત કરી છે કે હિન્દાને આપ (સલ.)ના તરફથી આ મસ્અલાની જાણ ન થઇ હતી કે મુસ્તહાઝા (બીમારીના ખૂનવાળી) માટે નમાઝની ઇજાઝત છે. જેથી નમાઝ નહીં પઢી શકવા ઉપર રડ્યા કરતા હતા.

(૧૨) હજમાં તવાફ વખતે રમલ કરવું સુન્નત છે અને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી.) એના કાઇલ ન હતા.

(૧૩) આપ (સલ.)ની હજ વિષે સહાબામાં એ પણ ઇખ્તિલાફ હતો કે આપ મુતમત્તિઅ હતા. અમુકનો ખ્યાલ હતો કે આપ કારિન હતા અને અમુકનો ખ્યાલ હતો કે આપ મુફરિદ હતા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું ૩૨૨-૩૨૩)

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) પોતાની નામવર કિતાબ 'હુજ્જતુલ્લાહિલ બાલિગહ'માં જણાવે છે કે :- સહાબા (રદી.) અને તાબેઇન (રહ.) અને તેમના પછીના ઝમાનામાં અમુક નમાઝમાં બિસ્મિલ્લાહ પઢતા હતા અને અમુક નહીં પઢતા હતા. અમુક બિસ્મિલ્લાહ ઝોરથી પઢતા હતા. અમુક ધીમેથી પઢતા હતા. અમુક ફજરની નમાઝમાં કુનુત પઢતા હતા અને અમુક નહીં પઢતા હતા. અમુક પછના (સીંગી) લગાડવાથી અને નકસીર ફૂટવાથી અને વામેટ થવાથી વુઝુ કરતા. અમુક નહીં કરતા. કિંવા અમુક નાકિઝે વુઝુ માનતા અને અમુક નાકિઝે વુઝુ માનતા ન હતા અને અમુક આગથી પકાવેલી વસ્તુ

ખાવાથી વુઝુ કરતા હતા. અમુક નહીં કરતા હતા. તે જ વુઝુથી નમાઝ પઢતા. અમુક લોકો ઉંટનું ગોશ્ત ખાવાથી વુઝુ કરતા. અમુક નહીં કરતા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૭૬)

એ જ પ્રકારનો મત્ફેર ઇમામોમાં પણ છે અને સહાબાના ઇખ્તિલાફના લીધે જ છે. સૌની પાસે શરઇ દલીલ મૌજુદ છે. પછી તાનો કેમ આપવામાં આવે છે ? એ તઅનાથી સહાબા પણ બચી શકતા નથી.

અલ્લામહ ઝુર્કાની (રહ.) શર્હે મવાહિબમાં લખે છે કે :- આ ઉમ્મતનો ઇખ્તિલાફ તે ચીઝોમાં જેમાં ઇજતિહાદની ગુંજાઇશ છે. રહમત છે, બહું મોટી નેઅમત છે. મહાન અઝીમ ફઝીલત છે. ઉમ્મત ઉપર વુસ્અત અને આસાની છે અને એ મુખ્તલિફ અકવાલ એવા હશે જેમકે મુખ્તલિફ શરીઅતો છે કે આપપ (સલ.) આ સૌ મજમુઆને લઇ તશરીફ લાવ્યા જેથી હઝરાતે સહાબા અને તેમના પછીના ઉલ્માએ જે આપ (સલ.)ના ફર્માનોથી ઇસ્તિમ્બાતો કર્યા છે તે સૌ પોતાના ઇખ્તિલાફ હોવા છતાં મુખતલિફ શરીઅતો સમાન છે અને એ પણ આપના મુઅજિઝાતમાં દાખિલ છે. પરંતુ અકાઇદમાં ઇજતિહાદ કરવું ગુમ્રાહી છે અને હક તે જ છે જેની ઉપર અહલે સુન્નત વલ્ જમાઅતનો અકીદો છે. હદીસમાં જે ઇખ્તિલાફની તઅરીફ છે તેનાથી ફુરૂઇ અહકામનો ઇખ્તિલાફ મુરાદ છે અને જે તફરીકની મનાઇ આવી છે તેનાથી ઉસુલની તફરીક મુરાદ છે. અલ્લામહ સુબ્કી (રહ.) ફર્માવે છે કે એમાં ઝરાએ શક નથી કે ઉસુલનો ઇખ્તિલાફ ગુમ્રાહી છે અને એ ફસાદની જળ છે. (અલ્ એઅતેદાલ ફી મરાતિબિ-ર્રિજાલ પાનું-૨૧૫-૨૧૬)

ઇખ્તિલાફનું કારણ ઇલ્મો ફહમનો તફાવુત હોય છે.

અલ્લામહ હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.) લખે છે :- હઝરત ઉમર (રદી.) એ હઝરત અબુ મુસા અશ્અરી (રદી.)ને પત્ર લખ્યો કે ફહમ તે ચીઝ છે કે જે ખુદાના તરફથી તમને મળે છે. એ ખુદાની એક નેઅમત છે અને તેનું એક નુર છે જે પોતાના ખાસ બંદાના દિલમાં ઉતારે છે. જેની બરકતથી બંદો તે ચીઝોનો ઇદરાક કરી લે છે જેને બીજો ઇદરાક નથી કરી શકતો અને કુર્આનો હદીસથી તે વાતો સમજે છે જે બીજો નથી સમજતો. એટલા જ માટે ઉલ્માના મરાતિબ અને દરજાતમાં તફાવુત હોય છે. એટલે સુધી કે હઝાર આલિમ મળીને એકના બરાબર હોતા નથી. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ના ફહમને જુઓ કે હઝરત ઉમર (રદી.) એ અસ્હાબે અહલે બદરની મૌજુદગીમાં હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ને સુરએ 'ઇઝા જાઅ નસ્રુલ્લાહિ વલ્ફત્હુ'ની તફસીર પુછી તો હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) એ ફર્માવ્યું કે આ સુરતમાં આં હઝરત (સલ.)ની વાતની ખબર મુસ્તફાદ હોય છે. હઝરત ઉમર (રદી.) એ હઝરત ઇબ્ને અબ્બાસની આ તફસીરની તસ્દીક ફરમાવી. અકાબિરે સહાબા ઉપર આ વાત મખ્ફી રહી. એમનાથી નાની ઉમરના સહાબી અસલ હકીકત લગી પહોંચી ગયા. સુરતના ઝાહિરી શબ્દોથી આપ (સલ.)ની વફાતની ખબર જણાતી નથી. અગર ખાસ ફહમ ન હોત તો આ હકીકત સમજી નહીં શકાત. જણાય છે કે મહઝ કુર્આન-હદીસનું જાણવું કાફી નથી. જ્યાં સુધી ફહમે સલીમ અને તફકકુહ ફિદ્દીન હાસિલ ન હોય. સુરત તો સૌને યાદ હતી અને તર્જુમો પણ સૌ જાણતા હતા. પરંતુ ફહમે ખાસની સાથે ખુદાપાકે હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ને નવાઝયા હતા. (મદારિજુસ્સાલિકીન ભાગ-૧ પાનું-૨૨)

હદીસમાં છે કે તમારો ઇફતાર કરવાનો (ઇદનો) દિવસ તે જ છે જે દિવસે તહકીક અનુસાર ઇદ કરો છો અને તમારી કુર્બાનીનો દિવસ તે જ છે જે દિવસે તહકીક કરી કુર્બાની કરો છો.

શાહ સાહબ (રહ.) ફર્માવે છે કે :- જ્યારે મુજતહિદના નઝદીક કોઇ અમ્ર મુતઅય્યન થઇ જાય કે હક એ છે તો તેના ઉપર તેની ઇત્તિબાઅ વાજિબ છે જેમ કે આપ (સલ.) એ ઉમ્મતીઓને હુકમ ફર્માવ્યો કે જ્યારે તેમના ઉપર અંધારી રાતમાં કિબ્લો મુશ્તબેહ થઇ જાય તો તેમના ઉપર વાજિબ છે કે તહર્રી (અટકલ) કરે અને જે તરફ દિલ ગવાહી આપે નમાઝ પઢે. એ પણ એક શરઇ હુકમ છે અને એના હિસાબે પઢેલી નમાઝ મોઅતબર ગણાશે. (ઇકદુલ જીદ પાનું-૩૦)

આ ઇખ્તિલાફ કવાઇદના મુવાફિક અને ઉસુલના માતહત હતા. નફસાની ખ્વાહિશનો એમાં કત્અન દખલ ન હતો. એવી જ રીતે મઝાહિબે અર્બઅહનો ઇખ્તિલાફ પણ કવાઇદના મુવાફિક અને ઉસુલના માતહત હતો માટે સહાબાનો અને ઇમામોનો ફુરૂઇ ઇખ્તિલાફ રહમત હતો. બાતિલ બાવર કરવું ગુમ્રાહી છે.

ગૈરમુકલ્લિદોનો એક એઅતેરાઝ એ છે કે :- મુજતહિદો ઘણા હતા. પછી તકલીદ માટે ચાર ઇમામો ઇમામ અબુહનીફહ (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.)ને કેમ પસંદ કરવામાં આવ્યા ?

જવાબ આ છે કે 'ઝાલિક ફઝલુલ્લાહિ યુ'તીહી મંય્યશાઅ' (એ ખુદાનો ફઝલ છે જેમને ચાહે તેમને આપે છે)

ઇં સઆદત બઝોરે બાઝુ નેસ્ત
તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ

જુઓ, આસ્માની કિતાબો સહીફાઓ ઘણાં હતા. પણ ચાર કિતાબો વધારે મશ્હુર થઇ. કુર્આન, તૌરાત, ઝબુર, ઇન્જીલ.

ફરિશ્તાઓ બેહદો હિસાબ છે પણ ચાર ઘણા મશ્હુર થયા. જિબ્રઇલ (અલ.), મીકાઇલ (અલ.), ઇઝરાઇલ (અલ.), ઇસ્રાફીલ (અલ.)

અંબિયા એક લાખ અને કંઇ હઝાર હતા. પણ ચાર વધુ મશ્હુર થયા. હઝરત મુહમ્મદ (સલ.), હઝરત ઇસા (અલ.), હઝરત મુસા (અલ.), હઝરત ઇબ્રાહીમ (અલ.)

સહાબા (રદી.) લાખ ઉપર હતા. પણ ચારનો દરજ્જો મોટો છે. હઝરત અબુબક્ર (રદી.) હઝરત ઉમર (રદી.), હઝરત ઉસ્માન (રદી.), હઝરત અલી (રદી.)

એવી જ રીતે મુજતહિદો અને ઇમામો ઘણાં હતા. પણ ચાર ઇમામોને ઘણી મકબૂલિયત નસીબ થઇ. ઇમામ અબુ હનીફહ (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.)

અને આ તે જ ઇમામો છે કે પુરા જહાનને એ ચારેવ ઇમામોના ઇલ્મએ ઘેરી લીધો છે.

હદીસની ઘણી કિતાબો છે. પણ સિહાહ સિત્તહને વધુ કબુલિયત નસીબ થઇ. બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, તિરમિઝી શરીફ, અબુદાઉદ, નસઇ, ઇબ્ને માજહ.

કુદરતની નિશાનીઓ ઘણી જ છે પણ ચાર જે 'અફલા યન્ઝુરૂન'માં બયાન કરવામાં આવી છે, વધુ મશ્હુર છે. ઉંટ, આસ્માન, પહાડ, ઝમીન.

પહેલાં પણ પઢી ગયા છો કે બની કુરૈઝહવાલા કિસ્સામાં રસ્તામાં અસરની નમાઝ પઢી લેનારા અને બની કુરૈઝહ પહોંચી કઝા પઢનારા ઉપર આપે મલામત નહીં કરી કારણ કે તેઓ મુજતહિદ અને અહલ હતા. ના અહલ માટે એ હુકમ નથી કે 'નીમ હકીમ ખત્રએ જાન. નીમ મુલ્લાં ખત્રએ ઇમાન' મશ્હુર છે.

હવે ઉલ્માએ ગૈરમુકલ્લિદીનના ઇખ્તિલાફના અમુક નમુના વાંચો.

(૧) ગૈરમુકલ્લિદ નવાબ સિદ્દીક હસનખાં અને શવ્કાની માને છે કે નમાઝમાં સત્રે ઔરત (સતર છુપાવવું) શર્ત નથી ત્યારે મવ. વહીદુઝઝમાન ગૈરમુકલ્લિદ માને છે કે શર્ત છે. (હદયતુલ મહદી)

(૨) નવાબ સિદ્દીક હસનખાં સાહબ કહે છે કે બાંગીને પગાર આપી રાખવું જાઇઝ નથી. (બુદુરૂલ અહિલ્લહ પાનું-૪૬) ત્યારે મવ. વહીદુઝઝમાન કહે છે કે મુઅઝ્ઝિનને ઉજરત પર રાખવું બિલા શુબહ જાઇઝ છે. (હદયતુલ મહદી પાનું-૮૭)

(૩) મવ. નવાબ સિદ્દીક હસનખાં સા. ગૈર મુકલ્લિદ કહે છે કે મુઅઝઝિન માટે મર્દ હોવું શર્ત નથી. ઔરત બાંગી બની શકે છે. (બુદુરૂલ અહિલ્લહ)

ત્યારે મવ. વહીદુઝ્ઝમાન સાહબ લખે છે કે મર્દ હોવું શર્ત છે. ઔરત બાંગી બની શકતી નથી. (હદયતુલ મહદી પાનું ૮૨)

(૪) નવાબ સાહબ કહે છે કે અઝાન વાજિબ છે. (બુદુરૂલ અહિલ્લહ—૪૬) ત્યારે મવ. વહીદુઝ્ઝમાન કહે છે કે વાજિબ નથી. સુન્નત છે. (હદયતુલ મહદી. ૪૬)

(૫) ગૈરમુકલ્લિદ મવ. વહીદુઝ્ઝમાન સાહબ રંડીની ખર્ચીને હરામ માને છે, ત્યારે મવ. અબ્દુલ્લાહ ગાઝીપુરી હલાલ માને છે. (અસ્સારૂલ્લુગત પારા ૧૦ પાનું-૧૫૬)

(૬) મવ. વહીદુઝ્ઝમાન સા. ગૈરમુકલ્લિદ કુર્આનો હદીસથી બીમાર ઉપર મંતર કરવું જાઇઝ માને છે, ત્યારે બીજા ગૈરમુકલ્લિદો નાજાઇઝ કહે છે. (અસ્સારૂલ્લુગત પારો ૧૦, પાનું-૧૧૮)

(૭) મવ. વહીદુઝ્ઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે મીકાતથી પહેલાં એહરામ બાંધવું જાઇઝ છે ત્યારે નવાબ સિદ્દીક હસનખાં ગૈરમુકલ્લિદ કહે છે કે જાઇઝ નથી. (હદયતુલ મહદી, બુદુરૂલ અહિલ્લહ પાનું-૧૩૯)

(૮) નવાબ સા. ગૈરમુકલ્લિદ કહે છે કે 'વતી'થી હજ બાતિલ થતી નથી, ત્યારે મવ. વહીઝ્ઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે હજ બાતિલ થઇ જાય છે, આવતા વર્ષે હજ કરવી પડશે. (બુદુરૂલ અહિલ્લહ, હદયતુલ મહદી)

(૯) મવ. બશીરૂદ્દીન કન્નોઝી કહે છે કે તરાવીહમાં ખત્મ કુર્આન વખતે ત્રણ વખત સુરએ ઇખ્લાસ પઢવું બિદઅત છે, ત્યારે મવ.વહીદુઝ્ઝમાનકહે છે કે બિદઅત નથી, જાઇઝ છે. (અસ્રાર ભાગ ૪ પાનું-૪૨)

(૧૦) નવાબ સા. કહે છે કે અઝાન વક્તની અંદર જ જાઇઝ છે, ત્યારે મવ. વહીદુઝ્ઝમાન કહે છે કે વક્ત પહેલાં પણ જાઇઝ છે. (બુદુરૂલ અહિલ્લહ-૪૭ હદયતુલ મહદી-૬૪)

(૧૧) મવ. વહીદુઝ્ઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે શાદી અને ખુશીના પ્રસંગે વાજું વગાડવું મુસ્તહબ છે, ત્યારે નવાબ સા. હરામ બતાવે છે. (અસ્રાર પારો ૬ પાનું-૮૬, બુદુરૂલ અહિલ્લહ-૫૧૩)

(૧૨) મવ. વહીદુઝ્ઝમાન કહે છે કે નમાઝે જનાઝહમાં સુરએ ફાતિહા ધીમે પઢે, ત્યારે નવાબ સા. કહે છે કે ઝોરથી પઢવું જોઇએ. (હદયતુલ મહદી ૨૨૧ બુદુરૂલ અહિલ્લહ-૯૨)

(૧૩) નવાબ સા. ગૈરમુકલ્લિદ કહે છે કે કિબ્લહ અને કઅબહ લખવું જાઇઝ છે, ત્યારે મવ. અ. જલીલ ગૈરમુકલ્લિદ નાજાઇઝ કહે છે. (અઝાબે મુહીન-૧૦૦)

(૧૪) નૂરૂલ હસન ગૈરમુકલ્લિદ કહે છે કે પોતાની ઝિનાની દાસી સાથે નિકાહ થઇ શકે છે ત્યારે ગૈરમુકલ્લિદ અબ્દુલ જલીલ સા. કહે છે કે જાઇઝ નથી. (અર્ફુલ જાદી ૧૧૩) (અઝાબુલ મુહીન-૫૨)

(૧૫) મવ. વહીદુઝ્ઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે આજકાલની મુરવ્વજહ મૌલુદને મના કરવું જાઇઝ નથી, ત્યારે મવ. સનાઉલ્લાહ કહે છે કે બિદઅત છે. (હદયતુલ મહદી-૧૧૮) (અહલે હદીસકા મઝહબ-૩૪)

(૧૬) નવાબ સિદ્દીક હસનખાં સા. અને શવ્કાની તથા દાવુદ ઝાહિરી વિગેરેની માન્યતા છે કે માલે તિજારતમાં ઝકાત વાજિબ નથી. (બુદુરૂલ અહિલ્લહ-૧૦૨) ત્યારે મવ. અ. જલીલ ગૈરમુકલ્લિદ સા. કહે છે કે માલે તિજારતમાં આમ અહલે હદીસના નઝદીક ઝકાત વાજિબ છે. (અલઅઝાબ પાનુ ૨૮-૨૯)

(૧૭) નવાબ ગૈરમુકલ્લિદ કહે છે કે ચાંદી-સોનાની જણસોમાં ઝકાત વાજિબ નથી (બુદુરૂલ અહિલ્લહ-૧૦૧) ત્યારે મવ. વહીદુઝ્ઝમાન સા. વાજિબ હોવાના કાઇલ છે. (હદયતુલ મહદી)

(૧૮) મવ. વહીદુઝ્ઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે ગુસલમાં શરીરનું માલિશ કરવું મુસ્તહબ છે ત્યારે નવાબ સા. ગૈરમુકલ્લિદ કહે છે કે વાજિબ છે. (હદયતુલ મહદી પાનું-૨૬) (રજ્ઝતુન્નદિય્યહ પાનું-૩૬)

(૧૯) મવ. વહીદુઝઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે મક્કામાં દાખિલ થવા માટે ગુસલ કરવું સુન્નત છે, ત્યારે નવાબ સા. ગૈરમુકલ્લિદ કહે છે કે મના છે. એનો કોઇ સુબૂત નથી (હદયતુલ મહદી પાનું-૨૬) (બુદ્દૂરૂલ અહિલ્લહ પાનું-૩૨)

(૨૦) દાંવુદ ઝાહિરી ગૈરમુકલ્લિદ કહે છે કે ગુસલ પછી વુઝુ કરવું જોઇએ ત્યારે મવ. વહીદુઝઝમાન કહે છે કે નહીં કરવું જોઇએ. (હદયતુલ મહદી પાનું-૨૨)

(૨૧) મૌલ્વી અબ્દુલ જલીલ સામરોદી ગૈરમુકલ્લિદ કહે છે કે મુસાફિરની ઇકતિદા મુકીમ પાછળ જાઇઝ છે ત્યારે અલી હસનખાં ગૈરમુકલ્લિદ કહે છે કે કદી પણ ઇકતિદા કરે નહીં. મજબૂરી હોય તો પાછલી બે રકઅતમાં કરે. (અઝાબુલ મુહીન પાનું-૭૧) (અલ્બુન્યાનુલ મરસુસ-૧૬૩)

(૨૨) નૂરૂલ હસન ગૈરમુકલ્લિદ કહે છે કે મુશતઝની જાઇઝ છે ત્યારે મૌલ્વી અબ્દુલ જલીલ ગૈરમુકલ્લિદ કહે છે કે જાઇઝ નથી. (અર્ફુલ જાદી-૧૧૩) (અઝાબે મુહીન-૫૨)

(૨૩) મવ. વહીદુઝઝમાન ગૈરમુકલ્લિદ કહે છે કે ગય્રૂલ્લાહને નિદા કરવું મુત્લકન જાઇઝ છે, ત્યારે મવ. સનાઉલ્લાહ અમૃતસરી કહે છે કે શિર્ક છે. (હદયતુલ મહદી-૨૩) (અહલે હદીસકા મઝહબ પાનું-૧૯)

(૨૪) નવાબ સિદ્દીક હસનખાં કહે છે :- "કિબ્લએ દીં મદદે કઅબએ ઇમાં મદદે, ઇબ્ને કય્યિમ મદદે કાઝી શવ્કાની મદદે" ત્યારે મવ. સનાઉલ્લાહ ગૈરમુકલ્લિદ અમૃતસરી કહે છે કે એ જાઇઝ નથી. શિર્ક છે. (હદયતુલ મહદી-૨૩) (નફહુત્તીબ, ૪૭-૫૭) (અહ્લે હદીસકા મઝહબ) (વધુ નમૂના અને તફસીલી હવાલા માટે જુઓ કત્ઉલ વતીન)

જ્યારે તમો કહો છો કે અલ્લાહ એક, નબી એક, કિતાબ એક, કિબ્લો એક, દીન એક, તો પછી તમારામાં આ ઇખ્તિલાફ કેવો ?

એક ગૈરમુકલ્લિદ લખે છે કે:- આજકાલ મોટી સંખ્યા ધરાવનારા ફિર્કા (મુકલ્લિદીન, હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી) પોતાને હક પર હોવાની દલીલરૂપે એક હદીસ જે તદ્દન ઝઇફ તથા તેના જેવી બીજી સનદવાળી હદીસો પણ મજરૂહ છે. તેવી ઝઇફ હદીસ રજૂ કરતા કહેતા ફરે છે કે રસુલુલ્લાહ (સલ.) એ ફર્માવ્યું કે મોટી જમાઅતની ઇત્તિબાઅ કરો જે કોઇ આ જમાઅતથી અલગ થયો તે દોઝખમાં ગયો. આ પ્રમાણેની એક હદીસ ઇબ્ને માજહમાં હઝરત અનસ (રદી.)થી રિવાયત કરવામાં આવેલી છે. તેના આ શબ્દો છે. 'ઇન્ન ઉમ્મતી લા તજતમિઉ અલા ઝલાલતિન ફઇઝા રઅય્તુમ ઇખ્તિલાફન, ફઅલય્કુમ બિસ્સવાદિલ અ'ઝમ' (નિદાએ હક વર્ષ ૪ અંક ૬)

જવાબ :- હદીસની મશ્હુર કિતાબ સુનને ઇબ્ને માજહ (પાનું ૨૯૧-૨૯૨)માં બરિવાયતે હઝરત અનસ (રદી.) આપ (સલ.)ની હદીસ છે. 'ઇન્ન ઉમ્મતી લા તજતમિઉ અલા ઝલાલતિન ફઇઝા રઅય્તુમ ઇખ્તિલાફન, ફઅલય્કુલ બિસ્સવાદિલ અ'ઝમ.'

અર્થાત :- બેશક ! મારી ઉમ્મત ગુમ્રાહી ઉપર જમા ન થશે તો જ્યારે તમો ઇખ્તિલાફ જુઓ તો તમારા માટે સવાદે અ'ઝમ (મોટી મુઅઝ્ઝમ જમાઅત)ની તાબેદારી ઇખ્તિયાર કરવી લાઝિમ છે અને મિશ્કાત શરીફ (પાનું-૩૦)માં બરિવાયતે હઝરત અ. ઇબ્ને ઉમર (રદી.) આપ (સલ.)નું ફર્માન છે :-

'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ, ફઇન્નહુ મન શઝઝ શુઝઝ ફિન્નાર.'

અર્થાત :- સવાદે અ'ઝમની ઇત્તિબાઅ કરો, જે માણસ સવાદે અ'ઝમથી અલગ રહ્યો જહન્નમમાં તન્હા જશે.

મઝકુર ફરમાન વાજિબુલ ઇઝઆન મોઅતબર છે. ઝઇફ, નાકાબિલે ઇસ્તિદલાલ નથી.

શૈખ સઅદી (રહ.) ફરમાવે છે.

ગર ન બીનદ બરોઝ શપ્પરહ ચશ્મ.

ચશ્મએ આફતાબ રા ચે ગુનાહ.

અર્થાત :- અગર દિવસમાં ચિમગાડળ (વડવાગલ)ને નહીં દેખાય તો એમાં સુરજનો શું કુસુર ? કુસુર તો ચિમગાડળની આંખનો છે.

કમલાના મરીઝને બધું જ પીળું દેખાય છે તેમ ગૈરમુકલ્લદોને જે હદીસ તેમની નફસાની ખ્વાહિશના મુતાબિક ન હોય ઝઇફ અને મજરૂહ નઝર આવે છે. એનો શું ઇલાજ ? હઝારો મુહદ્દિસો મઝકુર હદીસ અને એને લગતી બીજી હદીસોથી બેધળક ઇસ્તિદલાલ કરે છે. જુઓ.

શેખ અ. હક મુહદ્દિસે દહેલ્વી (રહ.)ની કિતાબ 'અશિઅતુલ લમ્આત શર્હે મિશ્કાત' મુહદ્દિસ મુલ્લાં અલી કારી મક્કી (રહ.)ની કિતાબ મિરકાત શર્હે મિશ્કાત' ભાગ ૧ પાનું-૨૪૯) (નવાબ કુત્બુદ્દીન મુહદ્દિસે દહેલ્વી (રહ.)ની કિતાબ 'મઝાહિરે હક' ભાગ-૧ પાનું-૮૩) મુહદ્દિસ મુહમ્મદ તાહિર પટની (રહ.)ની કિતાબ 'મજમઉલ બિહાર' ભાગ-૩ પાનું-૧૪૩) શૈખુલ હદીસ શાહ અબ્દુલ્લાહ મુહદ્દિસે હૈદ્રાબાદી (રહ.)ની કિતાબ ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું ૪૮-૪૯) શૈખુલ હદીસ મવ. મુહમ્મદ ઇદ્રીસ મુહદ્દિસે કાંધલ્વી (રહ.)ની કિતાબ 'તઅલીકુ-સ્સબીહ શર્હે મિશ્કાતુલ મસાબીહ ભાગ-૧ પાનું-૧૩૦)

બીજી દલીલ :- આપ (સલ.)નું ફર્માન છે :- 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ.'

અર્થાત :- મોટી જમાઅતની પૈરવી કરો. અને આ ચાર મઝહબોની પૈરવી કરવી મોટી જમાઅતની પૈરવી કરવી છે અને એનાથી બહાર રહેવું સવાદે અ'ઝમથી બહાર નિકળવું છે. આપના શબ્દો આ છે :- કાન ઇત્તિબાઉહા ઇત્તિબાઅન લિસ્સવાદિલ અ'ઝમ વલ્ખુરૂજુ અન્હા ખુરૂજન અનિસ્સવાદિલ અ'ઝમ

અર્થાત :-એ ચાર મઝહબોની તકલીદ કરવી સવાદે અ'ઝમની પૈરવી કરવી છે અને એ ચાર મઝહબોથી નિકળવું (બહાર રહેવું) સવાદે અ'ઝમથી નિકળવું છે.

અને આપ (સલ.)ના ફર્માનને ઇબ્ને માજહએ રિવાયત કરી છે કે તાબેદારી કરો મોટી જમાઅતની એટલે મારી ઉમ્મતમાં જે મસ્અલામાં ઘણાં લોકો (ઉલ્મા) એક તરફ હોય તેની પૈરવી કરો કારણ કે મોટી જમાઅત ગુમ્રાહી પર ન હશે. કાનૂન છે. 'લિલ અકસરિ હુકમુલ કુલ્લ' અક્સર કુલના હુકમમાં હોય છે. તો અગર અકસર ગુમ્રાહ હોય તો કુલનું ગુમ્રાહ હોવું લાઝિમ આવે છે અને તમામનું ગુમ્રાહ હોવું બાતિલ છે, કારણ કે અગર તમામ ઉમ્મત ગુમ્રાહ હોય તો કુર્આનની તકઝીબ (જૂઠુ હોવું) લાઝિમ આવે અને ઉમ્મતનું 'વસત' અને 'ખૈર' હોવું ખોટું થઇ જાય અને એ મહાલ છે. એ વિષે ઘણી હદીસો વારિદ છે. (અકાઇદે ઇસ્લામ પાનું-૮૫)

ગરઝકે આપ (સલ.)નું ફર્માન છે 'ઇત્તબિઉસ્સવાદલ અ'ઝમ' જમાઅતે અઝીમહ (જે ઇલ્મો અમલ અને તઅદાદમાં મોટી હોય)ની ઇત્તિબાઅ કરો. અસલ ચીઝ ઇલ્મો અમલમાં મોટું હોવું છે અને સાથે સાથે તઅદાદમાં પણ મોટું હોવું છે. આપ (સલ.)ને પોતાની ઉમ્મતની કસ્રત મત્લૂબ અને મહબૂબ છે.

આપ (સલ.)નું ફર્માન છે :- 'તઝવ્વજુલ વદુદલ વલૂદ, ફઇન્ની મુકાસિરૂમ બિકુમુલ ઉમમ.'

અર્થાત :- મહબ્બત કરનારી અને ઔલાદ પૈદા કરનારી ઔરતોથી નિકાહ કરો જેથી બીજી ઉમ્મતોના મુકાબલામાં તમારી (મારી ઉમ્મતની) કસરત ઉપર હું ફખર કરી શકું. (મિશ્કાત પાનું-૨૬૭)

અને હદીસની રૂએ એ પણ નાજાઇઝ અને હરામ છે કે કોઇ એવો તરીકો ઇખ્તિયાર કરવામાં આવે જેનાથી ઔલાદ પૈદા કરવાની સલાહિય્યત (કુવ્વત) હમેશ માટે ખતમ થઇ જાય ચાહે તો તે મર્દના તરફથી હોય યા ઔરતના તરફથી હોય (અય્ની શર્હે બુખારી, ભાગ-૯ પાનું-૩૬૨)

હદીસમાં છે :- જન્નતીઓની કુલ ૧૨૦ સફો હશે. તે પૈકી ૮૦ સફો મારી ઉમ્મતના જન્નતીઓની હશે. બાકી ૪૦ સફો બીજી બધી ઉમ્મતોની હશે. (તિરમિઝી શરીફ ભાગ-૨ પાનું-૭૭) (મિશ્કાત પાનું-૪૯૮)

જો ગૈરમુકલ્લિદોની માન્યતા અનુસાર તકલીદ હરામ અને શિર્ક હોય અને મુકલ્લિદીન હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી મુશ્રિક અને ગુમ્રાહ હોય અને તેમની ઇબાદતો નમાઝ વિગેરે બાતિલ હોય તો જન્નતીઓની ૧૨૦ સફોમાંથી ૮૦ સફો કોની હશે ?

દરેક ઝમાનામાં મુકલ્લિદીન હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી મઝહબના પૈરવ ઉલ્મા અને સુલહા (મુહદ્દિસીન અને ફુકહા)ની તઅદાદ ગૈરમુકલ્લિદીન ઉલમાના મુકાબલામાં મોટી જ રહી છે.

ઉપરોક્ત તમામ હદીસોની મંશા અને મત્લબ એ જ છે કે એવી મુઅઝ્ઝમ જમાઅતની સાથે રહે જે ઇસ્લામી અહકામ અને અકાઇદ ઉપર સંપૂર્ણ રીતે કાયમ હોય અને આપ (સલ.) અને આપના સહાબા (રદી.)ના તરીકા ઉપર અમલ પૈરાં હોય અને હદીસ 'મા અના અલય્હી વઅસ્હાબી'ની મિસ્દાક હોય. જે જમાઅત ફક્ત આપ (સલ.)ના તરીકાનો એહતેરામ કરતી હોય પણ સહાબા, ખાસ કરીં ખુલફાએ રાશિદીન (રદી.)ના તરીકાને રાહે નજાત અને તરીકએ હિદાયત માનવા તૈયાર ન હોય (જેમકે ગૈરમુકલ્લિદો ૨૦ રકઅત તરાવીહ અને ત્રણ તલાક વિષે સહાબાના ઇજમાઇ ફેસ્લાને બાતિલ અને ખિલાફે કિતાબો સુન્નત માને છે) તે સવાદે અ'ઝમથી ખારિજ અને ગુમ્રાહ છે.

મુહદ્દિસે અ'ઝમ હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)નો ફેસ્લો :- જ્યારે હક મઝહબો આ ચાર (હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી) સિવાય કોઇ નથી તો આ ચારેત્રની પૈરવી સવાદે અ'ઝમની પૈરવી છે અને એમનાથી (મઝહબે હન્ફી, શાફેઇ, માલિકી, હંબલીથી) નિકળવું સવાદે અ'ઝમથી નિકળવું છે. (ઇકદુલ જીદ પાનું-૩૩)

યું તો હર એક કિયા કરતા હે દઅવા સચકા.
છાછકુ અપની બતાતા નહીં કોઇ ખટ્ટા.
ઝરકો જિસ વક્ત કસોટીપે કસા જાએગા
હાલ ખુલ જાએગા અય યાર ખરે-ખોટેકા

આપ (સલ.) શમ્સે હિદાયત છે. આપના સહાબા (રદી.) નુજુમે હિદાયત છે. ગુમ્રાહીની તારીકી ન તો શમ્સ (સુરજ)માં હોય શકે છે, ન તો નુજુમ (સિતારા)માં, જેની પણ ઇત્તિબાઅ કરે નાજી (જન્નતી) થશે. નારી (જહન્નમી) થઇ શકતો નથી.

એક ગૈરમુકલ્લિદ લખે છે કે :- શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે. ખરેખર ! ફુકહાની સર્વે જમાઅતે પોતાની તથા બીજા કોઇની તકલીદ કરવાથી મનાઇ કરી છે. ઇકદુલ જય્યદ (નિદાએ હક) (સહીહ ઇકદુલ જીદ છે)

હઝરત શાહ સાહબ ઉપર આ સરીહ બોહતાન છે, એ કૌલ ઇબ્ને હઝમનો છે જેને શાહ સાહબ નકલ કરી રદ કરી રહ્યા છે. આપ લખે છે કે :- અને ઇબ્ને હઝમનો કૌલ તેના માટે નથી જે દીન તે જ ઇખ્તિયાર કરે જે પૈગમ્બર (સલ.)નો ઇર્શાદ હોય અને હલાલ તેજ વસ્તુને એઅતિકાદ કરે જેને ખુદા અને તેના રસુલે હલાલ ફર્માવી અને હરામ તેને જ સમજે જેને ખુદા અને રસુલ (સલ.) એ હરામ ફર્માવી પરંતુ તેને આપ (સલ.)ના ફર્માનો હદીસોનો ઇલ્મ નથી અને ન તો આપ (સલ.)ના મુખ્તલિફ ફર્માનોમાં તત્બીક દેવાની સલાહિય્યત રાખે છે અને ન તો આપ (સલ.)ના મુબારક ઇર્શાદોથી મસાઇલ મુસ્તમ્બત કરવાની અહલિયત ધરાવે છે. એટલા માટે કોઇ મુજતહિદ આલિમની તકલીદ કરવી એ ખ્યાલથી કે જે મસ્અલો એ કહે છે અને ઝાહિરમાં ફત્વો આપે છે તે સહીહ છે, અગર ગલત હોવું સાબિત થઇ જાય તો બાઝ આવી જાય તો એનો કઇ રીતે ઇન્કાર કરી શકાય ? કારણ કે મસ્અલો પુછવો અને મસ્અલો બતાવવો આપ

(સલ.)ના મુબારક ઝમાનાથી બરાબર જારી છે. (ઇકદુલ જીદ પાનું-૩૯)

ઇમામોથી પહેલાં પણ મુસલમાનો તકલીદ કરતા હતા જેમકે તબ્એ તાબેઇન (રહ.) તાબેઇનની તકલીદ કરતા અને તાબેઇન (રહ.) સહાબા (રદી.)ની, સહાબા (રદી.) આપ (સલ.)ની તકલીદ કરતા હતા અને આપ (સલ.)ને અંબિયાએ સાબિકીનની ઇત્તિબાઅનો હુકમ અપાયો હતો. કુર્આનમાં છે :- 'અનિત્તબિઅ મિલ્લત ઇબ્રાહીમ હનીફા'

અર્થાત :- હઝરત ઇબ્રાહીમ (અલ.)ના મઝહબનું અનુકરણ કરશો. (સુરએ નહલ) અને ફરમાવ્યું:- 'ઉલાઇકલ્લઝીન હદલ્લાહુ ફબિહુદાહુમુક-તદિહ' અર્થાત :- એ (નબીઓ) એવા હતા જેમને ખુદાપાકે હિદાયત આપી હતી તો તુ પણ તેઓના જ માર્ગે ચાલ. (સુરએ અન્આમ)

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)નું બયાન છે કે :-

સારાંશ કે આપ (સલ.)ના સહાબાના મઝહબો મુખ્તલિફ (જુદા-જુદા) થઇ ગયા અને તેમનાથી તાબેઇને એવી જ રીતે હાસિલ કર્યા. દરેકને જે મયસ્સર થયું તેને ઇખ્તિયાર કર્યું અને જે કાંઇ હદીસે રસુલ (સલ.) અને મઝાહિબે સહાબામાંથી સાંભળ્યું તેને જ યાદ કરી લીધું અને સમજ્યું અને મુખ્તલિફ વાતોમાં જેવી રીતે બની શક્યું મુતાબિકત કરી અને અમુક અકવાલને અમુક પર તરજીહ (સરસાઇ) આપી અને અમુક અકવાલ તાબેઇનની નઝરોમાં સુસ્ત પડી ગયા.

અને દરેક શહેરમાં એક ઇમામ કાઇમ થયા. રબીઅહ ઇબ્ને અબ્દુર્રહમાન મદીનએ મુનવ્વરહમાં ઇમામ થયા અને અતા ઇબ્ને અબી રબાહ મક્કએ મુઅઝઝમહમાં અને ઇબ્રાહીમ નખઇ અને શઅબી કુફામાં અને હસન બસ્રી બસ્રામાં અને તાઉસ ઇબ્ને કય્સાન યમનમાં અને મકહુલ શામમાં ઇમામ બન્યા. પછી ખુદાએ અમુકના દિલોને ઉલ્માના ઉલૂમના પિયાસા (તરસ્યા) બનાવ્યા. તેઓએ એ ઉલૂમની રગ્બત કરી અને તે ઉલ્માથી હદીસ અને સહાબાના ફતાવા અને અકવાલ અને મઝાહિબ અને ખાસ તેમની તહકીકાત સીખી અને ફત્વાના ખ્વાહિશમંદોએ તેમનાથી ફત્વા હાસિલ કર્યા અને મસાઇલ તેમાં દાઇર થયા અને મઆમલાત સામે આવ્યા અને સઇદ ઇબ્ને મુસય્યબ અને ઇબ્રાહીમ નખઇ અને બીજા બુઝુર્ગોએ ફિકહના તમામ અબ્વાબ જમા કર્યા. (ઇન્સાફ પાનું-૧૬-૧૭)

સહાબા (રદી.)ના ઝમાનામાં તકલીદ જારી હતી.

હઝરત શાહ સાહબ (રહ.) ફર્માવે છે કે :- પોતાના ઇમામને જેની તકલીદ કરે છે બીજા ઇમામોથી અફઝલ સમજવું જરૂરી નથી કારણ કે સહાબએ કિરામ (રદી.) અને તાબેઇન (રહ.) એ એઅતિકાદ રાખતા હતા કે તમામ ઉમ્મતમાં અફઝલ તરીન હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.) અને પછી હઝરત ઉમરે ફારૂક (રદી.) છે. છતાં પણ મસાઇલમાં બીજા સહાબા અને તાબેઇનની તકલીદ કરતા હતા. અરબી શબ્દો આ છે 'કાનુ મુકલ્લિદીન ફી કસીરિન મિનલ મસાઇલિ' અને એના ઉપર સહાબા અને તાબેઇનમાંથી કોઇએ ઇન્કાર કર્યો નથી. (ઇકદુલ જીદ બહવાલએ તકલીદે અઇમ્મહ)

હઝરત શાહ સાહબ (રહ.)ના બયાનથી પુરવાર થાય છે કે સહાબા (રદી)ના મુબારક સમયથી જ તકલીદ જારી છે.

સહાબાનો ઝમાનો આપ (સલ.)ના મુબારક તરીન ઝમાનાથી કરીબ હતો. ખૈરો બરકત અને ખુલુસ તથા લિલ્લાહિય્યતનો ઝમાનો હતો. જેથી તકલીદે ગૈર શખ્સીમાં કોઇ મોટા ખત્રા અને ફિત્નાનો સંભવ ન હતો માટે વધુ ભાગે તકલીદે ગૈર શખ્સીનો રિવાજ હતો અને તદરીજન (ધીમે-ધીમે) તકલીદે શખ્સીની તરક્કી થતી ગઇ.

હઝરત શાહ સાહબ ફર્માવે છે :- 'હાઝિહિલ મઝાહિબુલ અર્બઅતુલ મુદવ્વનતુલ મુહર્રરતુ કદ ઇજતમઅતિલ ઉમ્મતુ.'

અર્થાત :- તમામ ઉમ્મતો યા ઉમ્મતના કાબિલે લિહાઝ બુઝુર્ગોએ આ ચાર મશહુર મઝહબોની તકલીદ ઉપર ઇજમાઅ કરી લીધો જે આજ સુધી જારી છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૬૧)

હઝરત શાહ સાહબ (રહ.) ફર્માવે છે કે :- હઝરાતે સહાબા (રદી.) અને હઝરાતે તાબેઇન (રહ.)ની આદત શરીફહ હતી કે જ્યારે કોઇ અહમ મસ્અલો પેશ આવતો અને તેને પોતે હલ કરી શકતા ન હતા તો મોટા આલિમોને પુછી અમલ કરતા હતા. તાઇદમાં મહાન આલિમ હઝરત ઇઝ્ઝુદ્દીન અબ્દુસ્સલામ (રહ.)નું બયાન પેશ ફર્માવે છે :- લિઅન્નન્નાસ લમ યઝાલુ મિન ઝમનિસ્સહાબતિ ઇલા અન ઝહરતિલ મઝાહિબુલ અર્બઅતુ મુકલ્લિદુન,મનિત્તફક મિનલ ઉલમાઇ મિન ગય્રિ નકીરિન મિન અહદિન યુઅતબરૂ ઇન્કારૂહુ વલવ કાન ઝાલિક બાતિલન લઅન્કરૂહુ

અર્થાત :- કારણ કે સહાબાથી લઇ ચાર મઝહબો ઝાહિર થવા લગી એ જ દસ્તુર રહ્યો છે કે કોઇ આલિમ મુજતહિદ મળી જતા તો તેમની તકલીદ કરી લેતા હતા. કોઇ પણ મોઅતબર આલિમે એઅતેરાઝ કર્યો નહીં. અગર આ તકલીદ બાતિલ હોત તો જરૂર એઅતિરાઝ કરત (ઇકદુલ જીદ-૨૯) હઝરત શાહ સાહબ (રહ.) ફર્માવે છે :- જાણી લો કે પહેલી અને બીજી સદીમાં લોકો એક મઝહબે મુઅય્યનની તકલીદ પર મુત્તફિક ન હતા. એટલે અમુક તકલીદે શખ્સી કરતા અને અમુક તકલીદે ગૈર શખ્સી કરતા હતા. (ઇન્સાફ પાનું-૫૭)

અને ફર્માવે છે - અને બે સદી પછી લોકોમાં મુઅય્યન મુજતહિદોના મઝહબ (તકલીદે શખ્સી)ને ઇખ્તિયાર કરવું ઝાહિર થયું અને એવા માણસો કમ હતા કે તકલીદે શખ્સી ઉપર ભરોસો ન રાખતા હોય અને તે વખતે તકલીદે શખ્સીની પાબંદી વાજિબ થઇ ગઇ. (ઇન્સાફ પાનું-૫૯)

બીજી સદી હિજરી પછી તકલીદે શખ્સી (એક ઇમામની પૈરવી)નો રિવાજ તરક્કી કરવા લાગ્યો. ચોથી સદી હિજરીનો ઝમાનો આપ (સલ.) અને સહાબા (રદી.)ના મુબારક અને નુરાની સમયથી દુર પડી જવાથી લોકોની તબીઅતોમાં ફર્ક થવા લાગ્યો અને બાતિલ ફિરકાઓને જનમ લેવાનો મૌકો મળ્યો અને નફસ પરસ્તીનો ગલ્બો થયો. નફસને ભાવે તેવા મસ્અલાની તલાશ થવા લાગી. હક બાતિલની કસોટી નફસાની ખ્વાહિશ બની ગઇ જેથી તે સમયના ઉલમાઓએ તકલીદે શખ્સી (એક મુજતહિદની પૈરવી)ની તઅયીનની જરૂરત મહસુસ કરી તેના ઉપર ઇત્તિફાક અને ઇજમાઅ કરી લીધો. જેમ કે શાહ સાહબ ફર્માવે છે. ઇઅલમ અન્નન્નાસ કાનૂ કબ્લલ મિઅતિર્રાબિઅતિ ગય્રૂ મુજતમિઇન અલત્તકલીદિલ ખાલિસિ લિમઝહબિન વાહિદિન બિઅય્નિહી....

અર્થાત :- જાણવું જોઇએ કે ચોથી સદી હિજરી પહેલાં તમામ લોકો મુતઅય્યન (નક્કી) રીતે કોઇ ખાસ મઝહબની પૈરવી (તકલીદે શખ્સી) ઉપર મુત્તફિક થયા ન હતા. કિંવા અમુક તકલીદે શખ્સી કરતા અને અમુક તકલીદે ગૈર શખ્સી કરતા પણ ચોથી સદી પછી તકલીદે શખ્સી ઉપર સૌ મુત્તફિક થઇ ગયા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૫૫)

વાંચકો ! ઇન્સાફ કરે કે હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ તકલીદના મુખાલિફ હતા કે મુવાફિક ?

ઇમામોની તકલીદને હરામ અને શિર્ક ઠેરવનારા ગૈરમુકલ્લિદોની એક દલીલ એ છે કે બાપ-દાદાના તરીકા અને મઝહબ અનુસાર ચાલવાની કુર્આનમાં મઝમ્મત આવી છે.

કુર્આનમાં છે :- વઇઝા કીલ લહુમુ-ત્તબિઉ મા અન્ઝલલ્લાહુ કાલૂ બલ નત્તબિઉ મા અલ્ફય્ના અલય્હી આબાઅના (સુરએ બકરહ પારો-૨)

અર્થાત :- અને જ્યારે તે ઇન્કારીઓ (મુશ્રિકો)ને કહેવામાં આવે છે કે અલ્લાહે જે હુકમ (પોતાના પયગમ્બર પર) ઉતાર્યો છે તેના ઉપર ચાલો ત્યારે તેઓ જવાબ આપે છે કે નહીં, અમે તો તે જ તરીકા પર ચાલીશું જેના ઉપર અમે અમારા બાપ-દાદાઓને (ચાલતા) જોયા છે.

જવાબ એ છે કે આયત અધુરી પેશ કરી છે, આયતના આખિરી શબ્દો જેના ઉપર બધો દારોમદાર છે છોડી દેવાયા છે. આયતના આખિરી શબ્દો આ છે :- અવ લવ કાન આબાઉહુમ લા યઅકિલૂન શય્અંવ વલા યહતદૂન (સુરએ બકરહ પારો-૨)

અર્થાત :- ભલા શું તેમના બાપ-દાદા ન તો કંઇક દીની સમજ ધરાવતા હોય તેમજ ન તો તેઓ સીધો (સત્ય) માર્ગ પામ્યા હોય (તો પણ તેઓ તેમનું જ અનુસરણ કરશે ?)

આથી સારી રીતે સાબિત થાય છે કે મઝકુર આયત અહલે બાતિલ જાહિલો, ગુમ્રાહોની તકલીદની મઝમ્મત વિષે છે. અહલે હકની તકલીદ સાથે એનો કાંઇ સંબંધ નથી. અહલે હકની તકલીદ જરૂરી હોવા માટે સંખ્યાબંધ આયતો, હદીસો અને ઉમ્મતના મહાન અને માનીતા બુઝુર્ગોના અકવાલો મૌજુદ છે.

ખુદાનું ફર્માન છે :- 'અતીઉલ્લાહ, વઅતીઉર્રસુલ, વઉલિલ અમ્રિ મિન્કુમ, અર્થાત :- (૧) અલ્લાહની તાબેદારી કરો (૨) અને રસુલની તાબેદારી કરો (૩) અને તમારામાંના ઉલુલ અમ્ર (ખુલફા અને રબ્બાની આલિમો, મુજતહિદો)ની તાબેદારી કરો. (સુરએ નિસાઅ)

જુઓ ! ખુદાપાકે ઉલુલ અમ્રની તાબેદારીનો હુકમ આપ્યો. શું એઓ વડીલોમાં શામિલ નથી ?

(૨) યા અય્યુહલ્લઝીન આમનુત્તકુલ્લાહ વકૂનૂ મઅસ્સાદિકીન (સુરએ તૌબહ) અર્થાત :- હે ઇમાનવાળાઓ અલ્લાહથી ડરતા રહો અને (કરણીમાં) સાચાઓનો સંગ રાખો.

(૩) વજઅલ્ના મિન્હુમ અઇમ્મતયં યહદૂન બિઅમ્રિના લમ્મા સબરૂ (સુરએ સજદહ) અર્થાત :- અને હમોએ તેઓમાં જ્યારે તેઓએ સબર કર્યો ઘણાં ઇમામો (પેશ્વાઓ) બનાવી દીધા. જેઓ હમારા હુકમથી હિદાયત કરતા હતા અને તેઓ હમારી આયતો ઉપર યકીન રાખતા હતા.

(૪) ફસ્અલુ અહલઝ-ઝિક્રિ ઇન કુન્તુમ લા તઅલમુન

અર્થાત :- અગર તમે જાણતા ન હોય તો (બીજા) જાણકારોને પૂછી જુઓ.

શું આ આયતોમાં અહલે હક વડીલોની ઇત્તિબાઅનો હુકમ નથી ?

આપ (સલ.)નું ફર્માન છે :--

(૧) મા અના અલય્હી વ અસ્હાબી

અર્થાત :- જે તરીકા ઉપર હું અને મારા સહાબા છે તે હક છે. કિંવા વાજિબુલ ઇત્તિબાઅ છે (મિશ્કાત)

આપ (સલ.) એ પોતાની સાથે પોતાના સહાબાને શામિલ કરી અહલે હક હોવાની સર્ટીફિકેટ આપી. શું એઓ વડીલો નથી ?

(૨) અને ફર્માવ્યું :- મારા પછી અબુબક્ર અને ઉમર (રદી.)ની ઇકતિદા કરશો.

(૩) અને ફર્માવ્યું :- મારા તરીકાને ઇખ્તિયાર કરો અને ખુલફાએ રાશિદીનના તરીકાને.

(૪) અને ફર્માવ્યું :- મારા સહાબા સિતારાના માનિન્દ છે તે પૈકી જેની પણ ઇકતિદા કરશો હિદાયત પર રહેશો.

(૫) અને ફર્માવ્યું :- ફુકહા અને આબિદીનના મશ્વેરા અનુસાર અમલ કરો.

(૬) અને ફરમાવ્યું :- મોટી મુઅઝ્ઝમ જમાઅતની પેરવી કરો.

શું એ બુઝુર્ગો વડીલો નથી ?

આથી સાફ રીતે સાબિત થાય છે કે સાલિહીનની ઇકતિદા, તાબેદારી, પૈરવી અને તકલીદનો હુકમ છે અને બદકારો, ગુમ્રાહોની પૈરવી મના છે.

'ઇહદિનસ સિરાતલ મુસ્તકીમ,સિરાતલ્લઝીન અન્અમ્ત અલયહિમ'માં નબીઓ, સિદ્દીકો, શોહદા અને સાલિહીનની તાબેદારીની તાકીદ આવી છે અને 'ગય્રિલ મગ્ઝુબિ અલયહિમ વલઝ-ઝાલ્લીન'માં 'મગ્ઝુબિ અલયહિમ' (યહુદ) અને 'વલઝ્ઝાલ્લીન' (નસારા) ના માર્ગે ચાલ્વાની મનાઇ છે. મત્લબ એ જ છે કે અહલે હકની પૈરવી કરો અને અહલે બાતિલની પૈરવીથી બચો. આયત 'વઇઝા કીલ લહુમ'માં અહલે બાતિલની પૈરવીની મઝમ્મત વારિદ છે. નહીં કે અહલે હકની ?

' ઉપરોક્ત આયતની તફસીરમાં ઇમામ કુર્તબી (વફાત ૩૪૦ હિજરી) લખે છે કે :- અમુક લોકો આ આયતને તકલીદની મઝમ્મત (બુરાઇ)માં પેશ કરે છે. બાતિલ અને ગુમ્રાહ લોકોની તકલીદ વિષે તો સહીહ છે. પરંતુ હકના મામલામાં તકલીદ સાથે એનો કોઇ સંબંધ હોઇ શકતો નથી. હકના મામલામાં તકલીદ કરવું તો દીનના ઉસુલમાંથી એક મુસ્તકિલ બુન્યાદ અને મુસલમાનોના દીનની હિફાઝતનો બહું મોટો ઝરીઓ છે. જે માણસ ઇજતિહાદની સલાહિયત ધરાવતો નથી તેના માટે દીનના મામલામાં તકલીદે સુલહા જરૂરી છે. (તફસીરે કુર્તબી ભાગ-૨ પાનું-૧૯૪)

કુર્આનમાં છે કે હઝરત યાકુબ (અલ.) એ પોતાની ઓલાદને પૂછયું કે, તમો મારા પછી કોની ઇબાદત કરશો ? તો તેઓએ જવાબમાં કહ્યું :- 'નઅબુદુ ઇલાહક વઇલાહ આબાઇક ઇબ્રાહીમ વઇસ્માઇલ વઇસ્હાક ઇલાહંવ વાહિદા, વનહનુ લહુ મુસ્લિમુન.'

અર્થાત :- હમો આપના ખુદા અને આપના આબા (બાપ-દાદા) ઇબ્રાહીમ (અલ.) અને ઇસ્માઇલ (અલ.) અને ઇસ્હાક (અલ.)ના ખુદાની બંદગી કરીશું (સુરએ બકરહ)

એવી જ રીતે હઝરત યુસુફ (અલ.)નું એ કહેવું 'વત્તબઅતુ મિલ્લત આબાઇ ઇબ્રાહીમ વઇસ્હાક વયઅકુબ.'

અર્થાત :- મેં પોતાના આબા અજદાદ (બાપ-દાદા)ના મઝહબની પૈરવી કરી.(સુરએ યુસુફ) તો અગર દરેક જગ્યાએ આબાઇ મિલ્લત અને બાપ-દાદાના મઝહબની ઇત્તિબાઅ અને તકલીદ હરામ હોત તો હઝરતે યુસુફ (અલ.) એ પોતાના બાપ-દાદાના મઝહબની પૈરવી શા માટે કરી ?

શું આ બાપ-દાદા અને વડીલોની પૈરવી નથી ?

અગર એ જાઇઝ છે, હરામ નથી તો હમારા માટે અહલે હક, વડીલો, ઇમામો, મુજતહિદોની તકલીદ કઇ રીતે નાજાઇઝ અને હરામ હોઇ શકે છે ?

હઝરત શાહ સાહબ (રહ.) લખે છે કે :- હઝરત અબુબક્ર (રદી.)ને કોઇ મુકદ્દમો (કેસ) પેશ આવતો તો તેનો જવાબ કિતાબુલ્લાહમાં તલાશ કરતા. અગર હુકમ મળી જતો તો તે મુજબ ફેસ્લો આપતા, નહીં તો હદીસમાં તલાશ કરતા અને તે મુજબ ફેસ્લો આપતા. છેવટે સિકહ અને આદિલ હઝરાતને જમા કરી મશ્વરો લેતા. જે ફેસ્લા ઉપર તે બુઝુર્ગો ઇત્તિફાક કરતા તેના મુવાફિક ફેસ્લો આપતા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૪૪-૩૪૫)

હઝરત અબુબક્ર (રદી.) જે બુઝુર્ગોથી મશ્વેરો લઇ અમલ કરતા. શું એ બુઝુર્ગો વડીલોમાં શામિલ નથી ?

અને લખે છે કે :- હઝરત ઉમરે ફારૂક (રદી.) એ કાઝી શુરૈહ (રદી.)ને હુકમ લખી મોકલ્યો કે અગર તમારી સામે કોઇ એવો કેસ પેશ આવે જેનો હુકમ કિતાબુલ્લાહમાં મૌજૂદ હોય તો તે મુજબ ફેસ્લો આપશો. કુર્આનમાં તેનો હુકમ નહીં મળે તો હદીસે રસુલમાં તલાશ કરી તે મુજબ ફેસ્લો આપશો. છેવટે તે સમયના બુઝુર્ગોએ જેના ઉપર ઇત્તિફાક કર્યો હોય તે મુજબ ફેસ્લો કરશો. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૪૫)

મઝકૂર સુરતમાં હઝરત ઉમર (રદી.)ના ફર્માન મુજબ હઝરત કાઝી શુરય્હ તે સમયના બુઝુર્ગોના

'ઇહદિનસ સિરાતલ મુસ્તકીમ, સિરાતલ્લઝીન અન્અમ્ત અલયહિમ'માં નબીઓ, સિદ્દીકો, શોહદા અને સાલિહીનની તાબેદારીની તાકીદ આવી છે અને 'ગય્રિલ મગ્ઝુબિ અલયહિમ વલઝ-ઝાલ્લીન'માં 'મગ્ઝુબિ અલયહિમ' (યહુદ) અને 'વલઝ્ઝાલ્લીન' (નસારા) ના માર્ગે ચાલ્વાની મનાઇ છે. મત્લબ એ જ છે કે અહલે હકની પૈરવી કરો અને અહલે બાતિલની પૈરવીથી બચો. આયત 'વઇઝા કીલ લહુમ'માં અહલે બાતિલની પૈરવીની મઝમ્મત વારિદ છે. નહીં કે અહલે હકની ?

' ઉપરોક્ત આયતની તફસીરમાં ઇમામ કુર્તબી (વફાત ૩૪૦ હિજરી) લખે છે કે :- અમુક લોકો આ આયતને તકલીદની મઝમ્મત (બુરાઇ)માં પેશ કરે છે. બાતિલ અને ગુમ્રાહ લોકોની તકલીદ વિષે તો સહીહ છે. પરંતુ હકના મામલામાં તકલીદ સાથે એનો કોઇ સંબંધ હોઇ શકતો નથી. હકના મામલામાં તકલીદ કરવું તો દીનના ઉસુલમાંથી એક મુસ્તકિલ બુન્યાદ અને મુસલમાનોના દીનની હિફાઝતનો બહું મોટો ઝરીઓ છે. જે માણસ ઇજતિહાદની સલાહિયત ધરાવતો નથી તેના માટે દીનના મામલામાં તકલીદે સુલહા જરૂરી છે. (તફસીરે કુર્તબી ભાગ-૨ પાનું-૧૯૪)

કુર્આનમાં છે કે હઝરત યાકુબ (અલ.) એ પોતાની ઔલાદને પૂછયું કે, તમો મારા પછી કોની ઇબાદત કરશો ? તો તેઓએ જવાબમાં કહ્યું :- 'નઅબુદુ ઇલાહક વઇલાહ આબાઇક ઇબ્રાહીમ વઇસ્માઇલ વઇસ્હાક ઇલાહંવ વાહિદા, વનહનુ લહુ મુસ્લિમુન.'

અર્થાત :- હમો આપના ખુદા અને આપના આબા (બાપ-દાદા) ઇબ્રાહીમ (અલ.) અને ઇસ્માઇલ (અલ.) અને ઇસ્હાક (અલ.)ના ખુદાની બંદગી કરીશું (સુરએ બકરહ)

એવી જ રીતે હઝરત યુસુફ (અલ.)નું એ કહેવું 'વત્તબઅતુ મિલ્લત આબાઇ ઇબ્રાહીમ વઇસ્હાક વયઅકુબ.'

અર્થાત :- મેં પોતાના આબા અજદાદ (બાપ-દાદા)ના મઝહબની પૈરવી કરી.(સુરએ યુસુફ) તો અગર દરેક જગ્યાએ આબાઇ મિલ્લત અને બાપ-દાદાના મઝહબની ઇત્તિબાઅ અને તકલીદ હરામ હોત તો હઝરતે યુસુફ (અલ.) એ પોતાના બાપ-દાદાના મઝહબની પૈરવી શા માટે કરી ?

શું આ બાપ-દાદા અને વડીલોની પૈરવી નથી ?

અગર એ જાઇઝ છે, હરામ નથી તો હમારા માટે અહલે હક, વડીલો, ઇમામો, મુજતહિદોની તકલીદ કઇ રીતે નાજાઇઝ અને હરામ હોઇ શકે છે ?

હઝરત શાહ સાહબ (રહ.) લખે છે કે :- હઝરત અબુબક્ર (રદી.)ને કોઇ મુકદ્દમો (કેસ) પેશ આવતો તો તેનો જવાબ કિતાબુલ્લાહમાં તલાશ કરતા. અગર હુકમ મળી જતો તો તે મુજબ ફેસ્લો આપતા, નહીં તો હદીસમાં તલાશ કરતા અને તે મુજબ ફેસ્લો આપતા. છેવટે સિકહ અને આદિલ હઝરાતને જમા કરી મશ્વરો લેતા. જે ફેસ્લા ઉપર તે બુઝુર્ગો ઇત્તિફાક કરતા તેના મુવાફિક ફેસ્લો આપતા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૪૪-૩૪૫)

હઝરત અબુબક્ર (રદી.) જે બુઝુર્ગોથી મશ્વેરો લઇ અમલ કરતા. શું એ બુઝુર્ગો વડીલોમાં શામિલ નથી ?

અને લખે છે કે :- હઝરત ઉમરે ફારૂક (રદી.) એ કાઝી શુરૈહ (રદી.)ને હુકમ લખી મોકલ્યો કે અગર તમારી સામે કોઇ એવો કેસ પેશ આવે જેનો હુકમ કિતાબુલ્લાહમાં મૌજૂદ હોય તો તે મુજબ ફેસ્લો આપશો. કુર્આનમાં તેનો હુકમ નહીં મળે તો હદીસે રસુલમાં તલાશ કરી તે મુજબ ફેસ્લો આપશો. છેવટે તે સમયના બુઝુર્ગોએ જેના ઉપર ઇત્તિફાક કર્યો હોય તે મુજબ ફેસ્લો કરશો. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૪૫)

મઝકૂર સુરતમાં હઝરત ઉમર (રદી.)ના ફર્માન મુજબ હઝરત કાઝી શુરય્હ તે સમયના બુઝુર્ગોના

મુત્તફિકહ ફેસ્લા અનુસાર અમલ કરતા. શું એ બુઝુર્ગો વડીલોમાં શામિલ ન હતા ?

અને લખે છે કે :- હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)નું બયાન છે કે જેની પાસે કોઇ મુકદમો આવી પડે તો કુર્આનના મુવાફિક ફેસલો આપે. કુર્આનમાં ન હોય તો હદીસના મુતાબિક ફેસ્લો આપે. તેમાં પણ ન હોય તો જેવો ફેસ્લો સાલિહીને ઉમ્મતે કર્યો હોય. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૪૬)

શું સાલિહીને ઉમ્મત વડીલો નથી ?

અને આપનું બયાન છે કે :- હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ની એ હાલત હતી કે જ્યારે તેમને કોઇ મસ્અલો પુછવામાં આવતો તો અગર તેનો હુકમ કુર્આનમાં મળી જતો તો તે મુજબ બતાવતા, નહીં તો હદીસમાં તલાશ કરતા અને તે અનુસાર બતાવતા. અગર કુર્આન અને હદીસમાં તેની તશ્રીહ નહીં મળતી તો હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.) અને હઝરત ઉમરે ફારૂક (રદી.)ના ફત્વા અને ફેસ્લા બતાવી દેતા અને જો એમનાથી પણ હુકમ નહીં મળતો તો છેવટે પોતે ઇજતિહાદ કરી બતાવતા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૪૬)

શું હઝરત અબુબક્ર (રદી.) અને હઝરત ઉમર (રદી.) વડીલો નથી ?

અગર વડીલોની પૈરવી હરામ હોત તો જલીલુલ કદ્ર સહાબી હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) એ શા માટે એમની પૈરવીનો હુકમ આપ્યો ?

બિઅયનિહી એ જ હાલત ઇમામોની છે કે કુર્આનથી, પછી હદીસથી, પછી અકાબિરીને સહાબા (રદી.)ના ફતાવા અને ફેસ્લા અનુસાર હુકમ આપતા. છેવટે પોતે કુર્આનો-હદીસની રોશનીમાં ઇજતિહાદ કરતા.

ઇમામ અબૂહનીફહ (રહ.)ને પૂછવામાં આવ્યું કે જ્યારે આપના કૌલના વિરૂદ્ધ કુર્આન હોય તો ?

ઇમામ સાહબે ફરમાવ્યું કે, 'ઉત્રૂકુ કવ્લી બિકિતાબિલ્લાહ.'

અર્થાત :- કિતાબુલ્લાહના મુકાબલામાં મારો કૌલ છોડી દો.

ફરી પૂછવામાં આવ્યું કે જ્યારે આપના કૌલના વિરૂદ્ધ રસુલે ખુદાની હદીસ હોય તો ?

આપે કહ્યું હદીસના મુકાબ્લામાં મારો કૌલ છોડી દો.

પછી પુછવામાં આવ્યું કે આપના કૌલના વિરૂદ્ધ સહાબાનો કૌલ હોય તો ?

ઇમામ સાહબે કહ્યું કે સહાબાના કૌલના મુકાબલામાં પણ મારો કૌલ છોડી દો. (ઇકદુલ જીદ પાનું-૫૩)

**આપ (સલ.)ના મુબારક ઝમાનામાં તકલીદ**

હઝરત અસ્વદ ઇબ્ને યઝીદ (રદી.)નું બયાન છે કે હઝરત મઆઝ (રદી.) યમનમાં મુઅલ્લિમ અને હાકિમ તરીકે આવ્યા તો હમોએ તેમને આ મસ્અલો પુછ્યો કે એક માણસ ગુજરી ગયો. વારિસોમાં એક દિકરી અને એક બહેન છોડી, હઝરત મઆઝ (રદી.) એ અડધો માલ દિકરીને અને અડધો માલ બહેનને અપાવ્યો, આપ (સલ.) હયાત હતા. (બુખારી) (અબુદાવુદ વિગેરે) (અલ ઇકતિસાદ ફી બહસિ-ત્તકલીદિ વલ ઇજતિહાદ પાનું-૫)

જુઓ ! હઝરત મઆઝે કોઇ દલીલ બયાન કરી નહીં અને પુછનારે દલીલનો મુતાબલો (માંગણી) પણ કર્યો નહીં. હઝરત મઆઝ (રદી.)ના ઇલ્મો તકવા પર હુસ્ને ઝન રાખી લીધું. શું એ તકલીદ નથી ?

**સહાબા (રદી.)ના મુબારક ઝમાનામાં તકલીદ**

હઝરત સાલિમથી રિવાયત છે કે હઝરત ઇબ્ને ઉમર (રદી.)ને પુછવામાં આવ્યું કે કોઇનું કોઇના ઉપર દૈન મીઆદી (મુદ્દતી) વાજિબ છે. સાહિબે હક કાંઇક કમ લેવા કહે છે એ શર્તે કે મુદ્દતની અંદર

(જલ્દી) અદા કરી દે. હઝરત ઇબ્ને ઉમર (રદી.) એ ના કહ્યું અને કોઇ દલીલ બયાન કરી નહીં. શું એ તકલીદ નથી ? (અલ્ઇકતિસાદ પાનું-૬)

હઝરત ઉમરે ફારૂક (રદી.)નું હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.)ને કુર્આનને કિતાબી શકલમાં જમા કરવા બાબત કહેવું અને સિદ્દીકે અકબરનું જવાબમાં એમ કહેવું કે 'કય્ફ તફઅલુન શય્અન લમ યફઅલ્હુ રસુલુલ્લાહિ (સલ.)'

(આ કઇ રીતે તમો કરી શકો છો જેને આપ (સલ.) એ કર્યું નથી ?) પછી કબુલ કરી લીધું. હાલાંકે ઉમરે ફારૂક (રદી.) એ કોઇ આયત કે હદીસ દલીલમાં પેશ કરી ન હતી. એ પણ તકલીદ છે.

એવી જ રીતે કાતિબે વહી હઝરત ઝૈદ ઇબ્ને સાબિત (રદી.)ને હઝરત સિદ્દીક (રદી.) એ કુર્આન જમા કરવાનું કામ સોંપ્યું તો હઝરત ઝૈદ (રદી.) એ પણ કહ્યું કે જે કામ આપ (સલ.) એ કર્યું નથી, આપ કઇ રીતે કરી શકો છો ? છેવટે તસ્લીમ કરી લીધું હાલાંકે સિદ્દીકે અકબર (રદી.) એ દલીલમાં કોઇ આયત કે હદીસ પેશ કરી ન હતી. શું આ તકલીદ નથી ?

### ઇલ્મી કીમતી જવાહિર પારે

આપ (સલ.)ના મુબારક ઝમાનામાં મસાઇલે જુઝઇય્યાત અને વાકિઆતે હાદિસહ ઉપર અમલ કરવા માટે ત્રણ તરીકા રાઇજ હતા.

(૧) આપ (સલ.) ને પુછી અમલ કરતા.

(૨) આપને પૂછવામાં કોઇ ઉઝર હોત તો ઇજતિહાદ કરતા.

(૩) ગૈરમુજતહિદ લોકો મુજતહિદની તકલીદ કરતા.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) એક મહાન મુહદ્દિસ ઇઝ્ઝુદ્દીન અબ્દુસ્સલામ (રહ.)નું બયાન પેશ કરે છે. લિઅન્નન્નાસ લમ યઝાલુ મિન ઝમનિસ્સહાબતિ...

અર્થાત :- બેશક ! સહાબાના ઝમાનાથી લઇ ચાર મઝહબોના ઝાહિર હોવા સુધી એ જ તરીકો રહ્યો છે કે જે આલિમ (મુજતહિદ) મળી જતો તેની જ તકલીદ કરી લેતા અને કોઇ મોઅતબર માણસે એનો વિરૂદ્ધ કર્યો નથી. અગર જો આ તકલીદ બાતિલ હોત તો તેઓ જરૂર એઅતેરાઝ કરત. (ઇકદુલ જીદ પાનું-૨૯)

તેમજ મુહદ્દિસ ઇબ્ને હાજિબ (રહ.) ફર્માવે છે :- લમ તઝિલિલ ઉલ્માઅ યસ્તફતુન વયત્તબિઉન મિન ગય્રિ ઇબ્દાઇલ મુસ્તનદિ વઝાઅ વશાઅ વલમ યુન્કિર અલયહિમ ફકાન ઇજમાઅન.

અર્થાત :- હમેશાથી (સલફથી ખલફ સુધી) આ તરીકો રહ્યો છે કે ઉલ્માથી ફત્વો પૂછવામાં આવતો અને તેઓ ફત્વો આપતા અને લોકો દલીલની શોધ અને ખણ-ખોતર કરવા વગર તેમની ઇત્તિબાઅ કરતા અને એ અમલ શાઇઅ અને ઝાઇઅ રહ્યો અને કોઇએ પણ ઇન્કાર નહીં કર્યો. તો એના ઉપર ઇજમાઅ થઇ ગયો. (કમ્ઉ અહલિઝ્ઝૈગિ વલ્ઇલ્હાદ પાનું-૫૩)

જ્યારે આપ (સલ.)નો મુબારક ઝમાનો ખતમ થયો અને સહાબએ કિરામ અત્રાફ અને મુખ્તલિફ મુલ્કોમાં ફેલાઇ ગયા અને મુક્તદાએ ઝમાના બન્યા તો આપસમાં ઇલ્મો ફહમના તફાવુતના લીધે મુખ્તલિફુલ મઝાહિબ બની ગયા. હર એક પોતાના ઇલ્મો ફહમના મુતાબિક હવાદિસાત અને નવા-નવા બનાવો પેશ આવતા તો ઇજતિહાદ કરતા. આ ઇખ્તિલાફની બિના પર સહાબાના મુખ્તલિફ મઝહબો બની ગયા. એઓ ખુદા અને તેના રસુલની મંશાના મુતાબિક અમલ કરવા અને કરાવ્વાની પુરી કોશિષ કરતા.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) તસ્રીહ ફર્માવે છે :- વબિલ જુમ્લતિ ફખ્તલફ મઝાહિબુ અસ્હાબિ રસુલિલ્લાહિ (સલ.) વઅખઝ અન્હુમુત્તાબિઉન કઝાલિક કુલ્લુ વાહિદિમ મા તયસ્સર

લહુ...

આથી પુરવાર થાય છે કે સહાબા મુખ્તલિફુલ મઝહબ હતા અને એના લીધા તાબેઇનના મઝહબો પણ મુખ્તલિફ હતા અને જેમના નઝદીક જે હદીસ અને કૌલે સહાબી સહીહ સાબિત થઇ જતા તેઓ તેના ઉપર અમલ કરતા.

ગરઝકે ઇલ્મો-ફહમના તફાવુતના લીધે સહાબા (રદી.)ના મઝહબો મુખ્તલિફ થઇ ગયા. એવી જ રીતે સહાબાથી તાબેઇને હાસિલ કર્યા અને દરેક શહેરમાં ઇમામો કાઇમ થઇ ગયા.

મદીનામાં સઇદ ઇબ્નુલ મુસય્યબ અને સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ, ઇબ્ને ઉમર ઇમામ અને મુક્તદા બન્યા અને એમના પછી ઇમામ ઝુહરી, યહ્યા ઇબ્ને સઇદ અને રબીઅહ ઇબ્ને અબ્દુર્રહમાન ઇમામ થયા.

અને મક્કામાં અતા ઇબ્ને અબી રબાહ ઇમામ હતા.

કુફામાં ઇબ્રાહીમ નખ્ઇ અને શઅબી ઇમામ હતા.

બસ્રામાં હસન બસ્રી ઇમામ હતા.

શામમાં મકહૂલ ઇમામ હતા.

અને ખુદાપાકે ઘણા લોકોના દિલોને એમના ઉલૂમના ગિરવીદહ કરી દીધા અને લોકો ઘણી રગ્બત અને તવજ્જુહથી એમનાથી હદીસો અને સહાબાના ફતાવા અને અકવાલ અને ખૂદ એમના મઝહબો અને તહકીકોને હાસિલ કરતા અને એમનાથી મસાઇલ પુછતા અને તમામ મઆમલાતના મરકઝ રહ્યા. સઇદ ઇબ્ને મુસય્યબ અને ઇબ્રાહીમ નખ્ઇ અને તેમના મરતબાના લોકોએ ફિકહના તમામ અબ્વાબ મુરત્તબ કરી દીધા હતા અને દરેક બાબના તેમની પાસે ઉસૂલ અને કવાઇદ મુરત્તબ હતા. જેમને તેઓએ પોતાના આગ્લા બુઝુર્ગો સહાબા વિગેરેથી હાસિલ કર્યા હતા.

સઇદ ઇબ્ને મુસય્યબ અને તેમના શાગિર્દોનું એ મઝહબ હતું કે ફિકહમાં હરમૈનના ઉલ્મા સૌથી પુખ્તહ (મજબુત) અને તેમના મઝહબની અસલ (બુન્યાદ) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર, હઝરત આઇશહ અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસના ફતાવા અને મદીના શરીફના કાઝીઓના ફેસ્લા હતા. આ સૌ ઉલુમને તેઓએ બકદ્રે તાકત જમા કર્યા અને તેમને તહકીકની નઝરથી જોયા. જે મસાઇલ ઉપર ઊલ્માએ મદીનાનો ઇત્તિફાક જોતા તેને ખુબ મઝબુતીથી કબુલ રાખતા અને જે મસાઇલમાં ઇખ્તિલાફ જોતા તેમાંથી કવી અને રાજેહને જેને અકસર ઉલ્માએ કબુલ રાખ્યા હતા ઇખ્તિયાર કર્યા અથવા કિયાસે કવીના મુવાફિક હતા અથવા કિતાબ અને હદીસથી મુસર્રહ તોર પર મુસ્તમ્બત થયા હતા અને કિતાબો સુન્નતની મંશા મુતાબિક ઘણા મસાઇલ જમા થઇ ગયા.

ઇબ્રાહીમ નખ્ઇ (રહ.) અને હઝરત અ. ઇબ્ને મસ્ઉદ (રદી.) અને તેમના શાગિર્દો ફિકહમાં સૌથી કાબિલે એઅતિમાદ છે. જેમકે અલ્કમહએ મસ્રૂકને કહ્યું કે કોઇ ફકીહ હઝરત અ. ઇબ્ને મસ્ઉદ (રદી.)થી વધુ કાબિલે વુસુક નથી અને હઝરત અબૂ હનીફા (રહ.) એ ઇમામ અવ્ઝાઇ (રહ.)ને કહ્યું કે ઇબ્રાહીમ સાલિમથી વધુ ફકીહ છે અને જો સહાબી હોવાની ફઝીલત હઝરત અ. ઇબ્ને ઉમરમાં ન હોત તો હું કહી દેત કે અલ્કમહ (રહ.) હઝરત ઇબ્ને ઉમરથી વધુ ફકીહ હતા અને હઝરત અ. ઇબ્ને મસ્ઉદ તો અ. ઇબ્ને મસ્ઉદ જ છે અને ઇમામ અબુ હનીફા (રહ.)ના મઝહબની અસલ (બુન્યાદ) હઝરત અ. ઇબ્ને મસ્ઉદના ફતાવા, હઝરત અલી (રદી.)ના ફેસ્લાઓ અને કાઝી શુરૈહ તથા કુફાના બીજા કાઝીઓના ફતાવા છે. તો એમાંથી ઇમામ અબુહનીફા (રહ.) એ પુરતી કોશિશ અને મહેનતથી મસાઇલે ફિકહિય્યહને જમા કર્યા અને જેવી રીતે અહલે મદીનાના આસારથી મદીનાના ઉલમાએ અહકામ અને મસાઇલ જમા કર્યા હતા. એવી જ રીતે અહલે કુફા (સહાબા અને તાબેઇનના) આસારથી તેઓએ મસાઇલની તખ્રીજ કરી તો દરેક બાબતના ફિકહી મસાઇલ મુરત્તબ થઇ ગયા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૨૬ થી ૩૨૮)

ગૈર મુકલ્લિદો કહે છે કે ઇમામ અબુહનીફા (રહ.) કોઇના મુકલ્લિદ ન હતા. ત્યારે હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :- વકાન અબૂહનીફત રઝિયલ્લાહુ અન્હુ અલ્ઝમહુમ બિમઝહબિ ઇબ્રાહીમ વઅકરાનિહી અર્થાત :- અને ઇમામ અબૂહનીફા (રહ.), ઇબ્રાહીમ નખ્ઇ અને તેમના હમઅસર ઉલ્માના મઝહબના ઘણા પાબંદ હતા અને ઇબ્રાહીમ નખ્ઇ (રહ.)ના મઝહબથી બહું કમ તજાવુઝ કરતા હતા અને તેમના મઝહબના મુવાફિક મસાઇલ તખ્રીજ કરવામાં માહિર હતા, ઇબ્રાહીમ નખ્ઇ (રહ.) અને ઇમામ સાહબના મઝહબમાં ઘણી મુવાફિક્ત હતી અને જે મસાઇલ મુખ્તલિફુલ અકવાલ હતા તેમાં પણ ફુકહાએ કુફાના મઝહબથી બાહિર જતા ન હતા. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૩૩-૩૩૪)

અને ફર્માવે છે, આથી પુરવાર થાય છે કે હન્ફી મઝહબ હઝરત ઇબ્રાહીમ નખ્ઇ (રહ.) અને તેમના સાથીઓના મઝહબના ઐન મુતાબિક છે. હઝરત ઇબ્રાહીમ નખ્ઇ (રહ.)ના મઝહબનું માખઝ જલીલુલ કદ્ર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.) અને અમીરૂલ મુ'મિનીન હઝરત અલી (રદી.) વિગેરે સહાબા તથા હઝરત કાઝી શુરૈહના ફેસ્લાઓ છે. એમને હઝરત ઇબ્રાહીમ નખ્ઇ (રહ.) એ જમા કરી દરેક બાબના મસાઇલ મુન્તખબ અને મુરત્તબ કર્યા. ખરેખર ! ઇબ્રાહીમ નખ્ઇ ફુકહાએ કુફાની ઝબાન હતી અને તેમની તહકીક બિઅખ્નિહી સલફની તહકીક હતી. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૧ પાનું-૩૨૮)

અમુક મુતઅસ્સિબ ગાલી પ્રકારના ગૈરમુકલ્લિદ અવામને બેહકાવે છે કે કુર્આનમાં છે :- 'અલ્યવ્મ અકમલ્તુ લકૂમ દીનકુમ'

અર્થાત :- આજે મેં તમારા માટે તમારા દીનને સંપૂર્ણ કર્યો છે. (સુરએ માઇદહ) તો પછી મઝહબો અને ઇમામોની શી જરૂરત છે ?

જવાબ એ છે કે બેશક ખુદાપાકે દીને ઇસ્લામના તમામ કુલ્લિયાત કુર્આને હકીમમાં બયાન કરી દીધા. પરંતુ કુર્આનમાં તમામ જુઝઇય્યાત અને તફસીલાત બયાન કરવામાં આવી નથી એના માટે હદીસે નબ્વી અને સુન્નતે રસુલની જરૂરત છે અને તે પછી પણ ઘણી ઇબાદતો અને મઆમલાત, મુઆશિરતના બનાવો બેહિસાબ છે જેની તફસીલ કુર્આન અને હદીસમાં પણ નથી.

ઇમામ માલિક (રહ.) મુહદ્દિસ ઇમામ રબીઅહ (રહ.) (વફાત ૧૩૬ હિજરી)થી નકલ કરે છે કે:- ખુદાપાકે એક મુર્સલ કિતાબ નાઝિલ કરી અને તેમાં હદીસની જગ્યા બાકી રાખી અને આપ (સલ.) એ ઘણી બાબતો હદીસથી બયાન કરી અને રાય તથા કિયાસ માટે જગ્યા બાકી રાખી. (દુર્રે મન્સુર)

જૂઓ ! કુર્આનમાં ઘણી જગ્યાએ નમાઝની તાકીદ આવી છે પણ તેના પુરા અરકાન અને તરકીબ અને અરકાનમાં પઢવાની ચીઝોને વાઝેહ તોર પર પુરી તરકીબની સાથે બયાન કરવામાં આવી નથી. એટલા માટે આપ (સલ.) એ સહાબા (રદી.) ને બધું શિખાડવા છતાં હિદાયત ફર્માવી. 'સલ્લૂ કમા રઅય્તુમૂની ઉસલ્લી' કે જેવી રીતે તમો મને નમાઝ પઢતાં જૂઓ છો તેવી રીતે નમાઝ પઢશો. એમ નહીં ફર્માવ્યું કે કુર્આનમાં બતાવેલી તરકીબને જોઇ-જોઇ પઢશો ! એવી જ રીતે કુર્આનમાં હજ ફર્ઝ હોવાનું બયાન છે. પણ હજનો તરીકો અને તરતીબવાર તેના અરકાન અને મનાસિક બયાન થયા નથી. એવી જ રીતે કુર્આનમાં ચોરીની સઝા હાથ કાપી દેવાનું નક્કી કર્યુ પણ એ બયાન કરવામાં આવ્યું નથી કે કેટલા માલની ચોરી કરવાની આ સઝા છે અને એ પણ તફસીલ નથી કે કેટલો ? અને ક્યાંથી હાથ કાપવામાં આવશે ? એનો હુકમ ખુદાની મંશા અનુસાર હદીસમાં છે. એવી જ રીતે મુજતહિદો, ઇમામો, કુર્આન અને હદીસના મખ્ફી મસાઇલ અને અહકામ કુર્આન, હદીસની મંશા મુજબ બયાન કરે છે અને અમલની સહુલત માટે મુદવ્વન અને મુરત્તબ ફર્માવે છે. ઝાતી ઇજાદ નથી. નાનામાં નાનો મસ્અલો પણ કુર્આન અને હદીસની અને સહાબાના ફતાવાની રોશનીમાં જ બયાન કરે છે અને એ ઐન મંશએ ખુદાવંદી છે. ખુદાપાક પોતે હુકમ આપે છે કે:- ખુદાની ઇતાઅત કરો અને રસુલની ઇતાઅત કરો અને તમારામાંના ઉલુલ અમ્ર (મુજતહિદીન)ની, (સુરએ

નિસાઅ)

અને હુકમ આપે છે :- 'ફસ્અલુ અહલઝ-ઝિક્રિ ઇન કુન્તુમ લા તઅલમુન'

**ગૈરમુકલ્લિદો કયાસના મુન્કિર છે, હાલાંકે કુર્આનો-હદીસથી સાબિત છે.**

રાય અને કિયાસ મહમૂદ (કાબિલે તઅરીફ) અને મઝમુમ (કાબિલે મઝમ્મત) પણ હોય છે. રાય અને કિયાસ મઝમૂમ તે છે જે નસ્ના મુકાબલામાં હોય જેમ કે ઇબ્લીસે ખુદાના સરીહ હુકમ (ઉસ્જુદૂ લિઆદમ) (અર્થાત આદમને સજદો કરો) ના મુકાબલામાં રાય કરી હતી કે અના ખય્રુમ મિન્હુ ખલકતની મિન નારિવં વખલકતહુ મિન તીન, કે હું આદમથી અફઝલ છું. આપે મને આગથી પૈદા કર્યો અને તેને (આદમને) માટીથી પૈદા કર્યો. આ ઇબ્લીસની મઝમૂમ રાય હતી જે ખુદાના હુકમના મુકાબલામાં હતી. રાય મહમૂદ તે છે કે જે નસના મુકાબલામાં ન હોય, બલ્કે તેની મત્લબ અને મુરાદ વાઝેહ કરવા માટે હોય છે. જેમ કે બની કુરૈઝહના બનાવમાં આપ (સલ.)ની હદીસ સાફ અને નસ્સે શરઇ મૌજૂદ હતી કે 'લા યુસલ્લિયન્ન અહદુકુમુલ અસ્ર ઇલ્લા ફી બની કુરય્ઝત.'

અર્થાત : તમારામાંનો કોઇ માણસ અસરની નમાઝ બની કુરૈઝહ સિવાય નહીં પઢે. રસ્તામાં જ્યારે સહાબા (રદી.) એ જોયું કે ત્યાં પહોંચતા અસરનો ટાઇમ નિકળી જશે અને નમાઝ કઝા થઇ જશે તો સહાબામાં મત્ફેર થયો અને બે જમાઅત બની ગઇ એકે અસરની નમાઝ કઝા થવા નહીં દીધી. રસ્તામાં પઢી લીધી કે આપ (સલ.)ની મંશા એ હતી કે હમો ઉતાવળ કરી અસરના ટાઇમે ત્યાં પહોંચી જઇ નમાઝ પઢીએ, એ મકસદ ન હતો કે નમાઝ કઝા થતી હોય તો થવા દે અને ત્યાં જઇને નમાઝ પઢે. બીજી જમાઅતે ઝાહિરી હદીસ અને શબ્દો ઉપર નઝર કરી રસ્તામાં નહીં પઢી. બની કુરૈઝહ પહોંચી કઝા પઢી. આપ (સલ.)ની બારગાહમાં આ કિસ્સો પેશ થયો તો આપે કોઇને મલામત નહીં કરી, બન્નેવ પક્ષની નમાઝ સહીહ ગણાઇ, કારણ કે કોઇનો પણ કિયાસ અને રાય નસના મુકાબલામાં ન હતો. બલ્કે નસ્ને સમજવામાં રાય મુખ્તલિફ થઇ ગઇ. (એ જ હકીકત ઇમામોના ઇખ્તિલાફની છે)

બીજો બનાવ એ છે કે એક સહાબી (રદી.) ને નહાવાની હાજત થઇ તો નમાઝ નહીં પઢી. આપ (સલ.)ની ખિદમતમાં હાઝિર થઇ કિસ્સો બયાન કર્યો તો આપે કહ્યું કે તેં ઠીક કર્યું, પછી બીજા એક સહાબીને નહાવાની હાજત થઇ ગઇ તો તયમ્મુમ કરી નમાઝ પઢી લીધી. પછી આપ (સલ.)ને હકીકતથી વાકિફ કર્યા તો ફર્માવ્યું તેં ઠીક કર્યું. કોઇને પણ મલામત કરી નહીં કારણ કે બન્નેએ ઇજતિહાદ અને કિયાસ અનુસાર અમલ કર્યો હતો. આથી શરઇ કિયાસ અને ઇજતિહાદનું હુજ્જત હોવું સાબિત થાય છે.

એવા ઇખ્તિલાફ માટે આપ (સલ.)નું ફર્માન છે. 'ઇખ્તિલાફુ ઉમ્મતી રહમતુન.' મારી ઉમ્મત (ના અહલે હક)નો ઇખ્તિલાફ રહમત છે. આપ (સલ.) એ મુજતહિદોના હકમાં ફર્માવ્યું 'ઇઝા હકમલ હાકિમુ ફજતહદ ફઅસાબ ફલહુ અજરાનિ વઇઝા હકમ ફજતહદ ફઅખ્તઅ ફલહુ અજરૂન વાહિદુન.'

અર્થાત :- જ્યારે હાકિમ ફેસ્લો ઇજતિહાદથી કરે અને હક લગી પહોંચી જાય તો તેના માટે બે અજર છે અને જો ખતા કરે તો એક અજરનો હકદાર છે, (મલામતને પાત્ર નથી) (બુખારી, મુસ્લિમ)

શર્હે મુસ્લિમમાં ઇમામ નવવી (રહ.) લખે છે કે ઉલ્મા ફર્માવે છે કે :- મુસલમાનોનો ઇજમાઅ અને ઇત્તિફાક છે કે મઝકુર હદીસ હાકિમ, આલિમ, અહલે હુકમની શાનમાં વારિદ છે. અગર તેઓ પોતાની રાય એટલે ઇજતિહાદમાં કામયાબ છે તો તેમના માટે બે અજર છે. એક અજર ઇજતિહાદનો અને બીજો કામ્યાબીનો, અને જો ખતા કરે તો તેને માટે એક અજર ઇજતિહાદ કરવાનો છે. (શર્હે મુસ્લિમ ભાગ-૨, પાનું-૭૬)

હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.) એ 'એઅલામુલ મુવકકિઇન'માં ઘણી તફસીલથી સાબિત કર્યું છે કે રાય બે પ્રકારની હોય છે. એક મહમુદ અને એક મઝમુમ, મહમુદ તે છે કે જે ઉસૂલ અને કવાઇદના મુતાબિક

હોય અને કિતાબો-સુન્નત અને ઇજમાએ ઉમ્મતથી માખુઝ હોય અને મઝમુમ તે છે કે જે ખિલાફે નુસુસ હોય. જે હદીસો અને આસારે સહાબામાં રાયની મઝમ્મત આવી છે તેનાથી મઝમુમ રાય મુરાદ છે અને જે આયતો અને હદીસોમાં રાયની તઅરીફ આવી છે તેનાથી મહમુદ રાય મુરાદ છે. (એઅલામુલ મુવકકિઇન ભાગ-૨ પાનું-૭૫)

હાફિઝ ઇબ્ને તયમિય્યહ (રહ.) 'મિન્હાજુસ્સુન્નહ'માં લખે છે કે સહાબા (રદી.)થી રાય અને કિયાસની તઅરીફ અને મઝમ્મત (બુરાઇ) બન્નેવ મરવી છે અને બન્નેવ કૌલ સહીહ છે. જે રાય અને કિયાસ મન્સૂસના મુઆરિઝ (મુકાબલામાં) હોય તે મઝમુમ છે, જેમકે મુશ્રિકીનનો કયાસ 'ઇન્નમલ બયઉ મિસ્લુ-ર્રિબા' અને જે રાય અને કિયાસ કુર્આનો હદીસ અને ઇજમાઅથી મુસ્તફાદ હોય અને કવાઇદે શરઇય્યહના મુતાબિક હોય તે મહમુદ (કાબિલે તઅરીફ) છે. (ભાગ-૨ પાનું-૯૨)

ઇમામ બુખારી (રહ.) એ સહીહ બુખારીમાં એક બાબ કિયાસે સહીહ હુજ્જત અને મોઅતબર હોવા વિષે અને એક બાબ રાય મઝમુમ અને કિયાસે ફાસિદની બુરાઇમાં મુન્અકિદ કર્યો છે. એની શરહમાં હાફિઝ ઇબ્ને હજર (રહ.) ના બયાનનો ખુલાસો એ છે કે જે આયતો અને હદીસોમાં અમલ બિર્રાયની મઝમ્મત આવી છે તેનાથી તે રાય મુરાદ છે જે માત્ર પોતાની ઝાતી રાય હોય અને તેની કોઇ દલીલ ન હોય અને જે લોકો કિતાબો સુન્નતથી સહીહ ઇસ્તિમબાત કરનારા હોય તેની ખુદાપાકે 'લઅલિમહુલ્લઝીન યસ્તમ્બિતુનહુ'માં તઅરીફ ફર્માવી છે. (ફત્હુલ બારી ભાગ-૧૩, પાનું-૨૩૮ તથા ૨૪૪)

આપ (સલ.) એ હઝરત મઆઝ (રદી.) ને યમનના કાઝી બનાવી રવાના કર્યા તો પૂછ્યું કે અગર કોઇ કઝયો પેશ આવ્યો તો કઇ રીતે ફેસ્લો કરશો ? અર્ઝ કરી કે કુર્આનના મુતાબિક ફેસ્લો કરીશ. આપે ફર્માવ્યું અગર તે હુકમ કુર્આનમાં ન હોય તો ? અર્ઝ કરી કે સુન્નત અને હદીસના મુતાબિક ફેસ્લો કરીશ. ફરમાવ્યું અગર તે હુકમ હદીસમાં પણ ન હોય તો ? અર્ઝ કરી 'અજતહિદુ બિરઅયી' અર્થાત :- ઇજતિહાદ અને ઇસ્તિમબાત કરી મારી રાયથી ફેસ્લો કરીશ.

હઝરત મઆઝ (રદી.) અરજ કરે છે કે આપ (સલ.) એ ખુશીમાં આવી મારા સીના પર હાથ માર્યો અને ફરમાવ્યું :- 'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી વફફક રસુલ રસુલિલ્લાહિ લિમા યરઝા બિહી રસુલુલ્લાહિ (સલ.)'

અર્થાત :- અલ્હમ્દુ લિલ્લાહ ખુદાનો શુક્ર છે કે તેણે ખુદાના રસુલના કાસિદને એવી વાતની તૌફીક આપી જેને ખુદાના રસુલ પસંદ કરે છે. (અબૂદાઉદ) (તિરમિઝી, દારમી)

અફસોસ કે ગૈરમુકલ્લિદો હાફિઝ ઇબ્ને તયમિય્યહ (રહ.) અને હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.)ની કિતાબોથી કિયાસે મઝમૂમના બારામાં સહાબા અને તાબેઇનના જે અકવાલો છે તેને નકલ કરી દે છે અને કિયાસે સહીહ અને રાય મહમૂદના બારામાં જે હદીસો અને અકવાલે સહાબા તે જ કિતાબોમાં મઝકુર છે તેનો ઝિક્ર કરતા નથી. શું એ ખિયાનત નથી ?

ગૈરમુકલ્લિદોના પેશ્વા મવ. નવાબ સિદ્દીક હસનખાં ભોપાલી (રહ.) ફર્માવે છે :- જમ્હુર સહાબા (રદી.) અને તાબેઇન, ફુકહા (રહ.) અને મુતકદ્દિમીન સલફે સાલિહીનનું મઝહબ એ છે કે કિયાસ ઉસુલે શરઅમાંથી એક અસલ (બુન્યાદ) છે અને બીજા અહકામોના બારામાં ઇસ્તિદલાલ કરી શકાય છે અને ઝાહિરિયાઓએ એનો ઇન્કાર કર્યો છે. (ઇફાદતુ-શ્શુયુખ-૧૨૨)

અને એમના બીજા પેશ્વા અબુલ વફા મૌલાના સનાઉલ્લાહ અમૃતસરી સાહબ લખે છે કે :- અહલે હદીસકા મઝહબ હે કે દીનકે ઉસુલ ચાર હેં (૧) કુર્આન (૨) હદીસ (૩) ઇજમાઅ (૪) કિયાસે મુજતહિદીન. (અહલે હદીસકા મઝહબ-૬૪)

સારાંશકે કિયાસે સહીહના હુજ્જત હોવા ઉપર તમામ ઉલ્માએ અહલે સુન્નત વલ જમાઅતનો ઇત્તિફાક

અને ઇજમાઅ છે. દાઉદ ઝાહિરી અને તેમના મુત્તબિઇન સિવાય કોઇ પણ કિયાસનો મુન્કિર નથી.

**તકલીદ વિષે ટૂંક સાર**

આપ (સલ.)નું ફર્માન છે. ખૈરૂ ઉમ્મતી કર્ની સુમ્મલ્લઝીન યલૂનહુમ સુમ્મલ્લઝીન યલૂનહુમ...

અર્થાત-મારી ઉમ્મતના બેહતરીન મારા ઝમાનાના લોકો છે એટલે સહાબા, પછી તે લોકો છે જે એમના કરીબ છે એટલે તાબેઇન, પછી તે લોકો છે જે એમના કરીબ છે એટલે તબએ તાબેઇન, પછી જૂઠાણું ફેલાઇ જશે. (મિશ્કાત.)

હઝરત ઇમામ અબૂહનીફા (રહ.) તાબેઇ છે અને હઝરત ઇમામ માલિક (રહ.), હઝરત ઇમામ શાફેઇ (રહ.) હઝરત ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.) તબએ તાબેઇન છે.

ઇમામ અબૂહનીફા (રહ.) સન ૮૦ હિજરીમાં, ઇમામ માલિક (રહ.) સન ૯૫ હિજરીમાં, ઇમામ શાફેઇ (રહ.) સન ૧૫૦ હિજરીમાં, ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.) સન ૧૬૪ હિજરીમાં પૈદા થયા. એટલે એ બધા ઇમામો ઝમાનએ ખૈરની ફઝીલત ધરાવે છે જેની ખૈર અને ભલાઇની સાદિકે મસ્દૂક (સલ.) એ ગવાહી આપી છે. સહાબાના દૌર પછી ઇખ્તિલાફ ઝાહિર થયો. આપ (સલ.)ની પેશીનગોઇ અનુસાર ઉમ્મતના ૭૩ ફિરકા બનવા લાગ્યા. ખવારિજ અને રવાફિઝ જેવા બાતિલ અને બદ અકીદા લોકો ઝાહિર થવા લાગ્યા.

અને દરેક ફિર્કાએ કુર્આનો હદીસને પોતાના ઇલ્મો-ફહમ મુજબ દલીલ પકડી હક હોવાનો દઅવો કર્યો અને બીજાને બાતિલ ઠેરવ્યા. એવા નાઝુક અને ખતરનાક સંજોગોમાં ખુદાપાકની તૌફીકથી મઝકુર ચાર ઇમામોએ કુર્આનો હદીસ, ઇજમાઅ તથા સહાબાના ફતાવા અને ફેસ્લા અને કિયાસે શરઇની રોશનીમાં મસાઇલે ફિકહિય્યહ અને દીનના અહકામો મુજતહિદીનની જમાઅતે અઝીમહની હાજરીમાં અને તેના તઆવુનથી વર્ષોની જદ્દો જહદ પછી મુદવ્વન અને મુરત્તબ ફર્માવ્યા કે જેથી લોકો બાતિલ ફિર્કાઓથી બચીને રહે. અને ગુમ્રાહીથી મહફૂઝ રહે. તમામ મુહદ્દિસો અને મુજતહિદોએ મુત્તફિકહ તોર પર મઝકુર ચાર મઝહબોને મઝાહિબે હક્કહ અને વાજિબુલ અમલ કરાર દીધા અને એ સિવાયના મસ્લકને બાતિલ અને નાકાબિલે અમલ ઠેરવ્યા. એ વિષેના ઘણાં દાખલા આપ પઢી ગયા છો. તેમાંના અમુક દાખલા અત્રે રૂજુઅ કરવાને મુનાસિબ લાગે છે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે જ્યારે હક મઝહબો આ ચાર મઝહબો (હન્ફી, શાફેઇ, માલિકી, હંબલી) સિવાય કોઇ નથી તો એની પૈરવી સવાદે અ'ઝમની પૈરવી છે જેની ઇત્તિબાઅની આપ (સલ.) એ તાકીદ ફર્માવી છે અને એનાથી નિકળવું સવાદે અ'ઝમથી નિકળવું છે. (ઇકદુલ જીદ પાનું-૩૩)

ઇમામ બગ્વી (રહ.) ફર્માવે છે કે જે માણસમાં ઇજતિહાદની શર્તો નથી તેના ઉપર ઇમામની તકલીદ વાજિબ છે એવા મસાઇલમાં જે તેને પેશ આવે. (ઇકદુલ જીદ પાનું-૯)

'મુસલ્લમુસ્સુબુત'માં છે. બલ્કે આમી (આમ લોકો) અને ગૈરમુજતહિદ આલિમ ઉપર મુજતહિદોની પૈરવી વાજિબ છે અને એ જ બુન્યાદ ઉપર અલ્લામહ ઇબ્નુસ્સલાહ (રહ.)એ ઇમામ અ'ઝમ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ શાફિઇ (રહ.), ઇમામ અહમદ (રહ.) સિવાય બીજાની તકલીદને મના ઠેરવી. (મુસલ્લમુસ્સુબુત અને તેની શર્હ ફવાતિહુર્રહમૂત પાનું-૬૨૯)

અલ્લામહ ઇબ્ને નુજૈમ મિસ્રી (રહ.) લખે છે કે :- જે હુકમ ચાર ઇમામોના કૌલ વિરૂદ્ધ હોય તે ઇજમાઅના ખિલાફ છે. (અશ્બાહ પાનું-૧૩૧)

અને હાફિઝે હદીસ અલ્લામહ ઇબ્ને હુમામ (રહ.) એ તશરીહ કરી છે કે :- ઉમ્મતનો ઇજમાઅ

થઇ ચૂક્યો છે કે જે મઝહબ આ ચાર મઝહબો વિરૂદ્ધ હોય તેના ઉપર અમલ જાઇઝ નથી. (અત્તહરીર પાનું-૫૫૨)

શૈખ મુલ્લા જીવન (રહ.) તફસીરે અહમદીમાં લખે છે કે :- બેશક એના ઉપર ઇજમાઅ થઇ ચૂક્યો છે કે તકલીદ જાઇઝ નથી પણ ફક્ત ચાર ઇમામો (ઇમામ અબુહનીફા, ઇમામ શાફેઇ, ઇમામ માલિક, ઇમામ હંબલ (રહ.)ની, જેઓ મઝકુર ચાર ઇમામોના વિરૂદ્ધ મસ્લક ધરાવે છે તેમની ઇત્તિબાઅ જાઇઝ નથી, તેમજ આ ઝમાનામાં નવો મુજતહિદ હોય અને તેમનો કૌલ મઝકુર ચાર ઇમામોના મુખાલિફ હોય તેની પૈરવી જાઇઝ નથી (કારણ કે) એમાં ઇજમાએ ઉમ્મતની મુખાલિફત લાઝિમ આવે છે (તફસીરાતે અહમદિય્યહ પાનું-૩૪૬)

વધુ ખુલાસો કરતાં લખે છે કે :- ઇન્સાફ એમાં જ છે કે મઝહબોનું ચારમાં મુન્હસિર થવું ખુદાપાકનો ફઝલ છે અને ખુદાના નઝદીક તેની મકબુલિયત છે, એમાં દલીલ અને તવજીહને કાંઇ દખલ નથી. (પાનું-૩૪૬)

ઇમામ ઇબ્રાહીમ સરખ્સી માલિકી (રહ.) લખે છે કે ચાર ઇમામો ઇમામ માલિક (રહ.), ઇમામ અબૂ હનીફા (રહ.), ઇમામ શાફેઇ (રહ.), ઇમામ અહમદ ઇબ્ને હંબલ (રહ.) સિવાય બીજા કોઇની તકલીદ જાઇઝ નથી. (અસ્સારિમુલ મસ્લૂલ પાનું-૧૦)

અને મુહદ્દિસ ઇબ્ને હજર મક્કી (રહ.) લખે છે કે આપણા ઝમાનામાં ઇમામોએ ફર્માવ્યું કે ચાર ઇમામો શાફેઇ (રહ.) માલિક (રહ.) અબૂહનીફહ (રહ.) અહમદ (રહ.) સિવાય તકલીદ જાઇઝ નથી (ફત્હુલ મુબીન ફી શર્હિલ અર્બઇન પાનું-૧૯૬)

હઝરત ઇમામ નવવી (રહ.) લખે છે કે :- અમ્મલ ઇજતિહાદુલ મુત્લકતુ ફકાલુ ખતમ લિલ અઇમ્મતિલ અર્બઅતિ હત્તા અજબુ તકલીદ વાહિદિન મિન હાઉલાઇ અલા ઉમ્મતિહી વનકલ ઇમામુલ હરમય્નિલ ઇજમાઉ અલય્હી.

અર્થાત :- ચાર ઇમામો પર ઇજતિહાદે મુત્લક ખતમ થઇ ગયો માટે એ ચાર ઇમામો પૈકી એકની તકલીદ વાજિબ છે અને ઇમામુલ હરમૈને એના ઉપર ઇજમાઅ નકલ કર્યો છે (રવ્ઝતુ-ત્તાલિબીન)

અલ્લામહ મુનાવી (રહ.) ફર્માવે છે :- લા યજૂઝુલ યવ્મ તકલીદુ ગય્રિલ અઇમ્મતિલ અર્બઅતિ ફિલ કઝાઇ વલ્ઇફતાઅ.

અર્થાત :- આ ઝમાનામાં ચાર ઇમામો સિવાય કોઇની પણ તકલીદ જાઇઝ નથી. ન તો કઝામાં ન તો ફત્વામાં (શર્હે જામેઅ સગીર)

ખૈરૂલ કુરૂનના મુબારક ઝમાનામાં બેમિસાલ મુહદ્દિસીન, મુજતહિદીન (રહ.)ની મુકદ્દસ મજલિસના મુમ્તાઝ ૪૦ અરકાનો જેમાં ઇમામ બુખારી (રહ.) વિગેરે અસ્હાબે સિહાહ સિત્તહના ઉસ્તાઝુલ ઉસ્તાદ પણ શામિલ છે.

ઇમામે અ'ઝમ (રહ.)ની સદારતમાં ૨૫-૩૦ વર્ષોની જદ્દો જહદ (જાન તોડ કોશિષ) પછી દીની અહકામ અને લાખો મસાઇલ મુરત્તબ અને મુદવ્વન કર્યા તેઓના મુબારક નામો :-

| | | |
|---|---|---|
| (૧) | ઇમામ ઝુફર (રહ.) | (વફાત ૧૫૮ હિજરી) |
| (૨) | " માલિક ઇબ્ને મિગ્વલ | ( " ૧૫૯ " ) |
| (૩) | " દાઉદ તાઇ | ( " ૧૬૦ " ) |
| (૪) | " મુન્દિલ ઇબ્ને અલી | ( " ૧૬૮ " ) |
| (૫) | " નસર ઇ. અ. કરીમ | ( " ૧૬૯ " ) |

(૬) " અમર ઇ. મૈમુન ( " ૧૭૧ " )
(૭) " હિબ્બાન ઇ. અલી ( " ૧૭૨ " )
(૮) " અબુ અસ્મહ ( " ૧૭૩ " )
(૯) " ઝુહૈર ઇ. મુઆવિયહ ( " ૧૭૩ " )
(૧૦) " કાસિમ ઇ. મુઇન ( " ૧૭૫ " )
(૧૧) " હમ્માદ ઇ. ઇમામ અ'ઝમ ( " ૧૭૬ " )
(૧૨) " હય્યાજ ઇ. બુસ્તામ ( " ૧૭૭ " )
(૧૩) " શરીક ઇ. અબ્દુલ્લાહ ( " ૧૭૮ " )
(૧૪) " આફિયહ ઇ. યઝીદ ( " ૧૮૦ " )
(૧૫) " અ. ઇબ્ને મુબારક ( " ૧૮૧ " )
(૧૬) " અબૂ યુસુફ ( " ૧૮૨ " )
(૧૭) " મુહમ્મદ ઇ. નુહ ( " ૧૮૨ " )
(૧૮) " હુશમ ઇ. બસીર સલમી ( " ૧૮૩ " )
(૧૯) " અબૂસઇદ યહ્યા ઇ. ઝકરિયા ( " ૧૮૪ " )
(૨૦) " ફુઝૈલ ઇ. અયાઝ ( " ૧૮૭ " )
(૨૧) " અસદ ઇ. અમર ( " ૧૮૮ " )
(૨૨) " મુહમ્મદ ઇ. હસન ( " ૧૮૯ " )
(૨૩) " અલી ઇ. સહર ( " ૧૮૯ " )
(૨૪) " યુસુફ ઇ. ખાલિદ ( " ૧૮૯ " )
(૨૫) " અબ્દુલ્લાહ ઇ. ઇદરીસ ( " ૧૯૨ " )
(૨૬) " ફઝલ ઇ. મુસા ( " ૧૯૨ " )
(૨૭) " અલી ઇ. ઝૈબાન ( " ૧૯૨ " )
(૨૮) " હફસ ઇ. ગયાસ ( " ૧૯૪ " )
(૨૯) " વકીઅ ઇ. જર્રાહ ( " ૧૯૭ " )
(૩૦) " હિશામ ઇ. યુસુફ ( " ૧૯૭ " )
(૩૧) " યહ્યા ઇ. સ. કત્તાન ( " ૧૯૮ " )
(૩૨) " શુએબ ઇ. ઇસ્હાક ( " ૧૯૮ " )
(૩૩) " અબૂહફસ ઇ. અ. રહમાન ( " ૧૯૯ " )
(૩૪) " અબુમુતીઅ બલખી ( " ૧૯૯ " )
(૩૫) " ખાલિદ ઇ. સુલેમાન ( " ૧૯૯ " )
(૩૬) " અબ્દુલ હમીદ ( " ૨૦૩ " )
(૩૭) " હસન ઇ. ઝિયાદ ( " ૨૦૪ " )
(૩૮) " અબૂ આસિમ નબીલ ( " ૨૧૨ " )
(૩૯) " મક્કી ઇ. ઇબ્રાહીમ ( " ૨૧૫ " )

(૪૦) " હમ્માદ ઇ. દુલૈલ ( " ૨૧૫ " )

**ઇમામે અ'ઝમ અબુહનીફહ (રહ.)ના મુત્તબિઇન ઓલિયાએ કિબાર**

| | | | |
|---|---|---|---|
| હઝરત ઇબ્રાહીમ ઇબ્ને અદહમ | (રહ.) | વફાત ૨૬૨ | હિજરી |
| " શકીકે બલ્ખી | " | " ૧૯૪ | " |
| " મઅરૂફે કરખી | " | " ૨૦૦ | " |
| " બાયઝીદ બુસ્તામી | " | " ૨૬૧ | " |
| " ફુઝૈલ ઇબ્ને અયાઝ | " | વફાત ૧૮૭ | હિજરી |
| " દાવુદ તાઇ | " | " ૧૬૦ | " |
| " અબ્દુલ્લાહ ઇબ્ને મુબારક | " | " ૧૮૧ | " |
| " ખલફ ઇબ્ને ઐયુબ | " | " ૨૧૫ | " |
| હઝરત અબુ હામિદ લફ્ફાફ | " | " ૨૪૦ | " |
| " વકીઅ ઇબ્ને જર્રાહ | " | " ૧૯૮ | " |
| " અબુબક્ર વર્રાક | " | " | " |
| " હાતિમ અસમ | " | " ૨૩૭ | " |
| " શૈખ મુહમ્મદ શાઝલી | " | " | " |

વિગેરે વિગેરે.

અસ્હાબે સિહાહ સિત્તહ પણ ઇમામોના મુકલ્લિદ હતા

| | | | |
|---|---|---|---|
| હઝરત ઇમામ બુખારી | (રહ.) | વફાત ૨૫૬ | હિજરી |
| " " મુસ્લિમ | " | " ૨૬૧ | " |
| " " દાવુદ | " | " ૨૭૫ | " |
| " " અબૂ ઇસા તિરમિઝી | " | " ૨૭૯ | " |
| " " ઇબ્ને માજહ | " | " ૨૯૩ | " |
| " " નસઇ | " | " ૩૦૦ | " |

**બીજા મુહદ્દિસીન**

| | | |
|---|---|---|
| સાહિબે મઆનિયુલ આસાર ઇમામ તહાવી | (રહ.) | (વફાત ૩૨૧ હિજરી) |
| " મુસ્નદ અબુદાઉદ ત્યાલસી | " | ( " ૨૦૪ " ) |
| " મુસન્ન અ. રઝ્ઝાક | " | ( " ૨૧૧ " ) |
| " મુસ્નદે અહમદી | " | ( " ૨૧૮ " ) |
| " મુસન્નફ ઇબ્ને અબી શય્બહ | " | ( " ૨૩૫ " ) |
| " મુસ્નદે દારમી | " | ( " ૨૦૦ " ) |
| " મુસ્નદે બઝ્ઝાર | " | |
| " મુસ્નદે અબુયાલા મૂસલી | " | ( " ૩૦૭ " ) |
| " સહીહ ઇબ્ને ખુઝય્મહ | " | ( " ૩૧૧ " ) |
| " સહીહ ઇબ્ને અબુ અવાના | " | ( " ૩૦૬ " ) |

" સહીહ ઇબ્ને હિબ્બાન " ( " ૩૫૪ " )
" સુનને દારે કુત્ની " ( " ૩૮૫ " )
" સહીહ હાકિમ " ( " ૪૦૫ " )
" સુનને બય્હકી " ( " ૪૫૮ " )
" મસાબીહુસ્સુનન બગવી " ( " ૫૧૬ " )
" મુગ્ની ઇબ્ને કુદામહ " ( " ૬૨૦ " )
" કન્ઝુલ ઉમ્માલઅલી મુત્તકી " ( " ૯૭૫ " )
" મિશ્કાત વલિયુદ્દીન " ( " ૭૪૦ " )
" રિયાઝુસ્સાલિહીન ઇમામ નવવી " ( " ૬૭૭ " )
" બુલુગુલ મરામ ઇબ્ને હજર અસ્કલાની " ( " ૮૫૨ " )
" મિરકાત મુલ્લાં અલી કારી " ( " ૧૦૧૪ " )
" ફત્હુલ કદીર ઇબ્ને હુમામ " ( " ૮૬૧ " )
" ઇમામ ગઝાલી " ( " ૫૦૫ " )
" ઇબ્ને રૂશદ માલિકી " ( " ૫૯૫ " )
" ઇબ્ને તૈમિય્યહ " ( " ૭૨૮ " )
" ઇબ્ને કય્યિમ " ( " ૭૬૧ " )
" ઇમામ જલાલુદ્દીન મહલ્લી " ( " ૮૬૪ " )
" ઇમામ જલાલુદ્દીન સુયૂતી " ( " ૯૧૧ " )
" અલ્લામહ જઝરી " ( " ૮૨૩ " )
" અલ્લામહ તાહિર પટની " ( " ૯૮૬ " )

**હિંદના મહાન મુહદ્દિસો**

(૧) શેખ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૦૫૨ હિજરી)
(૨) આપના ફરઝંદ શૈખ નૂરૂલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૦૭૩ હિજરી)
(૩) બીજા ફરઝંદ શૈખ ફખ્રૂદ્દીન મુહદ્દિસે દહેલ્વી (રહ.)
(૪) ત્રીજા ફરઝંદ શૈખુલ ઇસ્લામ મુહદ્દિસે દહેલ્વી (રહ.)
(૫) ચોથા ફરઝંદ શૈખ સલામતુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.), સુમ્મ રામ્પુરી
(૬) શાહ અબ્દુર્રહીમ મુહદ્દિસે દહેલ્વી (રહ.)
(૭) શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (વફાત ૧૧૭૬ હિજરી)
(૮) શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૨૩૯ હિ.)
(૯) શાહ રફીઉદ્દીન મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૨૩૦ હિ.)
(૧૦) શાહ અ. કાદિર મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૨૪૧ હિ.)
(૧૧) શાહ ઇસ્હાક મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૨૬૪ હિ.)
(૧૨) શાહ અબ્દુલ ગની મુહદ્દિસે દહેલ્વી (રહ.)
(૧૩) શાહ શૈખ નવાબ કુત્બુદ્દીન દહેલ્વી (રહ.) (વફાત ૧૨૧૯ હિ.)

(૧૪) કાઝી સનાઉલ્લાહ મુહદ્દિસે પાનીપતી (રહ.) (વફાત ૧૨૨૫ હિ.)

(૧૫) બહરૂલ ઉલુમ મુહદ્દિસે લખ્નવી (રહ.) (વફાત ૧૨૨૫ હિ.)

(૧૬) સૈયદ અહમદ હસન મુહદ્દિસે અમ્રોહવી (રહ.)

(૧૭) અહમદ અલી મુહદ્દિસે સહારન્પુરી (રહ.) (વફાત ૧૨૯૭ હિ.)

(૧૮) મુહદ્દિસ શૈખુલ હિંદ મહમુદુલ હસન (રહ.)

(૧૯) મુહદ્દિસ અન્વરશાહ કશ્મીરી (રહ.)

**હઝરત અવલિયાએ હિંદ**

હઝરત ખ્વાજહ મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) (વફાત ૬૩૨ હિજરી)

" ખ્વાજહ કુત્બુદ્દીન બખ્તયાર કાકી (રહ.) (વફાત ૬૩૩ હિજરી)

" બાબા ફરીદ ગંજશકર (રહ.) (વફાત ૬૩૩ હિજરી)

" મખ્દૂમ અલી સાબિર કલ્યરી (રહ.) (વફાત ૬૯૦ હિજરી)

" ખ્વાજહ નિઝામુદ્દીન અવલિયા (વફાત ૭૨૫ હિ.)

" શૈખ નસીરૂદ્દીન ચિરાગ (રહ.)

" મિરઝાં મઝહરે જાન્જાના (રહ.) (વફાત ૧૧૯૫ હિજરી)

" ખ્વાજહ મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.) (વફાત ૧૦૧૨ હિ.)

" ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની સરહંદી (રહ.) (વફાત ૧૦૩૫ હિ.)

" હાજી ઇમ્દાદુલ્લાહ (રહ.)

વિગેરે વિગેરે હઝારો મુહદ્દિસો અને મશાઇખોએ લાખો હદીસો કિતાબોમાં જમા કરી દીધી, તે બધા મુકલ્લિદ હતા અને તેના ઉપર ફખર કરતા હતા.

જૂઓ જહાનના કુત્બુલ અકતાબ શૈખુલ મશાઇખ ગવ્સે અ'ઝમ હઝરત પીરાને પીર સય્યિદ અબ્દુલ કાદિર જીલાની (રહ.) તકલીદ પર કાયમ રહેવાની દુઆ અને તમન્ના કરે છે કે - 'અમાતના અલા મઝહબિહી અસ્લન વઈઅન વહશરના ફી ઝુમ્રતિહી.'

અર્થાત :- ખુદાપાક હમને હમારા ઇમામ હઝરત અહમદ ઇબ્ને હંબલ (રહ.)ના મઝહબ ઉપર એઅતેકાદન વ અમલન મૌત નસીબ કરે અને કયામતના દિવસે તેમના ઝુમ્રહમાં હમારો હશ્ર ફર્માવે. (ગુન્યતુત્તાલિબીન ભાગ-૨ પાનું-૮૨) હઝરત મુજતહિદીદે અલ્ફેસાની (રહ.) ફર્માવે છે :- સાહિબે વિલાયત અને સાહિબે કશ્ફો-કરામત બુઝુર્ગો (રહ.) મુજતહિદીનની તકલીદથી બાકાત નથી. ઝુન્નુન મિસ્રી હોય કે બાયઝીદ બુસ્તામી, જુનૈદ બગ્દાદી હોય કે શિબ્લી, તકલીદ જરૂરી છે. (મકતૂબાતે ઇમામે રબ્બાની ભાગ-૨ પાનું-૧૦૮)

હઝરત શાહ વલિયુલ્લાહ સાહબ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :- ચાર મઝહબોની ઇત્તિબાઅ સવાદે અ'ઝમની ઇત્તિબાઅ છે જે હદીસે પાકની રૂએ વાજિબ છે. એ ચાર મઝહબોના દાઇરહથી નિકળવું સવાદે અ'ઝમથી નિકળવું છે.

જ્યારે ૧૪ મી સદીના ફિત્નાના ઝમાનામાં તકલીદની મુખાલિફત કરી પોતાના નાકિસ ઇલ્મના ઘમંડમાં આવી એમ કહેવું કે :-

(૧) 'મૈં ન મસ્લકે અહલે હદીસકો ઉસ્કી તમામ તફસીલાતકે સાથ સહીહ સમજતા હું, ઔર ન હનફિય્યત યા શાફિઇય્યત હી કા પાબંદ હું.'

(૨) મેરે નઝદીક સાહિબે ઇલ્મ આદમીકે લિયે તકલીદ નાજાઇઝ, ઔર ગુનાહ બલ્કે ઇસ્સે ભી શદીદ તર ચીઝ હે.'

ગુમ્રાહી નથી તો બીજું શું છે ?

(કડી.) ગર હમીં મકતબો હમીં મુલ્લાં
કારે તિફલાં તમામ ખ્વાહદ શુદ.

શું મઝકુર મહાન મુહદ્દિસીન અને મશાઇખે કામિલીન સાહિબે ઇલ્મ ન હતા ? શું એ બુઝર્ગો ઇમામોની તકલીદ ઇખ્તિયાર કરી નાજાઇઝ અને ગુનાહના, બલ્કે ગુનાહથી પણ શદીદ તર ચીઝ (કુફ્ર, શિર્ક અનેબદદીની)ના મુરતકિબ હતા ?

'બંરી અકલો દાનિશ બેબાયદ ગિરિસ્ત'
(આવી અકલ અને સમજ માતમ કરવાના લાયક છે.)

મસ્નવીમાં મૌલાના રૂમી (રહ.) એ એક અજીબ સબક આમોઝ લતીફો એવા ઘમંડીઓ વિષે લખ્યો છે કે :-

એક જગ્યાએ ગધેડાએ પેશાબ કર્યો તે એટલા પ્રમાણમાં હતો કે ઘાસના તિન્કા પેશાબમાં વહેવા લાગ્યા. એક માખી તિન્કા ઉપર બેસી ગઇ અને ખ્યાલ કરવા લાગી કે હું દરિયામાં સફર કરી રહું છું.

મૌલાના રૂમ તેનો નકશો ખેંચે છે કે :--

'યક મગસ બર બર્ગે કાહો બોલે ખર
હમચું કશ્તીબાન હમીં અફરાખ્ત સર'

અર્થાત :- એક માખી ઘાસના તિન્કા અને ગધેડાના પેશાબ પર કશ્તીબાન (ચલાવનાર)ની જેમ પોતાનું માથું હલાવી રહી હતી અને બીજી માખીઓને મુખાતબ કરી કહેવા લાગી.

ગુફ્ત મન દરયા વકશ્તી ખ્વાન્દહ એમ.
મુદ્દતે દર ફિક્રે આં મી માન્દહ એમ

અર્થાત :- હું દરિયા અને કશ્તી ચલાવવાના ફનથી વાકિફ અને માહિર છું.

મૌલાના રૂમી (રહ.) ફર્માવે છે કે આ માખી જે હિમાકતમાં ગિરિફતાર હતી (ગધેડાના પેશાબને દરિયો અને તેમાં વહેતા તિન્કાને કશ્તી અને પોતાને કશ્તીબાન સમજી બેઠી હતી.)

એવી જ રીતે હમારા ઝમાનાના નીમ મુલ્લાંઓ અને બેવકુફો પોતાને ઇલ્મનો દરિયો અને તેના માહિતગાર માને છે.

મત્લબ કે જેઓ નાકિસ ઇલ્મ અને નાકિસ ફહમ ઉપર મગરૂર થઇ સલફે સાલિહીનને કાંઇ સમજતા નથી અને ઇમામોની તકલીદ છોડી નફસાની ખ્વાહિશ અનુસાર ચાલવાને હક અને સિરાતે મુસ્તકીમ માને છે તેઓની મિસાલ મઝકુર બેવકુફ માંખી જેવી છે.

ખુદાપાક મુસલમાનોને નફસાની ખ્વાહિશ છોડી દીને હક અને સિરાતે મુસ્તકીમ ઉપર ચાલવાની તૌફીક નસીબ ફર્માવે. આમીન...

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇસ્લામમાં બિદઅતની કબાહત**

(૧૨૦૭) સવાલ :- શિર્ક પછી બિદઅત મોટો ગુનોહ ગણાય છે એનું શું કારણ છે ? બિદઅત કોને કહે છે અને તેમાં શી ખરાબી અને બુરાઇઓ છે જેના લીધે મોટો ગુનાહ ગણવામાં આવે છે તેને તફસીલ

અને સચોટ દલીલોથી સમજાવવા વિનંતી છે. મુસલમાનોની એક મોટી જમાઅત બિદઅતની ખરાબીથી વાકિફ નથી બલ્કે તેને સવાબ અને નેકીનું કામ સમજે છે. એટલા જ માટે આપને ખુલાસો કરવાની તકલીફ આપી છે. ફક્ત વસ્સલામ.

જવાબ :-- જેવી રીતે શિર્ક તવ્હીદના વિરૂદ્ધ છે એવી જ રીતે બિદઅત સુન્નતના મદ્દે મુકાબિલ છે. સુન્નતને નુકસાન પહોંચાડનાર, સુન્નતને ખતમ કરી તેની જગ્યા લેનાર બિદઅત છે. બિદઅત તેને કહે છે જેની અસલ શરીઅતથી સાબિત ન હોય એટલે કુર્આનો હદીસમાં તેનો સુબુત નહીં મળે અને આપ (સલ.) અને હઝરાતે સહાબા (રદી.) તથા તાબેઇન અને તબએ તાબેઇન (રહ.)ના મુબારક ઝમાનામાં તેનો વુજૂદ ન હોય અને એવા કામને દીનનું કામ સમજી કરવામાં આવે. (ઇકામતુલ હુજ્જહ પાનું-૩) (શામી ભાગ-૧ પાનું-૧૧૩) (ફત્હુલ બારી ભાગ-૧૩ પાનું-૨૩૪)

બિદઅત (દીનમાં વધારો-ઘટાડો કરવો) ઘણો સખત ગુનોહ છે. હદીસની રૂએ બિદઅત મર્દૂદ છે. ગુમ્રાહી છે. શર્રૂલ ઉમુર છે. ખુદાની લઅનતનું કારણ છે. રસૂલે ખુદાની લઅનતનો, મલાઇકહની લઅનતનો અને તમામ ઇન્સાનોની લઅનતનો સબબ છે. બિદઅતીને સહારો આપનાર ઉપર લઅનત થાય છે. બિદઅતીનો રોઝો મકબુલ નથી. નમાઝ મકબૂલ નથી, હજ મકબૂલ નથી. ઉમ્રો મકબુલ નથી. સદકો મકબુલ નથી. જિહાદ મકબુલ નથી. બિદઅતોથી બાઝ નહીં આવે તો તૌબહ પણ નસીબ થતી નથી. ખુદા મહફૂઝ રાખે.

બિદઅત એટલા માટે બહું મોટો ગુનોહ છે કે સુન્નતને મિટાવનાર નેસ્ત અને નાબુદ કરનાર છે.

હદીસમાં છે કે કોઇ કૌમે બિદઅત ઇજાદ નહીં કરી પણ (તેની નહુસતમાં) તેટલી સુન્નતે નબ્વી તે (બિદઅતી) કૌમની અંદરથી ઉઠાવી લેવાય છે. (એના સાથેની બીજી રિવાયતમાં છે કે) પછી તે ઉઠાવી લેવાયેલી સુન્નત કિયામત સુધી તેમને આપવામાં આવતી નથી. કિંવા તે કૌમ એ સુન્નતથી હમેશા માટે મહરૂમ થઇ જાય છે. (મિશ્કાત પાનું-૩૧)

મત્લબ કે બિદઅતથી સુન્નતને ઘણું નુકસાન પહોંચે છે. સુન્નતની જગ્યા બિદઅત લઇ લે છે. જેથી સુન્નત તરીકો કમ્ઝોર થતો જાય છે. છેવટે સુન્નત દરહમ-બરહમ અને નેસ્ત નાબૂદ થઇ જાય છે.

એને એક મિસાલથી સમજો, જૂઓ. જુવાર-કપાસ વિગેરેની ખેતીમાં ઝાડ, ઘાસ (જે જાનવરોને ખાવાના કામમાં આવે છે) ઉગી નિકળે છે. અને તેના વધવામાં જુવાર-કપાસને નુકસાન પહોંચે છે. એટલા માટે મજૂર કરી પૈસા ખર્ચી ઘાસને જળ-મૂળથી ઉખાડી ફેંકવામાં આવે છે. ત્યારે જ જુવાર અને કપાસ વિગેરેના છોડ પોષાય છે અને ખેતી ફળદ્રુપ બને છે.

એવી રીતે બિદઅત સુન્નતને પોષાવવા અને ફુલ્વા-ફલ્વા દેતી નથી. દબાવી રાખે છે. છેવટે બિદઅત ગાલિબ આવી સુન્નતની જગ્યા લઇ લે છે.

આપનું ફર્માન છે :- લા યકબલુલ્લાહુ લિસાહિબિ બિદઅતિન સવ્મન વલા સલાતન વલા સદકતન વલા હજ્જન વલા ઉમ્રતન વલા જિહાદન વલા સર્ફન વલા અદલન યખ્રુજહુ મિનલ ઇસ્લામિ કમા તખ્રુજુશ્શઅરતુ મિનલ અજીન (ઇબ્ને માજહ પાનું-૬)

અર્થાત :- ખુદાપાક બિદઅતીનો ન તો રોઝો કબુલ કરે છે, ન તો નમાઝ, ન તો સદકો, ન તો હજ, ન તો ઉમ્રો, ન તો જિહાદ, ન તો નફિલ, ન તો ફર્ઝ, બલ્કે તે ઇસ્લામથી એવી રીતે નિકળી જાય છે. જેમ કે ગુંદેલા આટામાંથી વાળ.

જેથી હદીસોમાં બિદઅતની ઘણી મઝમ્મત આવી છે 'મુસ્લિમ શરીફ'માં છે કે આપ (સલ.) બિદઅતની બુરાઇમાં ખુત્બો આપતા તો ગુસ્સામાં આંખો લાલ થઇ જતી અને આવાઝ બુલંદ થઇ જતી.

અને આપ ફર્માવતા :-

'અમ્મા બાદ ! ફઇન્ન ખય્રલ હદીસિ કિતાબુલ્લાહ, વ ખય્રલ હદયિ હદ્યુ મુહમ્મદિન વશર્રૂલ ઉમૂરિ મુહદસાતુહા વકુલ્લુ બિદઅતિન ઝલાલહ'

અર્થાત :- અમ્મા બાદ ! (બઅદે હમ્દો સલાત) બેહતરીન કલામ ખુદાની કિતાબ (કુર્આન શરીફ) છે અને બેહતરીન તરીકો (હઝરત) મુહમ્મદ (સલ.)ની સુન્નત છે અને બદતરીન (ખરાબમાં ખરાબ) નવા કામો કિંવા નવ ઇજાદ બિદઅતો છે અને દરેક બિદઅત ગુમ્રાહી છે. (મુસ્લિમ શરીફ) (મિશ્કાત શરીફ પાનું-૨૭)

બીજી હદીસ :- હઝરત ઇર્બાઝ ઇબ્ને સારિયહ (રદી.)નું બયાન છે કે એક દિવસે આપ (સલ.) હમને નમાઝ પઢાવી ફારિગ થયા તો હમો તરફ રૂખ કરી બહું જ અસરકારક નસીહત ફર્માવી જેથી આંખોમાંથી આંસુ નિકળી પડ્યા અને દિલ કંપી ઉઠ્યા. આ દર્દનાક હાલત જોઇ એક સહાબીએ અર્ઝ કરી કે યા રસૂલુલ્લાહ આજની નસીહત તો એવી અહમ લાગે છે જેમ કે કોઇ વિદા (રૂખ્સત) કરનારની (આખિરી) નસીહત હોય છે માટે હમને આપ વસિય્યત ફર્માવો. (જેને હમો ઝિંદગીભર યાદ રાખી તેના ઉપર કારબંદ રહીએ.) આપે ફર્માવ્યું હું તમને ખુદાથી ડરીને રહેવાની વસિય્યત કરૂં છું અને એ કે તમારામાં જે ઉલુલ અમ્ર (કિંવા મુસલમાનોનો સરદાર) હોય તેની ઇતાઅત કરો, સાંભળો અને માનો જો કે તે હબ્શી ગુલામ જ કેમ ન હોય ? અને યકીન જાણો કે તમારામાં જેઓ મારા પછી જીવશે તે ઘણો મત્ભેદ જોશે તો તમો મારી સુન્નતને અને હિદાયત યાફતા ખુલફાએ રાશિદીનની સુન્નતને ઇખ્તિયાર કરશો. તેને મક્કમ પકડી રાખશો, દાંતોથી પકડી રાખવા જેમ અને દીનમાં નવ ઇજાદ (બિદઅતો)થી બચીને રહેશો. કારણ કે દરેક નવી વાત (જેને દીન સમજી લેવામાં આવે) બિદઅત છે અને દરેક નવી વાત બિદઅત ગુમ્રાહી છે. (મિશ્કાત પાનું-૩૦)

આપ (સલ.)નું ફર્માન છે :- 'મન અહદસ ફી અમ્રિના હાઝા મા લય્સ મિન્હુ ફહુવ રદ્દુન'

અર્થાત :- હમારા આ દીનમાં જે એવી નવી વાત દાખિલ કરે જે તેમાં નથી તો તે વાત મરદૂદ છે. (બુખારી શરીફ ભાગ-૧ પાનુ-૩૭૧) (મુસ્લિમ શરીફ ભાગ-૨ પાનુ—૭૭) (મિશ્કાત-૨૭)

અને આપનું ફર્માન છે :- મન અમિલ અમલન લય્સ અલય્હી અમ્રૂના ફહુવ રદ્દુન.'

અર્થાત :- જે કોઇ એવું કામ કરશે જે વિષે હમારો હુકમ નથી તે રદ બાતિલ છે. (મુસ્લિમ શરીફ ભાગ-૨ પાનું-૭૭)

અને આપનું ફર્માન છે :- 'મન સનઅ અમ્રન અલા ગૈરિ અમ્રિના ફહુવ રદ્દુન.'

અર્થાત :- જેણે હમારા હુકમ વગર કોઇ અમલ ઇજાદ કર્યો તે રદ બાતિલ છે. (અબુદાવુદ શરીફ ભાગ-૨ પાનું-૨૮૭)

આપ (સલ.)નું ફર્માન છે:- વમન અહદસ હદસન અવ આવા મુહદિસન ફઅલય્હી લઅનતુલ્લાહિ વલ મલાઇકતિ વન્નાસિ અજમઇન વલા યુકબલુ મિન્હુ સર્ફુન વલા અદલુન.

અર્થાત :- જેણે દીનમાં કોઇ નવી વાત કાઢી અથવા કોઇ બિદઅતીને પનાહ આપી તેના ઉપર ખુદાની લઅનત અને ફરિશ્તાઓની લઅનત છે અને તમામ માણસોની લઅનત છે. ન તો તેની ફર્ઝ ઇબાદત કબૂલ કરવામાં આવશે અને ન તો નફલી ઇબાદત (મિશ્કાત પાનું-૨૩૮)

બીજી હદીસમાં છે :- મન વક્કર સાહિબ બિદઅતિન ફકદ અઆન અલા હદમિલ ઇસ્લામ.

અર્થાત :- જેણે બિદઅતીને માન આપ્યું તો તેણે નક્કી ઇસ્લામને ખતમ કરવામાં મદદ કરી ગણાશે. (મિશ્કાત પાનું-૩૧)

આપ (સલ.)નું ફર્માન છે :- મા મિન નબિય્યિન બઅસહુલ્લાહુ ફી ઉમ્મતિહી કબ્લી ઇલ્લા કાન લહુ

ફી ઉમ્મતિહી હવારિય્યૂન વઅસ્હાબૂન ય'ખુઝૂન બિસુન્નતિહી વયક્તદુન બિઅમ્રિહી સુમ્મ ઇન્નહા તખ્લુફુ મિમ બઅદિહિમ ખુલૂફુન યકૂલૂન મા લા યફઅલૂન વયફઅલૂન મા લા યુ'મરૂન, ફમન જાહદહુમ બિયદિહી ફહુવ મુ'મિનુન વમન જાહદહુમ બિલિસાનિહી ફહુવ મુ'મિનુન વમન જાહદહુમ બિકલ્બિહી ફહુવ મુ'મિનુન વલય્સ વરાઅ ઝાલિક મિનલ ઇમાનિ હબ્બતુ ખરદલિન (મિશ્કાત-૨૯)

અર્થાત :- મારા પહેલાં દરેક નબીની સાથે તેની ઉમ્મતમાં હવારી અને અસ્હાબ મોકલ્યા તેઓ તેમના નબીની સુન્નત ઇખ્તિયાર કરતા અને તેમના તરીકા ઉપર અમલ કરતા અને તેમના હુકમ ઉપર ચાલતા. પછી નાખલફ પૈદા થયા. લોકોને અમલનું કહેતા પણ પોતે કરતા ન હતા અને જેનો કરવાનો હુકમ મળ્યો ન હતો તે કરતા. જે કોઇ એમની સાથે હાથથી જિહાદ કરે તે મુ'મિન છે, અને જે તેમની સાથે ઝુબાનથી જિહાદ કરે તે મુ'મિન છે અને જે તેનાથી દિલથી જિહાદ કરે (તેને બુરૂં સમજે) તે મુ'મિન છે અને જે દિલથી પણ બૂરૂં નહીં સમજે તેના દિલમાં રાઇના દાણાં બરાબર ઇમાન નથી.

એવો જ મઝમુન ગવ્સે અ'ઝમ શાહ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નો છે. ફર્માવે છે :- અલ મહરૂમુ રિઝા મવ્લાહુ મન લમ યઅમલ બિમા ઉમિર વસ્તગલ બિમા લમ યુ'મર બિહી હાઝા હુવલ હિર્માનુ બિઅય્નિહી વલ મવ્તુ બિઅય્નિહી વત્તરદુ બિઅય્નિહી.

અર્થાત :- પોતાના આકાની ખુશનુદીથી મહરૂમ છે તે માણસ જે તે કામ તો નહીં કરે જેનો હુકમ આકાએ આપ્યો હોય અને જેનો હુકમ આકાએ આપ્યો ન હોય તેમાં મશ્ગુલ રહે. આ જ અસલ મહરૂમિય્યત અને અસલ મૌત અને અસલ મર્દૂદિયત છે. (અલ ફત્હે રબ્બાની મજલિસ ૬૦ પાનુ-૪૪૦)

આપ (સલ.)નું ફર્માન છે :- વઇન્નહુ સયખ્રૂજુ ફી ઉમ્મતી અકવામુન તતજારા બિહિમ તિલ્કલ અહવાઉ કમા યતજારલ કલ્બુ બિસાહિબિહી લા યબ્કા મિન્હુ ઇરકુન વલા મફસિલુન ઇલ્લા દખલહુ.

અર્થાત :- અને બેશક ! મારી ઉમ્મતમાં કૌમો નિકળશે અસર કરશે તેને નફસાની ખ્વાહિશાત (બિદઆત) જેમ કે હડકાયેલા કુતરાનું ઝેર અસર કરે છે નસ અને જોળજોળમાં પેવસ્ત થઇ જાય છે એવી જ રીતે બિદઅતો રગો રેશામાં પેવસ્ત થઇ જશે. (મિશ્કાત-૩૦)

સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે ત્રણ સહાબા (રદી.) આપ (સલ.)ની અઝવાજે મુતહહરાતની પાસે આવી આપ (સલ.)ની (ખાન્ગી અને રાતની) ઇબાદતોનો હાલ પૂછવા લાગ્યા, જે કાંઇ જાણમાં આવ્યું તેને કમ સમજીને કહેવા લાગ્યા કે ક્યાં હમો (ગુનેહગાર) અને ક્યાં આપ (સલ.)ની પાક અને મુકદ્દસ ઝાત ! જેમની આગલી પાછલી બધી ખતાઓ માફ થઇ જવાનું કુર્આની સર્ટીફિકેટ મળી ગયું છે, પછી એકે કહ્યું હું તો આખી રાત નમાઝ પઢતો રહીશ, બીજાએ કહ્યું હું તો હમેશા રોઝા રાખતો રહીશ. ત્રીજાએ કહ્યું કે હું ઔરતથી દુર રહીશ, કદી નિકાહ નહીં કરીશ. આ બાબત આપ (સલ.)ને જાણ થઇ તો તેમને પૂછ્યું તમે આમ કહેતા હતા ? સાંભળી લો. ખુદાની કસમ ! હું તમો લોકોથી બહુ જ ખુદાપાકથી ડરનાર અને ઘણો જ પરહેઝગાર છું, પરંતુ (નફિલ) રોઝા પણ રાખું છું અને નથી પણ રાખતો અને (રાત્રે તહજ્જુદ) પઢું છું અને સુવું પણ છું, ઔરતો સાથે નિકાહ પણ કરૂં છુ, જેણે મારો તરીકો છોડ્યો તે મારો નથી, કિંવા મુસલમાન કહેવડાવ્વાના લાયક નથી. (મિશ્કાત પાનું-૨૭)

જુઓ ! મઝકુર હદીસમાં સહાબા નમાઝ વિષે અહદ કરે છે કે આખી રાત નમાઝ પઢતો રહીશ. આખી ઉમર રોઝો રાખીશ. આખી ઉમર ઔરતોથી અલગ રહી ઇબાદત કરતો રહીશ. એમાં શી ખરાબી છે ? નફલ નમાઝ પઢવું ગુનાહનું તો કામ નથી, નફિલ રોઝા રાખવા ખોટું કામ તો નથી, ઔરતોથી એટલા માટે અલગ રહેવાનો અહદ કર્યો કે ઇબાદતમાં ખલલ ન આવે એમાં શું કબાહત છે ? કબાહત એ જ છે કે હુઝુરના તરીકા અને આપ (સલ.)ના મંશા વિરૂદ્ધ છે.

આપ (સલ.)નું ફર્માન છે :- 'મા અહદસ કવ્મુન બિદઅતન ઇલ્લા રૂફિઅ મિસ્લુહા મિનસ્સુન્નતિ'

અર્થાત :- કોઇ કૌમે બિદઅત ઇજાદ નહીં કરી પણ (તેની નહુસતમાં) તેટલી સુન્નતે નબ્વી તે (બિદઅતી) કૌમની અંદરથી ઉઠાવી લેવાય છે. (એના સાથેની બીજી રિવાયતમાં છે કે) પછી તે ઉઠાવી લેવાયેલી સુન્નત કિયામત સુધી તેમને આપવામાં આવતી નથી. કિંવા તે કૌમ એ સુન્નતથી હમેશા માટે મહરૂમ થઇ જાય છે. (મિશ્કાત પાનું-૩૧)

હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.)થી રિવાયત છે કે આપ (સલ.)નું ફર્માન છે :- 'ઇન્ન ઇબ્લીસ કાલ અહલકતુહુમ બિઝઝુનુબિ ફઅહલકૂની બિલ ઇસ્તિગફારિ, ફલમ્મા રઅયતુ ઝાલિક અહલકતુહુમ બિલ અહવાઇ ફહુમ યહસબુન અન્નહુમ મુહતદુન ફલા યસ્તગ્ફિરૂન'

અર્થાત :- ઇબ્લીસે કહ્યું કે મેં લોકોને ગુનાહોમાં મુબ્તલા કરી તબાહ કરી દીધા, કિંવા જહન્નમના મુસ્તહિક બની ગયા તો તેઓ તૌબહ કરી ગુનાહોથી પાક-સાફ બન્વા લાગ્યા. આવી રીતે મારી મહેનત ઉપર પાણી ફરી જતું તો મેં સુન્નત વિરૂદ્ધ એવા અમલ ઇજાદ કર્યા કે જે તેમની તબીઅતના મુવાફિક હતા, અને સવાબ સમજી કરવા લાગ્યા જેથી તેઓ તૌબહ કરતા ન હતા. તૌબહ તો ગુનાહથી કરવામાં આવે છે પણ તેઓ બિદઆતને ગુનાહ સમજતા નથી,નેકી સમજે છે જેથી તૌબહ નસીબ થતી નથી (તરગીબો તરહીબ ભાગ-૧ પાનું-૬૫)

સારાંશકે આપના અમલ અને તરીકા વિરૂદ્ધ કરવું ભલે તે ઝાહિરમાં સારૂં લાગતું હોય ખરાબ જ કહેવાશે.

હદીસમાં છે કે આપ (સલ.) સુતી વખતે એક દુઆ પઢતા હતા. તે દુઆ આપના સહાબી બર્રા ઇબ્ને આઝિબ (રદી.)ને સિખાવી. જેમાં આ શબ્દો હતા, 'આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલ્ત વનબિય્યિકલ્લઝી અર્સલ્ત' (યા અલ્લાહ ! હું તારી ઉતારેલી કિતાબ અને તારા મોકલેલા નબી ઉપર ઇમાન લાવ્યો) સહાબીએ તઅઝિમન 'નબી'ના શબ્દના બદલે 'રસુલ'નો શબ્દ ઉચ્ચાર્યો તો આપે તેમની છાતી ઉપર હાથ મારી તરત જ રોક્યા કે જે શબ્દ મેં કહ્યો છે તે જ બોલો. (તિરમિઝી શરીફ ભાગ-૨ પાનું-૧૭૫)

આપનું ફર્માન છે કે :- લા યુ'મિનુ અહદુકુમ હત્તા યકુન હવાહુ તબ્અન લિમા જિઅતુ બિહી.

અર્થાત :- તમારામાંનો કોઇ માણસ ઇમાનદાર બની શકતો નથી જયાં સુધી મારા લાવેલા તરીકાની તાબેદારી નહીં કરે. (મિશ્કાત પાનું-૩૦)

ઇર્શાદુત્તાલિબીન (ફારસી)માં મુહદ્દિસ ફકીહ હઝરત સનાઉલ્લાહ પાનીપતી (રહ.) હદીસ નકલ કરે છે કે :- 'વલકવ્લુ વલઅમલુ વનિય્યતુ લા યુકબલુ મા લમ તુવાફિકિ-સ્સુન્નહ.'

અર્થાત :- કૌલ અને અમલ અને નિય્યત મકબુલ હોવા માટે જરૂરી છે કે સુન્નત તરીકા અનુસાર હોય. (પાનું-૨૮)

**આપ (સલ.)ના જેમ હઝરાતે સહાબા (રદી.)ને પણ બિદઅતથી ઘણી જ નફરત અને બુગ્ઝ હતો.**

**દાખલો** (૧) જલીલુલ કદ્ર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ (રદી.)ના સાહબઝાદાએ નમાઝમાં સુરએ ફાતિહાની શરૂમાં બિસ્મિલ્લાહ ઝોરથી પઢી તો હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ (રદી.) બોલ્યા કે મારા દીકરા ! **આ બિદઅત છે.** એનાથી બચીને રેહ. **સહાબામાંથી કોઇને બિદઅતથી વધુ બીજી કોઇ ચીઝ સાથે બુગ્ઝ રાખતા મેં જોયા નથી.** (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું-૩૩)

જુઓ ! બિસ્મિલ્લાહ ધીમે પઢવાને બદલે ઝોરથી પઢવાને સહાબી બિદઅત હોવાનો ફત્વો આપે છે અને દલીલમાં પેશ કરે છે કે મેં આંહઝરત (સલ.) અને હઝરત અબુબકર (રદી.) અને હઝરત ઉમર (રદી.) તથા હઝરત ઉસ્માન (રદી.)માંથી કોઇને બિસ્મિલ્લાહ ઝોરથી પઢતા સાંભળ્યા નથી. (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું-૩૩)

(૨) હઝરત અબુ માલિકિલ અશ્જઇ (રહ.) ફર્માવે છે કે મેં મારા બાપ તારિક (રદી.)ને પુછયું કે આપે રસુલે ખુદા (સલ.) અને હઝરત અબુબકર (રદી.) અને હઝરત ઉમર (રદી.) અને હઝરત ઉસ્માન (રદી.) તથા હઝરત અલી (રદી.) પાછળ નમાઝ પઢી છે ? શું એ સાહેબો કુનૂત પઢતા હતા ? જવાબ આપ્યો કે, હે મારા દીકરા ! **આ તો બિદઅત છે.** (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૫૩) (નસઇ શરીફ ભાગ-૧ પાનું-૧૩૨)

જુઓ ! ફજરની નમાઝમાં હમેશાં દુઆએ કુનૂત આપ (સલ.) અને સહાબાથી સાબિત ન હોવાને લીધે હઝરત તારિક (રદી.) એ સાફ શબ્દોમાં **બિદઅત** હોવાનો હુકમ લગાડ્યો.

(૩) 'ચાશત'ની નમાઝ ઘરમાં અથવા મસ્જિદમાં એકલા અલગ અલગ પઢવું મુસ્તહબ છે તેના બદલે મસ્જિદમાં જમા થઇ ઝાહિરાત કરી પઢવાનો એહતેમામ અને ઇલ્તિઝામ જોઇ હઝરત ઇબ્ને ઉમર (રદી.) એ ના પસંદ કરી **બિદઅત** હોવાનો હુકમ લગાડ્યો (બુખારી શરીફ ભાગ-૧ પાનું-૨૩૮) (નવવી શર્હ મુસ્લિમ ભાગ-૧ પાનું-૨૪૯)

હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.)એ પણ નાપસંદ કરી ફરમાવ્યું કે ઇન કાન વલા બુદ્દ ફફી બુયુતિકુમ (ફત્હુલ બારી ભાગ-૩ પાનું-૪૩)

અર્થાત :- અગર તમારે (ચાશતની નમાઝ) પઢવી જ હોય તો પોતાના ઘરોમાં પઢો. જુઓ, નમાઝે ચાશત હદીસથી સાબિત છે. પરંતુ મસ્જિદોમાં જમા થઇ ઝાહિરાત કરી પઢવાનો ઇલ્તિઝામ નબી (સલ.)થી સાબિત ન હોવાથી જલીલુલ કદ્ર સહાબીએ મુખાલિફત કરી બિદઅત હોવાનો હુકમ લગાડ્યો અને ઘરમાં પઢવાની હિદાયત કરી.

(૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.)ના વખતમાં સવારની નમાઝ પહેલાં લોકો મસ્જિદમાં એકત્ર થઇ બેસ્તા હતા અને નમાઝની રાહ જોતા હતા. તેમાંનો એક માણસ કહેતો કે ૧૦૦ વખત અલ્લાહુ અકબર પઢો, તેઓ પઢતા. એ જ પ્રમાણે ૧૦૦ વખત લાઇલાહ ઇલ્લલ્લાહ અને ૧૦૦ વખત સુબ્હાનલ્લાહ પઢવા કહેતો અને તેઓ તેમ કરતા હતા. હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.) એ આ જોઇ ફરમાવ્યું કે હે ઉમ્મતે મુહમ્મદ (સલ.) તમારા ઉપર અફસોસ છે. તમારો હલાક થવાનો સમય કેટલો નઝદીક છે હજુ તો તમારા નબી (સલ.)ના સહાબા ઘણાં મૌજુદ છે અને તમારા નબી (સલ.)ના કપડાં હજી બગડ્યા નથી અને તેમના વાસણો તુટયા નથી અને તમો હમણાંથી જ બિદઅતો કરવા લાગ્યા. કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મારી જાન છે યા તો તમો એક એવા નવા દીન પર છો જે મુહમ્મદ (સલ.)ના દીન કરતાં વધારે સીધું છે. (તૌબહ, અસ્તગ્ફિરુલ્લાહ) યા તો તમે ગુમ્રાહીના બારણે પહોંચી ગયા છો જે ખુલ્નારો છે. તેઓએ જવાબ આપ્યો કે ખુદાની કસમ અમે આ અમલથી નેકીનો ઇરાદો રાખીએ છીએ. (એટલે નિય્યત હમારી સારી છે) આપે ફરમાવ્યું કે :- કેટલાક નેકીનો ઇરાદો રાખનારાઓ એવા છે કે તેમને નેકી મળતી નથી, કારણ કે તેઓના અમલ સુન્નત તરીકા પ્રમાણે હોતા નથી. છેવટે એ લોકોનો અંજામ (મૌત) બહુ જ ખરાબ આવ્યો હતો. ખવારિજની સાથે મળી ગયા હતા. (બિદઅતમાં સંડોવાયેલા હોવાના કારણે) (તલ્બીસે ઇબ્લીસ પાનું-૧૮) (ઇઝાલતુલ ખિફા મકસદ ૧ ફસ્લ-૫ પાનું-૧૩૦)

(૫) બીજી રિવાયતમાં છે કે હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.)ને ખબર મળી કે અમુક લોકો મગ્રિબ પછી મસ્જિદમાં ટોળું વળી બેસે છે. તેમાંનો એક માણસ કહે છે કે આટલી વખત 'અલ્હમ્દુ લિલ્લાહ' પઢો. લોકો તે પ્રમાણે પઢતા. આપ તેમની પાસે ગયા અને તેમની તરીકો જોઇ કસમ ખાઇને કહ્યું કે બેશક તમે ઘણી તારીક (અંધકાર) બિદઅતમાં પડી ગયા છો. અગર તો રસુલે ખુદા (સલ.)ના સહાબા (રદી.)થી પણ ઇલ્મમાં વધી ગયા છો. પછી તેઓને મસ્જિદમાંથી હાંકી મુક્યા (અલ એઅતિસામ ભાગ-૨ પાનું-૧૬૫) (મજાલિસુલ અબ્રાર મજલિસ-૧૮ પાનું-૧૨૫)

(૬) અમીરૂલ મુઅમિનીન હઝરત અલી (રદી.)એ ઇદના દિવસે ઇદગાહમાં ઇદની નમાઝ પહેલાં એક માણસને નફિલ નમાઝ પઢતા અટકાવ્યા તેણે કહ્યું કે યા અમીરૂલ મુઅમિનીન ! મને ખાત્રી છે કે ખુદાપાક નમાઝ પઢવા ઉપર અઝાબ કરશે નહીં. (તો પછી મને નમાઝ પઢવાથી કેમ રોકવામાં આવે છે?) ફરમાવ્યું કે મને પણ યકીન છે કે જે કામ આપ (સલ.) એ કર્યું નથી અથવા જેને કરવાની તરગીબ આપી નથી તે કામ કરવા ઉપર ખુદાપાક સવાબ આપશે નહીં. માટે તારી આ નમાઝ બેકાર અને નકામી છે અને (ઇબાદતમાં) વધારાનું કામ હરામ છે. ભય છે કે રસુલુલ્લાહ (સલ.)ની મુખાલિફત (વિરૂદ્ધતા) કરવાના લીધે ખુદાપાક તને અઝાબ આપે. (મજાલિસુલ અબ્રાર મજલિસ-૧૮ પાનું-૧૨૯)

(૭) હઝરત ઉમરે ફારૂક (રદી.)ને મુઅઝ્ઝિને અઝાન પછી નમાઝની તૈયારીની ખબર આપી. આપે તેને ધમકાવી કહ્યું, 'અલય્સ ફી અઝાનિક મા યકફીના ?'

અર્થાત :- શું તમે તમારી અઝાનમાં (હય્ય અલસ્સલાહ) કહ્યું તે અમારા માટે પુરતું નથી ? (કિફાયહ ભાગ ૧ પાનું ૪૮)

(૮) હઝરત અલી (રદી.)એ મુઅઝ્ઝિનને ઇશાની અઝાન પછી નમાઝની તૈયારીનું એલાન કરતાં જોઇ ફરમાવ્યું કે આ **બિદઅતીને** મસ્જિદમાંથી કાઢી મુકો. (ઇકામતુલ હુજ્જાહ પાનું-૭) (બાહરૂ-રાઇક ભાગ ૧ પાનું-૨૬૧)

(૯) હઝરત ઇબ્ને ઉમર (રદી.) ઝુહરની અઝાન પછી મુઅઝ્ઝિનને તસ્વીબ પુકારતાં (જમાઅતની તૈયારીની ખબર આપતાં) જોઇ ઘણાં ગુસ્સે થઇ ગયા અને સાથી હઝરત મુજાહિદને કહ્યું કે **આ બિદઅતી** પાસેથી મને લઇ જા. પછી મસ્જિદ છોડી ચાલ્યા ગયા. ત્યાં નમાઝ નહીં પઢી. (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું-૨૮) (અબુદાઉદ ભાગ-૧ પાનું ૮૬) (અલ એઅતિસામ ભાગ-૨ પાનું-૨૨૪)

(૧૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.) એ લોકોને દુઆમાં છાતીથી ઉપર હાથ ઉઠાવતા જોઇ કહ્યું કે નમાઝે આવી રીતે હાથ ઉઠાવવું **બિદઅત છે.** દલીલમાં કહ્યું કે આપ (સલ.) આમ કરતા ન હતા. (મિશ્કાત શરીફ પાનું ૧૯૬)

(૧૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર (રદી.)એ એક માણસને નમાઝના સલામ ફેરવ્યા પહેલાં દુઆમાં હાથ ઉઠાવતાં જોઇ ફરમાવ્યું કે આપ (સલ.) જ્યાં સુધી નમાઝથી ફારિગ થતા ન હતા, દુઆમાં હાથ ઉઠાવતા ન હતા.

(૧૨) હઝરત ઇમામ નાફિઅ (રદી.) ફર્માવે છે કે હઝરત ઇબ્ને ઉમર (રદી.)ની સામે એક માણસે છીંક ખાઇ કહ્યું, 'અલહમ્દુ લિલ્લાહિ વસ્સલામુ અલા રસુલિલ્લાહ' હઝરત અબ્દુલ્લાહ (રદી.) એ 'વસ્સલામુ અલા રસુલિલ્લાહ'નાં વધારો નાપસંદ કરી ફરમાવ્યું કે, આપ (સલ.) એ આમ પઢવાની તઅલીમ આપી નથી. (માત્ર) અલહમ્દુ લિલ્લાહ અલા કુલ્લિ હાલ' કહેવાની અમને તઅલીમ આપી છે. (તિરમિઝી ભાગ-૨ પાનું-૯૮)

(૧૩) હઝરત સઅદ ઇબ્ને માલિક (રદી.)એ એક હાજીને લબ્બૈક પુકારવામાં 'લબ્બૈક ઝલ્મઆરિજ' કહેતાં સાંભળ્યું તો તરત રોકી દીધા કે હમો આપ (સલ.)ના મુબારક ઝમાનામાં 'ઝલ્મઆરિઝ' નો શબ્દ કહેતા ન હતા. (તલ્બીસે ઇબ્લીસ પાનું-૧૭)

(૧૪) હઝરત ઉમારહ બિન રૂવય્બહ (રદી.)એ બિશ્રૂબ્ને મરવાન (રહ.)ને ખુત્બામાં હાથ ઉઠાવી દુઆ કરતા જોઇ બદ દુઆ કરી કે, 'કબ્બાહલ્લાહુ હાતય્નિલ યદય્નિ' (ખરાબ કરે અલ્લાહ આ બન્નેવ નાનકડા નકામા હાથોને !) ખુત્બામાં અમે આપ (સલ.)ને આ પ્રમાણે હાથ ઉઠાવી દુઆ કરતાં જોયા નથી. (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું-૬૭)

(૧૫) હઝરત કઅબ ઇબ્ને અજરહ (રદી.) એ અબ્દુર્રહમાન ઇબ્ને ઉમ્મે હકમને ખુત્બો બેસીને

પઢતાં જોઇ ગઝબનાક થઇ ફરમાવ્યું કે 'ઉન્ઝુરૂ ઇલા હાઝલ ખબીસ યખ્તુબુ કાઇદન' (મુસ્લિમ શરીફ ભાગ-૧, પાનું-૨૮૪)

અર્થાત :- આ ખબીસને જુઓ બેઠા બેઠા ખુત્બો આપે છે.

(૧૬) હઝરત હસન બસ્રી (રદી.)થી રિવાયત છે કે હઝરત ઉસ્માન ઇબ્ને અબિલ આસ (રદી.)ને કોઇએ ખત્નામાં બોલાવ્યા. આપે ના પાડી અને ફર્માવ્યું કે આપ (સલ.)ના મુબારક ઝમાનામાં હમો ખત્નાની તકરીબમાં જતા ન હતા અને ન તો એના માટે બુલાવવામાં આવતા હતા. (મુસ્નદે અહમદ ભાગ-૪ પાનું-૨૧૭)

(૧૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) અને હઝરત અમીર મુઆવિયહ (રદી.) ખાનએ કઅબહનો તવાફ કરી રહ્યા હતા. હઝરત અમીર મુઆવિયહ (રદી.)ને હજરે અસ્વદ વત્રૂક બીજા ત્રણ ગોશાને પણ ચુમતાં જોઇ ફર્માવ્યું કે આપ (સલ.) હજરે અસ્વદ સિવાય બીજા ગોશાઓને બોસો આપતા ન હતા. હઝરત અમીર મુઆવિયહ (રદી.) એ કહ્યું કે, આ મુકદ્દસ ઘરની બધી જ જગ્યા ચુમવા લાયક છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)એ ફર્માવ્યું 'લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનહ' (ખુદાનું ફર્માન છે કે તમારા માટે રસુલે મકબૂલ (સલ.)ની ઝાતે મુકદ્દસ બેહતરીન નમુનો છે) માટે આપ (સલ.)ની ઇત્તિબાઅ લાઝિમ છે. હઝરત મુઆવિયહ (રદી.) એ ફર્માવ્યું કે આપની દલીલ ખરી છે.(મુસ્નદે ઇમામ અહમદ)

(૧૮) હઝરત અબુ સઇદ ખુદરી (રદી.)એ ખલીફા મરવાનને ઇદની નમાઝ પહેલાં ખુત્બો પઢતા અટકાવી કહ્યું કે, આ ખિલાફે સુન્નત છે. આપ (સલ.) નમાઝ પહેલાં ખુત્બો પઢતા ન હતા. (ઇકામતુલ હુજ્જહ પાનું-૫)

હઝરત ગવ્સે અ'ઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ની મશહુર કિતાબ 'ગુન્યતુ-ત્તાલિબીન'માં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત નકલ કરવામાં આવી છે કે લા ય'તી અલન્નાસિ ઝમાનુન ઇલ્લા અમાતુ ફીહી સુન્નતન વઅહયવ બિદઅતન.

અર્થાત :- જેમ-જેમ ઝમાનો આવતો જશે લોકો સુન્નતનો જનાઝો કાઢતા જશે અને બિદઅતને જીવન આપતા જશે. (ભાગ-૧ પાનું-૫૮)

જલીલુલ કદ્ર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.) ફર્માવે છે :- ઇત્તબિઉ આસારના વલા તબ્તદિઉ ફકદ કુફીતુમ.'

અર્થાત :- તમો હમારા નકશે કદમ ચાલો અને બિદઅતો ઇજાદ ન કરો. તમારા માટે હમારી પૈરવી કાફી છે. (ભાગ-૧ પાનું-૫૪)

અને મશહુરો મઅરૂફ સહાબી હઝરત હુઝૈફહ (રદી.)નું ફર્માન છે :- કુલ્લુ ઇબાદતિન લમ યતઅબ્બદહા અસ્હાબુ રસુલિલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ ફલા તઅબ્બદુહા.'

અર્થાત :- દરેક તે ઇબાદત જેને સહાબાએ કરી નથી તમો પણ તેને નહીં કરો. (અલ એઅતેસામ ભાગ-૨ પાનું-૩૧૦)

એટલા માટે હાફિઝ ઇબ્ને કસીર (રહ.) ફર્માવે છે કે વ અમ્મા અહલૂ-સ્સુન્નતિ વલ જમાઅતિ ફયકુલુન કુલ્લુ ફેઅલિન વ કૌલિન લમ યસ્બુત અનિસ્સહાબતિ ફહુવ બિદઅતુન.

અર્થાત :- અહલે સુન્નત વલ જમાઅતનું ફર્માન છે કે જે કૌલ અને ફેઅલ આપ (સલ.)ના સહાબા (રદી.)થી સાબિત ન હોય તે બિદઅત છે કારણ કે અગર તે કામ નેકીનું હોત તો સહાબા જરૂર કરત તેઓએ અદના નેકી પણ છોડી નથી. નેકીના કામમાં આગળ જ રહેતા. (પાનું-૧૮૮) (અલમિન્હાજુલ વાઝેહ પાનું-૬૬)

હઝરત અબુલ આલિયહ તાબેઇ (રહ.) ફર્માવે છે 'તમારો તે પહેલો તરીકો જેની ઉપર ઇમાનવાળા મુતફર્રિક હોવા પહેલાં મુત્તફિક હતા, ધારણ કરવો વાજિબ છે. (તલ્બીસે ઇબ્લીસ ઇબ્ને જવ્ઝી પાનું-૮)'

હઝરત અલ્લામહ ઇબ્નુલ હાજ (રહ.)નું ફર્માન છે કે અમે સલફ (સહાબા વિગેરે)ની પૈરવી કરનારા છીએ. ઇજાદ (નવી શોધ) કરનારા નથી. જ્યાં અમારા સલફ (સહાબા (રદી.) વિગેરે) થોભી ગયા અમે પણ થોભી જઇશું. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૩૫૪)

હઝરત અવ્ઝાઇ મુહદ્દિસ (રહ.) ફર્માવે છે, સુન્નત તરીકા ઉપર પોતાના નફસને થંભાવી રાખ જ્યાં સહાબા (રદી.) થંભી ગયા ત્યાં તુ પણ થંભી જા અને તે જ કેહ જે તેઓએ કહ્યું અને જે બાબતથી તેઓ અટકી રહ્યા તું પણ અટકી જા. અને પોતાના દીનના સલ્ફે સાલિહીનના માર્ગે ચાલ. (તલ્બીસ પાનું-૯)

હઝરત ઇમામ ગઝાલી (રહ.)નો ઇર્શાદ છે કે તમે કોઇ કામ શારેઅ (અલય્હિસ્સલામ)ના હુકમ વિના કરશો તો ભલે તે ઇબાદતના રૂપમાં હોય તે ઇબાદત નથી, બલ્કે ગુનાહનું કામ છે. (મકતુબાતે ઇમામ ગઝાલી પાનું-૭)

હઝરત ખ્વાજહ મુહમ્મદ મઅસુમ સરહંદી (રહ.) પોતાના એક મકતુબમાં જણાવે છે કે :- બન્નેવ જહાનની સઆદત (સૌભાગ્ય) સય્યિદે કવ્નૈન (સલ.)ની પૈરવી ઉપર અવલંબિત છે. જહન્નમથી નજાત અને જન્નતમાં દાખિલ થવું સય્યિદે અબ્રાર, કુદવતે અખ્યાર (સલ.)ની તાબેદારી ઉપર જ મવ્કુફ છે તેમજ ખુદાની રઝામંદી રસુલે મુખ્તાર (સલ.)ની પૈરવી સાથે મશરૂત (બંધાયેલી) છે. તૌબહ, ઝુહદ, પરહેઝગારી, તવક્કુલ અને દુનિયાથી બેઝારી આપ (સલ.)ના તરીકા વિના મકબુલ નથી અને ઝિક્ર, ફિક્ર, શૌક, ઝૌક આપ (સલ.)ના સંબંધ વિના મોઅતબર નથી. (મકતુબ ૧૦ બનામે ખ્વાજહ દીનાર (રહ.)

અને ફર્માવે છે કે :- સુન્નતે નબ્વીની રોશ્ની વિના સીધો માર્ગ મળવો મુશ્કિલ છે અને નુબુવ્વતનો માર્ગ ગ્રહણ કર્યા વિના નજાત મેળવ્વી માત્ર ખ્યાલ છે. (મકતુબ બનામે મુહમ્મદ હનીફ નંબર-૨૨)

ઉપરોક્ત મહત્વપૂર્ણ વિષયને બુઝુર્ગાને દીન (રહ.) એ શેઅરોમાં પણ ઘણી ખુબીથી વર્ણવ્યો છે.

બઝુહદો વરઅ કોશો સિદકો-સફા
વ લેકિન મયફઝાય બર મુસ્તફા

એટલે પરહેઝગારી અને પારસાઇ તથા સચ્ચાઇ અને સફાઇમાં કોશિશ કર પરંતુ આપ (સલ.)થી આગળ નહીં વધ. મત્લબ કે આપ (સલ.)એ જેટલું અને જેમ કર્યું છે તેટલું અને તેમ જ કર, પોતાના તરફથી વધારો નહીં કર.

ખિલાફે પયમ્બર કસે રહ ગુઝીદ
કે હરગિઝ બમંઝિલ ન ખ્વાહદ રસીદ.

એટલે જે માણસ પયગમ્બર (સલ.)થી ઉલ્ટો માર્ગ ગ્રહણ કરશે તે કદી મંઝિલે મકસુદ પર પહોંચી શકશે નહીં.

મપિન્દાર સઅદી કે રાહે સફા
તવાં રફત જુઝ બર પયે મુસ્તફા.

એટલે હે સઅદી ! આપ (સલ.)ની પૈરવી વિના સીધો માર્ગ મળી શકશે એ ગુમાન કરશો નહીં.

અમલ મકબુલ હોવા માટે એક જરૂરી શર્ત એ પણ છે કે સુન્નતના મુતાબિક હોય. મુફસ્સિરીને કુર્આન આયતે કરીમહ 'લિયબ્લુવકુમ અય્યુકુમ અહસનુ અમલા'ની તફસીરમાં ફરમાવે છે કે જે અમલ ખાલિસ (માત્ર અલ્લાહ માટે) હોય પણ સુન્નત તરીકા પ્રમાણે ન હોય તો તે મકબૂલ નથી, તેમજ જે અમલ સુન્નત પ્રમાણે હોય પણ ખાલિસ (માત્ર અલ્લાહ માટે) ન હોય તો તે પણ મકબુલ હોતો નથી. અમલ તે જ મકબુલ

હોય છે જે ખાલિસ (માત્ર અલ્લાહ માટે) હોય અને સુન્નત પ્રમાણે પણ હોય. (તફસીરે કબીર ભાગ-૮ પાનું-૨૪૩) (અલ્ઉબુદિયહ પાનું-૧૯-૨૦)

હઝરત સુફયાન સૌરી (રહ.)ની આજ્ઞા છે કે કોઇ કથન અને વર્તન તથા નિય્યત દુરૂસ્ત અને ઠીક થઇ શકતી નથી જ્યાં લગી કે તે રસુલે ખુદા (સલ.)ના તરીકા અનુસાર ન હોય (તલ્બીસે ઇબ્લીસ અલ્લામહ ઇબ્ને જવ્ઝી પાનું-૯)

હઝરત ગૌસે અ'ઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નો ઇર્શાદ છે. કોઇ પણ અમલ ઇખ્લાસ અને સુન્નત તરીકાની પૈરવી વિના મકબુલ થતાં નથી. (ફત્હે રબ્બાની મજલિસ-૨ પાનું ૧૪)

કુતુબે વક્ત હઝરત અહમદ ઇબ્ને અબુલ હવારી (રહ.) ફરમાવે છે કે જે પણ અમલ સુન્નતના અનુકરણ વિના કરવામાં આવશે તો તે બાતિલ છે. (અલ એઅતેસામ ભાગ ૧ પાનું-૧૧૪)

હઝરત ફુઝૈલ ઇબ્ને અયાઝ (રહ.) લખે છે કે 'મન અહબ્બ સાહિબ બિદઅતિન અહબતલ્લાહુ અમલહુ વઅખ્રજ નુરલ ઇમાનિ મિન કલ્બિહી' (ગુન્યતુ-ત્તાલિબીન)

અર્થાત :- જે માણસ બિદઅતી સાથે દોસ્તી કરે ખુદા તેના અમલોને ઝાઇઅ કરી દે છે અને નૂરે ઇમાન તેના દિલથી કાઢી નાખે છે.

હઝરત ઇબ્ને વઝ્ઝાહ (રહ.)નું બયાન છે કે મદીનએ મુનવ્વરહના મુઅઝ્ઝિન ઇમામ માલિક (રહ.)ના ઝમાનામાં સુબ્હે સાદિક વખતે લોકોને (મિનારા ઉપરથી) અવાઝ આપતા. ઇમામ માલિક (રહ.)એ તેમને બોલાવ્યા અને કહ્યું કે આ તુ શું કરે છે ? જવાબ આપ્યો કે લોકોને સુબ્હે સાદિકની જાણ કરૂં છું કે જેથી તેઓ ઉઠી જાય. આપે ફર્માવ્યું કે આમ નહીં કર. તુ આપણા આ શહેરમાં એવી વાત નહીં કાઢશે જ એમાં થતી ન હતી. આપ (સલ.) આ શહેરમાં દસ (૧૦) વર્ષ રહ્યા અને અબુબક્ર (રદી.) રહ્યા. તેઓએ આમ નહીં કર્યું. તુ પણ આપણા આ શહેરમાં એવી વાત નહીં કાઢ જે આજ સુધી કરવામાં આવી નથી. તો મુઅઝ્ઝિન આમ કરવાથી અટકી ગયા. એક ઝમાના લગી ખામોશ રહ્યા. પછી મિનારા ઉપર સુબ્હે સાદિક વખતે ખંખારો કરવા લાગ્યા. ઇમામ માલિક (રહ.) એ માણસ મોકલી પુછયું કે આ તુ શું કરે છે? કહ્યું કે, લોકોને સુબ્હે સાદિકની જાણ કરૂં છું. આપે કહ્યું, મેં તને ના કહ્યું ન હતું કે એવી વાત નહીં કર જે આ શહેરમાં થતી ન હતી. તેમણે કહ્યું કે આપે અવાઝ દેવાની ના પાડી હતી. હું તો ફક્ત ખંખારો કરૂં છું. આપે કહ્યું આમ પણ નહીં કર. તો તેઓ ખંખારો કરવાથી પણ એક મુદ્દત સુધી અટકી ગયા. પછી સુબ્હે સાદિક વખતે મિનારાનો દરવાઝો ઠોકવા લાગ્યા તો આપે માણસ મોકલ્યો અને પુછયું કે આ તુ શું કરે છે? કહ્યું કે હું (અવાઝ દેતો નથી અને ખંખારતો પણ નથી જેની આપે મનાઇ કરી હતી.) ફક્ત સવાર હોવાની જાણ કરવા માટે દરવાઝો ઠોકું છું. આપે કહ્યું એ પણ નહીં કર. જે વાત હમારા શહેરમાં થઇ નથી તે તુ ઇજાદ નહીં કર (અલ એઅતેસામ ભાગ-૨ પાનું-૨૨૨-૨૨૩)

**ગૌસે અ'ઝમ (રહ.)ના ફર્માનો**

(૧) અસાસુલ ખય્રિ મુતાબઅતુ-ન્નબિય્યિ (સલ.) ફી કવ્લિહી વ ફેઅલિહી.

અર્થાત :- તમામ ખુબીઓની જળ (બુન્યાદ) આપ (સલ.)ની ઇત્તિબાઅ છે આપના કૌલોમાં અને આપના ફેઅલોમાં, (ફત્હે રબ્બાની મજલિસ-૫૯ પાનું-૪૩૮)

(૨) 'ઇત્તબિઉ વલા તબ્તદિઉ'

અર્થાત :- સુન્નત તરીકાની તાબેદારી કરો અને બિદઅત ઇજાદ નહીં કરો. (ફુતુહુલ ગૈબ મકાલા-૨ પાનું-૧૦)

(૩) લા તસિહહુ મુતાબઅતુક લિર્રસુલિ (સલ.) હત્તા તઅમલ બિમા કાલ....

તારી આપ (સલ.)ની સાથે મુતાબિઅત સહીહ નથી જ્યાં સુધી તેના ઉપર અમલ નહીં કરે જેનો આપ (સલ.) એ તને હુકમ આપ્યો છે. (મજલિસ-૩ પાનું-૨૨)

(૪) અલય્કુમ બિલ ઇત્તિબાઅ, મિન ગય્રિ ઇબ્તિદાઅ.

અર્થાત :- તમારા ઉપર બિદઅત ઇજાદ કરવા વગર સુન્નતની ઇત્તિબાઅ લાઝિમ છે. લાઝિમ પકડો સલ્ફે સાલિહીનના મઝહબને. રાહે મુસ્તકીમ ઉપર ચાલો જેમાં ન તો તશ્બીહ હોય, ન તો તઅત્તુલ (બેકારી) બલ્કે બિલા તકલ્લુફ આપ (સલ.)ની સુન્નત અને તસન્નુઅ (બનાવટ) વગર ઇત્તિબાઅ હોય. (ફત્હે રબ્બાની મજલિસ-૧૦ પાનું-૬૦)

(૫) જે વસ્તુ શરીઅતના દાઇરાથી ખારિજ હોય તેની હમને કાંઇ જરૂરત નથી. (મજલિસ-૧૧ પાનું-૭૦)

(૬) લોકોને ગુમ્રાહી અને બિદઅતો, નફસાની ખ્વાહિશની ઇત્તિબાઅ અને નફસની મુવાફિકતથી રોક અને કિતાબુલ્લાહ (અઝઝ વ જલ્લ) તથા સુન્નતે રસુલની ઇત્તિબાઅનો હુકમ કર. (મજલિસ-૧૧ પાનું-૭૧)

(૭) હક તઆલાની સામે બાઅદબ બનો. જેમ કે તમારા અસ્લાફ (બુઝુર્ગો) બાઅદબ રહેતા હતા. તમો તેમના મુકાબલામાં હીજડા અનો ઔરતો છો. તમારી બહાદુરી તે જ વાતોમાં છ જેનો તમારા નફસ, તમારી ખ્વાહિશ અને તમારી તબીઅતો તમને હુકમ આપે છે. શુજાઅત (બહાદુરી) દીનના બારામાં અને ખુદાના હુકુક અદા કરવામાં હોય છે. (ફત્હે રબ્બાની મજલિસ-૧૪ પાનું-૯૩)

સારાંશ કે સુન્નત વિરૂદ્ધ, બિદઅત તરીકાને દીનનું કામ સમજવું અને સુન્નત તરીકા જેમ પકડી રાખવું દીનમાં પોતાના તરફથી વધારો, સુધારો કરવા સમાન છે જે સદંતર નાજાઇઝ અને ખતરનાક છે.

એટલા માટે હઝરત ઇમામ માલિક (રહ.) ફર્માવે છે કે :- જેણે ઇસ્લામમાં નવી વાત કાઢી અને તેને સારી સમજી તો તેણે હઝરત મુહમ્મદ (સલ.)ને ખુદાના હુકમો પહોંચાડવામાં (તબ્લીગ કરવામાં) ખિયાનત અને કોતાહી કરનાર ઠેરવ્યા. કેમકે અલ્લાહ તઆલા ફર્માવે છે કે :- -

'અલ્યવ્મ અકમલ્તુ લકુમ દીનકુમ.'

અર્થાત :- આજ રોજ મેં તમારા દીનને મુકમ્મલ (સંપૂર્ણ) કરી આપ્યું તો જે કામ હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં દીનમાં દાખલ ન હતું તે આજે પણ દીનમાં શામિલ થઇ શકતું નથી. (એઅતિસામ ભાગ-૧ પાનું-૪૯)

મત્લબ કે જે કામ આપ (સલ.) એ જેવી રીતે કર્યું છે તેવી જ રીતે કરવાનું નામ તાબેદારી અને પૈરવી છે. નહીંતર ખિલાફે સુન્નત અને બિદઅત ગણાશે.

'મજાલિસુલ અબ્રાર'માં છે કે :- જે કામનો સબબ આપ (સલ.)ના ઝમાનામાં મૌજૂદ હોય અને કોઇ માનેઅ (ન કરવાનું કારણ) પણ ન હોય, છતાં આપ (સલ.)એ તેને અમલમાં લીધું ન હોય તો એવા કામને દીનમાં દાખિલ કરવું ખુદાના દીનને બદલવું છે.

કારણ કે અગર તે કામમાં કોઇ મસ્લિહત હોત તો આપ જરૂર કરત અથવા તરગીબ આપત અને જ્યારે આપે પોતે નહીં કર્યું, ન તો કરવાની તરગીબ આપી તો જણાયું કે એમાં કોઇ ખૈર અને ભલાઇ નથી, બલ્કે તે બિદઅતે કબીહા સય્યિઅહ છે.

અને કોઇને હક નથી કે એના ઉપર વધારો કરે અને એમ કહે કે આ તો નેક કામ છે. એમાં કોઇ હરજ નથી. પણ આમ કોઇ કહી શકતું નથી કારણ કે બિદઅતી જે મસ્લિહત અને ફઝીલત બયાન કરે છે અગર તે ફઝીલત પય્ગમ્બર (સલ.)ના ઝમાનામાં સાબિત હતી છતાં આપે તેને અમલમાં નહીં લીધી તો

તેને છોડવું જ આપની સુન્નત છે. જે હર ઉમૂમ અને કિયાસથી મુકદમ છે. (મજલિસ નંબર-૧૮ પાનું-૧૨૭-૧૨૮)

હઝરત ઇમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની સરહંદી (રહ.) ફર્માવે છે :- તરવીજે બિદઅત મુજિબે તખ્રીબે દીનસ્ત વતઅઝીમે મુબ્તદિઅ બાઇસે હદમે ઇસ્લામ, બિદઅત રા દર રંગ કલંદ મી દાનદ કે હદમે બુન્યાદે ઇસ્લામ મીનુમાયદ, (બિદઅતને રિવાજ દેવામાં દીનની તખ્રીબ (બરબાદી) છે અને બિદઅતીની તઅઝીમ કરવામાં ઇસ્લામને ખતમ કરવું છે....)

બિદઅત આ ફકીરને કોદાલ (કોદાળી)ની સુરતમાં નઝર આવે છે. બિદઅત ઇસ્લામની આલીશાન બુન્યાદને જડમુળથી ખોદી રહી છે. (મકતુબાતે ઇમામ રબ્બાની ભાગ-૨ પાનું-૩૮ મુકતુબ નંબર-૨૩) અને ફરમાવે છે કે બિદઅતોને રિવાજ દેવામાં અંધારામાં વધારો અને (સુન્નતની) રોશ્નીમાં કમી થાય છે અને સુન્નતો ઉપર અમલ કરવામાં (બિદઅતના) અંધારામાં કમી અને સુન્નતની નુરાનિયતમાં વધારો થાય છે. હવે જેનું દિલ ચાહે તે સુન્નત ઉપર અમલ કરી નુરાનિયતમાં વધારો કરે અને જેનું દિલ ચાહે (બિદઅતને રિવાજ આપી) શૈતાનના લશ્કરો વધારે અને જેનું દિલ ચાહે (સુન્નતો ઉપર અમલ કરી) ખુદાની ફૌજને તરક્કી આપે. 'અલા ઇન્ન હિઝબ-શ્શયતાનિ હુમુલ ખાસિરૂન' 'અલા ઇન્ન હિઝબલ્લાહિ હુમુલ મુફલિહુન.'

પણ જાણી લો કે શૈતાની લશ્કરવાળા ખસારામાં છે અને ખુદાની જમાઅત જ કામ્યાબ થવાની છે. (મકતૂબાતે ઇમામ રબ્બાની ભાગ-૨ મકતૂબ નંબર ૨૩ પાનું-૩૯) અને ઇર્શાદ ફરમાવે છે :- આ ફકીર હઝરતે હક સુબ્હાનહુ વતઆલાથી ઘણી આજિઝી અને આહોઝારીની સાથે ઇલ્તિજા કરે છે કે દીનમાં જે નવી-નવી વાતો પૈદા કરવામાં આવી છે જે આપ (સલ.) અને આપના ખુલફાએ રાશિદીન (રદી.)ના ઝમાનામાં ન હતી. જો કે તે રોશ્નીમાં સવારના અજવાળા જેમ હોય તો પણ આ નાતવાં (કમ્ઝોર)ને ખુદા એનાથી મહફૂઝ રાખે અને તેના હુસ્ન (ખૂબસુરતી) પર એને ગર્વીદહ (ફરેફતા) ન કરે. હઝરત સય્યિદે મુખ્તાર અને આપની આલે અત્હારના તુફેલથી...

આજે અગર બિલ્ફર્ઝ એ બિદઅતી લોકો પોતાની કમનઝરીના લીધે કોઇ બિદઅતમાં હુસ્ન અને તરોતાઝગી જુએ છે તો કાલે જ્યારે કે તેમની નિગાહ તેજ થશે અને આંખોથી પરદા ઉઠી જશે ત્યારે ખસારા અને શરમિંદગી સિવાય કાંઇ હાથ નહીં આવશે અને તેને સચારે માલમ પડશે કે અંધારી રાતમાં કઇ ગલત ચીઝ સાથે દિલ લગાડ્યું હતું. (મકતૂબાતે ઇમામ રબ્બાની ભાગ-૧ મકતૂબ નંબર-૧૮૬ પાનું-૧૮૬)

અને હિદાયત ફરમાવે છે કે :- મારી નસીહત બસ દીનની છે અને એ કે આપ (સલ.)ની સાચી પૈરવી કરવામાં આવે અને આપની સુન્નતોને અદા કરવામાં આવે અને બિદઆતે નામરઝિય્યહથી તદ્દન પરહેઝ કરવામાં આવે જો કે કોઇને સવારના અજવાળા જેમ રોશન દેખાય. કારણ કે દર હકીકત કોઇ પણ બિદઅતમાં કોઇ નુરાનિયત અને રોશ્ની નથી. ન તો એમાં કોઇ બીમારીની દવા છે અને ન તો એમાં કોઇ બીમાર માટે શિફા છે. મત્લબ એ નિકળે છે કે બિદઅત ભલેને ઝાહિરમાં ઘણી સુંદર હોય. સુન્નતને મટાડનારી છે. માટે તેમાં કોઇ ભલાઇ અને બેહતરી હોય શકતી નથી. (મકતૂબાતે ઇમામ રબ્બાની ભાગ-૨ મકતૂબ-૧૯ પાનું-૩૧)

મઝકુર કુર્આનની આયતો અને આપ (સલ.)ની હદીસો અને આપના સહાબા (રદી.)ની હિદાયતો અને તેમના પછીના બુઝુર્ગો, તાબેઇન (રહ.), તબએ તાબેઇન (રહ.) તથા ઇમામો તથા મશાઇખો (રહ.)ના ફર્માનો વારંવાર વાંચો અને ગોર કરો કે આજે મુસલમાનોમાં જે ગમીની રસ્મો અને તકરીબો મનાવવામાં આવે છે અને મોટા સવાબ અને દીનનું કામ સમજાય છે. જેમ કે તીજું, દસ્મું, બારમું, વીસ્મું, ચહલ્લુમ શશ્માહી તથા વરસીનો એહતેમામ જે ઇલ્તિઝામની સાથે થાય છે તે શું બિદઅત અને ગુનાહનું કામ નથી?

**ગમીની તકરીબો અને ઝિયાફતો બાબત**

મોત પછીની રિવાજી તકરીબો અને ઝિયાફતો દુરૂસ્ત નથી. બિદઅત અને મમ્નુઅ છે.

હઝરત ઇમામ નવવી (રહ.)ની 'શર્હે મિન્હાજ'માં છે :- વઇત્આમુત્તઆમિ ફિલ અય્યામિલ મખ્સુસાતિ કસ્સાલિસિ વલ્ખામિસિ વત્તાસિઇ વલ્ઇશરીન વલ અર્બઇન વશ્શહરિ-સ્સાદિસિ વસ્સનતિ બિદઅતુન.

અર્થાત :- મય્યત માટે મખ્સુસ દિવસોમાં ખાણું ખવડાવવાનો રિવાજ જેમ કે ત્રીજા દિવસે, પાંચ્મા દિવસે અને દસ્મા દિવસે અને વીસ્મા દિવસે અને ચાલીસમાં દિવસે અને છ મહિને અને વરસી પર એ સૌ બિદઅત છે.

અને હઝરત કાઝી સનાઉલ્લાહ મુહદ્દિસ પાનીપતી (રહ.) પોતાના વસિય્યત નામામાં લખે છે કે :- 'વબઅદ મુર્દને મન રૂસુમે દુન્યવી મિસ્લે દહુમ વ બિસ્તુમ વચહલ્લુમ વ શશ્માહી વ બરસી હેચ ન કુનન્દ.'

અર્થાત :- મારી વફાત પછી દુન્યવી રસમો જેમકે દસ્મુ, વીસ્મુ, ચાલીસ્મુ, છમ્માઇ અને વરસી કાંઇ પણ નહીં કરે. (માલા બુદ્દ મિન્હુ પાનું-૧૬૦)

એટલા માટે કે એ સુન્નતના મુતાબિક નથી. લોકોએ પોતાની ખ્વાહિશ અનુસાર તકરીબો ઘડી લીધી છે.

હઝરત ગૌસે અ'ઝમ (રહ.) ફર્માવે છે. લય્સશ્-શિર્કુ ઇબાદતુલ અસ્નામિ હસ્બુ, બલ હુવ મુતાબઅતુક લિહવાક.

અર્થાત :- શિર્ક માત્ર બુતપરસ્તી જ નથી, બલ્કે એ પણ છે કે તમો પોતાની ખ્વાહિશોની પૈરવી કરો. (ફુતુહુલ ગૈબ મકાલા-૭ પાનું-૨૧)

મઝકુર રસ્મો સવાબ અને દીની કામ સમજી કરનારા ભાઇઓ '**મવ. અહમદ રઝાખાં સાહબ બરેલ્વી**'નો ફત્વો વાંચે અને ઇબ્રત હાસિલ કરે. આપનો ફત્વો નીચે ટાંકવામાં આવે છે.

(૧) ઇમામે મુહક્કિક અલલ ઇત્લાક ફત્હુલ કદીર શર્હે હિદાયહમેં ફર્માતે હૈં :-

"યુકરહુ ઇત્તિખાઝુઝ-ઝિયાફતિ મિનત્તઆમિ મિન અહલિલ મય્યિતિ લિઅન્નહુ શુરિઅ ફિસ્સુરૂરિ લા ફિશ્શુરૂર વહિય બિદઅતુન મુસ્તકબહતુન." અહલે મય્યિતકી તરફસે ખાનેકા ઝયાફત તૈયાર કરની મના હે કે શરઅને ઝયાફત ખૂશીમેં રખ્ખી હે ન કે ગમીમે ! ઔર યે બિદઅતે શનીઅહ હે.

(૨) ઇસી તરહ અલ્લામહ શુરૂમ્બુલાલીને 'મરાકિલ ફલાહ'મેં ફર્માયા "યુકરહુઝ-ઝિયાફતુ મિન અહલિલ મય્યિતિ લિઅન્નહા શુરિઅત ફિસ્સુરૂરિ લા ફીશ્શુરૂર વહિય બિદઅતુન મુસ્તકબહતુન" (અહલે મૈયત અપને ખૈશી ઔર અહબાબકુ ખાનેકી ઝિયાફત કરતે હૈં (યઅની તીજેમેં, ચહલ્લુમમેં, બરસીકે મૌકે પર ખાનેકી દઅવત કરતે હૈં) યેહ મના ઔર મકરૂહ હે. ઝિયાફત ખૂશીમેં જાઇઝ હે, ગમીકે મૌકે પર દઅવત જાઇઝ નહીં હે. બિદઅતે કબીહા હે.)

(૩) ફતાવા ખુલાસા વ ફતાવા સિરાજિય્યહ વ ફતાવા ઝહીરિય્યહ વ ફતાવા તાતારખાનિય્યહ, ખઝાનતુલ મુફતીન ઔર ફતાવા આલમગીરી મેં હે :- "લા યુબાહુ ઇત્તિખાઝુઝ-ઝિયાફતિ ઇન્દ સલાસત અય્યામિન ફિલ મુસીબતિ" યઅની ગમીમેં યે તીસરે દીન (તીજેકી) દઅવત જાઇઝ નહીં હે કે દઅવત તો ખુશીમેં હોતી હે.

(૪) ફતાવા કાઝીખાન કિતાબુલ હઝર વલ ઇબાહતમેં હે 'યુકરહુ ઇત્તિખાઝુઝ-ઝિયાફતિ ફી અય્યામિલ મુસીબતિ લિઅન્નહા અય્યામુ તઅસ્સુફિન ફલા યલીકુ બિહા મા યકૂનુ લિસ્સુરૂરિ, ગમીમેં ઝિયાફત મમ્નુઅ હે કે યે અફસોસકે દિન હૈં તો જો ખૂશીમેં હોતા હે ઇન્કે લાઇક નહીં....'

(૫) ઇમામ બઝ્ઝાઝી 'વજીઝ'મે ફર્માતે હે :- યુકરહુ ઇત્તિખાઝુ-ત્તઆમિ લિ યવ્મિલ અવ્વલિ વસ્સાલિસિ વબઅદલ ઉસ્બુઇ.

યઅની મૈયતકે પેહલે યા તીસરે દીન યા હફતેકે બાદ જો ખાને તૈયાર કરાયે જાતે હૈં સબ મકરૂહ વ મમ્નુઅ હૈં.

(૬) અલ્લામહ શામી 'રદદુલ મુહતાર'મેં ફરમાતે હૈં 'અતાલ ઝાલિક ફિલ મિઅરાજે વકાલ હાઝિહિલ અફઆલુ કુલ્લુહા લિસ્સુમ્અતિ વરિયાઇ ફ્યુહતરઝુ અન્હા, યઅની મિઅરાજુદ્દિરાયહ શર્હે હિદાયહને ઇસ મસ્અલહમેં બહુત કલામ તવીલ કિયા ઔર ફર્માયા કે યે સબ (ગમીકી રૂસુમાત, તીજહકી ઝિયારત, સાતવાં, દસવાં, બારવાં, બીસવાં, ચહલ્લુમ, શશ્માહી, બરસી વગયરહ) નામવરી ઔર દિખાવેકે કામ હૈં. ઇસ્સે એહતિરાઝ કિયા જાએ.... ગાલિબન વુરસહમેં કોઇ યતીમ યા ઔર બચ્ચહ નાબાલિગ હોતા હે યા બઅઝ વુરસા મૌજુદ નહીં હોતે. ન ઉનસે ઇસકા ઇઝન લિયા જાતા હે. જબ તો યે અમ્ર સખ્ત હરામે શદીદ પર મુતઝમ્મિન હોતા હે.... ફત્વાના છેવટમાં અરબી ઇબારતો લખી છે જેમાં મૈયતનું ખાણું ઝિયાફત જાઇઝ કહેનારાઓને સચોટ જવાબ આપતાં લખે છે કે અગર તેઓ હમારા શહેરોમાં આ રિવાજોને જોતે તો સખ્ત હરામ હોવાનો હુકમ આપતે. અને એમાં કોઇ શંકા નથી કારણ કે મઝકુર રિવાજની ઇજાઝત આપવામાં શૈતાને મરદુદના માટે દરવાઝો ખોલી દેવા જેવું છે અને નાદાર તંગદસ્ત મુસલમાનોમાં તે ઘણી મુશ્કેલી નાખી દેવા સમાન છે. (અહકામે શરીઅત ભાગ-૩ પાનું-૬૫ થી ૭૦ સુધી)'

**મસ્અલહ :--** અકસર બિલાદે હિંદમેં યે રસમ હે કે મય્યતકે રોઝે વફાતસે ઉસ્કે અઇઝઝહ વ અકારિબ વ અહબાબકી અવ્રાત (ઔરતેં) ઉસ્કે યહાં જમઅ હોતી હૈં ઉસ એહતિમામકે સાથ જો શાદીમેં કિયા જાતા હે. યઅની ઉમ્દહ લિબાસ પહેન કર આતી હૈં) ફિર કુછ દુસરે દિન, અકસર તીસરે દિન વાપસ આતી હૈં. બઅઝ ચાલીસવેં તક બેઠતી હૈં ઇસ મુદ્દતે ઇકામતમેં અવ્રાતકે ખાને પીને, પાન-છાલિયાકા એહતિમામ અહલે મય્યિત કરતે હૈં. જિસ્કે બાઇસ એક સર્ફે કસીરકે ઝેર બાર હોતે હૈં. અગર ઉસ વક્ત ઉનકા હાથ ખાલી હો તો કર્ઝ લેતે હૈં, યું ન મિલે તો સુદી નિકલવાતે હૈં., અગર ન કરેં તો મત્ઉન વ બદનામ હોતે હૈં, યે શરઅન જાઇઝ હે યા કિયા ? બય્યિનુ તુજરૂ.

અલ્જવાબ :- સુબ્હાનલ્લાહ ! અય મુસલમાન યે પુછતા હે જાઇઝ હે યા કિયા ? યું પુછ કે યે નાપાક રસ્મ કિત્ને કબીહ ઔર શદીદ ગુનાહોં, સખ્ત વ શનીઅ ખરાબીયોં પર મુશ્તમિલ હે - અવ્વલન યે દઅવત ખુદ નાજાઇઝ વ બિદઅતે શનીઅહ વ કબીહા હે. ઇમામ અહમદ અપને મુસ્નદ ઔર ઇબ્ને માજહ સુનનમેં બસનદે સહીહ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ બજલી (રદી.) સે રાવી હૈં 'કુન્ના નઉદદુલ ઇજતિમાઅ ઇલા અહલિલ મય્યિતિ વસુન્અહુમુત્તઆમ મિનન નિયાહતિ.' હમ ગિરોહે સહાબા અહલે મય્યિતકે યહાં જમા હોને ઔર ઉન્કે ખાના તૈયાર કરાનેકો મુર્દેકી નિયાહત (રોને ચિલ્લાને ઔર છાતી પીટને) સે શુમાર કરતે થે જિસ્કી હુરમત પર મુતવાતિર હદીસેં નાતિક હૈં. (અહકામે શરીઅત સફા ૬૨ તા ૭૦)

**રઝાખાની મૌલ્વી અબુલ ઉલા અમ્જદ અલીનો ફત્વો :-**

મય્યતકે ઘરવાલે તીજા વગય્રહકે દિન દઅવત કરેં તો નાજાઇઝ વ બિદઅતે કબીહહ હે કે દઅવત તો ખુશીકે વક્ત મશ્રૂઅ હે, ન કે ગમીકે વક્ત, ઔર અગર ફુકરાકો ખિલાએં તો બેહતર હે (બહારે શરીઅત ભાગ-૪ પાનું-૧૫૯)

અને એમના બીજા મુકલ્લદા **મવ. હકીમ મુહમ્મદ હશ્મત અલી સાહબ રઝવી** લખે છે કે 'અહલે બિરાદરી વ અહલે મય્યિતકે યહાંકા ખાના ખાના, ઉન્કી ઝિયાફત કબૂલ કરના નાજાઇઝ ઔર ગુનાહ હે. હિંદુસ્તાનકે બઅઝ શેહરોમેં યે બહુત બુરી રસમ હે કે અહલે બિરાદરી મય્યિતકે યહાં જમા હોકર ખાના ખાતે હૈં. પાન તંબાકુ વગય્રહ ચીઝોંમેં ઉન્કા ખર્ચ કરાતે હૈં ઔર અહલે મય્યિત મજબુરન ઐસા કરતે, બલ્કે બહોતસે બદનામીકે બાઇસ કર્ઝ લેકર યા યતીમોંકા માલ ઉસ્મેં સર્ફ કરતે હૈં. મુસલમાનોંકો ઇસ્સે બચના ઔર બહુત બચના ચાહિયે. (ઉસ્વએ હસનહ, મવ. હકીમ મુહમ્મદ હશ્મત અલી સફા-૧૨)

**એમનો બીજો ફત્વો**

સવાલ :- અગર ફાતિહા દેતે વક્ત હાથ ન ઉઠાએં ઔર ખાના સામને ન રખ્ખેં ઔર ઝુબાનસે યે કહેં કે ફલાંકી ફાતિહા હે, સિર્ફ દિલમેં ખ્યાલ કર લે....

અલ્જવાબ :- હકીકતન અમ્ર યે હે કે ફાતિહા ઇસાલે સવાબ યઅની અમ્વાતકી અરવાહકો સવાબ પહોંચાનેકા નામ હૈ. ઔર વો હાથ ઉઠાને, ન ઉઠાને, ઝુબાનસે કેહને, ન કેહને, ખાના સામને રખ્ને, ન રખ્ને પર મવ્કુફ નહીં. સિર્ફ ખાના વગય્રહ ફુકરાકો દેતે વક્ત કુર્આને અઝીમ વગયરહ અઅ્માલકા સવાબ ઉન્કી રૂહકો બખશતે વક્ત ઉન્કી નિય્યત કરના કે ઇસ્કા સવાબ ફલાંકી રૂહકો પહોંચે કાફી હે.... (મજમઉલ મસાઇલ ભાગ-૧ પાનું-૧૨૫)

**રસ્મી ફાતિહા**

મવ. અહમદ રઝાખાં સાહબ બરેલ્વીના પીરાને પીર હઝરત શાહ હમ્ઝહ (રહ.) (વફાત ૧૧૯૫)એ વસિય્યત ફર્માવી હતી કે વર્ષની ફાતિહા બિલ્કુલ નહીં કરે કે હુકમ (શરઇ) એમ જ છે. (અન્વારૂલ આરિફીન પાનું-૪૬૯)

ઉર્સમાં બુઝુર્ગોને દીનના મઝારાત પર કવ્વાલી થાય છે. તે વિષે મવ. અહમદ રઝાખાન સાહબનો ફત્વો વાંચો.

મઅરૂઝ કે આજ મેં જિસ વક્ત આપસે રૂખ્સત હુવા ઔર વાસ્તે નમાઝે મગ્રિબકે મસ્જિદમેં ગયા, બાદ નમાઝે મગ્રિબકે એક મેરે દોસ્તને કહા ચલો એક જગહ ઉર્સ હે. મેં ચલા ગયા. વહાં જા કર ક્યા દેખતા હું બહુતસે લોગ જમઅ હેં. ઔર કવ્વાલી ઇસ તરીકેસે હો રહી હે કે એક ઢોલ ઔર દો સારંગી બજ રહી હે ઔર ચંદ કવ્વાલ પીરાને પીર દસ્તગીરકી શાનમેં અશ્આર કેહ રહે હેં ઔર રસુલે મકબુલ (સલ.)કી નઅતકે અશ્આર ઔર અવ્લિયા અલ્લાહકી શાનમેં અશ્આર ગા રહે હેં. ઔર ઢોલ, સારંગિયાં બજ રહી હે. યે બાજે શરીઅતમેં કત્અ હરામ હેં. કિયા ઇસ ફેઅલસે રસુલુલ્લાહ (સલ.) ઔર અવ્લિયા ખુશ હોતે હોંગે ? ઔર યે હાઝિરીને જલ્સહ ગુનેહગાર હુએ યા નહીં. ઔર ઐસી કવ્વાલી જાઇઝ હે યા નહીં ? ઔર અગર જાઇઝ હે તો કિસ તરહકી ? 'બય્યિનુ તુજરૂ'

અલ્જવાબ :- ઐસી કવ્વાલી હરામ હે. હાઝિરીન સબ ગુનેહગાર હેં. ઔર ઉન સબકા ગુનાહ ઐસા ઉર્સ કરનેવાલોં ઔર કવ્વાલોં પર હે ઔર કવ્વાલોંકા ભી ગુનાહ ઉસ ઉર્સ કરનેવાલે પર, બગૈર ઇસ્કે ઉર્સ કરનેવાલેકે માથે કવ્વાલોંકા ગુનાહ જાનેસે કવ્વાલોં પરસે ગુનાહકી કુછ કમી આએ યા ઉસ્કે ઔર કવ્વાલોંકે ઝિમ્મે હાઝિરીનકા વબાલ પડનેસે હાઝિરીનકે ગુનાહમેં કુછ તખ્ફીક હો,નહીં, બલ્કે હાઝિરીનમેં હર એક પર અપના પુરા ગુનાહ ઔર કવ્વાલોં પર અપના ગુનાહ અલગ ઔર સબ હાઝિરીનકે બરાબર જુદા, ઔર ઐસા ઉર્સ કરનેવાલે પર અપના ગુનાહ અલગ ઔર કવ્વાલોંકે બરાબર જુદા, ઔર સબ હાઝિરીનકે બરાબર અલાહિદહ. વજહ યે હે કે હાઝિરીનકો ઉર્સ કરનેવાલેને બુલાયા, ઉન્કે લિયે ઇસ ગુનાહકા સામાન ફેલાયા. ઔર કવ્વાલોંને ઉન્હેં સુનાયા. અગર વો સામાન ન કરતા. યેહ ઢોલ સારંગી ન સુનાતે તો હાઝિરીન ઇસ ગુનાહમેં ક્યું પડતે ? ઇસ લિયે ઇન સબકા ગુનાહ ઉન દોનોં પર હુવા. ફિર કવ્વાલોંકે ઇસ ગુનાહકા બાઇસ વો ઉર્સ કરનેવાલા હુવા. વો ન કરતા, ન બુલાતા તો યે કયુંકર આતે, બજાતે. લિહાઝા કવ્વાલોંકા ભી ગુનાહ ઉસ બુલાને વાલે પર હુવા.. (અહકામે શરીઅત જિલ્દ-૧ સફા-૩૩-૩૪)

**ખાન સાહબનો બીજો ફત્વો :--**

અર્ઝ (સવાલ) :- કિયા રિવાયત સહીહ હે કે હઝરત મહબુબે ઇલાહી રઝિયલ્લાહુ તઆલા અન્હુ કબર શરીફમેં નંગે સર ખડે હુયે ગાનેવાલોં પર લઅનત ફર્મા રહે થે ?

ઇર્શાદ (જવાબ) યેહ વાકિઅહ હઝરત ખ્વાજહ કુત્બુદ્દીન બખ્તયાર કાકી (રહ.) કા હે કે આપકે

મઝાર શરીફ પર મજલિસે સિમાઅમેં કવ્વાલી હો રહી થી. આજ કલ તો લોગોંને બહુત ઇખ્તેરાઅ (મન-ઘડત બાતોંકા ઇઝાફહ) કર લિયે હૈં. નાચ વગૈરહ ભી કરાતે હૈં. હાલાંકે ઉસવક્ત બારગાહોમેં મઝામીર ભી ન થે. હઝરત સય્યિદ ઇબ્રાહીમ એરજી (રહ.) જો હમારે પીરાના સિલસિલહમેંસે હૈં બાહર મજલિસે સિમાઅકે તશરીફ ફર્મા થે, એક સાહબ સાલિહીનસે આપકે પાસ આએ ઔર ગુઝારિશ કી, મજલિસમેં તશરીફ લે ચલ્યે. હઝરત સય્યિદ ઇબ્રાહીમ એરજી (રહ.)ને ફર્માયા તુમ જાનને વાલે હો. મુવાજહ અકદસમેં હાઝિર હો, અગર હઝરત (ખ્વાજહ કુત્બુદ્દીન બખ્તયાર કાકી (રહ.) રાઝી હો, મૈં અભી ચલતા હું. ઉન્હોંને મઝારે અકદસ પર મુરાકબહ કિયા, દેખા કે હુઝુર કબર શરીફમેં પરેશાન ખાતિર હૈં ઔર ઉન કવ્વાલોંકી તરફ ઇશારા કરકે ફર્માતે હૈં :- ઈં બદ બખ્તાં વક્તે મારા પરેશાન કૅદહ અન્દ. (ઇન બદ બખ્તોને મુજકો પરેશાન કર રખ્ખા હે.)

વો વાપસ આયે ઔર કબ્લ ઇસકે કે અર્ઝ કરે ફર્માયા. આપને દેખા ? (મલ્ફૂઝાત મવ. અહમદ રઝાખાન સાહબ હિસ્સા-૧ સફા-૯૦)

**એમના બીજા પેશ્વા મવ. મુહમ્મદ હકીમ હશમત અલી બરેલ્વી સાહબનો ફત્વો :-**

સવાલ :- મસ્તુરાતકો કબરોં પર જાના ઔર મર્દોકો સફર કરકે કબરોં પર જાના જૈસે પીરાને કલ્યર વ અજમેર વગૈરહ કૈસા હે....

જવાબ :- મગર ઇસ ઝમાનેમેં મસ્તુરાતકો ઝિયારતે કુબુરકે લિયે જાના મકરૂહ બલ્કે હરામ હે....

(આગળ મર્દો માટે લખે છે કે) મગર બેહતર યે હે કે ઝિયારતે પીરાને કલ્યર વ અજમૈર વગૈરહકુ બાદ મેલોંકે જાના ચાહયે કે મેલોંમેં બિદઆત વ ઉમૂરે નામશરૂઅહ અકસર હોતે હૈં ઔર આમ લોગ અપને નફસ પર ઉન્સે બચનેકા કાબુ નહીં રખતે ઔર અવ્લિયાએ કિરામકે દરબારમેં ગુનાહકા ઇરતિકાબ ઔર ઝિયાદહ સખ્ત.... (મજમઉલ મસાઇલ મવ. મુહમ્મદ હકીમ હશ્મત અલી બરેલ્વી સાહબ હિસ્સા-૧ સફા-૧૦૯-૧૧૦)

ઉર્સમાં નાજાઇઝ કવ્વાલી થાય છે. કબરનો તવાફ અને સિજદો કરાય છે. બુત્ખાના જેમ નારયલ વિગેરેના ચઢાવા ચઢાવાય છે. ઔરતો સારા કપડાં પહેરી બેપર્દગી અને બેહયાઇનો મુઝાહરો કરે છે. હદીસમાં છે 'લઅનલ્લાહુ-ન્નાઝિર વલ્મન્ઝૂર ઇલય્હી (ખુદાની લઅનત છે જોનાર ઉપર અને જેને જોવામાં આવે) એવો ઉર્સ કઇ રીતે જાઇઝ હોય શકે છે ? બલ્કે કત્અન હરામ છે.

અર્ઝ (સવાલ) :- હુઝુર અજમેર શરીફમેં ખ્વાજહ સાહબકે મઝાર પર ઔરતોંકો જાના જાઇઝ હે યા નહીં ?

ઇર્શાદ (જવાબ) :- 'ગુન્યહ' મેં હે યેહ ન પૂછો કે ઔરતોંકા મઝારાત પર જાના જાઇઝ હે યા નહીં બલ્કે યે પુછો કે ઉસ ઔરત પર કિસ કદર લઅનત હોતી હે અલ્લાહકી તરફસે ઔર કિસ કદર સાહિબે કબ્રકી જાનિબસે જિસ વક્ત વો ઘરસે ઇરાદહ કરતી હે લઅનત શુરૂઅ હો જાતી હે ઔર જબતક વાપસ આતી હે મલાઇકહ લઅનત કરતે હૈં. સિવાય રોઝએ અન્વરકે કિસી મઝાર પર જાનેકી ઇજાઝત નહીં. (મલ્ફુઝાત મવ. અહમદ રઝાખાન હિસ્સા-ર સફા-૧૧૬-૧૧૭)

**કબરને તઅઝીમી સજદો અને કવ્વાલી વિષે**

**મવ. અહમદ રઝાખાં સાહબનો ફત્વો**

**મસ્અલહ** :-- ક્યા ફરમાતે હૈં ઉલ્માએ દીન વ મુફતિયાને શરએ મતીન ઇસ મસ્અલેમેં કે બોસા દેના કબરે અવલિયાએ કિરામ ઔર તવાફ કરના ગિર્દ કબરકે ઔર સજદહ કરના તઅઝીમન અઝ રૂએ શરઅ શરીફ મુવાફિકે મઝહબે હન્ફી જાઇઝ હે યા નહીં ? બય્યિનુ બિલ કિતાબ વતૂજરૂ યવ્મલ હિસાબ.

**અલ્જવાબ :--** બિલા શુબહ ગૈરે કઅબહ મુઅઝઝમહકા તવાફ તઅઝીમી નાજાઇઝ હે ઔર ગૈરે ખુદાકો સિજદહ હમારી શરીઅતમેં હરામ હે ઔર બોસએ કબરમેં ઉલ્માકો ઇખ્તિલાફ હે ઔર અહવત મના હે. ખુસુસન મઝારાતે તય્યિબહ અવલિયાએ કિરામકે હમારે ઉલ્માને તસ્રીહ ફરમાઇ કે કમ અઝ કમ ચાર હાથકે ફાસ્લેસે ખળા હો. યેહી અદબ હે. ફિર તકબીલ (બોસહ) ક્યું કર મુતસવ્વર હે ?.. (અહકામે શરીઅત હિસ્સા-૩ સફા-૩-૪)

'અઝ ઝુબ્દતુઝ - ઝકિય્યહ લિતહરીમિ સુજૂદિ-ત્તહિય્યહ' કર્તા મવ. અહમદ રઝાખાં બરેલ્વીમાં છે કે :- સજદએ તઅઝીમી હરામ હે ઔર સુવ્વર ખાને ઔર શરાબ પીનેસે ભી બળા ગુનાહ હે. જિસ્કો કુર્આને અઝીમને કુફ્સે તઅબીર ફર્માયા ઔર રૂકુઅકી હદ તક ઝુકના ભી હરામ હે.' (અહસનુલ ફતાવા-૯)

અને રિસાલહ જવાહિરૂલ કુર્આન ફી અસ્રારિલ અરકાનમાં લખે છે કે :- વક્તે ઝિયારત દીવારે હુજરહ મુતહહરહકો મસ ન કરે. (હાથ ન લગાએ) ઉસ્સે ન ચિમટે. (બિલ્ગે) ગિર્દ રવ્ઝએ અન્વર તવાફ ન કરે. ઝમીન ન ચુમે. પીઠ મિસ્લે રૂકુઅ ન ઝુકાએ. તઅઝીમે રસુલુલ્લાહ (સલ.) ઉન્કી ઇતાઅતમેં હે. (સફા-૧૯૯) (અહસનુલ ફતાવા મુફતી મદ્રસા મઝહરે ઇસ્લામ બરેલી સફા-૯)

'અહસનુલ મસાઇલ' (કર્તા મવ. મુફતી સૈયદ મુહમ્મદ અફઝલ હુસેન સાહબ મુંગેરી)માં છે કે :- મહઝ ઇન મુન્કરાતે શરઇય્યહ (કબરકો બોસા દેના, ઝમીન ચૂમના, સજદા કરના, ઔરતોંકા આના, કબરોં પર ગાના બજાના, મઝામીર, ઢોલ સારંગીકે સાથ કવ્વાલી) કે ઇન્કાર પર ફરીકે સાનીકો વહાબી બતાના ઝુલ્મ બાલાએ ઝુલ્મ હે. તૌબહ લાઝિમ હે. બલ્કે તજદીદે ઇમાન ઔર તજદીદે નિકાહ કા ભી હુકમ હે. વલ્લાહુ તઆલા અ'લમ.

સય્યિદ મુહમ્મદ અફઝલ હુસૈન મુંગેરી ગુફિર લહુ

મુફતીએ દારૂલ ઉલુમ મઝહરે ઇસ્લામ બરેલી ૨૩ સફર સન ૭૪ હિજરી

અલ્જવાબુ સહીહુન (જવાબ સહીહ હે)

(૧) ફકીર મુસ્તફા રઝા કાદરી ગુફિરલહુ.

(૨) સનાઉલ્લાહ અલ્અ'ઝમી ગુફિર લહુ,ખાદિમુત્તલ્બહ મદ્રસા મઝહરે ઇસ્લામ બરેલી શરીફ.

(૩) ફકીર મુહમ્મદ અખ્લાક અહમદ,મુદર્રિસ મદ્રસા મઝહરે ઇસ્લામ બરેલી.

(૪) મુઇનુદ્દીન અ'ઝમી,મુદર્રિસ મઝહરે ઇસ્લામ બરેલી.

(૫) મુહમ્મદ રજબ અલી અલ્કાદરી.

(૬) ફકીર અબુ અહમદ સુન્ની રઝવી, મુદર્રિસ મદ્રસા મઝહરે ઇસ્લામ બરેલી શરીફ.

(૭) ફકીર અબુઝફર મુહિબ્બુર્રઝા મુહમ્મદ મહબુબ અલીખાં કાદરી, બરકાતી, રઝવી, લખ્નવી.

(૮) ફકીર મુઝફ્ફરપુરી, સદર મુદર્રિસ મદ્રસા મઝહરે ઇસ્લામ બરેલી.

(૯) મુહમ્મદ ઉર્ફે જહાંગીર,સદર મુદર્રિસ મદ્રસા રઝવિય્યહ મુકામ મછાસરહ (ગુજરાત)

(૧૦) મુહમ્મદ હબીબુલ્લાહ, મુફતી જામેઅહ નઇમિય્યહ મુરાદાબાદ.

(૧૧) ફકીર અબ્દુલ હફીઝ, મુફતીએ આગ્રા

(બ-હવાલએ 'અહસનુલ ફતાવા' મુફતી સૈયદ અફઝલ હુસૈન મુંગેરી, સફા-૧૨-૧૩-૧૪)

**એક નવી બિદઅત**

અમુક જગ્યાએ મસ્જિદમાં નમાઝ પછી ખાસ કરી જુમ્અહની નમાઝ બાદ બધા નમાઝીઓ ઉભા થઇ ઇજતિમાઇ તોર પર ખાસ તરઝથી ઝોર-ઝોરથી ઇલ્તિઝામન દુરૂદો, સલામ પઢે છે અને એ તરીકાને

અહલે સુન્નત હોવાની અલામત સમજાય છે. જેઓ એમની સાથે શામિલ થતા નથી તેમને અહલે સુન્નત સમજતા નથી. બદ અકીદા માને છે અને બુરા શબ્દોથી યાદ કરે છે.

દુરૂદો સલામ માટે પણ બીજી ઇબાદતોના જેમ અમુક ઉસુલો અને આદાબ છે તેની રિઆયત અને પાબંદી જરૂરી હોય છે. તેને છોડી પોતાના નફસ અનુસાર અમલમાં લેવું સવાબના બદલે અઝાબ બની શકે છે. દુરૂદો સલામ મોટી ફઝીલત ધરાવે છે, પણ નમાઝની શરૂઆતમાં તકબીરે તહરીમા 'અલ્લાહુ અકબર'ની જગ્યાએ દુરૂદ શરીફથી નમાઝની શરૂઆત કરી શકાય છે ? નહીં. હરગિઝ નહીં.

નમાઝમાં અલ્હમ્દુના બદલે, સુરતના બદલે, તશહહુદના બદલે, તકબીરાતે ઇન્તિકાલાતની જગ્યાએ, રૂકુઅ અને સજદાની તસ્બીહાતના બદલે દુરૂદ શરીફ પઢવાની ઇજાઝત છે ? નહીં. હરગિઝ નહીં.

બલ્કે પહેલા કઅદહમાં તશહહુદ પછી દુરૂદ શરીફ ભુલથી પઢાય જાય તો સજદએ સહવ લાગુ પડે છે. એવી જ રીતે સલાતો સલામ ઇન્ફિરાદન પોત-પોતે તન્હા તન્હા પઢાય છે. એના માટે ઇજતિમાઅનો એહતિમામ અને ઇલ્તિઝામ સાબિત નથી. આપ (સલ.)ના કૌલો અમલ અને સહાબા (રદી.), તાબેઇન, તબ્એ તાબેઇન, સલ્ફે સાલિહીન, ઇમામો, મુજતહિદો, મુહદ્દિસો, મશાઇખો (રહ.)થી નમાઝ પછી મસ્જિદમાં ઇજતિમાઇ તોર પર ઉભા રહી ઝોર-ઝોરથી સલાતો-સલામ પઢવાનો એક પણ દાખલો મળી શકતો નથી, જેથી એ તરીકો બિદઅત છે અને ઘણી ખરાબી ઉપર મુશ્તમિલ છે. માટે શર્અન એની ઇજાઝત હોય શકતી નથી. એને ઇજાદ કરનારા અને એના ઉપર અમલ અને ઇસ્રાર કરનારા અને દીન સમજનારા ખુદા અને તેના રસુલની નારાઝગી અને લઅનતના હકદાર થશે. (અઆઝનલ્લાહુ મિન્હા)

આપ (સલ.)નું ફર્માન છે કે :- જેણે હમારા દીનમાં કોઇ નવી વાત કાઢી જે તેમાં દાખિલ ન હતી તો તે મર્દુદ છે. (બુખારી શરીફ) અને ફર્માવ્યું કે જેણે એવો અમલ કર્યો જે વિષે હમારો હુકમ ન હતો તો તે મર્દુદ છે. (મુસ્લિમ શરીફ)

અને મશહુર સહાબી હઝરત હુઝૈફહ (રદી.)નું ફર્માન છે કે :- 'કુલ્લુ ઇબાદતિન લમ યતઅબ્બદહા અસ્હાબુ રસુલિલ્લાહિ (સલ.) ફલા તઅબ્બદુહા.'

અર્થાત :- જે પ્રકારની ઇબાદત સહાબા (રદી.) એ નહીં કરી તમો પણ તેને ઇબાદત નહીં સમજો અને નહીં કરો. બલ્કે સલફે સાલિહીનના તરીકા ઉપર મજબુતીથી કાઇમ રહો. (કિતાબુલ એઅતિસામ) અને હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.)નું ફરમાન છે. 'ઇત્તબિઉ આસારના વલા તબ્તદિઉ ફકદ કુફીતુમ.'

અર્થાત :- તમો હમારા (સહાબા)ના આસારની ઇત્તિબાઅ કરો. નવી-નવી ઇબાદતો ઇજાદ નહીં કરો. હિદાયત માટે સહાબા (રદી.)ની પૈરવી કાફી છે. (કિતાબુલ એઅતિસામ વિગેરે)

જુઓ ! ચાશતની નમાઝ ઇબાદત છે. હદીસ અને સહાબએ કિરામના અમલથી સાબિત છે અને એની ઘણી ફઝીલત આવી છે. પણ ઇન્ફિરાદી તોર પર (પોત-પોતે) ઘરમાં અથવા મસ્જિદમાં એકળ-બેકળ જઇ પઢવાના બદલે મસ્જિદમાં જમા થઇ ઝાહિરાત કરી પઢવાનો એહતેમામ જોઇ આપ (સલ.)ના જાંનિસાર અને મુત્તબિએ સુન્નત સહાબી હઝરત ઇબ્ને ઉમર (રદી.)એ બિદઅત હોવાનો હુકમ લગાડ્યો. (બુખારી શરીફ ભાગ-૧ પાનું-૨૩૮)

ઇમામ નવવી (રહ.) લખે છે કે હઝરત ઇબ્ને ઉમર (રદી.) એ ચાશતની નમાઝ બાબત બિદઅતનો ફત્વો આપ્યો છે તે મસ્જિદમાં ઝાહિરાત કરી પઢવાની સુરત છે. (શર્હે મુસ્લિમ ભાગ-૧ પાનું-૨૪૯)

અને જલીલુલ કદ્ર સહાબી હઝરત ઇબ્ને મસ્ઉદ (રદી.) ફર્માવે છે કે 'ઇનકાન વલા બુદ્દ ફી બુયુતિકુમ'

અર્થાત :- અગર તમારે નમાઝે ચાશત પઢવી જ છે તો પોતાના ઘરોમાં પઢો. (ફત્હુલ બારી શર્હે બુખારી ભાગ-૩ પાનું-૪૩)

હઝરત શહાબુદ્દીન શૈખ રૂમી (રહ.) ફર્માવે છે :- વયુસ્તહબ્બુ ત્તકબીરૂ ફી તરીકિલ મુસલ્લા.. લાકિન લા અલા હય્અતિલ ઇજતિમાઇ વલ ઇત્તિફાકિ ફિસ્સૌતિ વ મુરાઆતિલ અન્ગામિ ફઇન્ન ઝાલિક કુલ્લુહુ હરામુન, બલ યુકબ્બિરૂ કુલ્લુ વાહિદિન બિનફસિહી.

અર્થાત :- ઇદગાહ જતાં-આવતાં રસ્તામાં તકબીર 'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લાઇલાહ ઇલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ.' પઢવું મુસ્તહબ છે. પરંતુ જમાઅત બની આવાઝ મેળવી રાગણી સાથે જાઇઝ નથી. હરામ છે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૩૨ પાનું-૨૧૩)

ઇદોની રાત, શબ બરાત, રમઝાનના આખિરી અશરહ અને ઝિલ્હજના ૧૦ દિવસો અને રાતોની ઇબાદતોની પણ હદીસોમાં મોટી ફઝીલત વારિદ છે. પણ આપણા ફુકહા (રહ.) એ તસ્રીહ કરી છે કે મઝકુર રાતોમાં નવાફિલ વિગેરે પઢવા માટે મસ્જિદમાં જમા થવું મકરૂહ છે. (બહરૂ-ર્રાઇક ભાગ-૧ પાનું-૫૨)

એવી જ રીતે અલ્લામહ ઇબ્નુલ હાજ 'કિતાબુલ મુદખલ'માં લખે છે કે 'વઇન્નમા ઇજતિમાઉહુમ બિઝાલિક ફબિદઅતુન કમા તકદ્દમ.'

અર્થાત :- જુમ્અહના દિવસે સુરએ કહફ મસ્જિદમાં ઇજતિમાઅન પઢવું બિદઅત છે. (ઇન્ફિરાદન બિદઅત નથી. મોટા સવાબનું કામ છે.) (ભાગ-૧ પાનું-૮૧)

**મુહર્રમ અને તઅઝિયહદારી**

મુહદ્દિસ ઇબ્ને હજર મક્કી (રહ.) ફર્માવે કે :- ખબરદાર ! ખબરદાર ! (આશુરહના દિવસે) કોઇ અહલે સુન્નત, રવાફિઝ વિગેરેની બિદઅતમાં જેમ કે રડવા, આહો ઝારી કરવા, ગમ ઝાહિર કરવામાં મુબ્તલા નહીં થાય કારણ કે એ મુસલમાનોનો શેવો નથી. અગર એ જાઇઝ હોત તો જે દિવસે આપ (સલ.)ની વફાત થઇ તે દિવસ માતમ કરવાનો વધુ મુસ્તહક હતો અને 'મજાલિસુલ અબ્રાર'માં છે અને આશુરહના દિવસે ઇમામ હુસૈન ઇબ્ને અલી (રદી.)ની શહાદતના કારણે યૌમે માતમ મનાવવું જેમકે રવાફિઝ કરે છે એ તે ગુમ્રાહ લોકોનો તરીકો છે જેમની કોશિશ દુન્યામાં નકામી ગઇ અને તેઓ સમજતા રહ્યા કે અમો નેક કામ કરી રહ્યા છીએ. કારણ કે ખુદાપાકે અને તેના પય્ગમ્બરે અંબિયા (અલ.)ના મસાઇબ અને તેમની વફાતના દિવસોને માતમ તરીકે મનાવ્વાનો હુકમ નથી આપ્યો તો પય્ગમ્બરોથી નીચેના બુઝુર્ગોનું શું પૂછવું?

અને મુહદ્દિસ અલ્લામહ મુહમ્મદ તાહિર પટની (રહ.) લખે છે કે ઉલ્માએ ઇસ્લામ (રહ.)એ તસ્રીહ કરી છે કે દર વર્ષે સય્યિદિના હુસૈન (રદી.)નો જે માતમ કરવામાં આવે છે તે મકરૂહે તહરીમી છે. (મજમઉલ બિહાર ભાગ-૩ પાનું-૫૫૮)

અલ્લામહ હયાત સિંધી મુમ્મલ મદની (રહ.) (વફાત ૧૧૬૭) ફર્માવે છે કે રાફઝીઓની બુરાઇઓમાંથી એક એ છે કે તેઓ હઝરત ઇમામ હુસૈન (રદી.)ની કબ્રની છબી બનાવે છે અને તેને શણગારે છે અને ગલી કુચામાં લઇને ફરે છે અને યા હુસૈન ! યા હુસૈન ! પુકારે છે અને ઇસ્રાફ (ખર્ચ) કરે છે. આ દરેક બાબતો બિદઅત અને નાજાઇઝ છે. (અર્રદ્દુ ફિઝહરિર્ રફઝહ)

ગૌસે અ'ઝમ શૈખ અ. કાદિર જીલાની (રહ.) ફર્માવે છે :- અગર ઇમામ હુસૈન (રદી.)ના શહાદતના દિવસને માતમનો દિવસ ઠેરાવ્વું જાઇઝ હોત તો પીરનો દિવસ યૌમે માતમ હોવાનો વધુ હકદાર હોત કારણ કે એ દિવસે આપ (સલ.) અને હઝરત અબુબકર સિદ્દીક (રદી.) દુન્યાથી રહલત ફર્માવી ગયા. (ગુન્યતુ-ત્તાલિબીન ભાગ-૨ પાનું-૩૮)

**હઝરત શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.)નો ફત્વો :-**

'સવાઇકે મુહરકહ'માં છે કે અહલે સુન્નતનો તરીકો એ હોવો જોઇએ કે આશુરહના દિવસે ફિર્કએ રવાફિઝની ઇજાદ કરેલી બિદઅત જેમકે મર્સિયહ ખ્વાની અને માતમ તથા નૌહા વિગેરેથી બચતા રહે

કારણ કે આ કામો મુસલમાનોના નથી. નહીં તો માતમનો સર્વથી વધુ હકદાર હઝરત પય્ગમ્બર (સલ.)ની વફાતનો દિવસ હોત. (શર્હે સિફરૂ-સ્સઆદત પાનું-૫૪૩)

**હઝરત શાહ સૈયદ અહમદ બરેલ્વી (રહ.)નો ઇર્શાદ છે :-** માહે મુહર્રમમાં હઝરત હસ્નૈન (રદી.)ની મહબ્બતના ગુમાનમાં માતમદારી અને તઅઝિયહસાઝી રવાફિઝની તે બિદઅતમાંથી છે જે હિંદુસ્તાનમાં ફેલાઇ ગઇ છે. કબરો અને મકબરહ, અલમ તથા શુદ્દહ વિગેરેની નકલ કરવું પણ બુતસાઝી અને બુતપરસ્તી સમાન છે. (મજમુઅએ મલ્ફૂઝાત ઉર્ફે સીરાતે મુસ્તકીમ પાનું-૫૯)

**રઝાખાની અને બરેલ્વી ઉલ્મા પણ આ ખુરાફાતને નાજાઇઝ અને ગુનાહિત માને છે.**

**મવ. અહમદ રઝાખાન સાહબ બરેલ્વીના ફતાવા જુઓ અને સબક હાસિલ કરો.**

(૧) અલમ, તઅઝિયહ, બૈરક, મહેદી જિસ તરહ રાઈજ હે બિદઅત હે ઔર બિદઅતસે શૌકતે ઇસ્લામ નહીં હોતી, તઅઝિયહકો હાજતરવાં યઅની ઝરિયએ હાજત રવાઇ સમજના જહાલત પર જહાલત હે ઔર ઉસ્સે મન્નત માન્ના ઔર હિમાકત, ઔર ન કરનેકો બાઇસે નુકસાન ખ્યાલ કરના ઝનાના વહમ, મુસલમાનોંકો ઐસી હરકાતસે બાઝ આના ચાહિયે. વલ્લાહુ અઅલમ (રિસાલએ મુહર્રમ વ તઅઝિયહદારી સફા-૫૯)

(૨) સવાલ :- (૨) તઅઝિયહ બનાના સુન્નત હે જિસ્કા યે અકીદા હો યા કુર્આન શરીફકી કિસી આયત યા હદીસસે સનદ પકળે ઐસા શખ્સ ઉલ્માએ અહલે સુન્નત વલ જમાઅતકે નઝદીક ખારિજ અઝ ઇસ્લામ તો ન સમજા જાએગા ? ઉસ પર કુફ્રકા ઇત્લાક જાઇઝ હે યા નહીં ? ઔર યે કૈસે શુરૂઅ હુવા હે? અગર સામને આ જાએ તો બનઝરે તહકીર યા તઅઝીમસે દેખના ચાહિયે ?

અલ્જવાબ :- વોહ જાહિલ ખતાવાર, મુજરિમ હે. મગર ઉસે કાફિર ન કહેંગે. તઅઝિયહ આતા દેખકર એઅરાઝ રૂગરદાની કરે. ઉસ્કી જાનિબ દેખના હી ન ચાહિયે. ઉસ્કી ઇબ્તિદા સુના જાતા હે કે અમીરે તૈમુર બાદશાહ દેહલીકે વક્તસે હુઇ. (ઇરફાને શરીઅત જિલ્દ-૧ સફા-૧૫)

(૩) મુહર્રમ શરીફમેં મરસિયા ખ્વાનીમેં શિરકત જાઇઝ હે યા નહીં?

અલ્જવાબ :- નાજાઇઝ હે કે વો મનાહી (મના કી હુઇ ચીઝેં) વ મુન્કરાત (ખિલાફે શરઅ બાતોં) સે મમ્લૂ (પુર) હોતે હૈં. (ઇરફાને શરીઅત જિલ્દ-૧ સફા-૧૬)

(૪) અબકે તઅઝિયહદારી તરીકએ નામરઝિય્યહકા નામ હે. કત્અન બિદઅત વ નાજાઇઝ વ હરામ હે. (રિસાલએ તઅઝિયહદારી સફા-૩)

(૫) મુહર્રમમેં સિયાહ ઔર સબ્ઝ (હરે) કપળે અલામતે સોગ હે, ઔર સોગ હરામ હે. (અહકામે શરીઅત જિલ્દ-૧ સફા-૯૦)

(૬) સવાલ :- બારહ વફાત યઅની બારહ રબીઉલ અવ્વલમેં અગર ઔરતેં મિસ્સી, સુરમા લગાએં યા રંગ કર કપળા પેહન લેં તો કુછ હરજ નહીં ?

અલ્જવાબ :- કોઇ હરજ નહીં, બલ્કે અગર સોગકી નિય્યતસે છોળેં તો હરામ હે, ઇસી તરહ મુહર્રમ શરીફમેં, વલ્લાહુ તઆલા અઅલમ (ઇરફાને શરીઅત જિલ્દ-૧ સફા-૭)

(૭) સવાલ :- માહે મુહર્રમમેં કોઇ બિયાહ શાદી નહીં કરતે.

અલ જવાબ :- યે બાત સોગ હે ઔર સોગ હરામ હે. (અહકામે શરીઅત જિલ્દ-૧ સફા-૯૦)

**મૌલ્વી મુહમ્મદ મુસ્તફા રઝાખાન સાહબ બરેલ્વીનો ફત્વો**

તઅઝિયહ બનાના બિદઅત હે. ઇસ્સે શૌકત વ દબ્દબએ ઇસ્લામ નહીં હો શકતા. માલકા ઝાએઅ

કરના હે ઉસકે લિયે સખ્ત વઇદ આઇ હે. (રિસાલએ મુહર્રમ વ તઅઝિયહદારી સફા-૬૦)

**મૌલ્વી હકીમ મુહમ્મદ હશ્મત અલી સાહબ હનફી કાદરી બરેલ્વીનો ફત્વો**

અલ્જવાબ :- તઅઝિયહદારી જિસ તરહ રાઇજ હે મુતઅદ્દદ મઆસી (ના ફરમાની) વ મુન્કરાત (ખિલાફે શરઅ બાતોં) કા મજમુઆ ઔર ગુનાહ વ નાજાઇઝ વબિદઅતે શનીઅહ વ બાઇસે અઝાબે ઇલાહી, તરીકએ રવાફિઝ હે. ઉસે જાઇઝ ન કહેગા મગર બે ઇલ્મ, અહકામે શરઅસે નાવાકિફ, હુઝુરે અકદસ (સલ.) ફરમાતે હેં. :- કુલ્લુ બિદઅતિન ઝલાલહ, વ કુલ્લુ ઝલાલતિન ફિન્નાર. (દરેક બિદઅત ગુમ્રાહી છે અને દરેક ગુમ્રાહી દોઝખમાં લઇ જનાર છે) દુસ્રી હદીસમેં હે. 'શર્રૂલ ઉમુરિ મુહદસાતુહા વકુલ્લુ મુહદસતિન બિદઅહ, વકુલ્લુ બિદઅતિન ઝલાલહ કઝા ફિલ મિશ્કાત (અને બદતરીન (ખરાબમાં ખરાબ) નવા કામો કિંવા નવ ઇજાદ બિદઅતો છે અને દરેક બિદઅત ગુમ્રાહી છે)

પસ તઅઝિયહકા બનાનેવાલા, રખ્નેવાલા, ઉસ્મેં દામે, દિરમે, કદમે મદદ કરનેવાલા, ઉસ પર શીરીની ચળ્હાનેવાલા, ફાતિહા દેનેવાલા, સબ ગુનેહગાર, મુસ્તહીકે અઝાબે નાર કે યે સબ બાતેં બિદઅત વ ઇઆનત અલલ મઅસિયત હેં. ઔર વોહ હરામ, સખ્ત અઝાબકા બાઇસ, અલ્લાહ તઆલા ફરમાતાં હે. 'વલા તઆવનુ અલલ ઇસ્મિ વલ ઉદવાન' મુસલમાનોંકો ચાહિયે કે ઇસ બિદઅતે શનીઅહસે બમુજિબે હદીસ 'ઇય્યાકુમ વ મુહદસાતિલ ઉમૂર' બચેં ઔર દૂર રહેં. ઔર કિસી તરહ ઉસ્મેં શિરકત ન કરેં. (મજમઉલ મસાઇલ જિલ્દ-૧ સફા-૧૧૯)

**મૌલ્વી મુહમ્મદ ઇરફાન રઝાખાની સાહબનો ફત્વો :--**

તઅઝિયહ બનાના ઔર ઉસ પર ફુલહાર ચળ્હાના વગય્રહ વગય્રહ, યે સબ ઉમૂર નાજાઇઝ વ હરામ હેં. શરઇ-અખ્લાકી ઔર તમદ્દુની એઅતિબારસે સબસે ઝિયાદહ ફુઝુલ ઔર મુઝીર (નુકસાન દેહ) મુરવ્વજહ રસ્મી તઅઝિયહ સાઝી હે. જિસ્કે બાઇસ મુસલમાનોંકા લાખોં રૂપિયહ કાગઝ, બાંસકી શકલમેં તબ્દીલ હોકર ઝેરે ઝમીન દફન હો જાતા હે. તઅઝિયહ મુરવ્વજહ બનાના તઝયીએ માલ (માલકા ઝાઇઅ કરના) વ સુન્નતે રવાફિઝ હે. ઔર ઉસ્કા જાઇઝ જાનના અશદ્દે ગુનાહ હે. ઐસેકે પીછે નમાઝ મકરૂહે તહરીમી, વાજિબુલ ઇઆદહ (દુહરાના વાજિબ) હોતી હે....ઇસી તરહ મુસલમાનોંકા બહોતસા રૂપિયા ઢોલ તાશે - આરાઇશ વ ઝેબાઇશકી નઝર હો જાતા હે. ઔર બહોતસા રૂપિયહ મરસિયા ખ્વાનોંકી જૈબોંમેં પહુંચતા હે....બઅઝ સુન્નિયોંમે ભી રવાફિઝકી તરહ મુહર્રમ શરીફમેં સોગ મનાયા જાતા હે. ૧૦ યૌમ ચારપાઇયોં પર નહીં સોતે. નંગે સર, નંગે પૈર રેહતે હેં. સિયાહ માતમી લિબાસ યા સબ્ઝ રંગકે કપળે પહેનતે હેં. યા કમસે કમ સબ્ઝ ટોપી હી ઓળ્હ લેતે હેં. ગલેમેં કલાવા ડાલતે હેં. બચ્ચે સબ્ઝ રંગકે કપળે પહેના કર ફકીર બનાયે જાતે હેં. ઔરતેં ચુળિયાં તોળ ડાલતી હેં. પાન નહીં ખાતી. મિસ્સી વ સુરમા નહીં લગાતી. દસ મુહર્રમુલ હરામકો જબ તક કે તઅઝિયહ વાલે તઅઝિયહ દફન કરકે મસ્નૂઇ કરબલાસે વાપસ નહીં આતે, ખાના નહીં પકતા. ઇન સબ ઉમૂરકો ઇસ્લામસે કુછ વાસ્તા નહીં, સોગ હરામ હે... (ઇરફાને હિદાયત સફા ૯-૧૦)

**મવ. અબુલ ઉલા અમ્જદ અલી અ'ઝમી સુન્ની હન્ફી કાદરી રઝવીનો ફત્વો**

અલમ ઔર તઅઝિયહ બનાને, પૈક બન્ને, ઔર મુહર્રમમેં બચ્ચોંકો ફકીર બનાને ઔર બદ્ધી પેહનાને ઔર મરસિયહકી મજલિસ કરને ઔર તઅઝિયોં પર નિયાઝ દિલ્વાને વગય્રહ ખુરાફાત જો રવાફિઝ ઔર તઅઝિયહદાન લોગ કરતે હેં. ઉન્કી મન્નત સખ્ત જહાલત હે. (બહારે શરીઅત જિલ્દ-૯, સફા-૩૫)

**એમનો બીજો મુફસ્સલ ફત્વો**

મસ્અલહ :- તઅઝિયહદારી કે વાકિઆતે કરબલાકે સિલસિલેમેં તરહ તરહકે ધાંચે બનાતે ઔર ઉન્કુ

હઝરત સય્યિદિના ઇમામ હુસૈન (રદી.) કે રવ્ઝએ પાકકી શબીહ (તસ્વીર નકશહ) કેહતે હૈં. કહીં તખ્ત બનાયે જાતે હૈં. કહીં ઝરીહ (કબર) બન્તી હે. ઔર અલમ ઔર શદ્દે (નિશાની) નિકાલે જાતે હૈં. ઢોલ તાશે ઔર કિસમ-કિસમકે બાજે બજાએ જાતે હૈં. તઅઝિયોંકા બહુત ધુમ-ધામસે ગશ્ત હોતા હે. આગે પીછે હોનેમેં જાહિલિય્યતકે સે ઝઘડે હોતે હૈં. કભી દરખ્તકી શાખેં કાટી જાતી હૈં. કહીં ચબુતરે ખુદવાએ જાતે હૈં. તઅઝિયોંસે મન્નતેં માની જાતી હૈં. સોને ચાંદી કે અલમ ચઢાયે જાતે હૈં. હાર, ફુલ, નારયલ ચઢાયે જાતે હે. વહાં જુતે પહેનકર જાનેકો ગુનાહ જાનતે હૈં. બલ્કે ઇસ શિદ્દતસે મનઅ કરતે હૈં કે ગુનાહ પર ભી ઐસી મુમાનિઅત નહીં કરતે, છત્રી લગાનેકુ બહુત બુરા જાનતે હૈં. તઅઝિયોંકે અંદર દો મસ્નૂઇ કબરેં બનાતે હૈં. એક પર સબ્ઝ ગિલાફ ઔર દુસરી પર સુર્ખ ગિલાફ ડાલતે હૈં. સબ્ઝ ગિલાફવાલીકો હઝરત સય્યિદિના ઇમામ હસન (રદી.) કી કબર ઔર સુર્ખ ગિલાફવાલીકો હઝરત સય્યિદિના ઇમામ હુસૈન (રદી.) કી કબ્ર યા શબીહે કબ્ર બતાતે હૈં ઔર વહાં શરબત, માલીદહ વગયરહ પર ફાતિહા દિલ્વાતે હૈં. યે તસવ્વુર કરકે કે હઝરત ઇમામ આલી મકામકે રવ્ઝહ ઔર મુવાજહહ (રૂબરૂ) અકદસ પર ફાતિહા દિલા રહે હૈં. ફિર યે તઅઝિયે દસ્વીં તારીખકો મસ્નૂઇ કરબલામેં લે જાકર દફન કરતે હૈં. ગોયા યે જનાઝા થા જિસે દફન કર આએ, ફિર તીજહ, દસ્વાં, ચાલીસ્વાં, સબ કુછ કિયા જાતા હે ઔર હરેક ખુરાફાત પર મુશ્તમિલ હોતા હે. હઝરત કાસિમ (રદી.) કી મેંહદી નિકાલતે હૈં. ગોયા ઉન્કી શાદી હો રહી હે ઔર મેંહદી રચાઇ જાએગી. ઔર ઇસી તઅઝિયહદારીકે સિલસિલેમેં કોઇ પૈક (કાસિદ) બન્ના હે જિસ્કે કમરસે ઘુઘરૂ બંધે હોતે હૈં ગોયા યે હઝરત ઇમામ આલી મકામકા કાસિદ ઔર હરકારહ હે જો યહાંસે ખત લેકર ઇબ્ને ઝિયાદ યા યઝીદકે પાસ જાએગા ઔર વોહ હરકારોંકી તરહ ભાગા ફિરતા હે, કિસી બચ્ચેકો ફકીર બનાયા જાતા હે, ઉસ્કે ગલેમેં જોલી ડાલતે ઔર ઘર-ઘર ઉસ્સે ભીક મંગ્વાતે હૈં. કોઇ સક્કહ બનાયા જાતા હે. છોટીસી મશ્ક ઉસ્કે કંધેસે લટકતી હે.

ગોયા યે દરયએ ફુરાતસે પાની ભર લાએગા. કિસી અલમ પર મશ્ક લટકતી હે. ઔર ઉસ્મેં તીર લગા હોતા હે ગોયા કે યે હઝરત અબ્બાસ અલમ બરદાર હૈં કે ફુરાતસે પાની લા રહે હૈં ઔર યઝીદયોંને મશ્કકો તીરસે છેદ દિયા હે. ઇસી કિસમકી બહોતસી બાતેં કી જાતી હૈં. યે સબ લગ્વ વ ખુરાફાત હૈં. ઇન્સે હરગિઝ સય્યિદિના ઇમામ હુસૈન (રદી.) ખુશ નહીં. યેહ તુમ ખુદ ગૌર કરો કે ઉન્હોંને અહ્યાએ દીન વ સુન્નત (દીન ઔર સુન્નતકો ઝિંદા કરને) કે લિયે યે ઝબરદસ્ત કુર્બાનિયાં કીં ઔર તુમ્ને મઆઝલ્લાહ ઉસકો બિદઅતકા ઝરીઅહ બના લિયા, બઅઝ જગા ઇસી તઅઝિયહદારીકે સિલસિલેમેં બુરાક બનાયા જાતા હે જો અજબ કિસમકા મુજસ્સમહ હોતા હે કે કુછ હિસ્સા ઇન્સાની શકલકા હોતા હે ઔર કુછ હિસ્સા જાન્વરકા સા, શાયદ યે હઝરત ઇમામ આલી મકામકી સવારીકે લિયે એક જાનવર હોગા. કહીં દુલ્દુલ બન્ના હે. કહીં બળી કબરેં બન્તી હૈં. બઅઝ જગા આદમી, રીંછ, બંદર, લંગુર બન્તે હૈં ઔર કુદતે ફિરતે હૈં જિન્કો ઇસ્લામ તો ઇસ્લામ ! ઇન્સાની તહઝીબ ભી જાઇઝ નહીં રખતી. ઐસી બુરી હરકત ઇસ્લામ હરગિઝ જાઇઝ નહીં રખ્તા. અફસોસ ! મહબ્બતે અહલે બય્તે કિરામકા દઅવા ઔર ઐસી બેજા હરકતેં ? યે વાકિઅહ તુમ્હારે લિયે નસીહત થા ઔર તુમને ઇસકો ખેલ તમાશા બના લિયા. ઇસી સિલસિલેમેં નોહા (મુર્દે પર ચિલ્લા કર રોના) વ માતમ ભી હોતા હે. ઔર સીના કોબી હોતી હે. ઇત્ને ઝોર-ઝોરસે સીના કુટતે હૈં કે વરમ હો જાતા હે. સીના સુર્ખ હો જાતા હે બલ્કે બઅઝ જગહ ઝન્જીરોં ઔર છુરીયોંસે માતમ કરતે હૈં કે સીનેસે ખુન બેહને લગતા હે. તઅઝિયોંકે પાસ મર્સિયહ પઢા જાતા હે ઔર તઅઝિયહ જબ ગશ્તકો નિકલતા હે ઉસ વક્ત ભી ઉસ્કે આગે મર્સિયહ પઢા જાતા હે, મર્સિયહમેં ગલત વાકિઆત નઝમ કિયે જાતે હૈં. અહલે બય્તે કિરામકી બેહુરમતી ઔર બેસબ્રી ઔર જઝઅ-ફઝઅકા ઝિક્ર કિયા જાતા હે ઔર ચૂંકે અકસર મર્સિયહ રાફઝીયોં હી કે હૈં બઅઝમેં તબર્રા ભી હોતા હે, મગર ઉસ રસ્મેં સુન્ની ભી ઉસે બેતકલ્લુફ પઢ જાતે હૈં ઔર ઉન્હે ઇસકા ખ્યાલ ભી નહીં હોતા કે કિયા પઢ જાતે હૈં. યે સબ નાજાઇઝ ઔર ગુનાહકે કામ હૈં.

(બહારે શરીઅત હિસ્સા ૧૬ સફા-૨૪૭-૨૪૮)

ખુદાપાક દરેક બિદઅતોથી તમામ મુસલમાનોને બચ્વાની તૌફીક આપે. આમીન. વસલ્લલ્લાહુ અલા ખય્રિ ખલ્કિહી મુહમ્મદિવં વઆલિહી વઅસ્હાબિહી અજમઇન.

'મા નસીહત બજાએ ખુદ કરદૈમ, રોઝગારે દરીં બસર કરદૈમ.

ગર નબાયદ બગોશ રગ્બતે કસ, બ રસુલાં બલાગ બાશદો બસ'

અર્થાત : હમો એક ઝમાના સુધી પોતાની રીતે નસીહત કરતા આવ્યા છીએ. અગર હજૂ પણ કોઇ સાંભળવા તૈયાર ન હોય તો હમારી ફર્ઝ માત્ર એટલી જ છે કે ખુદા-રસુલનો પૈગામ પહોંચાડી આપીએ.

વસ્સલામુ અલય્કુમ વ અલા મનિત્તબઅલ હુદા, વલ્તઝમ મુતાબઅતલ મુસ્તફા અલય્હી વઆલિહી અસ્સલાતુ વત્તસ્લીમાતુલ ઉલા.

આપ (બધા વાંચકો) પર સલામ અને તે લોકો ઉપર જેઓએ હિદાયત ઇખ્તિયાર કરી અને આપ (સલ.)ની મુતાબઅત (પૈરવી)ને લાઝિમ કરી લીધી. આમીન, બિહુરમતિ સય્યિદિલ મુરસલીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નબીના હાડકા વિષે ખુલાસો

(૧૨૦૮) સવાલ :- એક રિસાલામાં જનાબ ઇમામ હસન ખાલિસ અસ્કરી (રહ.)ના અહેવાલમાં લખ્યું છે કે જ્યારે સુર્રમન્રાયમાં દુષ્કાળ પડ્યો અને ખલીફાના હુકમથી વરસાદની દુઆ મુસલમાનોએ માંગી તો પણ વરસાદ ન વરસ્યો અને કોઇ નસ્રાની રાહિબે ત્યાર પછી દુઆ માંગી તો વરસાદ પડ્યો, કારણકે તેના હાથમાં કોઇ નબી મદફૂનનું હાડકું હતું. હવે શંકા પૈદા થાય છે કે શું ખરેખર નબીનું જ હાડકું હતું કે બીજા કોઇ ઇન્સાનનું ? આ રાહિબને એ હાડકું ક્યાંથી મળ્યું ? અને ખરેખર એ નબીનું હાડકું છે તે કેવી રીતે સાબિત થયું ? એવા ઇશ્કાલો થઇ રહ્યા છે. તો આપ ખુલાસાથી વર્ણવશો.

જવાબ :- હદીસથી સાબિત છે કે અંબિયા (અલ.) પોતાની કબરોમાં હયાત છે. નમાઝ પઢે છે. રિઝક પણ તેમને અપાય છે. ખુદાપાકે ઝમીન ઉપર અંબિયા (અલ.)ના બદન મુબારકને ખાવું હરામ કરી દીધું છે. (મિશ્કાત શરીફ પાનું-૧૨૧)

માટે મઝકુર બાબત સહીહ માની શકાય નહીં. અગર સનદ સહીહ અને રિવાયત મોઅતબર સાબિત થઇ જાય તો એનો મત્લબ એ થઇ શકે છે કે કોઇ નબીની વફાત પહેલાં આંગળી વિગેરે કપાઇ ગઇ હોય અને કોઇની પાસે મહફૂઝ હોય, જેમ કે આપ (સલ.)ના વાળ મુબારક અને નાખુન મુબારક વફાત પહેલાં શરીરથી અલગ થયેલા આજે પણ લોકો પાસે મહફૂઝ છે. એ સિવાય બીજી કોઇ તાવીલ સમજમાં આવતી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખાવા-પીવામાં પરહેઝ કરવું તવક્કુલના ખિલાફ નથી ?

(૧૨૦૯) સવાલ :- ખાવા-પીવામાં પરહેઝ કરવું, કોઇ ચીઝ ખાવી, કોઇ ચીઝથી બચવું, કોઇને નફા કારક, કોઇને નુકસાન કારક સમજવું તવક્કુલના ખિલાફ છે કે નહીં ? મુદલ્લલ જવાબ આપશો.

જવાબ :- નફો, નુકસાન ખુદાના તરફથી છે. ચીઝોમાં નફો, નુકસાન, શિફા અને બીમારીની તાસીર ખુદાએ રાખી છે, તેના હુકમ વગર કોઇ વસ્તુ ન તો ફાયદો કરી શકે છે, ન તો નુકસાન, આવી માન્યતા સાથે અનુભવ અનુસાર અમુક ચીઝો નહી ખાવી, પરહેઝ કરવું તવક્કુલના ખિલાફ નથી. ઉમ્મે મુન્ઝિર સહાબિય્યહ (રદી.)નું બયાન છે કે અમારે ત્યાં આપ (સલ.) તશ્રીફ લાવ્યા, સાથે હઝરત અલી (રદી.) પણ હતા. ખજૂરનો એક ઝુમખો લટકેલો હતો, તેમાંથી આપ (સલ.) ખાવા લાગ્યા. સાથે હઝરત અલી પણ ખાવા લાગ્યા તો આપ (સલ.) એ તેમને રોક્યા કે તમો હમણાં બીમારીમાંથી ઉઠ્યા છો. કમ્ઝોર છો. તમારી

તબીઅત બરદાશ્ત કરી સકશે નહીં તો હઝરત અલી (રદી.) ખાવાથી અટકી ગયા પછી અમે ચુકંદર અને જવના આટાની કાંજી બનાવી આપી તો આપ (સલ.) એ હઝરત અલી (રદી.)ને કહ્યું કે એમાંથી ખાવ,એ તમારી તબીઅતના મુવાફિક છે. (તિરમિઝી શરીફ ભાગ-૨ પાનું-૨૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કલિમએ તય્યિબહ સિત્તર હઝાર વખત પઢવાથી મગ્ફિરત થાય છે**

(૧૨૧૦) સવાલ :- તબ્લીગવાળાઓ બયાન કરે છે કે 'કલિમએ તય્યિબહ લાઇલાહ ઇલ્લલ્લાહ' સિત્તેર હઝાર વખત પઢી મય્યિતને બખ્શે તો તેની મગ્ફિરત થઇ જાય છે પરંતુ તેઓ હવાલો આપતા નથી તો શું એની કાંઇ અસ્લિયત છે ?

જવાબ :- હાં, એની અસ્લિયત છે. હઝરત શૈખ ઇબ્ને અરબી (રહ.) મહાન બુઝુર્ગ હતા, આપનું ફર્માન છે કે રિવાયતમાં છે કે 'મન કાલ લાઇલાહ ઇલ્લલ્લાહુ સબ્ઇન અલ્ફન ગુફિર લહુ વમન કીલ લહુ ગુફિર લહુ અય્ઝન'

અર્થાત :- જે કોઇ 'લાઇલાહ ઇલ્લલ્લાહ' સિત્તેર હઝાર વખત પઢે તેની મગ્ફિરત થઇ જાય છે અને જેના માટે પઢી બખ્શવામાં આવે છે તેની પણ મગ્ફિરત થઇ જાય છે. મઝકૂર હદીસ સહીહ હોવાની ખાત્રી મને ત્યારે થઇ કે એક દઅવતમાં મારી સાથે એક માણસ શામિલ હતા જે મશ્હુર હતા કે એમનો કશ્ફ સહીહ હોય છે. તેઓ ખાતા-ખાતા એકાએક રડવા લાગ્યા. કારણ પુછતાં તેમણે બતાવ્યું કે મારી માંને અઝાબમાં જોઇ રહ્યો છું.હઝરત શૈખ ઇબ્ને અરબી (રહ.) ફર્માવે છે કે મેં સિત્તેર હઝાર વખતે 'લાઇલાહ ઇલ્લલ્લાહ' પઢેલું તે તેમની માંને મારા દિલથી બખ્શી આપ્યું તો તે હસ્તા થઇ ગયા, કારણ પુછવા પર બતાવ્યું કે મારી માંને જન્નતમાં જોઇ રહ્યો છું. આ બનાવથી મને હદીસ સહીહ હોવાની અને પેલા માણસનો કશ્ફ ખરો હોવાની ખાત્રી થઇ ગઇ. (મિરકાત શર્હે મિશ્કાત મકતબએ ઇમ્દાદિય્યહ મુલ્તાન-ભાગ-૩ પાનું-૯૮-૯૯) (મઝાહિરે હક ભાગ-૧ પાનું-૩૭૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ચિલ્લાની અસ્લિયત અને તાસીર**

(૧૨૧૧) સવાલ :- તબ્લીગવાળા ભાઇઓ એક ચિલ્લા (૪૦ દિવસ) માટે જમાઅતમાં નિકળવા વિષે ઘણો ભાર આપે છે તો શું એની કોઇ અસ્લિયત છે ? હોય તો જણાવવા મહેરબાની કરશો.

જવાબ :- ચાલીસ (૪૦) દિવસના અમલની ઘણી બરકત અને તાસીર છે. ૪૦ દિવસના લગાતાર અમલનો રૂહ અને બાતિન પર સારો અસર મુરત્તબ થાય છે. હઝરત મુસા (અલ.)ને ૪૦ દિવસના એઅતિકાફ પછી તવ્રૈત મળી હતી અને આપ (સલ.)ને ૪૦ દિવસની ખિલ્વત પછી નુબુવ્વત અતા કરવામાં આવી હતી. એટલા માટે સુફિયાને કિરામની ખાન્કાહોમાં ચિલ્લાના અમલનો એહતિમામ છે. એ તરીકો બેઅસલ નથી. આપ (સલ.)નું ફર્માન છે. મન સલ્લા લિલ્લાહિ અર્બઇન યવ્મન ફી જમાઅતિન યુદરિકુ-ત્તકબીરતલ ઉલા કુતિબ લહુ બરાઅતાનિ, બરાઅતુમ મિનન્નારિ વ બરાઅતુમ મિનન્નિફાક.

અર્થાત :- જેણે માત્ર ખુદા માટે ૪૦ દિવસ (એક ચિલ્લુ) નમાઝ બાજમાઅત તકબીરે ઉલા સાથે પઢી તો તેના માટે બે પરવાના લખી આપવામાં આવશે. એક જહન્નમથી નજાતનો અને એક નિફાક (મુનાફિક પણાં)થી મહફૂઝ હોવાનો. (તિરમિઝી શરીફ) (મિશ્કાત-૧૦૨)

ચાલીસ દિવસની મુદ્દતમાં નુત્ફો ખુન બને છે અને બીજા ૪૦ દિવસની મુદતમાં ગોશ્તનો લોથળો બને છે. હઝરત ઉમરે ફારૂકના ઝમાનામાં એક માણસ એક ઔરત ઉપર આશિક થઇ ગયો અને તેની મહબ્બતમાં દીવાનો બની ગયો. ઔરત ઘણી પાકબાઝ હતી. તેણીએ કહેવ્ડાવ્યું કે ૪૦ દિવસ સુધી હઝરતે ઉમરે ફારૂક (રદી.)ની પાછળ તકબીરે ઉલાની સાથે બાજમાઅત નમાઝ અદા કર. પછી ફેસ્લો થશે. તેણે બતાવેલી રીતે ૪૦ દિવસ નમાઝ પઢી તો કાયા બદલાઇ ગઇ. ઇશ્કની બીમારીથી નજાત હાસિલ કરી લીધી. હઝરત ઉમર (રદી.)ને મઝકુર બનાવની જાણ થઇ તો ફર્માવ્યું, 'સદકલ્લાહુ વ રસૂલુહુ.'

**ઇન્નસ્સલાત તન્હા અનિલ ફહશાઇ વલ્મુન્કર.**

અર્થાત :- ખુદા અને તેના રસુલે સાચું ફર્માવ્યું કે નમાઝ (સહીહ રીતે પઢવામાં આવે તો) બે હયાઇ અને બુરાઇની વાતોથી રોકે છે. (કુર્આન શરીફ પારો-૨૧ સુરએ અન્કબુત) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગેર આલિમનું વઅઝ કરવું

(૧૨૧૨) સવાલ :- જેઓ મૌલ્વી નથી. કુર્આનો હદીસ અને ફિકહ વિગેરેનો ઇલ્મ મુઅતબર ઉલ્માની ખિદમતમાં રહી હાસિલ કર્યો નથી. તેઓ આલિમના જેમ વઅઝ કરે છે એનો શું હુકમ છે ? દલીલ અને તફસીલથી સમજાવશો.

જવાબ :- તઝકીર અને વઅઝ ગોઇ દીનનો અઝીમુશશાન રૂકન છે. કુર્આનો હદીસની રોશ્નીમાં અમલમાં લાવી શકાય છે. જે કુર્આનો-તફસીર અને હદીસના ઇલ્મનો માહિતગાર ન હોય તે એ અઝીમ મન્સબનો અહલ હોતો નથી. આપ (સલ.)નું ફર્માન છે :- ઇઝા વુસ્સિદલ અમ્રૂ ઇલા ગય્રિ અહલિહી ફન્તઝિરિ-સ્સાઅહ.'

અર્થાત :- જ્યારે કામો નાઅહલ લોકોથી લેવામાં આવશે તો સમજી લો કે કિયામત કરીબ છે. (સહીહ બુખારી)

'દુર્રે મુખ્તાર'માં છે કે વઅઝો નસીહત માટે મિમ્બર અને તખત ઉપર બિરાજમાન થવું તો અંબિયા અને રસુલો (અલ.)નો મન્સબ છે. (તેમના પછી વારિસુલ અંબિયાનો મન્સબ છે.) ભાગ-૪ પાનું-૩૭૨)

જે મઝકુર અઝીમ મન્સબનો અહલ નથી. કિંવા આલિમ, કુર્આન, તફસીર અને હદીસના ઇલ્મનો માહિતગાર નથી તે એના લાયક નથી. બલ્કે ખતરનાક છે.

'નીમ હકીમ ખત્રએ જાન, નીમ મુલ્લાં ખત્રએ ઇમાન.' મુસલ્લમ છે.

હઝરત ગવ્સે અ'ઝમ (રહ.) ફર્માવે છે :--

અર્થાત :- તારા ઉપર અફસોસ છે. સમજદાર બન. પોતાની જહાલત લઇ હુકમાએ ઉમ્મત વાઇઝીનની સફમાં નહીં આવ. તુ મદ્રસાથી નિકળવાની સાથે મિમ્બર અને તખત ઉપર ચઢી બેઠો. (ઇલ્મ હાસિલ કરી બુઝુર્ગાને દીનની સોહબતમાં રહી અનુભવ હાસિલ કર.) પછી વાઇઝ બન. (ફત્હે રબ્બાની મજલિસ ૫૯ પાનું-૪૩૮)

અને ફર્માવે છે :- તુ પોતે આંધળો છે તો લોકોનો ઇલાજ કઇ રીતે કરશે ? તુ ગુંગો છે, તો લોકોને તઅલીમ કેવી રીતે આપશે ? **તું જાહિલ છે તો દીનને કઇ રીતે દુરૂસ્ત કરી શકસે ?** (ફત્હે રબ્બાની મજલિસ ૬૧ પાનું-૪૭૮)

'ફતાવા આલમગીરી'માં છે :--

અર્થાત :- **વઅઝ કહેવાનો મન્સબ પાંચ વસ્તુનો મોહતાજ છે. તે પૈકી એક ઇલ્મે દીન છે.**

જે આલિમ ન હોય. અરબી, ફારસીનો ઇલ્મ બાકાએદહ હાસિલ કર્યો ન હોય. તફસીરે કુર્આન અને તેના ઉસુલો, ઇલ્મે હદીસ અને તેના ઉસુલો, ફિકહ અને તેના કવાઇદ અને ઝવાબિતથી વાકિફ ન હોય તે વઅઝ કહેવાનો અહલ નથી. **(ફતાવા આલમગીરી ભાગ-૫ પાનું-૩૫૩)**

અને શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.)નું બયાન છે કે :- 'ફત્તઝકીરૂ રૂકનુન અઝીમુન...'

અર્થાત :- નસ્સે કુર્આનીથી જણાય છે કે તઝકીર અને વઅઝ કહેવું દીનમાં રૂકને અઝીમ (અઝીમુશશાન રૂકન) છે. વાઇઝ (વઅઝ કહેનાર) માટે જરૂરી છે કે તે મુકલ્લફ કિંવા મુસલમાન આકિલ, બાલિગ અને

આદિલ મુત્તકી હોય અને સિહાહ સિત્તહ (બુખારી, મુસ્લિમ, અબુદાવુદ, તરિમિઝી, નસઇ, ઇબ્ને માજહ) વિગેરે હદીસની કિતાબોનો ઇલ્મ ઉસ્તાદે કામિલથી હાસિલ કર્યો હોય તેના મઅના મુરાદ અને હદીસે સહીહ, ઝઇફને ઓળખી શકતો હોય.

એવી જ રીતે કુર્આનની તફસીરનો ઇલ્મ આયાતે મુશ્કિલાતની તવ્જીહ અને તાવીલનો ઇલ્મ ધરાવતો હોય અને હાઝિરીનને સલ્ફે સાલેહીનની તફસીરના ઇલ્મો તેમના ફહમના મુતાબિક બયાન કરતો હોય અને બાવજાહત અને ઝીશાન હોય કે જેથી હાઝિરીન ઉપર સારો અસર પડે અને મઝહબી પેશ્વા તરીકે મનાય. નહીં તો તેના બયાનને દિલ કબુલ કરશે નહીં. જો કે હક વાત કહેતો હોય. શિફાઉલ અલીલ ફસલ ૧૦ પાનું ૧૩૮ થી ૧૪૦)

અને હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાનવી (રહ.) ફર્માવે છે કે :-

જેઓની તઅલીમો-તરબિયત હોતી નથી અને દીનના મુક્તદા કિંવા મઝહબી પેશ્વા બની જાય છે તેમના અખ્લાક ઘણાં ખરાબ હોય છે. (ફખ્ર, તકબ્બુર, વિગેરે) એનું કારણ એ છે કે તેઓ નાના હોવા પહેલાં મોટા બની જાય છે. (કિંવા તાલિબે ઇલ્મ બન્વા પહેલાં આલિમનો મન્સબ લઇ લે છે) કોઇએ ખુબ કહ્યું છે :-

'અય બેખબર બકોશ કે સાહિબે ખબર શવી'
'તા રાહ બી ન બાશી કે રાહબર શવી !'
'દર મક્તબે હકાઇક પેશે અદીબે ઇશ્ક.'
'હાં, અય પિસર બકોશ કે રોઝે પિદર શવી.'

એટલે બેટો બન્વા પહેલાં બાપ બની જવું. (તાલિબે ઇલ્મ બન્વા પહેલાં આલિમ બની જવું) ઘણી ખરાબી ઉત્પન્ન કરનારૂં છે. (અર્રફીક ફી સવાઇત્તરીક પાનું-૧૮)

અને ફર્માવ્યું કે મદ્રસાનો સફીર અગર આલિમ ન હોય તો તેને વઅઝ કહેવાથી મના કરી દેવું જોઇએ. માત્ર ચંદાની તરગીબ મહદૂદ શબ્દોમાં વાંધાકારક નથી પણ ગૈરઆલિમ વઅઝ કરે નહીં એમાં અમુક મફાસિદ (ખરાબીઓ) છે. એક ખરાબી તો એ છે કે એનાથી હદીસની મુખાલિફત લાઝિમ આવે છે. આપ (સલ.)નું ફર્માન છે કે દરેક કામ તેના અહલને સોંપવામાં આવે. હદીસના શબ્દો આ છે 'ઇઝા વુસ્સિદલ અમ્રૂ ઇલા ગય્રિ અહલિહી ફન્તઝિરિ-સ્સાઅહ.'

અર્થાત :- જ્યારે કામ નાઅહલ લોકોને સોંપવામાં આવે તો કિયામતનો ઇન્તિઝાર કર. જાણે કે નાઅહલને કામ સોંપ્વું એટલું ખરાબ છે કે એ કિયામતની અલામતોમાંથી છે અને ઝાહિર છે કે ગૈર આલિમ (જે આલિમ ન હોય) વઅઝ કરવાનો અહલ નથી. એ મહાન મન્સબ ફક્ત ઉલ્માએ કામિલીનનો છે, જેથી ગૈર આલિમને વઅઝ કહેવાની હરગિઝ ઇજાઝત આપવામાં આવે નહીં. (અત્તબ્લીગ વઅઝ અલ્હુદા વલ્મગ્ફિરહ પાનું-૪૨)

હકીમુલ ઉમ્મત હઝરત મવ. થાનવી (રહ.) પોતાની તફસીર બયાનુલ કુર્આનમાં ફર્માવે છે :- ઔર ઇલ્મકી શર્ત હોનેસે મઅલુમ હો ગયા હોગા કે આજકલ જો અકસર જાહિલ યા કમ્જાહિલ વઅઝ કેહતે ફિરતે હેં ઔર બેધળક રિવાયાત વ અહકામ બિલા તહકીક બયાન કરતે હેં સખ્ત ગુનેહગાર હોતે હેં ઔર સામિઇન (સુનને વાલે) કો ભી ઉન્કા વઅઝ સુનના જાઇઝ નહીં. (બયાનુલ કુર્આન ભાગ-૨ પાનું-૪૭ સુરએ આલે ઇમ્રાન પારો-૪)

એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.) ફર્માવે છે કે :-

અર્થાત :-- જ્યાં સુધી લોકોની સામે ઉલ્માએ કામિલીનનો ઇલ્મ રહેશે તેઓ દીનમાં તરક્કી કરતા રહેશે અને જ્યારે જાહિલો અને નાકિસો (અધુરા)નો ઇલ્મ શરૂ થશે તો બરબાદ થઇ જશે. (જામિઉ બયાનિલ

ઇલ્મ ભાગ-૧, પાનું-૧૫૯)

હઝરત ઇમામ માલિક (રહ.) ફર્માવે છે કે :- એક દિવસે હઝરત ઇમામ રબીઅહ (રહ.)ને બહુ રડવું આવ્યું, કારણ પૂછવામાં આવ્યું તો કહ્યું કે હું જોઇ રહ્યો છું કે દીનની વાતો કમ ઇલ્મ લોકોને પૂછવામાં આવે છે અને એ જ ગુમ્રાહીની નિશાની છે. (અલ્એઅતેસામ ભાગ-ર પાનું-૧૪૯)

સારાંશ કે જે કાંઇ દીની કામો અને ખિદમત કરવામાં આવે ઉસુલે શરઇય્યહના માતહત રહીને કરવામાં આવે. ઉસૂલને મજરૂહ કરી કરવામાં આવે તો તો તેમાં ખરાબી સિવાય કાંઇ નથી.

હઝરત મવ. ગંગોહી (રહ.)નું ફર્માન છે કે :- નાઅહલને મદ્રસાનું (તેમજ વઅઝ ગોઇનું) કામ સોંપવું ખિયાનત છે. એમ કરવાથી કિંવા નાઅહલને મદ્રસાના મોહતમિમ અને ટ્રસ્ટી બનાવવામાં અમને પૂછ થશે. અસલ મકસુદ ખુદાની રઝા છે. મદ્રસો મકસૂદ નથી. જેટલું કામ થાય ઉસુલે સહીહહના તાબેઅ રહીને થાય, શરઇ હુદૂદની માતહત રહીને થાય. મકસૂદ ખુદાની રઝા છે. મુસલમાનોના દરેક કામનો મસકદ ખુદાની રઝા હોવી જોઇએ અને તેની ખુશ્નૂદી, મદ્રસો રહે યા ન રહે. મદ્રસાની મુલ્કમાં બદનામી થાય કે નેકનામી, ચંદો બંધ થાય યા જારી રહે. છોકરા વધે યા ઘટે, કાંઇ પણ થાય ઉસુલે સહીહહના તાબેઅ રહેવું જોઇએ. (મલ્ફુઝાત મવ. થાનવી (રહ.) ભાગ-૫ પાનું-૪ર૪ મલ્ફૂઝ નંબર ૭૩૮)

## ગૈર આલિમના વઅઝ વિષે ખુલાસો

(૧ર૧૩) સવાલ :- હયાતના ગયા અંકમાં આપનો ફત્વો 'ગૈર આલિમનું વઅઝ કરવું' શિર્ષક હેઠળ શાઇઅ થયો છે તેને પઢવાની સઆદત હાસિલ થઇ અને ખુદાવંદના ફઝલથી તેનાથી ફાયદો પણ હાસિલ થયો પરંતુ હાલ આપથી એક-બે વાતો પૂછવા માંગુ છું.

આજકાલ અલ્લાહ તઆલાના ફઝલથી તબ્લીગી કામ ઘણું જ ફેલાઇ ગયું છે અને એ કામથી ઘણા લોકોની ઝિંદગીઓ પણ બદલાઇ ગઇ છે, અને તેઓને આખિરતની ફિક્ર પૈદા થઇ છે. તદઉપરાંત પોતાની ઇસ્લાહની ગર્ઝથી વખતો વખત જમાઅતમાં નિકળે છે. જમાઅતના કાર્યકર્તાઓ માટે ઉલ્માએ કિરામે છ નંબરો મુરત્તબ કર્યા છે અને દરેકને એ હિદાયત હોય છે કે તેઓ આઇ છ નંબરોના દાઇરામાં જ રહી દીની દઅવત આપે, પણ દઅવત આપવા માટે કાંઇ વાત કરવી જ પડે છે. જેથી કાર્યકર્તાઓ આ જ છ નંબરોની હદમાં રહી અવામને દીની રગ્બત આપવા અને ફરાઇઝની પાબંદી તેમજ આખિરતની ફિકર પૈદા કરવા માટે કાંઇક વાતો કરે તો એની ઇજાઝત છે કે નહીં ? ખુલાસો કરશો.

તેમજ અમુક લોકો જમાઅતના કામને સારી નઝરથી જોતા નથી અને જમાઅતના કામ પર એઅતેરાઝ કરે છે. જેથી ખુલાસાવાર જવાબ માહનામા હયાતમાં શાઇઅ કરવા વિનંતી કરૂં છું.

જવાબ :- ગૈર આલિમનું વઅઝ કરવું મના છે. પણ તબ્લીગ જેમાં છ નંબરોની દઅવત અવામને પહોંચાડવા અને સમજાવ્વામાં આવે છે. એ દરેક વાકિફ મુસલમાન કરી શકે છે. એના માટે આલિમ હોવું જરૂરી નથી. આમ લોકોના એઅતેરાઝ કે 'તબ્લીગ ઉલ્માનું કામ છે. જાહિલોનું કામ તબ્લીગ કરવાનું નથી' ના જવાબમાં શૈખુલ હદીસ હઝરત મવ. ઝકરિયા સાહબ (નવ્વરલ્લાહુ મર્કદહુ) લખે છે કે :- યે એઅતેરાઝ દર અસલ 'તબ્લીગ' વ 'વઅઝ' મેં ફર્ક ન કરનેકી વજહસે પૈદા હોતા હે. વઅઝ દર હકીકત સિર્ફ આલિમોંકા કામ હે. જાહિલોંકો વઅઝ કેહના જાઇઝ નહીં. ઇસ્કે લિયે આલિમ હોના બહુત જરૂરી હે. તાકે જો કુછ કેહ રહા હે વો શરીઅતકે મુવાફિક હો. કોઇ ચીઝ ઇસ્મેં કુર્આનો હદીસકે ખિલાફ ન કહી જા સકે. ઔર તબ્લીગ જિસ્કે મઅના સિર્ફ પયામ પહોંચા દેનેકે હેં. કોઇ પયામ કિસીકે હાથ ભેજ દેનેકે વાસ્તે ઉસ્કા આલિમ હોના બિલ્કુલ જરૂરી નહીં હે. નિઝામુદ્દીનકી તબ્લીગી જમાઅત પર યે ઇશ્કાલ બિલ્કુલ નહીં વારિદ હોતા. ઇસ લિયે કે ઉન્કી તબ્લીગમેં સિર્ફ છે નંબર મુતઅય્યનહ બતાયે જાતે હેં. ઉન્હી કી મશ્ક કરાઇ જાતી હે ઔર ઉન્હીકો પયામકે તોર પર લે જાકર શહર દર શહર, મુલ્ક દર મુલ્ક ભેજા જાતા હે. ઉન્કે ઉસુલમેં યે

ભી હે કે છે નંબરોકે સાથ સાત્વાં નંબર યે હે કે ઇન છે (૬) ઉમુરકે અલાવહ કિસી દુસ્રી ચીઝમેં મશ્ગુલ ન હોં. (જમાઅતે તબ્લીગ પર એઅતેરાઝાતકે જવાબાત સફા-૨૭-૨૮)

તબ્લીગના કાર્ય કરનારાઓની બુરાઇ કરવી, મુખાલિફત કરવી, તેમને ઝલીલ કરવા કત્અન નાજાઇઝ અને હરામ છે અને નફસે તબ્લીગ તથા દીનને નુકસાન પહોંચાડવા સમાન છે. અલ્બત્ત તેઓ કોઇ શરઇ ગલ્તી કરતા હોય તો જેમ આપણે આપણા ભાઇને નસીહત કરીએ છીએ એવી જ રીતે ઇસ્લાહના મકસદે એમને પણ નસીહત કરી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મદ્રસાના ઉસ્તાદો અને તબ્લીગ

(૧૨૧૪) સવાલ :- હમારા મદ્રસામાં ૧૫૦ બાળકો તઅલીમ લે છે. પઢાવનાર મૌલ્વી સાહબો ત્રણ છે. દરેકના ક્લાસમાં ૫૦ બાળકો હોય છે. મદ્રસાનો ટાઇમ સવારે ૬-૦૦ થી ૮-૦૦ અને સાંજે ૫-૦૦ થી ૮-૦૦ સુધીનો છે. શનિવારે મદ્રસો ૮-૦૦ થી ૧-૦૦ સુધી અને રવિવારે રજા રહે છે. દરેક ઉસ્તાદને વર્ષમાં ત્રણ વીકની કેજ્યુઅલ રજા ચાલુ પગારે અપાય છે. એ ઉપરાંત એક સોમવારે એક ઉસ્તાદને તો બીજા સોમવારે બીજા ઉસ્તાદને તબ્લીગી ઇજતિમાઅમાં જવાની ચાલુ પગારે કાયમ રજા અપાય છે. તદઉપરાંત દરેક ઉસ્તાદ એક પછી એક વર્ષમાં ૪૦ દિવસ માટે તબ્લીગમાં જાય છે તો તેમના ક્લાસના બાળકોને બીજા ઉસ્તાદો સંભાળી લે છે તો આવા સંજોગોમાં ઘણા તઅલીમી દિવસો બાળકોના હિતમાં બગડે છે અને અહીંના ઇસાઇ માહોલમાં બાળકોને દીની તઅલીમની ખાસ જરૂરત છે. મઝકુર હાલતમાં તબ્લીગી જમાઅતમાં જવું ઉસ્તાદો માટે યોગ્ય છે કે નહીં ? ખુલાસાથી જણાવશો.

જવાબ :- જ્યારે ઉસ્તાદો મદ્રસા કમિટી સાથેના કૌલો કરાર અનુસાર કામ કરી રહ્યા છે તો યોગ્ય કહેવાશે. બાળકોની તઅલીમ જેમ તબ્લીગી કામ પણ બહું મહત્વનું છે. એનાથી મોટી ઉમરના માણસોમાં દીની વાતાવરણ જન્મે છે. દીની અહકામ શિખ્વા અને પોતાની ઇસ્લાહ અને નમાઝ વિગેરે ઇબાદતો સુન્નત અનુસાર પઢવાની તૌફીક મળે છે. ખુદાનો ડર, આખિરતની ચિંતા, ખુદા રસુલની મહબ્બતમાં વધારો થાય છે. આપને ત્યાંનો માહોલ બાળકો માટે ખતરનાક છે તો જવાનો અને મોટી ઉમરના માણસોના હકમાં ઓછો ખતરનાક નથી. માં-બાપ દીનદાર હશે તો ઔલાદને દીનદાર બનાવ્વાની ફિકર કરશે, તેમને દીનનો ઇલ્મ અપાવશે અને મસ્જિદ-મદ્રસા આબાદ રહેશે.

જેવી રીતે આલિમો (ઉસ્તાદો) ઉપર બાળકોની તઅલીમની જવાબદારી છે તેવી જ રીતે તબ્લીગી કામની પણ જવાબદારી તેમની ઉપર છે. એટલે બન્નેવ કામો એમને સંભાળવાના છે.

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)ની પસંદ કરેલી કિતાબ 'બહજતુન્નુફુસ'ના તર્જુમામાં છે. નીઝ તબ્લીગકા ખાસ એહતેમામ કરના ચાહિયે કે અમ્ર બિલ મઅરૂફ ઔર નહ્ય અનિલ મુન્કરસે યેહી મુરાદ હે. કિસ કદર અફસોસકા મકામ હે કે ખવાસ (ઉલ્માએ કિરામ)ને સિર્ફ દર્સો તદરીસ પર કનાઅત કર લી હે. આમ્મએ મુસ્લિમીનકો અમ્રો નહ્ય કરનેસે પહેલુ તહી કી જાતી હે. હાલાંકે હઝરાતે અંબિયા (અલ.)કા જિન્કે યે વારિસ હેં અસલ વઝીફા અમ્રો નહીં ઔર તબ્લીગ હી થા.....'

હઝરત ઇમામ ગઝાલી (રહ.)નું ફર્માન છે :- યાદ રાખો કે આ યુગમાં ઘરમાં રહેનાર દરેક માણસ તઅલીમ, તબ્લીગ, રૂશ્દો હિદાયત અને નેકીના કામો અંગે લોકોને તૈયાર કરવામાં સુસ્ત હોવાના કારણે ગુનેહગાર છે કારણ કે શેહરોમાં મોટા ભાગે લોકો નમાઝની જરૂરી શર્તો અને અહકામથી પણ નાવાકિફ છે તો દીહાતોની શી હાલત હશે ? માટે આલિમ પોતાના ફર્ઝે ઐન અને જવાબદારીના કામોથી ફારિગ થઇ આજુબાજુમાં વસ્તા મુસલમાનો પાસે જઇ દીનની વાતો સિખ્વે અને શરઇ અહકામથી વાકિફ કરે. એક આલિમ પહોંચી જશે તો બીજા માણસોના માથેથી જવાબદારી ઉતરી જશે. નહીં તો આલિમ, ગૈર આલિમ બધાના સિરે વબાલ રહેશે.

આલિમના ઉપર તો એટલા માટે કે તેમણે બહાર નિકળી નાવાકિફોને દીનની તઅલીમ નહીં આપી અને ગૈર આલિમ ઉપર એટલા માટે કે દીન સિખ્વામાં સુસ્તી અને બેદરકારી બતાવી. આમ લોકો જેઓ નમાઝની શર્તો જાણે છે તેમના માટે જરૂરી છે કે નાવાકિફોને સિખ્વે. નહીં તો તેઓ પણ ગુનેહગાર થશે. સૌ કોઇ જાણે છે કે માણસ શરીઅતનો આલિમ બની પૈદા થતો નથી. તબ્લીગ ઇલ્મવાળા ઉપર વાજિબ છે. જેણે નમાઝનો એક મસ્અલો પણ સિખ્યો છે તેના માટે જરૂરી છે કે બીજાને સિખ્વે. એમાં શંકા નથી કે ઇલ્મવાળાઓ વધુ ગુનેહગાર બનશે. કારણ કે તેઓ જાણકાર છે. નાવાકિફોને સિખવ્વા મોટા ભાગે તેમને ફુરસત હોય છે. તેઓ આ ખિદમતને સારી રીતે બજાવી શકે છે. આલિમની શાન અને તેનું કાર્ય જ એ છે કે જે કંઇ તેને આપ (સલ.)થી પહોંચ્યું હોય તેને બીજા સુધી પહોંચાડે કારણ કે આલિમો જ નબિયોના વારસદારો છે. (અહયાઉલ ઉલુમ ભાગ-૨ પાનું-૩૩૬)

વળી ઉલ્મા વગરની તબ્લીગની બુન્યાદ કમ્ઝોર હોય છે. માટે ઉલ્માની રેહબરીની ખાસ જરૂરત છે. ઉલ્મા સાથ ન આપશે અને એમની રેહબરીથી જમાઅત મહરૂમ રહેશે તો શૈતાનને બગાડ પૈદા કરવાનો આસાનીથી મૌકો મળી જશે. આપ (સલ.)નું ફર્માન વાજિબુલ ઇઝઆન છે. ફકીહુન વાહિદુન અશદદુ અલશ્શયતાનિ મિન અલ્ફિ આબિદિન.

એક ફકીહ આલિમ શૈતાન ઉપર એક હઝાર આબિદોથી વધુ ભારી છે. કિંવા શૈતાન એક હઝાર આબિદોથી એટલો ગભ્રાતો નથી જેટલો એક ફકીહ આલિમથી ગભ્રાય છે, કારણ કે ફકીહ આલિમ તેના હથકંડા અને દાવપેચથી સારી રીતે વાકિફ હોય છે.

બેશક ! ઉસ્તાદોની ગૈરહાજરીના ઝમાનામાં તઅલીમના દિવસો બગડશે. તઅલીમમાં ખલલ આવશે એને દૂર કરવાની ફિકર ઉસ્તાદો અને કમિટી બન્નેવને હોવી જરૂરી છે. દીની સંસ્થા તબ્લીગી કામની ઝિમ્મેદારીમાંથી મુક્ત રહી શકે નહીં. માટે બેહતર એ છે કે એક ઉસ્તાદનો વધારો કરવામાં આવે. જેઓ તબ્લીગમાં જનાર ઉસ્તાદનો કલાસ સંભાળી લે. બાળકોની સંખ્યા વધારે છે તેમાં પણ મદદ મળશે અને તઅલીમ સારી થશે. મદ્રસાની ઇમારતમાં પુષ્કળ પૈસા ખર્ચ કરવામાં આવે છે હાલાંકે મકસૂદ ઇમારત નથી. મકસૂદ તઅલીમ છે. તો પછી એક ઉસ્તાદ વધારવામાં ઢીલ થવી જોઇએ નહીં.

શૈખુલ ઇસ્લામ હઝરત મૌલાના મદની (રહ.) લખે છે કે કેટલાક સભ્યોને મુદર્રિસોના પગાર ચાલુ રાખવા અંગે વાંધા અને શંકાઓ છે. મુસલમાનોની શૈક્ષણિક સંસ્થાઓ માત્ર શૈક્ષણિક સેવાઓ અર્થે સ્થાપવામાં આવી નથી. બલ્કે મુસલમાનોની મઝહબી અને દીની તથા બીજી જરૂરી સેવાઓનો પણ તેમની ફર્ઝોમાં સમાવેશ થાય છે. એ જ કારણે રૂમ અને રૂસના યુદ્ધ વખતે હઝરત નાનોત્વીએ પ્રયાસો કર્યા અને એક ભવ્ય કહી શકાય એવી સંખ્યામાં ચંદો એકત્ર કરીને તુર્કીને મોકલ્યો. તે સમયમાં દારૂલ ઉલુમ દેવબંદમાં શિક્ષણનું કાર્ય બંધ રહ્યું અને પગારો આપવામાં આવ્યા. શુદ્ધિ અને સંગઠન વિગેરે નહુસતોના યુગમાં મલકાના રાજપુતો વિગેરેના વિસ્તારમાં મુદર્રિસો અને ઉલ્માઓના પ્રતિનિધિ મંડળો મોકલવામાં આવ્યા. અને તેમના પગારો ચાલુ રાખવામાં આવ્યા. આવા સમયમાં કાર્ય કરનારા અને ભાગ લેનારા એ જ મુદર્રિસો અને ઉલમાઓ હતા અને હોઇ શકે છે. જો તેમના કુટુંબની સાર-સંભાળ નહીં લેવાય તો ખરેખર ઇસ્લામ અને મુસલમાનો માટે તે અત્યંત નુકસાનકારક અને સમસ્યાઓના પ્રતિકાર સમાન થઇ પડશે. મઝહબી જલ્સાઓ અને મઝહબી મુનાઝિરાના જલ્સાઓ વિગેરેમાં ઉલ્માઓ અને મુદર્રિસોનું શરીક થવું. શૈક્ષણિક સેવાઓને (તે સમય પુરતી) અટકાવવી માત્ર આજથી નહીં બલ્કે અસ્લાફે કિરામના ભુતકાળના સમયથી ચાલી આવે છે, એટલે જે લોકો પણ તેમાં ભાગ લઇ રહ્યા છે તે કોઇ ઇસ્લામી ઇદારાના હેતુઓ સિવાય કોઇ બીજા હેતુમાં ભાગ લઇ રહ્યા નથી. (મકતુબાએ શૈખુલ ઇસ્લામ ભાગ-૧ પાનું-૩૫૨-૩૫૬ મકતુબ નંબર--૧૨૬.)

ઉપરોક્ત મઝમુન ખાસ ધ્યાનથી વાંચવા વિનંતી છે. ખાસ કરી મદ્રસાના મુહતમિમ હઝરાત તઅલીમની હિફાઝતના સાથે ઉસ્તાદોને તબ્લીગી જમાઅતમાં ભાગ લેવાનો ઇન્તિઝામ કરી આપશે.

બિઅબ્નિહી તઆલા. ફક્ત બુદ્ધપાક વધુ જાણનાર છે.

## દાઢીના વાજિબ હોવા વિષે સ્પષ્ટ ખુલાસો અને નોકરી તથા સારા પગાર અર્થે દાઢી મુંડાવવું કેવું ?

(૧૨૧૫) સવાલ : આજકાલ કુવૈત, બહરેન વિગેરે દેશોમાં જવા માટે દાઢી મુંડાવવાની શર્ત રાખવામાં આવે છે. દાઢી વાળાને મઝકુર દેશોમાં જવા માટે પરવાનગી મળતી નથી. તે જ પ્રમાણે ત્યાં પહોંચ્યા પછી પણ દાઢી વાળાને નોકરી મળતી નથી. અગર મળે છે તો સારા પગારની નોકરી મળતી નથી. બલ્કે હલકા પગારની મળે છે તો પૂછેલી સુરતમાં નોકરી મેળવવા માટે અથવા સારા પગારની નોકરી મેળવવા માટે દાઢી મુંડાવવું અથવા કપાવી નાની ફ્રેન્ચ કટ દાઢી રખાવવું કેવું છે ? ખુલાસાવાર જણાવવા આભારી થશો.

જવાબ : મર્દોએ દાઢી રાખવું વાજિબ છે. એની મિકદાર એક મુઠ્ઠ છે. તમામ અંબિયા (અલૈ.)ની મુત્તફિકહ, મુસ્તમિર્રહ સુન્નત છે. ઇસ્લામી અને કૌમી શિઆર છે. શરાફત અને બુઝુર્ગીની અલામત છે. નાના મોટામાં ફર્ક કરનાર છે. એનાથી સુરતે મર્દોના મુકમ્મલ અને નુરાની થાય છે. હુઝુર (સલ.)ના દાઇમી અમલ છે અને આપ એને ફિત્રતથી તઅબીર ફર્માવ્યું છે અને પોતાની ઉમ્મતને દાઢી રાખવાનો તાકીદી હુકમ ફર્માવ્યો છે. જેથી દાઢી મુંડાવવું હરામ અને કબીરો ગુનાહ છે. એના ઉપર ઉમ્મતનો ઇજમાઅ છે.

હદીસમાં છે હઝરત આઇશહ સિદ્દીકહ (રદી.) હુઝુરે અકરમ (સલ.)નો ઇર્શાદ નકલ ફર્માવે છે કે 'અશ્રુમ મિનલ ફિત્રતિ કસ્સુશ શારિબી વઇઅફાઉલ લિહયતિ....'

અર્થાત : દસ ચીઝો ફિત્રતના કામોમાંથી છે. (૧) મુંછોને તરાશવું (કાપવું) (૨) દાઢી રાખવું (૩) મિસ્વાક કરવું (૪) નાકમાં પાણી નાખી સફાઇ કરવું (૫) નખ કાપવું (૬) બદનના જોળ (સાંધા)ને ધોવું (૭) બગલના વાળ ઉખાડવું (૮) નાફની નીચેના બાલ મુંડવું (૯) પાણીથી ઇસ્તિન્જા કરવું. હદીસના રાવી દસમી વસ્તુ ભુલી ગયા. ફર્માવે છે શક્ય છે કે તે કુલ્લી કરવું હોય (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૧૨૯ કિતાબુત્તહારત)

બીજી હદીસમાં છે કે નબીએ કરીમ (સલ.) એ ફર્માવ્યું મુશ્રિકીનની મુખાલિફત કરો. મુછો નાની કરો અને દાઢીઓ વધારો અને એક રિવાયતમાં છે કે મુંછોની કમર તોડી નાખો (કિંવા નાની કરો) અને દાઢીને માફ રાખો (કિંવા એને ન કાપો) (મિશ્કાત શરીફ પાનું ૩૮૦)

અને એક બીજી હદીસમાં છે, 'અઇફુલ લુહા' (દાઢી લટકાવો)

મઝકૂર હદીસોમાં હુઝુરે અકરમ (સલ.) અમરના સેગા સાથે દાઢી રાખવાનો હુકમ ફર્માવી રહ્યા છે અને 'અમર' હકીકતમાં વુજૂબ માટે હોય છે. તદઉપરાંત દાઢી મુંડાવવામાં યહુદી, ગૈર મુસ્લિમો, ઔરતો અને મુખન્નસો (હિજડા) સાથે મુશાબહત લાઝિમ આવે છે જેનું નાજાઇઝ અને હરામ હોવું હદીસોથી સાબિત છે.

એક હદીસમાં છે હઝરત ઇબ્ને ઉમર (રદી.) રિવાયત કરે છે કે અલ્લાહ લઅનત ફર્માવે છે તે મર્દો ઉપર જેઓ (દાઢી મુંડાવી, ઔરતોનો લિબાસ પહેરી) ઔરતોની મુશાબહત ઇખ્તિયાર કરે છે અને તે ઔરતો ઉપર જે મર્દોની મુશાબહત ઇખ્તિયાર કરે છે (મિશ્કાત શરીફ પાનું ૩૮૦)

અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે 'અલ્લાહના રસુલ (સલ.) એ લઅનત ફર્માવી છે તે મર્દો ઉપર જે મુખન્નસ (હીજડા) બને છે અને એવી રીતે તે ઔરતો ઉપર (જે મર્દોની મુશાબહત ઇખ્તિયાર કરે છે) અને ફર્માવ્યું તમો એમને પોતાના ઘરોથી કાઢી મુકો (મિશ્કાત શરીફ પાનું ૩૮૦)'

'માલા બુદ્દ મિન્હુ'માં છે :- મર્દ રા તશબ્બુહ બઝનાં, વ ઝન રા તશબ્બુહ બમર્દાં, વ મુસ્લિમ રા તશબ્બુહ બકુફ્ફાર વફુસ્સાક હરામસ્ત, (કિંવા મર્દએ ઔરતની મુશાબહત ઇખ્તિયાર કરવું અને ઔરતે

મર્દની મુશાબહત ઇખ્તિયાર કરવું અને મુસલમાને કાફિર અને ફાસિકની મુશાબહત ઇખ્તિયાર કરવું હરામ છે. (પાનું-૧૩૧) મુશાબહત તો નેક અને સુલ્હાની ઇખ્તિયાર કરવા લાયક છે.

એક અરબી શાઇર કહે છે :-

'ફતશબ્બહુ ઇન લમ તકૂનૂ મિસ્લહુમ-ઇન્નત્તશબ્બુહ બિલ કિરામિ ફલાહુ' એટલે સુલ્હાની મુશાબહત ઇખ્તિયાર કરો. ભલે તમો તેમના જેવા ન હોય. પણ દર હકીકત સુલ્હાની મુશાબહત ઇખ્તિયાર કરવામાં (તેમના જેવા અમલો, ચાલ-ઢાલ અને લિબાસ ઇખ્તિયાર કરવામાં) દીન અને દુન્યા બન્નેવની ફલાહ અને ભલાઇ શામિલ છે.

તદઉપરાંત દાઢી મર્દ માટે વકાર અને ઝીનતની ચીઝ છે 'તકમિલહ બહરૂર્રાઇક'માં છે 'લિઅન્નલ લિહયત ફી અવાનિહા જમાલુન' (બેશક ! દાઢી પોતાના સમયમાં જમાલ છે) (ભાગ—૮ પાનું-૩૩૧)

આસ્માનો પર મલાઇકહની તસ્બીહ છે :- 'સુબ્હાન મન ઝય્યન-ર્રિજાલ બિલ્લુહા વન્નિસાઅ બિઝ્ઝવાઇબ' (પાક છે તે ઝાત જેણે મર્દોને દાઢીથી અને ઔરતોને ચોટીઓથી ઝીનત બખ્શી) (તકમિલહ બહરૂર્રાઇક ભાગ-૮ પાનું-૩૩૧) (શમ્સુદદુહા ફી ઇઅફાઇલ્લુહા- પાનું-૧૩)

મુફસ્સિરીને કિરામ અને ઉલ્માએ ઇઝામે 'વલઆમુરન્નહુમ ફલયુગય્યિરૂન્ન ખલ્કલ્લાહ'ની તફસીરમાં લખ્યું છે કે દાઢી મુંડાવ્વું પણ તગ્યીરે ખલ્કુલ્લાહ છે કિંવા અલ્લાહની બનાવેલ શકલો-સુરતને બગાડવું છે. (બયાનુલ કુર્આન પાનું-૧૫૯ હાશિયહ તર્જુમએ શૈખુલ હિંદ પાનું-૧૨૭) (તફસીરે હક્કાની ભાગ-૩ પાનું-૨૨૯ પારો-૫ સુરએ નિસાઅ) અને બિલ ઇત્તિફાક ખુદાની બનાવેલ સુરતને બદલવું હરામ છે. શૈતાને લઇને એ કહ્યું હતું કે 'વલઆમુરન્નહુમ ફલયુગય્યિરૂન્ન ખલ્કલ્લાહ' કિંવા હું ખુદાના બંદાઓને હુકમ આપીશ કે તે ખુદાની બનાવેલી સુરતોને બગાડે. જણાય છે કે જે લોકો દાઢી મુંડાવી પોતાની ફિત્રી સુરતને બગાડે છે તેઓ શૈતાને લઇનના હુકમની તઅમીલ અને એની મરઝી મુજબના કામ કરે છે અને જે લોકો શૈતાન મર્દૂદના ફર્માંબરદાર છે તેઓ ઘણા જ ખસારામાં છે. ખુદાવંદી ફર્માન છે :- વમંય યત્તખિઝિશ્શય્તાન વલિય્યમ મિન દૂનિલ્લાહિ ફકદ ખસિર ખુસ્રાનમ મુબીના'

'તફસીરે રૂહુલ બયાન'માં છે કે 'હલ્કુલ લિહયતિ કબીહુન બલ મુસ્લતુન વ હરામુન....' અર્થાત :- દાડી મુંડાવ્વું કબીહ છે બલ્કે મુસ્લહ છે અને હરામ છે. જેવી રીતે ઔરત અગર પોતાના માથાના વાળ મુંડાવે તો એ મુસ્લહ છે જે મમ્નૂઅ છે અને એનાથી ઔરતની ઝીનત ખતમ થઇ જાય છે. એ જ પ્રમાણે મર્દ અગર દાઢી મુંડાવે તો એ પણ મુસ્લહ છે અને તેનાથી મર્દાના શાન ખતમ થઇ જાય છે. ફુકહાએ કિરામ (રહ.) ફર્માવે છે કે દાઢી પોતાના સમયમાં જમાલ છે અને એને મુંડાવવું ઝીનતને બિલ્કુલ ખતમ કરી દેવું છે અને મલાઇકહની તસ્બીહ છે 'સુબ્હાન મન....' (કે પાક છે તે ઝાત જેણે મર્દોને દાઢીઓથી ઝીનત બખ્શી અને ઔરતોને લટો અને ચોટીઓથી) (રૂહુલ બયાન પાનું-૨૨૨ 'વઇઝિબ્તલા ઇબ્રાહીમ રબ્બુહૂ બિકલિમાતિન ફઅતમ્મહુન્ન'ની તફસીરમાં)

'હિદાયહ'માં છે 'લિઅન્ન હલ્ક-શ્શઅરિ ફી હકકિહા મુસ્લતુન કહલ્કિલ લિહયતિ ફી હકકિ-ર્રિજાલ' (ઔરતનું માથાના વાળ કાપવું મુસ્લહ છે જેવી રીતે મર્દનું દાઢી મુંડાવ્વું મુસ્લહ છે. (હિદાયહ ભાગ-૧ પાનું-૨૩૫ બાબુલ એહરામ કિતાબુલ હજ) (જવ્હરએ નય્યિરહ ભાગ-૧ પાનું-૧૬૭ કિતાબુલ હજ)

દાઢી મુંડાવ્વું કૌમે લુતની હલાકતના સબબોમાંથી એક સબબ છે. 'દુર્રે મન્સૂર'માં છે કે 'કૌમે લુત દસ ખરાબ કામોને લઇ હલાક કરવામાં આવી તે પૈકી એક દાઢી મુંડાવ્વું પણ છે. (દુર્રે મન્સુર ભાગ-૪ પાનું-૩૨૪)

જ્યારે કિસ્રાના બે કાસિદ જેઓએ દાઢી મુંડાવેલી અને મુંછો વધારેલી હતી. હઝરત રસૂલે મકબૂલ (સલ.)ના દરબારમાં હાઝિર થયા તો આપ (સલ.)ને એમની સુરતથી ઘણી જ નફરત થઇ. પૂછ્યું આવી

સુરત બનાવ્વાનો તમને કોણે હુકમ આપ્યો છે ? કહેવા લાગ્યા હમારા રબ કિસ્રાએ, આપ (સલ.)એ ફર્માવ્યું, 'લાકિન અમરની રબ્બી અન ઉહફિય શારિબી વઉઅફિય લિહયતી' (પરંતુ મારા રબે તો મને દાઢી વધારવાનો અને મુંછો નાની કરવાનો હુકમ આપ્યો છે. (તબ્કાતે ઇબ્ને સઅદ ભાગ-૧ બહવાલા દાઢીનો વુજૂબ પાનું-૮ કર્તા હઝરત શૈખુલ હદીસ મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ (નવ્વરલ્લાહુ મરકદહુ)

મોટી ઇબ્રતનો મકામ છે કે હુઝુરે અકરમ (સલ.) એ જૂયારે કાફિરને આવી હાલતમાં જોયા તો નફરતનો ઇઝહાર કર્યો અને હમો હુઝુર (સલ.)ના નામ લેવા થઇને આ બુરી હરકત કરીએ તો હુઝુર (સલ.)ને એનાથી કેટલી તકલીફ થતી હશે?ખુદ અંદાઝો લગાવી લો. મરવા પછી કબરમાં સૌથી પ્રથમ સય્યિદુલ કવ્નૈન (સલ.)ની ઝિયારત થશે,કેટલી માયુસી અને પછતાવાનો વખત હશે.અગર ખુદા ન ખ્વાસ્તહ તે ઝાતે અકદસ (સલ.) જેમનાથી સિફારિશોની ઉમ્મીદો છે પહેલી જ ઘડીમાં આવા ખિલાફે સુન્નત અને મકરૂહ ચહેરા અને સુરતને જોઇ મોં ફેરવી લેશે તો શું થશે ? (દાઢીનો વુજુબ પાનું-૯)

રૂવય્ફઅ બિન સાબિત (રદી.)થી મરવી છે કે હુઝુરે કરીમ (સલ.) એ એમને ફર્માવ્યું મારા પછી કરીબ છે કે તારી ઝિંદગી લાંબી થાય. લોકોને ખબર આપજો કે જે માણસ પોતાની દાઢીમાં ગાંઠ લગાવે અને દાઢી ચઢાવે અથવા તાંતનો કલાદો નાખે અથવા ગોબર અને હાડકાથી ઇસ્તિન્જો કરે તો મુહમ્મદ (સલ.) એનાથી બરી છે (મિશ્કાત પાનું-૪૨-૪૩)

જ્યારે દાઢી લટકાવ્વાની જગ્યાએ ચઢાવ્વા ઉપર આ વઇદ છે તો મુંડાવ્વા અને શરઇ મિકદાર (મુઠ્ઠી)થી ઓછી કરનાર માટે શું વઇદ હશે ? સારાંશકે દાઢી રાખવું વાજિબ છે, મુંડાવ્વુ હરામ છે અને દાઢીની મસ્નુન મિકદાર એક મુશ્ત છે. હુઝુરે અકરમ (સલ.)ની દાઢી મુબારક પણ એક મુશ્ત બલ્કે કંઇક બધુ જ સાબિત છે. હદીસમાં આવે છે કે આપ (સલ.) એમાં ખિલાલ ફર્માવ્તા હતા, કંગઇથી એને દુરૂસ્ત ફર્માવતા હતા. (અબુદાઉદ પાનું-૨૧)

અને આપ (સલ.)ની દાઢી મુબારક એટલી ગન્જાન (ભરાવદાર) હતી કે એણે સીના મુબારકની લંબાઇ-ચોળાઇને ઘેરી લીધી હતી. રિવાયતમાં છે 'કાનન નબિય્યુ (સલ.) કસ્સલ લિહયતિ યમ્લઉ સદરહુ' (હુઝુર (સલ.)ની દાઢી ભરાવદાર અને ગંજાન હતી કે એણે સીના મુબારકને ઘેરી લીધું હતું અને રિવાયતોમાં છે કે હુઝુરે અકરમ (સલ.) પોતાની દાઢી મુબારકની લંબાઇ અને ચોળાઇથી મુઠ્ઠીથી વધારેના બાલોને કાપી લેતા હતા જેમ કે તિરમિઝી શરીફમાં રિવાયત છે. 'અન અમ્રિ બ્ને શુઐબ અન અબીહી અન જદ્દિહી અન્નન્નબિય્ય (સલ.) કાન યઅખૂઝુ મિન લિહયતિહી મિન અર્ઝિહા વતૂલિહા' (તિરમિઝી શરીફ ભાગ-૨ પાનું-૧૦૦) અને શર્હે શિર્અતુલ ઇસ્લામમાં મિકદારે કુબ્ઝહની સરાહત છે. 'અન અમ્રિ બ્ને શુઐબ અન અબીહી અન જદ્દિહી અન્નહુ (સલ.) કાન યઅખૂઝુ મિન લિહયતિહી તૂલન વઅર્ઝન અલા કદ્રિલ કુબ્ઝતિ' (૨૯૮)

હઝરત મૌલાના અશ્રફ અલી થાનવી (રહ.) 'અત્તરાઇફ વઝ્ઝરાઇફ'માં લખે છે કે :- ફાઇદહ :- રવત્તિરમિઝિય્યુ અન અમ્રિ બ્ને શુઐબ અન અબીહી અન જદ્દિહી અન્નહુ (સલ.) કાન યઅખૂઝુ મિન લિહયતિહી તૂલન વઅર્ઝન' વસાહિબુ 'મફાતીહ વગરાઇબ દર આખિરે ઇ હદીસ લફઝ 'ઇઝા ઝાદ અલા કદ્રિલ કુબ્ઝતિ' નીઝ અકલ કરદહ અન્દ યઅની 'મફાતીહ વ ગરાઇબ'માં આ હદીસના આખિરમાં આ શબ્દ પણ છે કે હુઝુરે અકરમ (સલ.) પોતાની દાઢી મુબારકથી લંબાઇ અને ચોળાઇથી કાપતા હતા જ્યારે કે કુબ્ઝહની મિકદારથી વધી જતી. (અત્તરાઇફ વઝ્ઝરાઇફ પાનું-૧૦) હુઝુરે અકરમ (સલ.)ના સહાબા (જેઓ આપના કૌલો અને અમલોનો મુશાહિદો કરનાર છે અને આપની એક-એક સુન્નત પર અમલ કરનાર છે)ના અમલથી પણ એમ જ જણાય છે. રસૂલે કરીમ (સલ.)ની સુન્નતોના શૈદાઇ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદી.) પોતાની દાઢી પકડતા અને મુશ્તથી વધુ હિસ્સો કાપી નાખતા હતા. એનાથી વધુ કાપવું કે મુશ્તથી ઓછી રહી જાય કોઇ એક પણ સહાબીના અમલથી સાબિત નથી.

બુખારી શરીફમાં છે 'વકાન ઇબ્નુ ઉમર ઇઝા હજ્જ અવિઅતમર કબઝ અલા લિહયતિહી ફમા ફઝલ અખઝહુ (આપ જૂયારે હજ કે ઉમ્રો કરતા તો પોતાની દાઢી પકડી એક મુશ્તથી વધુ જે હોય તેને કાપી નાખતા) (બુખારી શરીફ ભાગ-૨ પાનું-૮૭૫) હઝરત અબૂહુરૈરહ (રદી.) પણ મુશ્તની મિકદારથી વધુ હોય તેને કાપી નાખતા હતા. (હાશિયહ બુખારી શરીફ ભાગ-૨ પાનું-૮૭૫ હાશ્યહ નં.-૭) (હાશ્યહ તિરમિઝી ભાગ-૨ પાનું-૧૦૦ હાશ્યહ-૯) આથી સાબિત થઇ ગયું કે દાઢીની મસ્નૂન મિકદાર કમથી કમ તો એક મુશ્ત છે, જેથી એનાથી કમ કરાવ્વી અને ખશખશી કરાવ્વી પણ જાઇઝ નથી. સાથે-સાથે ફુકહા (રહ.)ના કથનો વાંચો :- ઇમામ મુહમ્મદ (રહ.) 'કિતાબુલ આસાર'માં ફર્માવે છે :- વસ્સુન્નતુ ફીહિલ કુબ્ઝતુ વહુવ અંય યકબિઝ-ર્રજુલુ લિહયતહુ ફમા ઝાદ મિન્હા અલા કુબ્ઝતિન કતઅહુ' અર્થાત- દાઢીની સુન્નત મિકદાર એક મુઠ્ઠી છે અને તે પ્રમાણે કે દાઢી મુઠ્ઠીમાં લઇ લે અને જે વધારે હોય તેને કાપી નાખે.

'દુર્રે મુખ્તાર'માં છે 'વલા બઅસ બિઅખ્ઝિ અત્રાફિલ લિહયતિ વસ્સુન્નતુ ફીહલ કુબ્ઝતુ' (કવ્લુહુ વસ્સુન્નતુ ફીહલ કુબ્ઝતુ) વહુવ અંય યકબિઝ-ર્રજુલુ લિહયતહુ ફમા ઝાદ મિન્હા અલા કુબ્ઝતિન કતઅહુ કમા ઝકર મુહમ્મદ ફી કિતાબિલ આસાર અનિલ ઇમામિ કાલ વબિહી નઅખુઝુ મુહીત....યઅની દાઢીમાં મસ્નૂન મિકદાર એક મુશ્ત છે જેથી જે ભાગ એક મુશ્તથી વધુ હોય તેને કાપી નાંખે. એ જ ઇમામ અબૂહનીફહ (રહ.)નો કૌલ છે. (શામી ભાગ-૫ પાનું-૩૫૯) બીજી જગ્યાએ છે 'વઅમ્મલ અખ્ઝુ મિન્હા વહિય દૂન ઝાલિક કમા યફઅલુહુ બઅઝુલ મગારિબતિ વમુખન્નસતુ-ર્રિજાલિ ફલમ યુબિહહુ અહદુન વ અખ્ઝુ કુલ્લિહા ફેઅલુ હુનુદિલ હિન્દિ વમજૂસિલ અઆજિમિ' (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું :૫૫)

અર્થાત :- દાઢીમાંથી કાપવું એ મુજબ કે મુશ્તથી ઓછી રહી જાય જેમકે બઅઝ મગરિબી લોકો અને મુખન્નસો કરે છે એને કોઇએ મબાહ નથી કહ્યું અને પુરી દાઢી મુંડાવવું હિંદના ગૈર મુસ્લિમોનો ફેઅલ છે અને અજમના મજૂસીઓનો તરીકો છે. એ જ મુજબ ફત્હુલ કદીરમાં છે, (ગાયતુલ અવ્તાર ભાગ-૧ પાનું-૫૬૪)

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાનવી કુદ્દિસ સિર્રૂહુ ફર્માવે છે :- 'કવ્લુહુ લમ યુબિહહુ અહદુન નસ્સુન ફિલ ઇજમાઅ' યઅની સાહિબે દુર્રે મુખ્તાર (અને ફત્હુલ કદીર)નો કૌલ 'લમ યુબિહહુ અહદુન' દાઢી મુંડાવ્વાની હુરમત પર ઇજમાઅની સરીહ દલીલ છે. (બવાદિરૂ-ન્નવાદિર ભાગ-૨ પાનું-૪૪૩) અને 'તન્કીહુલ ફતાવા હામિદિય્યહ'માં છે કે દાઢીને એક મુશ્તથી કમ કરવું ઇજમાઅન હરામ છે. (ભાગ-૧ પાનું-૩૫૧)

અલ્લામહ મહમુદ ખત્તાબ લખે છે 'ફલિઝાલિક કાન હલ્કુલ-લિહયતિ મુહર્રમન ઇન્દ અઇમ્મતિલ મુસ્લિમિનલ-મુજતહિદીન અબીહનીફત વ માલિક વશ્શાફેઇ વગયરિહિમ (અલ્મન્હલ ભાગ-૧ પાનું-૧૮૬ યઅની દાઢી મુંડાવ્વું અઇમ્મએ મુજતહિદીન ઇમામ અબૂહનીહ (રહ.), ઇમામ માલિક (રહ.), ઇમામ શાફેઇ (રહ.) વિગેરે ઇમામોના નઝદીક હરામ છે.

'ફૈઝુલ બારી શર્હે બુખારી'માં છે. 'વઅમ્મા કત્ઉ મા દૂન ઝાલિક ફહરામન ઇજમાઅન બય્નલ અઇમ્મતિ રહિમહુમુલ્લાહ' અર્થાત :- દાઢી એક મુશ્તથી કમ કરવું બિલ્ઇત્તિફાકે અઇમ્મહ હરામ છે. (ભાગ-૪ પાનું-૩૮૦)

'નિસાબુલ એહતિસાબ'માં છે :- મસ્અલહ :- હલ યજૂઝુ હલ્કુલ લિહયતિ કમા યફઅલુહુલ અલ્જવાલિકિય્યુ-અલ્જવાબ- લા યજૂઝુ ઝકરહુ ફી કરાહિય્યતિ-ત્તજનીસિ વલ્મઝીદિ ફી જિનાયાતિલ હિદાયતિ વકાલ અલયહિસ્સલામ ઉહફૂશ્શવારિબ વઅફૂલ્લુહા અય કસ્સૂશ્શવારિબ વત્રૂકુલ્લુહા કમા હિય વલા તહલિકુહા વલા તકતઉહા વલા તન્કુસુહા ફિલ કદરિલ મસ્નૂનિ વહિયલ કુબ્ઝતુ અર્થાત :- મસ્અલહ :- દાઢી મુંડાવવું જાઇઝ છે કે નહીં ? જવાબ :- 'અત્તજનીસ વલ્મઝીદ'ની કિતાબુલ કરાહિય્યત અને હિદાયહના બાબુલ જિનાયાતમાં મઝકુર છે કે (દાઢી મુંડાવ્વું) જાઇઝ નથી, હુઝુર (સલ.)એ ફર્માવ્યું પોતાની

મુંછોને નાની કરો અને દાઢીઓને લટકાવો એટલે મુંછોને કાપો અને દાઢીને એની હાલત પર છોડી દો અને મસ્નુન મિકદારથી કમ ન કરો અને તે એક મુશ્ત છે. (પાનું-૧૪-૧૫ કલમી બાબ-૬)

અને મશ્હુર મુહદ્દિસ અને ફકીહ કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.) ફર્માવે છે કે :- તરાશીદને રીશ પેશ અઝ કુબ્ઝહ હરામસ્ત.

અર્થાત :- દાઢીને કપાવી એક મુશ્તથી કમ કરવી હરામ છે. (માલા બુદ્દ મિન્હુ પાનું-૧૩૦)

શૈખ અબ્દુલહક દહેલ્વી (રહ.) ફર્માવે છે કે :- હલક કર્દને લિહ્યા હરામસ્ત વ રવિશે અફરંજ વ હુનુદસ્ત વ ગુઝાશતને આં બ કદ્રે કુબ્ઝહ વાજિબસ્ત વ ઉરા સુન્નત ગોયન્દ બમઅના તરીકએ મસ્લુક દર દીનસ્ત યા બજહતે આં કે સુબુતે આં બસુન્નતસ્ત ચુંનાકે નમાઝે ઇદ રા સુન્નત ગુફતહ અન્દ.

અર્થાત :- દાઢી મુંડાવ્વી હરામ છે અને મગ્રિબી લોકો અને હુનુદનો તરીકો છે. દાઢી એક મુશ્ત રાખવી વાજિબ છે. દાઢી સુન્નત એટલા માટે કહેવાય છે કે પૈગમ્બરોનો તરીકો અને સુન્નતથી સાબિત છે જેમકે નમાઝે ઇદને સુન્નત કહેવામાં આવે છે. હાલાંકે વાજિબ છે. (અશિઅતુલ-લમ્આત ભાગ-૧ પાનું-૨૧૨)

'અલ ઇખ્તિયાર શર્હે મુખ્તાર'માં છે. 'વઇઅફાઉલ્લુહા' કાલ મુહમ્મદુન અન અબી હનીફત....

અર્થાત :- દાઢી વધારવા બાબત ઇમામ મુહમ્મદ (રહ.)ની રિવાયત છે કે ઇમામ અબૂહનીફહ (રહ.)એ ફર્માવ્યું કે દાઢીને છોડી રાખવી જોઇએ એટલે સુધી કે મોટી થઇ જાય અને વધી જાય અને દાઢીમાં કસર સુન્નત છે અને કસર એ છે કે દાઢીને મુઠ્ઠીમાં પકડે જે મુઠ્ઠીથી વધી જાય તેને કાપી નાંખે. દર હકીકત દાઢી સુન્નત છે. દાઢીનું ભરપુર હોવું કમાલે ઝીનત અને મોમિનનો જમાલ છે અને દાઢી એક મુશ્તથી એટલી લાંબી (ખરાબ દેખાય તેવી) પણ ખિલાફે સુન્નત છે. (ભાગ-૪ પાનું-૧૬૭)

ઇમામ ગઝાલી (રહ.) લખે છે કે :- લોકોએ એ બાબમાં ઇખ્તિલાફ કર્યો છે કે અગર દાઢી લાંબી થઇ જાય તો શું કરવું જોઇએ ? અમુકનો કૌલ છે કે મુશ્તની મિકદાર છોડી બાકી કાપી નાખે તો કાંઇ વાંધો નથી કે હઝરત ઇબ્ને ઉમર (રદી.) અને ઘણા જ તાબેઇને એમ કર્યું છે અને ઇમામ શઅબી અને ઇબ્ને સીરીને એને સારૂં સમજ્યું છે. હસન અને કતાદહએ એને મકરૂહ ફર્માવ્યું છે અને કહ્યું છે કે એને લટકેલી રહેવા દેવું મુસ્તહબ છે કેમકે આં હઝરત (સલ.)એ ફર્માવ્યું છે 'ઉઅફૂલ્લુહા' (દાઢી વધારો) (મઝાકુલ આરિફીન તર્જુમા અહ્યાઉલ ઉલૂમ ભાગ-૧ પાનું-૧૫૯-૧૬૦)

મઝકુર રિવાયતો અને અકવાલનો ખુલાસો એ છે કે દાઢી રાખવું વાજિબ છે અને એક મુશ્ત સુન્નતે મુઅક્કદહ છે. એનાથી કમ કરવું મકરૂહે તહરીમી છે, અને એટલી લાંબી રાખવી કે લોકોની નઝરો એના ઉપર ઉઠે અને મઝાક જેમ બની જાય એ પણ ખિલાફે સુન્નત છે.

માટે નોકરી અને સારા પગાર માટે દાઢી મુંડાવ્વાની અથવા ફ્રેન્ચ કટ બનાવ્વાની શર્ત કબુલ કરવી જાઇઝ નથી. રોઝી આપનાર તો ખુદા છે. તેના ઉપર ભરોસો રાખી તેના હુકમ અને આપ (સલ.)ની સુન્નતના મુતાબિક ઝિંદગી ગુઝારવી જોઇએ.

અલ્લાહ તઆલાનું ફરમાન છે :- વકઅય્યિમ મિન દાબ્બતિન લા તહમિલુ રિઝકહા,અલ્લાહુ યરઝુકુહા વઇય્યાકુમ. (કુર્આને હકીમ)

અર્થાત :- કેટલાક જાનદાર એવાં છે કે (આવતી કાલ માટે) પોતાની રોઝી બચાવી રાખતા નથી. ખુદા જ તેમને રોઝી પહોંચાડે છે અને તમને પણ તે જ રોઝી આપે છે. (કુર્આને હકીમ સુરએ અન્કબૂત પારો ૨૧)

અને ખુદાનું ફર્માન છે :- વમંય્યત્તકિલ્લાહ યજઅલ્લહુ મખ્રજા. વયરઝુકહુ મિન હય્સુ લા યહતસિબુ, વમંય્યતવક્કલ અલલ્લાહિ ફહુવ હસ્બુહુ.

અર્થાત :- જે ખુદાપાકથી ડરીને ચાલે છે. (ખુદાની ના ફરમાની અને ગુનાહના કામો કરતો નથી.) તો ખુદાપાક તેના માટે (મુશ્કેલાતથી) નજાતનો રસ્તો કરી આપે છે અને તેને એવી જગ્યાથી (એવી રીતે) રોઝી આપે છે કે જેનો એને ગુમાન પણ હોતો નથી અને જે માણસ ખુદા પર ભરોસો રાખે છે. તેની મુશ્કેલી દૂર કરવા માટે ખુદાપાક કાફી છે. (કુર્આન હકીમ સુરએ તલાક પારો ૨૮)

અને હદીસ શરીફમાં છે કે હઝરત ઉમર (રદી.) કહે છે કે મેં આપ (સલ.)ને ફરમાવતાં સાંભળ્યા છે કે :- બેશક ! અગર તમો ખુદા ઉપર ભરોસો રાખી કામ કરશો તો તે તમને એવી રીતે રોઝી આપશે જેમકે પરિન્દ (પક્ષીઓ)ને આપે છે કે તેઓ સવારે પોતાની જગ્યાએથી ભુખ્યા નિકળે છે અને સાંજે પેટ ભરીને પાછા ફરે છે. (મિશ્કાત પાનું ૪૫૨)

શેખ સઅદી (રહ.)ની મુનાજાત છે :-

અય કરીમે કે અઝ ખઝાનએ ગૈબ, ગિબ્રો તરસાં વઝીફા ખુરદારી.

દોસ્તાં રા કુજા કુની મહરૂમ, તુ કે બા દુશ્મનાં નઝર દારી.

અર્થાત :- અય ખુદા ! જ્યારે તુ એવો કરીમ છે કે યહુદ અને નસારા તથા આતિશ પરસ્તો અને બુતપરસ્તોને પોતાના ગૈબી ખઝાનાથી રોઝી આપે છે અને દુશ્મનો ઉપર રહમતની નઝર રાખે છે, તો પોતાના દોસ્તો (જે તારી ઇબાદત ગુઝારે છે કિંવા મુસલમાનો)ને કેવી રીતે મહરૂમ રાખશે. (મુકદ્દમએ ગુલિસ્તાં)

મન્કુલ છે કે કાગડાનું બચ્ચું બેદા (ઇંડાં)માંથી નિકળે છે તો તેના બદનના વાળ સફેદ હોય છે. તેના મા-બાપ સમજે છે કે હમારૂં બચ્ચું નથી. હમારૂં હોત તો કાળું હોત. માટે ખવડાવતા નથી. વાળ કાળા થતાં લગી ખુદાપાક તેને એવી રીતે રોઝી પહોંચાડે છે કે તે 'કાવ' 'કાવ' કરી ચાંચ ખોલે છે અને હવાના ઝરીએ જીવડાં તેના મોમાં દાખલ થઇ ખોરાક બને છે. તો શું ખુદાપાક ઇન્સાનોને અને ખાસ કરી તેની ઇબાદત કરનારાઓને રોઝીથી મહરૂમ રાખશે ? શું તે તમને ભુખે મારશે ? નહીં, હરગિઝ નહીં. માટે શાઇર કહે છે :-

ગમે રોઝી મખુર મઝન અવ્રાકે દફતર રા.

કે પેશ અઝ તિફ્લ અંઝદ પુર કુનદ પિસ્તાને માદર રા.

અર્થાત :- રોઝી માટે પરેશાન અને માયુસ થવાની જરૂરત નથી. ખુદાપાકની કુદરત તો એવી છે કે બાળક દુનિયામાં કદમ મુકે તે પહેલાં તેની માંની છાતીમાં તેની ખોરાકીનો ઇન્તિઝામ કરી આપે છે. બેશક તે મોટી શાનવાળો અને કુદરતવાળો છે 'ઇન્નમા અમ્રૂહુ ઇઝા અરાદ શય્અન અંય્યકુલ લહુ કુન ફયકુન.'

અર્થાત : ખુદાની શાન તો એ છે કે જ્યારે કોઇ વસ્તુ વુજુદમાં લાવ્વા માંગે છે તો કહી દે છે કે થઇ જા તો તે જ વખતે વુજુદમાં આવી જાય છે. (કુર્આન હકીમ સુરએ યાસીન પારો-૨૩)

ખુદાપાક હમો સર્વેને તેના હુકમ અને તેના હબીબ (સલ.)ની સુન્નત અનુસાર ઝિંદગી ગુઝારવાની તૌફીક અતા ફરમાવે. આમીન. સુમ્મ આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કસસુલ અંબિયા મુઅતબર કિતાબ છે કે નહીં ?

(૧૨૧૬) સવાલ :- 'કસસુલ અંબિયા' નામની કિતાબ પઢવું અને પઢીને લોકોને સંભળાવ્વું જાઇઝ છે કે નહીં ? પુછવાની જરૂરત એટલા માટે પેશ આવી કે અમુક લોકોથી જાણવા મળ્યું કે આ કિતાબ ગૈર મુઅતબર છે. હવે નીચેના સવાલોના જવાબની જરૂરત છે.

(૧) મુઅતબર અથવા ગૈર મુઅતબર હોવાનો હુકમ મુત્લક છે અથવા કોઇ ખાસ જગ્યા માટે ? જે જગ્યાઓમાં કલામ છે તેની વઝાહત કરી આપો તો હમારા જેવાઓને બસીરત હાસિલ થશે.

(૨) ફારિગુ-ત્તહસીલ આલિમે કુર્આનો હદીસ અને મુઅતબર કિતાબો સંભળાવ્વાની જગ્યાએ મઝકુર કિતાબ પઢીને સંભળાવ્વું કેવું છે ?

જવાબ :- કિતાબ કસસુલ અંબિયા ફારસી ઝબાનમાં છે. તલાશ કર્યા છતાં પણ ફારસી નુસ્ખો ન મળ્યો. દારૂલ ઉલૂમ અશરફિય્યહથી તર્જુમો પ્રાપ્ત થયો છે. પરંતુ મુતાલઆનો વખત ન મળી શક્યો. ઇત્તિફાકથી એક દોસ્તે કહ્યું કે હઝરત થાન્વી (રહ.) એ બેહેશ્તી ઝેવરના દસમાં ભાગમાં અમુક કિતાબોના નામો 'જેમને પઢવામાં ફાયદો છે'માં કસસુલ અંબિયાનો પણ ઝિક્ર કર્યો છે. જ્યારે હઝરત મુહક્કિક (રહ.)એ મુફીદ બત્લાવી છે તો હવે તહકીકની જરૂરત નથી, તારીખની કિતાબ છે. અકાઇદ અને અહકામની કિતાબ નથી અને પઢીને સંભળાવ્નાર જ્યારે આલિમ હશે તો ગલત ફહમીનો પણ અંદેશો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મદ્રસાની તઅલીમ શરૂ થવાં પહેલા બચ્ચાઓનું દુઆઇયા નઝમ પઢવું

(૧૨૧૭) સવાલ :- અંગ્રેઝી-હિંદી-ગુજરાતી સ્કુલો ખુલ્તી વખતે તઅલીમ લેતા બાળકોથી પ્રાર્થના અને દુઆ પઢાવ્વામાં આવે છે. હમારે ત્યાં ખાલિસ દીની મદ્રસો છે જેમાં સરકારનો કાંઇ દખલ નથી, અહીંયાંના મુન્તઝિમીન ઇસ્રાર કરી રહ્યા છે કે જે મુજબ સ્કુલોમાં પ્રાર્થના થાય છે તેવી રીતે મદ્રસામાં પણ કોઇ દુઆઇયા નઝમ પઢાવ્વી જોઇએ અને એને પઢવાની શકલ એ હોય કે એક તાલિબે ઇલ્મ કે ઉસ્તાદ આગળ-આગળ પઢાવ્તા જાય અને બાકી તલ્બા તરન્નુમ સાથે તે જ મિસ્રઅહ (કડી)ને દોહરાવ્તા જાય (૧) હવે પુછવાનું એ છે કે શું ખાલિસ ઇસ્લામી મદ્રસાઓમાં સ્કુલોની પ્રાર્થનાની જેમ કોઇ દુઆઇયા નઝમ તલ્બાથી ઇજતિમાઇ રીતે પઢાવ્વું દુરૂસ્ત છે ? હમારે ત્યાં અમુક ઉલ્મા ઇન્કાર કરે છે (૨) જો કોઇ તાલિબે ઇલ્મ શરીક ન હોય કે કદી ગૈર હાઝિર હોય તો શર્અન એને તંબીહ કરી શકાય ? જણાવશો.

જવાબ (૧) એવી દુઆઇયા નઝમ જે ખુદાવંદ તઆલાની સના અને રસૂલે મકબૂલ (સલ.)ની સહીહ તઅરીફ પર મુશ્તમિલ હોય, ઇજતિમાઇ રીતે ઇસ્લામી મદ્રસાઓમાં પણ પઢાવી શકાય છે. એમાં કાંઇ વાંધો નથી બલ્કે સારૂં છે જેમકે નીચેની દુઆ પઢાવ્વામાં આવે.

અય ખુદાયે પાક રહમાનો રહીમ -- કાઝિયે હાજાતો વહ્હાબો કરીમ
અય ઇલાહલ આલમીન અય બેનિયાઝ -- દીનો દુન્યામેં હમારે કારસાઝ
તુ હી મઅબુદ ઔર તુ હી મકસૂદ હે -- તેરે હી હાથોમેં ખૈરો જૂદ હે
હમ તેરે બંદે હેં ઔર તુ હે ખુદા -- તુ કરીમે મુત્લક ઔર હમ હેં ગદા
હમ ગુનેહગાર ઔર તુ ગફ્ફાર હે -- હમ ભરે ઐબોસે તુ સત્તાર હે
હમ હેં બે ક્સ ઔર તુ બે ક્સ નવાઝ -- હમ હેં નાચાર ઔર તુ હે ચારહ સાઝ
તુ વો કાદિર હે કે જો ચાહે કરે -- જિસ્કો ચાહે દે જિસે ચાહે ન દે.
તુ વો દાતા હે કે દેનેકે લિયે -- દર તેરી રહમતકે હેં હર દમ ખુલે
તેરે દર પર હાથ ફેલાતા હે જો -- પા હી લેતા હે વો હર મકસૂદકો
માંગના હમ પર કિયા હે તુને ફર્ઝ -- ઔર સિખા હમ્કો દિયે આદાબે અર્ઝ
માંગ્નેકો ભી હમેં ફરમા દિયા -- માંગ્નેકા ઢંગ ભી બત્લા દિયા
બલ્કે મઝમૂન ભી હરેક દરખ્વાસ્તકા -- હમ્કો યા રબ તુને ખૂદ સિખ્લા દિયા
હર ઘળી દેનેકો તુ તય્યાર હે -- જો ન માંગે ઉસ્સે તુ બેઝાર હે
હર તરફસે હોકે હમ ખ્વારો-તબાહ -- આ પળે અબ તેરે દર પર યા ઇલાહ
ગરચે યા રબ હમ સરાપા હેં બુરે -- અબ તો લેકિન આ પળે દર પર તેરે
દિલમે હેં લાખોં ઉમ્મીદેં જલ્વહગર -- હાથ ઉઠાતે શર્મ આતી હે મગર

| | | |
|---|---|---|
| તુ ગની હે ઔર હમ હૈં બે નવા | -- | કૌન પુછેગા હમેં તેરે સિવા |
| હે તુ હી હાજત રવાયે દો જહાં | -- | હમ તેરા દર છોળ કર જાએં કહાં |
| સદકહ અપની ઇઝ્ઝતો ઇજલાલકા | -- | સદકહ પચ્ગમ્બરકા, ઉન્કી આલકા |
| અપની રહમત હમપે અબ મબ્ઝૂલ કર | -- | યે મુનાજાત ઔર દુઆ મકબૂલ કર |

(મુનાજાતે મકબુલ)

તેમજ નીચેની નઝમ પઢાવ્વી પણ ઘણી સારી છે

| | | |
|---|---|---|
| બાદશાહાં જુર્મે મારા દર ગુઝાર | -- | મા ગુનહગારેમો તુ આમુર્ઝગાર |
| તુ નેકો કારીયો મા બદ કર્દહ એમ | -- | જુર્મ બે અંદાઝહ બેહદ કર્દહ એમ |
| સાલ્હા દર બંદે ઇસ્યાં ગશ્તહ એમ | -- | આખિર અઝ કર્દ પશેમાં ગશ્તહ એમ |
| દાઇમન દર ફિસ્કો ઇસ્યાં માન્દહ એમ | -- | હમ કરીને નફસો શૈતાં માન્દહ એમ |
| બે ગુનાહ ન ગુઝશ્ત બર મા સાઅતે | -- | બા હુઝુરે દિલ ન કર્દમ તાઅતે |
| નફસો શૈતાં ઝદ કરીમા રાહે મન | -- | રહમતત બાશદ શિફાઅત ખ્વાહે મન |
| ચશ્મ દારમ અઝ ગુનાહ પાકમ કુની | -- | પેશ અઝ આં કન્દર લહદ ખાકમ કુની |

અથવા તેના સિવાય બીજી કોઇ દુઆઇયા નઝમ પઢાવ્વામાં આવે.

(૨) એમને સમ્જાવીને કામ લેવામાં આવે. સખ્તી ન કરવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### આપ (સલ.)ની સામે ઉમ્મતના અમલો પેશ કરાય છે

(૧૨૧૮) સવાલ :- તબ્લીગી જમાઅતના માણસો બયાન કરે છે કે આપ (સલ.)ની સામે ઉમ્મતના અમલો પેશ કરવામાં આવે છે. શું એ ખરૂં છે ?

જવાબ :- હા, આપ (સલ.)ની હુઝુરમાં આપના ઉમ્મતીઓના અમલો પેશ કરાય છે કે આપના ફલાણા ઉમ્મતીએ એ કર્યું, ફલાણાએ આમ કર્યું. ઉમ્મતના નેક અમલોથી આપ (સલ.) ખુશ થાય છે. ગુનાહના કામોથી આપને દુઃખ થાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હઝરત યુસુફ (અલ.)ના નિકાહ હઝરત ઝુલેખાં સાથે થયા હતા ?

(૧૨૧૯) સવાલ :- હઝરત યુસુફ (અલ.)ના નિકાહ હઝ. ઝુલેખાંથી થયા હતા કે નહીં ?

જવાબ :- અમુક મુઅતબર તફસીરોથી જણાય છે કે હઝરત યુસુફ (અલ.)ના નિકાહ ઝુલેખાંથી થયા છે. જેમકે હઝરત મુફ્તી મુહમ્મદ શફીઅ સાહબની તફસીરે મઆરિફુલ કુર્આનમાં છે કે અમુક મુફસ્સિરીને લખ્યું છે કે તે ઝમાનામાં ઝુલેખાના શોહર કિત્ફીરનો ઇન્તિકાલ થઇ ગયો તો શાહે મિસરે હઝરત યુસુફ (અલ.)થી એમની શાદી કરી દીધી. (ભાગ-૫ પાનું-૭૭)

શૈખુત્તફસીર વલ્હદીસ હઝરત મૌલાના મુહમ્મદ ઇદ્રીસ (રહ.)ની તફસીર મઆરિફુલ કુર્આનમાં અઝીઝે મિસરના ઇન્તિકાલ પછી બાદશાહે યુસુફ (અલ.)ની શાદી અઝીઝે મિસરની બીવી ઝુલેખાં સાથે કરી દીધી જેનાથી બે છોકરા પૈદા થયા એક ઇફરાઇમ અને બીજો મશા (વધુ તફસીલ માટે જુઓ તફસીરે કુર્તબી ભાગ-૯ પાનું-૨૧૩) (ઝાદુલ મસીર ભાગ-૪ પાનું-૨૩૪) અને (તફસીરે ઇબ્ને કસીર ભાગ-૨ પાનું-૪૮૨) (મઆરિફુલ કુર્આન ભાગ-૬ પાનું-૨૪૨ સુ. યુસુફ મત્બુઅહ લાહોર-પાકિસ્તાન)

બીજી જગ્યાએ તહરીર ફર્માવે છે :- યુસુફ (અલ.) ૧૧૦ વર્ષની ઉંમરે કે ૧૦૭ વર્ષની ઉંમરે વફાત પામ્યા અને અઝીઝની ઔરતના બતનથી એમને ત્યાં બે છોકરા અને એક છોકરી પૈદા થયા. છોકરાઓનું નામ ઇફરાઇમ અને મશા હતું અને છોકરીનું નામ રહમત હતું. જે હઝરત ઐયુબ (અલ.)ના નિકાહમાં આવ્યાં (મઆરિફુલ કુર્આન ભાગ-૬ પાનું-૨૭૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ કઝાઇલ ફવાઇત

### શું આપ (સલ.)ની નમાઝ કઝા થઇ હતી ?

(૧૨૨૦) સવાલ :- શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતિયાને શરએ મતીન નીચેના મસ્અલા વિષે કે એક મૌલાના સાહબે પોતાની તકરીરમાં ફરમાવ્યું કે હુઝુર (સલ.) એક વખત ફજરના ટાઇમે સુઇ રહ્યા હતા એટલે લગી કે નમાઝ કઝા થઇ ગઇ અને સુર્યની ગરમીથી જાગ્યા ત્યારે કઝા નમાઝ અદા કરી તો શું ઉપરોક્ત હકીકત સાચી છે ? હમારી જાણ મુજબ તો પય્ગમ્બરોથી આવી ભુલ થઇ સકતી નથી. અગર ભુલ હોય તો એનું કારણ દર્શાવી ખુલાસાવાર જવાબ આપશો, કારણ કે આ બાબતથી હમારામાં મતભેદ જાગ્યો છે.

જવાબ :- બેશક ! આપ (સલ.)ની નમાઝ ઉંઘના લીધે કઝા થઇ હતી. આપ (સલ.) ઇન્સાન, બશર અને મખ્લુક હતા. ખાલિક ન હતા અને ઉંઘ અને નીંદના દબાણથી મહફુઝ રહેવું એ ફક્ત ખુદાની શાન છે. 'લા તઅખુઝુહુ સિનતુંવ વલા નવ્મ' (કુર્આન)

અર્થાત :- ન તો તેને (ખુદાને) ઉંઘ દબાવી શકે ન તો નિંદ્રા (સુરએ બકરહ) મઝકુર ઘટનાથી આપ (સલ.) ઉપર કોઇ હરફ આવી શકતો નથી. આપે સુસ્તી, ગફલત કે બેદરકારી કરી ન હતી. આપ (સલ.) સફરમાં હતા ઘણાં જ થાકેલા હતા, નમાઝના ટાઇમે જગાડી દેવાનો પુરો બંદોબસ્ત કરી હઝરત બિલાલ (રદી.)ને બેસાડી મોડી રાત્રે સુતા હતા. જાગ્વાના બનતા પ્રયાસો કર્યા છતાં હઝરત બિલાલ (રદી.)ની આંખ લાગી ગઇ અને સર્વેની નમાઝ કઝા થઇ ગઇ.

એમાં ઘણી હિકમતો અને મસ્લિહતો છે. કઝા નમાઝ અદા કરવી અને તે કેવી રીતે અદા કરવી તેની અમલી રીતે ઉમ્મતને તઅલીમ મળી. આપ (સલ.) એ અઝાન, ઇકામત અને જમાઅત સાથે નમાઝ અદા કરી અને સહાબાઓને તસલ્લી અને તઅલીમ આપતાં ફરમાવ્યું કે એ લોકો ! ખુદાપાકે હમારી રૂહો કબ્ઝે કરી હતી અગર તે ચાહતે તો આફતાબ તુલુઅ થવા પહેલાં (નમાઝના ટાઇમે) હમારી રૂહો હમારી તરફ લોટાવી દેત. (જેથી હમો જાગી જાત)

જ્યારે તમારામાં કોઇ સુઇ રહે અથવા નમાઝ પઢવાની ભુલી જાય તો તેને લાઝિમ છે કે જેવી રીતે તેને તેના ટાઇમમાં અદા કરતો હતો તેમજ અદા કરી લે. (મુસ્લિમ શરીફ ભાગ-૧)

આ હદીસથી એ સ્પષ્ટ થાય છે કે દરેક કામમાં મખ્લુક ખુદાપાકની મોહતાજ છે. પછી તે નબી હોય કે વલી, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વિના ઉઝરે નમાઝ અદા કરી દેવી

(૧૨૨૧) સવાલ :- એક માણસ નમાઝ તો પઢે છે પણ ટાઇમસર પઢવાનો પાબંદ નથી તો તે પણ ફાસિક અને ગુનેહગાર ખરો ?

જવાબ :- ઇસ્લામમાં નમાઝની બહું જ અહમિયત છે અને તેના માટે ટાઇમ મુકર્રર છે. તેમજ અદા કરવું જરૂરી છે. ખુદાપાકનું ફરમાન છે 'ઇન્નસ્સલાત કાનત અલલ મુઅમિનીન કિતાબમ મવ્કૂતા'

અર્થાત :- બેશક ! નમાઝ મુસલમાનો પર ફર્ઝ છે અને ટાઇમ સાથે મહદૂદ છે. (સુરએ નિસાઅ) માટે શરઇ ઉઝર વિના નમાઝ તેના ટાઇમે નહીં પઢનાર સખત ગુનેહગાર અને ફાસિક છે.

અમુક સહાબા (રદી.) જેમ કે હઝરત ઉમર, હઝરત ઇબ્ને મસઉદ, હઝરત ઇબ્ને અબ્બાસ, હઝરત

મઆઝ ઇબ્ને જબલ, હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ, હઝરત અબુ દરદા, હઝરત અબુહુરયરહ, હઝરત અ. રહમાન ઇબ્ને ઓફ (રદી.) તો નમાઝ છોડનારને કાફિર જ માને છે. (મજાલિસુલ અબ્રાર. પાનું-૩૦૩)

એક હદીસમાં છે કે જેણે નમાઝ વિના ઉઝરે કઝા કરી દીધી પછી પઢી તો નમાઝને ટાઇમથી બેટાઇમ કરવાના લીધે તેને જહન્નમમાં લાંબી મુદ્દત (૮૦ વર્ષ) અઝાબ થશે. (મજાલિસુલ અબ્રાર અરબી પાનું-૩૦૧)

એટલા માટે ફુકહા (રહ.) લખે છે કે હામિલા બાઇને બાળક થવાની તૈયારી હોય, બાળકનું માથું ઝાહિર થયું હોય અને નમાઝનો ટાઇમ તંગ હોય તો એવી હાલતમાં પણ નમાઝ માફ નથી. વુઝુ ન કરી સકતી હોય તો તયમ્મુમ કરી બાળકને સંભાળી નમાઝ અદા કરે. કઝા કરવાની ઇજાઝત નથી. એવી જ રીતે સમંદરમાં માણસ તખ્તા ઉપર હોય તો પણ નમાઝ માફ નથી.

અઅઝાએ વુઝુને પાણીમાં ભીગ્વી ઇશારાથી નમાઝ અદા કરે, કઝા કરવાની ઇજાઝત નથી.

એવી જ રીતે જેના બન્નેવ હાથ સુન મારી ગયા હોય અને વુઝુ અથવા તયમ્મુમ કરાવનાર કોઇ ન હોય તો તયમ્મુમની નિય્યતથી મોં અને બન્નેવ હાથ કોણી લગી દિવાલ ઉપર મલે અને નમાઝ પઢે. કઝા કરવાની ઇજાઝત નથી. (મજાલિસુલ અબ્રાર પાનું-૩૦૨)

અમુક ફુકહા એટલે સુધી લખે છે કે અગર કોઇ માણસ મર્દ હોય કે ઔરત, જાણતો હોય કે સફરે હજમાં એક પણ નમાઝ કઝા થઇ જશે તો તેના માટે હજમાં જવાની ઇજાઝત નથી કારણ કે જેણે એક નમાઝ કઝા કરી દીધી તો તેનો કફ્ફારો ૭૦ હજથી કમ નથી. (મજાલિસુલ અબ્રાર અરબી પાનું-૧૪૫)

આથી નમાઝને તેના વખતમાં પઢવાની અહમિયત જાણી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે....

### કઝા નમાઝ બાકી હોય અને જમાઅત ઊભી થઇ જાય તો ?

(૧૨૨૨) સવાલ :- ઝુહરની નમાઝ પઢી નથી અને અસરની જમાઅત ઉભી થઇ ગઇ તો પહેલાં ઝુહરની નમાઝ પઢવી કે પછી અસરની જમાઅતમાં શરીક થઇ જવું ? જરૂરી શું છે ?

જવાબ :- જો મઝકુર માણસ સાહિબે તરતીબ હોય તો એના માટે જરૂરી છે કે પહેલાં ઝુહરની નમાઝ પઢે અને સાહિબે તરતીબ ન હોય તો પહેલાં અસરની નમાઝ જમાઅતથી અદા કરી લે. પછી ઝુહરની કઝા પઢે. (શામી ભાગ-૧ પાનું-૬૬૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જમાઅતમાં શરીક થવા પછી છુટેલી નમાઝ યાદ આવે તો ?

(૧૨૨૩) સવાલ :- એક માણસને જમાઅતમાં શરીક થઇ જવા પછી યાદ આવ્યું કે એ પહેલાંની નમાઝ પઢી નથી તો હવે શું કરે ?

જવાબ :- જમાઅતથી નમાઝ પુરી કર્યા બાદ કઝા નમાઝ પઢે. પછી તે નમાઝને જે ઇમામ સાથે જમાઅતથી પઢી છે લોટાવી લે અગર સાહિબે તરતીબ હોય, નહીં તો લોટાવ્વાની જરૂરત નથી. (મુઅત્તા ઇમામ મુહમ્મદ (રહ.) પાનું-૧૦૫) (ફતાવા મુહમ્મદી પાનું-૮૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મોતિયાના ઓપરેશનમાં નમાઝ કઝા કરી શકાય ?

(૧૨૨૪) સવાલ :- આંખમાં મોતિયો છે. ઓપરેશન કરાવ્વું જરૂરી છે. નહીં તો આંખો રદ થઇ જશે. પુછવાનું એટલું જ છે કે ઓપરેશન વખતે અમુક દિવસ ઇશારાથી નમાઝ પઢવાની પણ ડોક્ટરની ઇજાઝત નથી તો ઓપરેશન કરાવી શકાય કે નહીં ?

જવાબ :- પુછેલી સુરત લાચારીની છે. ઓપરેશન કરાવી લે. માથાના ઇશારાથી નમાઝ પઢી શકાય તો કઝા કરવાની ઇજાઝત નથી અને જો માથાના ઇશારાથી નમાઝ પઢવામાં નુકસાન થતું હોય તો એવી લાચારીની સુરતમાં નમાઝ કઝા કરવાની ગુંજાઇશ નિકળી શકે છે. આજકાલ આંખના ડોક્ટરોએ ઘણી તરક્કી અને મહારત હાસિલ કરી છે, જેથી કઝાની નૌબત આવતી નથી તો એવા માહિર ડોક્ટરને ઇલાજ માટે તજવીઝ કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ સલાતિલ મઅઝુરીન

### પેશાબ પછી આઠ-દસ કદમ ચાલવાથી પેશાબના ટીપાં પડી જાય તો ?

(૧૨૨૫) સવાલ :- પેશાબ કરીને ઇસ્તિનજોથી ફારિગ થયા પછી આઠ-દસ કદમ ચાલવાથી પેશાબના કત્રા સરવાલ ઉપર પડી જાય તો આવા સંજોગોમાં નમાઝ પઢવી-પઢાવ્વી કે તરાવીહ પઢાવ્વી જાઇઝ છે?

જવાબ :- જ્યારે ખુદાના ફઝલથી હંમેશા કત્રો નિકળવાની બીમારી નથી. થોડા ટાઇમ માટે છે તો પેશાબ કરીને મટોડી અથવા કાચી ઇંટનો ઢેલો (ખડું) લઇ ટેહલે. એટલે અમુક કદમ ચાલે અને જમણો પગ ડાબા પગ ઉપર ચઢાવી દબાવે તેમજ ડાબો પગ જમણા પગ ઉપર ચઢાવી દબાવે. આમ કરવાથી જે કત્રા અંદર હશે તે નિકળી જશે. આવી રીતે ઇત્મીનાન થઇ જાય ત્યારે પાણીથી ઇસ્તિન્જો કરી વુઝુ કરી નમાઝ પઢે અને પઢાવી પણ શકાય છે. અગર મઝકુર તદબીરથી શિકાયત દૂર નહીં થાય. કત્રા આવતા જ રહે અને નમાઝનો ટાઇમ નિકળી જતો હોય તો એવી હાલતમાં પણ બદન પાક કરી, વુઝુ કરી, પાક કપડાં પહેરી નમાઝ પઢી લે. કઝા થવા નહીં દે. પણ ઇમામત કરી શકાશે નહીં. (પેશાબના ઉઝરવાળાની ઇમામત કરી શકે છે) આવી હાલત હંમેશા રહેતી હોય તો તફસીલ સમજવાની જરૂરત રહેશે. એના અહકામ અલગ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### માણસ મઅઝુર ક્યારે બને છે ?

(૧૨૨૬) સવાલ :- એક માણસને પેશાબના ટીપાં આવ્યા જ કરે છે. ઘણો ઇલાજ કરવા છતાં પણ કાંઇ ફાયદો નથી જથી ઘણો પરેશાન છે. ઇસ્તિન્જા કરવામાં ઘણો વખત લાગી જાય છે. તે છતાં પણ શક રહે છે. નમાઝમાં કત્રો પડી જવાનો વસ્વસો પૈદા થાય છે. તો આવો માણસ મઅઝુર ગણાશે કે કેમ ? એની પાકી માટે શરીઅતમાં કાંઇ છુટ છે કે નહીં ?

જવાબ :- મસ્અલો એમ છે કે જેને પેશાબના ટીપાં ઓછા-વત્તા આવ્યા કરે છે પરંતુ નમાઝના પુરા વખતને ઘેરતાં નથી. એટલો વખત મળી જાય છે કે પાકીની હાલતમાં નમાઝ અદા કરી શકે તો તે મઅઝુર નથી. એવા માણસને જોઇએ કે ટીપાં બંધ થવાની રાહ જુએ,પછી વુઝુ કરી નમાઝ પઢી લે. જો નમાઝ પઢતાં-પઢતાં ટીપાં આવ્વાનો શક પૈદા થઇ જાય તો નમાઝ તોડી તે જગ્યાને જોઇ લે.ખરેખર ટીપાં છે તો શર્મગાહને પાણીથી ધોઇ લે અને વુઝુ કરી કપડાં બદલી નમાઝ પઢે, જો કત્રો ન આવ્યો હોય, ફક્ત એવો શક જ છે તો હવે પછી એવા શકની પરવા ન કરે બલ્કે વુઝુ કર્યા પછી થોડું પાણી ખિસ્તક પર છાંટી દે. શકથી બચવા માટે આ એક તદબીર અને ઇલાજ છે અને જો ટીપાં આવ્યા જ કરે અને એટલો વખત પણ ન મળે કે પાકી સાથે તે વખતની નમાઝ અદા કરી શકે તો તે મઅઝુર છે. (નુરૂલ ઇઝાહ પાનું-૫૩)

આવો મઅઝુર માણસ દરેક નમાઝ વખતે વુઝુ કરી પાક કપડાં પહેરી ફર્ઝ, વાજિબ, સુન્નત, નફિલ જે ચાહે પઢી શકે છે. જ્યાં સુધી તે નમાઝનો વખત બાકી રહેશે કત્રો આવ્વાથી વુઝુ તુટશે નહીં. (પરંતુ ટીપાં સિવાયની બીજી વુઝુ તોડનાર વસ્તુથી વુઝુ તુટી જશે.) (નુરૂલ ઇઝાહ પાનું-૫૩)

એક વખત પુરો એવા ગુઝરી જવા પછી કે પાકી સાથે નમાઝ અદા કરવાનો મૌકો ન મળે અને મઅઝુર હોવાનો હુકમ લાગુ પડી જાય તે પછી બીજી નમાઝોના વખતમાં પુરો વખત કત્રો જારી રહેવું શર્ત નથી. કદી-કદી કત્રો આવી જવું પણ મઅઝુર રહેવા માટે કાફી છે. હા, જો નમાઝનો એક પુરો વખત એવો ગુઝરી જાય કે જેમાં એક વખત પણ કત્રો ન આવે તો હવે પછી તે મઅઝૂર રહેશે નહીં. (નુરૂલ

ઇઝ્રાહ પાનું-૫૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મઅઝુર ક્યારે જમાઅત છોડી શકે ?**

(૧૨૨૭) સવાલ :- એક માણસ મઅઝુર છે એટલે વુઝુ કરી તરત ઘરમાં નઝદીકમાં નમાઝ પઢી લે, ચાલે-ફરે નહીં તો ઉઝર પેશ આવતો નથી પરંતુ મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢવામાં ઉઝર પેશ આવે છે એટલે વુઝુ તુટી જાય છે. એવા માણસે નમાઝ ઘરમાં પઢવી કે મસ્જિદમાં જમાઅત સાથે ?

જવાબ :- મઝકુર સુરતમાં ઘરમાં નમાઝ પઢી લે. (નફઉલ મુફ્તી વસ્સાઇલ પાનું-૯૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**શરઇ મઅઝુર કોણ કહેવાય ?**

(૧૨૨૮) સવાલ :- નમાઝ વિષે શરઇ મઅઝુર કોને કહેવામાં આવે છે ?

જવાબ :- નાકમાંથી લોહી પડવું, પેશાબના ટીપાં પડવાં, હવા છુટવી, ઝાડા થવા, બીમારીના કારણે સ્ત્રીને લોહી પડવું (દમે ઇસ્તિહાઝહ) નાસુર વિગેરે બીમારીઓનો દર્દી નમાઝના પુરા સમયમાં વુઝુ સાથે ફર્ઝ નમાઝ પઢી શકતો ન હોય તો મઝકુર હાલત દુર થતાં સુધી મઅઝુર ગણાંશે. તેના માટે એવો હુકમ છે કે નમાઝનો સમય શરૂ થતાં વુઝુ કરી લે અને તે નમાઝનો સમય પુરો થતાં સુધીમાં જેટલી નમાઝ પઢવી હોય તેટલી નમાઝ તે વુઝુથી પઢી શકે છે. હાં, આ ઉઝર સિવાય બીજી કોઇ વુઝુ તોડનારી વસ્તુ બનશે તો વુઝુ તુટી જશે, તેમજ નમાઝનો સમય પૂરો થઇ જશે તો પણ વુઝુ તૂટી જશે જેમકે અસરની નમાઝના સમયનું વુઝુ સુર્યાસ્ત થવાથી તૂટી જશે.

જો આ બીમારીના કારણે કપડું નાપાક થયું હોય તો નમાઝમાં પાછું નાપાક થવાનો ભય ન હોય તો ધોવું જરૂરી છે. જો નાપાક થવાનો ભય હોય તો ધોવું જરૂરી નથી તે જ કપડાથી નમાઝ થઇ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ક્યા ઉઝરમાં બેસીને નમાઝ પઢે ?**

(૧૨૨૯) સવાલ :- એક માણસને એવો ઉઝર છે કે ઉભો રહી નમાઝ પઢે તો પેશાબના ટીપાં પડે છે અને બેસીને પઢે તો ટીપાં પડતાં નથી. માટે એવો માણસ શું કરે ? બેસીને નમાઝ પઢે કે ઉભો રહીને?

જવાબ :- એવો માણસ બેસીને નમાઝ પઢે. (ફતાવા સિરાજિય્યહ પાનું-૧૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બીમારની નમાઝની કઝા અને ફિદયો**

(૧૨૩૦) સવાલ :- બીમાર માણસની નમાઝ કઝા થઇ જાય તો શું હુકમ છે ?

જવાબ :- બીમાર માણસ ઉભો રહીને નમાઝ ન પઢી શકતો હોય તો બેસીને રૂકુઅ-સજદા સહિત નમાઝ પઢે. જો રૂકુઅ અને સજદો કરવાની શક્તિ પણ ન હોય તો બેસીને ઇશારાથી રૂકુઅ અને સજદો કરી નમાઝ પઢે. જો બેસીને નમાઝ પઢવાની પણ શક્તિ ન હોય તો ચત્તાપાટ સુઇ-જઇને ઘુંટણો ઉંચા રાખી અથવા પડખે સુઇ જઇને માથા નીચે તક્યો મુકી, માથાના ઇશારે રૂકુઅ-સજદો કરી નમાઝ પઢે. માથાના ઇશારે રૂકુઅ અને સિજદો પણ ન કરી શકતો હોય તો નમાઝ મુલ્તવી રાખે. પાંચ નમાઝો સુધી આવી હાલત રહે અને સારો થઇ જાય તો કઝા વાજિબ છે. જો એવી હાલતમાં મરણ પામે તો કઝા જરૂરી નથી અને ફિદયાની વસિય્યત પણ વાજિબ નથી.

'ફતાવા આલમગીરી'માં છે. વઇન માત મિન ઝાલિકલ મર્ઝિ લા શય્અ અલય્હી વલા યલ્ઝમુહુ ફિદયતુન કઝા ફિલ મુહીત (ભાગ-૧ પાનું-૧૩૭)

જો પાંચ નમાઝોથી વધારે સમય સુધી આવી હાલત રહે તો તે નમાઝોની કઝા જરૂરી નથી. માફ છે. તેમજ પાંચ નમાઝોના સમયથી વધારે સમય સુધી પાગલ રહે અથવા બેભાન રહે તો પણ તે સમયની નમાઝોની કઝા અને ફિદયાં નથી. તે માફ છે. (નુરૂલ ઇઝાહ પાનું ૧૦૯ થી ૧૧૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### પેશાબ ટપકવાની બીમારીમાં ચત્તાપટ સુઇ જઇ નમાઝ પઢી શકાય ?

(૧૨૩૧) સવાલ :- એક માણસ ઉભા રહી અથવા બેસીને નમાઝ પઢે છે તો પેશાબનાં ટીપાં પડે છે. પણ ચત્તાપાટ સુઇને ઇશારાથી નમાઝ પઢે છે તો ટીપાં પડતાં નથી તો એવો માણસ શું કરે ?

જવાબ :- મઝકુર ઉઝરમાં સુતાં-સુતાં ઇશારાથી નમાઝ પઢવાની ઇજાઝત નથી. ઉભા રહીને નમાઝ પઢે (નફઉલ મુફ્તી વસ્સાઇલ પાનું-૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ સલાતિલ મુસાફિર

**સફરની હાલતમાં સુન્નતોનો હુકમ**

(૧૨૩૨) સવાલ :- અમુક દિવસો ઉપર મુંબઇથી નવસારી આવતાં રેલગાડીમાં મગ્રિબની નમાઝ જમાઅતથી પઢી. ત્યારબાદ સહુલત હોવાથી મેં સુન્નત અને નફિલ પઢી. પરંતુ મારા સાથીઓએ નહીં પઢી અને કહ્યું કે સફરની હાલતમાં સુન્નત, નફિલના દરજામાં છે અને નફિલ પઢવાની જરૂરત નથી. મેં એમને કહ્યું કે સફરમાં ફક્ત ફર્ઝ નમાઝોની કસર છે. બાકી સુન્નત અને નફિલ તેટલી જ પઢવી જોઇએ. હવે આપ ખુલાસો કરશો કે સફરમાં સુન્નત અને નફિલ પઢવી જોઇએ કે નહીં ?

જવાબ :- સુન્નતોમાં કસર નથી. ઇત્મીનાનની હાલત હોય, જલ્દી ન હોય, સાથીઓથી અલગ પડી જવાનો ખૌફ ન હોય અને સાથીઓને રાહ જોવાની તકલીફ પણ ન હોય તો સુન્નતે મુઅક્કદહ ખાસ કરી ફજરની અને મગ્રિબની સુન્નતો ન છોડે. ઇત્મીનાન ન હોય તો ન પઢે. બઅઝના નઝદીક ઇત્મીનાન હોવા છતાં પણ સુન્નતે મુઅક્કદહને છોડવું જાઇઝ છે. પરંતુ મુખ્તાર કૌલ એ છે કે છોડે નહીં. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૭૯) (રસાઇલુલ અરકાન પાનું-૧૪૪) (દુર્રે મુખ્તાર ભાગ-૧ પાનું-૭૪૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વતને ઇકામત ફક્ત સફરની નિય્યતથી બાતિલ થતું નથી ?**

(૧૨૩૩) સવાલ :- સુરતથી મુંબઇ ૨૦ દિવસ રહેવાના ઇરાદાથી ગયો અને ત્યાં જઇને ૧૫ દિવસથી વધુ કયામ કરવાની નિય્યત કરી લીધી પરંતુ હફતહ-અશરહમાં જ કામ પૂરૂં થઇ ગયું અને પાછા ફરવાની નિય્યત કરી લીધી તો રવાનગીથી પપહેલાં મુંબઇમાં જે નમાઝો પઢશે જેમ કે (ઝુહર-અસર) તો કસર કરે યા પુરી પઢે ? ખુલાસો કરશો.

જવાબ :- આ માણસ મુકીમ થઇ ગયો હતો અને મુંબઇ વતને ઇકામત બની ગયું હતું. એટલા માટે ફક્ત નિય્યત બદલવાથી વતને ઇકામત બાતિલ થશે નહીં ત્યાં સુધી કે સફર શરૂ કરીને શરઇ મુસાફિર ન બની જાય, એટલે મુંબઇની આબાદીથી બહાર ન થઇ જાય. આબાદી છોડવા બાદ સફરના અહકામ જારી થશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૪૩) (હિદાયહ ભાગ-૧ પાનું-૧૬૭) (અલઇખ્તિયાર શર્હે મુખ્તાર ભાગ-૧ પાનું-૮૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇમામ મુસાફિર પાછળ મુક્તદીની નમાઝ**

(૧૨૩૪) સવાલ :- કડીથી એક મૌલ્વી સાહબ અહીં (અહમદાબાદ) આવે છે. શરઇ મુસાફિર ગણાતા નથી માટે નમાઝ પઢાવ્યા કરે છે. હમણાં સુરત-મુંબઇ જવાના ઇરાદે અત્રે આવ્યા અને હમેશની આદત મુજબ ઇમામ બની ચાર રકઅત પઢાવી દીધી. કાયદામાં યાદ આવેથી સહવનો સજદો કરી લીધો તો શું મુકીમ મુક્તદીઓની નમાઝ થઇ જશે ?

જવાબ :- મૌલ્વી સાહબ અને બીજા શરઇ મુસાફિર મુક્તદીઓની નમાઝ સહીહ થઇ. પણ મુકીમ મુક્તદીઓની નમાઝ થઇ નથી, કારણ કે પાછલી બે રકઅત ઇમામ અને મુસાફિરના હકમાં નફિલ હતી, જ્યારે મુકીમ મુક્તદીના હકમાં ફર્ઝ હતી અને કાયદો છે કે નફિલ પઢનારની પાછળ ફર્ઝ પઢનારની નમાઝ દુરૂસ્ત થતી નથી. (શામી ભાગ-૧ પાનું-૭૪૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝ પુરી પઢવી કે કસર પઢવી ?

(૧૨૩૫) સવાલ :- હું વલસાડનો રહીશ છું અને મેં એક રૂમ મુંબઇમાં ભાડે રાખ્યો છે. મુંબઇમાં હું સોમવારથી શુક્રવાર સુધી (એટલે પાંચ દિવસ) રહું છું અને દર શનિ અને રવિવારે હું મારા વતન વલસાડ આવી રહું છું તો હવે સવાલ એ છે કે :-

(૧) સોમથી શુક્રવાર સુધી હું મુંબઇમાં રહું છું એ સમય દરમિયાન મોટાભાગની નમાઝો જમાઅત સાથે મળતી નથી અને એ મારે રૂમ પર જ અદા કરવી પડે છે તો મારે એ નમાઝો પૂરેપૂરી પઢવી કે કસર પઢવી ?

(૨) શનિવારે હું જ્યારે ઘરે વલસાડ આવું છું તે દરમિયાન ગાડીમાં જે નમાઝોનો સમય થાય છે તે નમાઝો પૂરેપૂરી પઢવી કે કસર પઢવી ?

(૩) શનિ-રવિવારે હું મારા ઘેર વલસાડમાં રહું છું. એ વખતોમાં જે નમાઝો હું મારા ઘરે અદા કરૂં છું તે મારે કસર પઢવી કે પૂરેપૂરી પઢવી ?

જવાબ :- ઉપરની બન્નેવ (એક અને બે) બાબતોમાં તમારે કસર પઢવી, કારણ કે તમે મુસાફિર છો.-

ત્રીજી બાબતમાં તમારે પુરેપુરી નમાઝ પઢવી કારણ કે તમે વતને અસ્લીમાં છો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## કસર નમાઝ વિષે

(૧૨૩૬) સવાલ :- હું એસ. ટી. ડેપોમાં નોકરી કરૂં છું. તે ડેપો મારા વતનથી ૫૦ માઇલ ઉપર છે અને હું ત્યાંથી દરરોજ આવ-જાવ કરૂં છું તો આવા સંજોગોમાં હું મુસાફિર ગણાઉં કે નહીં ? અને મારે નમાઝ કઇ રીતે પઢવી ? તે લખી જણાવશો.

જવાબ :- પુછેલી સુરતમાં વતનમાં નમાઝ પુરી પઢે. વતનથી ૪૮ માઇલ દુર જવા માટે નિકળે તો રસ્તામાં (જતાં-આવતાં) અને ત્યાં કસર કરવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝ કસર પઢે કે પછી પુરી પઢે ?

(૧૨૩૭) સવાલ :- એક માણસ ટ્રક ડ્રાઇવર છે, અગર ટ્રક માલિક છે અને તે હમેશા ટ્રકની સાથે પ્રવાસમાં રહે છે. કોઇપણ સ્થળે દિવસ, બે દિવસથી વધુ રોકાણ રહેતું નથી તેમજ એક સ્થળથી બીજા સ્થળ વચ્ચેનું અંતર ૪૮ માઇલથી વધુ હોય છે તો તેવી વ્યક્તિએ નમાઝમાં કસર કરવું કે પછી મુકીમની માફક પુરી નમાઝ અદા કરવી ? એ જ પ્રમાણે વિમાન તેમજ સ્ટીમ્બરમાં ખલાસી તરીકે તથા કેપ્ટન તરીકે સેવા આપતી વ્યક્તિ 'મુસાફિર' ગણાશે કે 'મુકીમ' ?

જવાબ :- ટ્રક ડ્રાઇવર પોતાના વતનથી કમ અઝ કમ ૪૮ માઇલની મુસાફરીની નિય્યત કરી નિકળે તો તે શરઇ મુસાફિર ગણાશે અને નમાઝ કસર કરવી પડશે. પાછો ઘરે આવે અથવા કોઇ જગ્યાએ કમ અઝ કમ ૧૫ દિવસ મુકામ કરી લેવાની નિય્યત કરી લેશે તો મુકીમ ગણાશે અને નમાઝ પુરી પઢવી પડશે. એવી જ રીતે વિમાન અને સ્ટીમ્બરમાં ખલાસી અને કેપ્ટન તરીકે કામ કરનારી વ્યક્તિ પણ મુસાફિર ગણાશે અને નમાઝ કસર કરવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુસાફિરનું શરઇ મસાફત પહેલાં વાપસ થઇ જવું

(૧૨૩૮) સવાલ :- સુરતથી મુંબઇ જવાના ખ્યાલથી સફર કર્યો. હજુ નવસારી સુધી જ (આશરે ૩૦ માઇલ) ગયો હતો અને વાપસી (પાછા ફરવા)નો ઇરાદો થઇ ગયો તો હવે આ માણસ મુસાફિર રહ્યો

યા મુકીમ બની ગયો ?

જવાબ :- મસાફતે સફર (૪૮ માઇલ) થી પહેલાં જ પાછો ફર્યો અથવા તે જગ્યાએ પંદર દિવસ રહેવાની નિય્યત કરી લીધી તો તે માણસ મુકીમ બની ગયો. કસર જાઇઝ નથી. નમાઝ પુરી પઢે અને અગર મસાફતે શરઇ (૪૮ માઇલ) પુરા કર્યા પછી પાછા ફરવાનો ઇરાદો કરશે તો તે મુસાફિર જ રહેશે. જ્યાં સુધી કે વતન ન પહોંચી જાય, અથવા કોઇ જગ્યાએ પંદર દિવસ થોભવાની નિય્યત ન કરી લે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૩૨) (હિદાયહ ભાગ-૧ પાનું-૧૪૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ડ્રાઇવર-કંડક્ટર નમાઝ પુરી પઢે કે કસર કરે ?**

(૧૨૩૯) સવાલ :- હું એસ.ટી.માં મઢી ડેપોમાં કંડક્ટરની નોકરી કરૂં છું અને મઢી વાંકાનેરથી આશરે ૨૨ કિલોમીટર છે અને ત્યાં ગયા પછી મારે નોકરી ૧૦૦ અથવા ૧૨૫ કિલોમીટર કરી નાઇટ ગામડાંઓમાં રહેવાનું થાય છે અને એક વખત નોકરી પર મઢીથી નિકળી ગયા પછી એક-બે દિવસે મઢી આવ્વાનું થાય છે, તો મારે ફર્ઝ નમાઝ પુરેપુરી પઢવી કે કસર ? વિગતવાર લખશો.

જવાબ :- પુછેલી સુરતમાં તમો જ્યારે વાંકાનેરથી નોકરી અર્થે મઢી અને ત્યાંથી ૧૦૦ કિલોમીટર અથવા ૧૨૫ કિલોમીટર સફર કરવાના ઇરાદે નિકળો છો તો ત્યારથી જ શરઇ મુસાફિર ગણાશો અને કસરનો હુકમ લાગુ પડી જશે. વાંકાનેર અગર વતને અસ્લી છે તો ત્યાં પહોંચ્તાંની સાથે જ મુકીમ બની જશો અને નમાઝ પુરી પઢવી જરૂરી છે. અગર મઢી વિગેરે કોઇ જગ્યાએ ૧૫ દિવસ રહેવાની નિય્યત કરી લેશો તો મુકીમ બની જશો અને તે જગ્યા વતને ઇકામત ગણાશે અને ત્યાંથી શરઇ સફર કરવા લગી નમાઝ પુરી પઢવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સફરની હાલતમાં અસરની નમાઝ જલ્દી પઢી શકાય ?**

(૧૨૪૦) સવાલ :- મુસાફરીની હાલતમાં એસ.ટી. અગર રેલ્વેનો સમય એ મુજબનો છે કે હન્ફી મઝહબ મુજબ અસરની નમાઝ પઢવામાં આવે તો એસ.ટી. અગર તો રેલ્વે છુટી જાય છે અને પઢવામાં ન આવે તો તે દરમિયાન એસ.ટી. એટલો વખત કોઇ જગ્યાએ થોભતી નથી કે નમાઝ પઢી શકાય. તો આવી લાચારી વખતે શાફેઇ મઝહબ મુજબ એક મિસ્લ સાયો થઇ જાય અસ્લી સાયો બાદ કરતાં, તો નમાઝ એક મિસ્લ ઉપર પઢવી દુરૂસ્ત છે ?

જવાબ :- મઝકુર અડચણને લઇ એસ.ટી. છોડી રેલ્વેની મુસાફરી ઇખ્તિયાર કરે. અગર રેલ્વેમાં પણ એવી જ અડચણ હોય તો લાચારીએ એ કૌલ ઉપર અમલ કરી શકાય છે અને એ કૌલ સાહિબૈનનો પણ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વતને ઇકામત, વતને ઇકામતથી બાતિલ થઇ જાય છે, ચાહે એના દરમિયાન શરઇ મસાફત હોય કે ન હોય ?**

(૧૨૪૧) સવાલ :- અહકરનું વતન સુરત છે. દેવબંદ તઅલીમની ગરઝથી પુરૂ વર્ષ મુકીમ રહ્યો. પછી પુરો રમઝાન મહીનો સહારનપુર હઝરત શૈખુલ હદીસ દામત બરકાતુહુમની ખિદમતે અકદસમાં અલ્લાહ તઆલાએ રહેવાનો મૌકો આપ્યો. પહેલી શવ્વાલના દેવબંદ પહોંચ્યો અને ત્યાં બે-ત્રણ દિવસ રહી સુરત સફરનો ઇરાદો છે. તો સવાલ એ છે કે હવે હું દેવબંદમાં રહી નમાઝ પુરી પઢું યા કસર ? સવાલનો હેતુ એ છે કે વતને ઇકામત, વતને ઇકામતથી બાતિલ થઇ જાય છે. તો એ બન્નેવના દરમિયાન મસાફતે સફર હોવું જરૂરી છે કે નહીં ?

નોટ :- દેવબંદ અને સહારનપુરના દરમિયાન શરઇ મસાફત નથી.

જવાબ :- વતને ઇકામત, વતને ઇકામતથી બાતિલ થઇ જાય છે. ચાહે એ બન્નેવના દરમિયાન મસાફતે

શરઇ હોય કે ન હોય ? એટલા માટે જ્યારે આપ પહેલી શવ્વાલના દેવબંદ પહોંચ્યા અને બે-ત્રણ દિવસ રહી સુરત તરફ સફરનો ઇરાદો છે તો તમો મુસાફિર છો. એટલા માટે કે દેવબંદ વતને ઇકામત બાતિલ થઇ ચુક્યું છે. નમાઝ કસર પઢતા રહો. 'વયબ્તુલુ વતનુલ ઇકામતિ બિમિસ્લિહી (દુર્રે મુખ્તાર) (કવ્લહુ બિમિસ્લિહી) અય સવાઉન કાન બય્નહુમા મસીરતુ સફરિન અવ લા કુહિસ્તાની (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૪૩) (જવ્હરએ નય્યિરહ ભાગ-૧ પાનું-૮૮ બાબુ સલાતિલ મુસાફિર) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.'

### કેદી ક્યારે નમાઝ કસર કરે ?

(૧૨૪૨) સવાલ :- બાદ સલામ મસ્નુન-નાચીઝના મોટાભાઇને હાલની હુકુમતે 'મીસા'ના કાનૂન હેઠળ જેલમાં નાંખ્યા છે અને એમના સાથે પચાસથી સાઠ મુસલમાન પણ છે. એમની હાલત એ છે કે થોડા-થોડા દિવસો પછી એક જેલથી બીજી જેલમાં લઇ જવામાં આવે છે અને એની પણ કંઇ મઅલુમાત નથી કે એમને ક્યારે છોડવામાં આવશે ? તો એવી હાલતમાં તે મુસાફિર છે કે નહીં ? અગર કદી ગાલિબ એ થઇ જાય કે એક જગા તેઓને પંદર યા પંદરથી વધુ દિવસ રાખવામાં આવશે તો એવા વખતે તે મુસાફિર છે કે મુકીમ ? અગર એવા વખતે તે શરઇ એઅતેબારથી મુસાફિર હોય અને એમણે નમાઝમાં કસર નહીં કીધી તો તે નમાઝોની કઝા લાઝિમ છે કે નહીં ? અને જેલમાં અમુક કેદી એવા પણ હોય છે કે તેમની કેદની મુદ્દત મુતઅય્યન (મુકર્રર) હોય છે અને જેલ પણ મુકર્રર હોય છે તો તે નમાઝ પુરી પઢે યા કસર કરે ? અને કસર કઇ નમાઝોમાં છે ? ખુલાસો કરશો.

જવાબ :- જો કેદી ૪૮ માઇલની અંદર હોય તો કસર નથી. કેદીને અગર ૪૮ માઇલ અથવા એનાથી વધુ દુર લઇ જવામાં આવે તો એના ઉપર કસર લાઝિમ છે. નહીં તો નમાઝ પુરી પઢે. કસર લાઝિમ હોવા છતાં ગલ્તીથી નમાઝ પુરી પઢી લીધી તો ફર્ઝ અદા થઇ ગયો પરંતુ નમાઝનો ઇઆદો (લોટાવવું) જરૂરી છે અને અગર કઅદએ ઉલા કરવાનું ભુલી ગયો તો સિરેથી નમાઝ જ નહીં થઇ. જેલરે અગર કેદની મુદ્દત ૧૫ યા ૧૫ દિવસથી વધુ મુતઅય્યન કરી દીધી હોય કે તમારે અહીંયા પુરા ૧૫ દિવસ રહેવાનું છે તો હવે નમાઝ પુરી પઢે. વરના કસર કરે. પોતાના ગુમાનનો કંઇ એઅતેબાર નથી. ઝુહર, અસર, ઇશાંની ફર્ઝ નમાઝોમાં કસર વાજિબ છે. ફજર, મગ્રિબ અને વિત્રમાં કસર નથી અને એ જ પ્રમાણે સુન્નતોમાં પણ કસર નથી. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૪૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### શરઇ મુસાફિર ક્યારે ગણાય ?

(૧૨૪૩) સવાલ :- એક મૌલાના સાહબ પોતાના અસલ વતનથી શરઇ મસાફત ઉપર આશરે ૭૦-૮૦ માઇલે નોકરી કરે છે. નોકરીની જગ્યા તેમના માટે વતન ઇકામત છે. હવે મઝકુર મૌલાના સાહબ પોતાની નોકરીની જગ્યાએથી જે તેમની વતને ઇકામત છે, ત્યાંથી સફર કરે ૨૫-૩૦ માઇલની શરઇ મસાફતથી કમ, (ઓછી) તો તેઓ પોતાના અસ્લી વતનના હિસાબે મુસાફિર બની જાય છે કે ઇકામતના વતનના હિસાબે મુસાફિર નથી બનતા ? સફર વતને અસ્લીથી ગણવામાં આવશે કે વતને ઇકામતથી ?

જવાબ :- પુછેલી સુરતમાં સફર વતને ઇકામતની જગ્યાની શરૂ થશે તો મુસાફિર ગણાશે નહીં, કારણ કે મસાફત શરઇ નથી અને જો સફર વતને અસ્લીથી શરૂ થશે તો મુસાફિર ગણાશે કારણ કે મસાફત શરઇ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### શું વતને અસ્લી એકથી વધુ બની શકે ?

(૧૨૪૪) સવાલ :- અહકરનું વતને અસ્લી રાંદેર છે. મુંબઇમાં મુસ્તકિલ રહેવાના ઇરાદાથી રાંદેરથી ચાલ્યો ગયો. હવે આજકાલ હૈદ્રાબાદમાં કારોબારના લઇ મુકીમ છું. જો હું મુંબઇ બે-ચાર દિવસ રહેવાની નિય્યતે જાઉં તો મારે કસર પઢવી કે પુરી ? એ જ મુજબ અહકરની અહલિયહ જેમનું વતને અસ્લી પણ

રાંદેર છે હાલમાં મારા સાથે હૈદ્રાબાદમાં મુકીમ છે તે અગર રાંદેર જાય તો શું કરે ? વતને અસ્લી બે બની શકે ખરા ? જણાવશો.

જવાબ :- રાંદેરના વતને અસ્લી હોવામાં કાંઇ કલામ નથી. હાં, જો એને બિલ્કુલ જ છોડી દીધું હોય અને કોઇ સંબંધ ન રહ્યો હોય અને હૈદ્રાબાદને હમેશા રહેવાની ગર્ઝથી વતને અસ્લી બનાવી લીધું હોય તો પછી રાંદેર વતને અસ્લી બાતિલ થઇ ગયું. હવે જ્યારે પણ રાંદેર મહેમાન તરીકે કે બીજી કોઇ જરૂરતે આવવાનું થાય અને પંદર દિવસથી કમ રહેવાનો ઇરાદો હોય તો કસર લાઝિમ છે. નહીં તો નમાઝ પુરી પઢવી પડશે. મુંબઇનો પણ એ જ હુકમ છે - રાંદેરને વતને અસ્લી કાઇમ રાખવાની હાલતમાં હૈદ્રાબાદ કે મુંબઇને હમેશા રહેવાની નિય્યતથી વતને અસ્લી બનાવી લીધું હોય તો બન્નેવ જગ્યાઓ (રાંદેર અને હૈદ્રાબાદ અથવા રાંદેર અને મુંબઇ) વતને અસ્લી ગણાશે. વતને અસ્લી એકથી વધુ બની શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વતને ઇકામત શરઇ સફરથી બાતિલ થશે કે નહીં ?

(૧૨૪૫) સવાલ :- મારૂં વતને અસ્લી કફલેતા છે. હું બોધાન ડી. સુરતમાં મુલાઝિમત કરૂં છું. એક વખત હું બોધાનથી બારડોલી જવાના ઇરાદે નિકળ્યો અને એ આશરે ૫૦-૬૦ માઇલ દૂર છે. પહેલાં સુરત આવ્યો (કેમ કે સુરત થઇને જવાનો ઇરાદો હતો) પછી બારડોલી ગયો, ત્યાં પોતાનું કામ કરી સુરત થઇ બોધાન પહોંચ્યો. બોધાનમાં બે-ત્રણ દિવસ કિયામ કરી ફરીથી સુરત જવાનો ઇરાદો છે. આવા સંજોગોમાં બોધાનમાં કિયામના દરમિયાન નમાઝો કસર કરૂં કે પુરી પઢું ? મારૂં ગુમાન એ છે કે મારે નમાઝોમાં કસર કરવી જોઇએ એ કારણથી કે બોધાન મારૂં વતને ઇકામત છે અને વતને ઇકામત શરઇ સફરથી બાતિલ થઇ જાય છે. પરંતુ મારા એક સાથી કહે છે કે પુરી નમાઝ પઢવી જોઇએ. આપ જવાબ આપશો કે હું શું કરૂં ?

જવાબ :- પુછેલી સુરતમાં જ્યારે તમો મુલાઝિમતની જગ્યા બોધાનથી ૫૦-૬૦ માઇલ સફરના ઇરાદાથી નિકળી ગયા તો શરઇ મુસાફિર બની ગયા અને આપનું વતને ઇકામત આ સફરથી બાતિલ થઇ ગયું.

'મરાકિલ ફલાહ'માં છે :- વયબ્તુલુ વતનુલ ઇકામતિ બિમિસ્લિહિ વબ્તુલુ અય્ઝન બિઇન્શાઇ-સ્સફરિ વબિલ્અવ્દિ લિલ વતનિલ અસ્લિય્યિ' (પાનું-૨૪૯)

'માલા બુદ મિન્હુ'માં છે :- વતને ઇકામત હમ બવતને ઇકામત બાતિલ શવદ, વહમ બવતને અસ્લી વહમ બસફર' (પાનું ૫૪)

હવે બોધાન જવા પછી ૧૫ દિવસ કિયામનો ઇરાદો ન હોય અને એ દરમિયાન બીજી જગ્યાએ જવાનો ઇરાદો હોય જેમ કે સવાલમાં જણાવ્યું છે તો આપ મુસાફિર જ ગણાશો અને નમાઝ કસર કરવી પડશે. (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ભાગ-૩ પાનું-૭૪ તથા ૭૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### શું કોઇ જગ્યાએ શાદી કરવાથી તે જગ્યા વતને અસ્લી બની જાય છે ?

(૧૨૪૬) સવાલ : એક માણસે એક જગ્યાએ શાદી કીધી અને તે બીજી જગ્યાએ રહે છે જે એના સુસ્રાલથી શરઇ મસાફત પર છે. આ માણસ કદી કદી પોતાના સુસ્રાલમાં જાય છે. જ્યારે તે સુસ્રાલ જાય તો નમાઝ કસર કરે કે પુરી પઢે ? એવી જ રીતે શાદી પછી ઓરત પોતાના સુસ્રાલમાં શું કરે ? અને પોતાના (મેકે) પિયર જાય તો શું કરે ?

જવાબ : શાદી પછી દુલ્હન રૂખ્સત થઇ શોહરના ઘરે આવે અને ત્યાં મુસ્તકિલ કિયામ કરે તો

નમાઝ પુરી પઢે, એ જ મુજબ માં-બાપને ત્યાં જાય તો પણ પુરી પઢે. જ્યારે કે એણે પિયરને બિલ્કુલ છોડ્યું ન હોય અને શોહર સુસ્રાલ જાય તો કસર કરે. હાં, સુસ્રાલમાં રહેવું ઇખ્તિયાર કરે તો નમાઝ પુરી પઢે.

'ફતાવા કાઝીખાન'માં છે :- અલ્મુસાફિરૂ ઇઝા જાવઝ ઇમ્રાન મિસ્રિહી (ઇલા કવ્લિહી) ઇન કાન ઝાલિક વતનન અસ્લિય્યન બિઅન કાન મવ્લદુહુ વસકન ફીહી અવ લમ યકુન મંવ્લદુહુ વલાકિન્નહુ તઅહ્હલ બિહી વજઅલહુ દારન (ભાગ-૧ પાનું-૭૮) આ ઇબારતમાં 'કાન મવ્લદુહુ' પછી 'વસકન ફીહી' વધાર્યું છે અને 'તઅહહલ બિહી'ના સાથે 'વજઅલહુ દારન'નો વધારો કર્યો છે એને ધ્યાનમાં રાખવું જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નોકરીના લઇ દરરોઝ ૫૦-૬૦ માઇલ દુર જવું પડે તો મુસાફિર ગણાશે ?**

(૧૨૪૭) સવાલ :- હું સરકારી રોડવેઝમાં મુલાઝિમ છું. એસ.ટી. ડેપો મારા વતને અસ્લીથી ૫૦ માઇલ દુર છે. દરરોઝ હું આવ-જાવ (અપ-ડાઉન) કરૂં છું જ્યારે હું પોતાની મુલાઝિમતની જગ્યાએ પહોંચું તો નમાઝોમાં કસર કરૂં કે પુરી પઢું ?

જવાબ :- પુછેલી સુરતમાં વતને અસ્લીમાં નમાઝ પુરી પઢે અને જ્યારે વતનથી ૪૮ માઇલ દુર જવાના ઇરાદાથી નિકળે તો રસ્તામાં (આવતાં-જતાં) અને ત્યાં પહોંચીને કસર કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુસાફિર,મુકીમના પાછળ કઝા નમાઝમાં ઇકતિદા કેમ નથી કરી શકતો ?**

(૧૨૪૮) સવાલ :- 'નુરૂલ ઇઝાહ'માં છે કે મુસાફિરની ઇકતિદા મુકીમના પાછળ વખત ગુઝરી જવા પછી જાઇઝ નથી. એનું શું કારણ ?

જવાબ :- મુસાફિરની નમાઝમાં વખતના અંદર તબ્દીલીની સલાહિય્યત છે. મસલન ઇકામતની નિય્યત કરી લે તો બેની જગ્યાએ ચાર પઢશે. એવી જ રીતે મુકીમની ઇકતિદા કરે તો ઇમામની મુતાબિઅતમાં ચાર પઢવી જરૂરી છે, પરંતુ વખત ખત્મ થતાંની સાથે જ બે રકઅત મુતઅય્યન થઇ જાય છે, જેથી મુકીમની ઇકતિદા નથી કરી શકતો કેમ કે ઇમામનો કઅદએ ઉલા ફર્ઝ નથી જ્યારે કે મુસાફિર મુકતદીના હકમાં કઅદએ ઉલા ફર્ઝ છે. 'હિદાયહ'માં છે :- 'વઇન દખલ મઅહુ ફી ફાઇતતિન લમ તજુઝહુ લિઅન્નહુ લા યતગય્યરૂ બઅદલ વકતિ લિઇન્કિઝાઇ-સ્સબબિ કમા લા યતગય્યરૂ બિનિય્યતિલ ઇકામતિ ફયકુનુ ઇકતિદાઉલ મુફ્તરિઝિ બિલ્મુતનફફિલિ ફી હકકિલ કઅદતિ અવિલ કિરાઅતિ (હિદાયહ અવ્વલૈન ભાગ-૧ પાનું-૧૪૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુકીમ ઇમામ પાછળ મુસાફિરે નમાઝ પઢી તે ફાસિદ થઇ ગઇ પાછળથી તે નમાઝ મુસાફિર એકલો પઢે તો કસર કરે કે પુરી પઢે ?**

(૧૨૪૯) સવાલ :- સફરમાં ઇમામના પાછળ નમાઝ પઢી. પાછળથી જણાયું કે તે નમાઝ ફાસિદ થઇ ગઇ હતી. હવે તે મુસાફિર એકલો નમાઝ પઢે છે તો બે રકઅત પઢે કે ચાર ? કિંવા કસર કરે કે પુરી પઢે ?

જવાબ :- અગર કોઇ એવી ચીઝ પેશ આવી કે જેનાથી તે નમાઝ બાતિલ થઇ ગઇ હોય અને સજદએ સહવથી પણ તેની તલાફી ન થઇ શકતી હોય (જેમકે કોઇ રૂકન છુટી ગયો હોય) તો પાછળથી બે રકઅત પઢે કેમકે પહેલી નમાઝથી ફર્ઝ જ અદા થયો નથી અને ઇમામની મુતાબિઅત પણ બાકી ન રહી. 'ફતાવા આલમગીરી'માં છે :- વઇનિકતદા મુસાફિરૂન બિમુકીમિન અતમ્મ અર્બઅન, વઇન અફસદહુ યુસલ્લા રકઅતય્નિ..... (ભાગ-૧ પાનું-૯૧) 'ઉમ્દતુલ ફિકહ'માં છે :- મુસાફિરની ઇકતિદા મુકીમના પાછળ વખતના અંદર દુરૂસ્ત છે,પસ અગર મુસાફિરે વખતની અંદર મુકીમ ઇમામની ઇકતિદા કીધી તો ચાર

રકઅત પુરી પઢે ઇમામની મુતાબિઅતના લઇ, અને જો એને ફાસિદ કરી દીધી અથવા કોઇ કારણથી ફાસિદ થઇ ગઇ તો હવે અગર એકલો પઢે અથવા કોઇ મુસાફિરની ઇકતિદા કરે તો બે રકઅતો પઢે, કેમકે જે કારણને લઇ પુરી પઢવું લાઝિમ થયું હતું તે કારણ ખત્મ થઇ ગયું અને જો ફરી મુકીમની ઇકતિદા કીધી તો ચાર પઢે. (ભાગ-૨ પાનું-૪૨૨, મુસન્નિફ હઝરત મોલાના શાહ ઝવ્વાર હુસૈન (રહ.) મત્બુઅહ-કરાંચી)

અને જો નમાઝ એવી ફાસિદ થઇ કે જેની તલાફી સજદએ સહવથી થઇ શકતી હોય તો એવી નમાઝથી ફર્ઝ અદા થઇ જાય છે. અલબત્ત વાજિબ છુટવાથી સજદએ સહવ લાઝિમ આવે છે અને સજદો ન કરવાની સુરતમાં નમાઝ વાજિબુલ ઇઆદહ છે. જો અગર એવી સુરત હોય તો પાછળથી ચાર રકઅત પઢે કે ફરીઝો પહેલી નમાઝથી અદા થઇ ચુક્યો છે. આ બીજી નમાઝ એની તકમીલ (ખામી પુરી કરવા) માટે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ જનાઇઝ

**મય્યિતને દફન કરવામાં તાખીર કરવા તેમજ મુર્દાને ફ્રિઝરમાં ભોંયરામાં રાખી મુકવા બાબત**

(૧૨૫૦) સવાલ :- (૧) અહીંયા ઇંગ્લેન્ડમાં જ્યારે કોઇ માણસનો ઇન્તિકાલ થઇ જાય છે ત્યારે તેને હોસ્પિટલ લઇ જવું પડે છે. ત્યાં તેને ચેક કરવામાં આવે છે. મય્યિતને ત્યાંના કોલ્ડ રૂમ (ફ્રિઝર)માં મુકવામાં આવે છે. ત્યારબાદ જો શનિ અને રવિ અથવા સરકારી રજા હોય તો કબ્રસ્તાન બંધ હોય છે તો પણ મય્યિતને હોસ્પિટલમાં રાખવામાં આવે છે, પરંતુ બાટલી શહેરમાં મુસલમાનોનું પોતાનું કોલ્ડરૂમ (ફ્રિઝર) એક મસ્જિદના ભોંયરામાં મૂકવામાં આવ્યું છે. અહિંયા રિવાજ છે કે મય્યિત થાય તો લોકો રિવાજી તોર પર મય્યિતવાળાના ઘરે તઅઝિયત માટે જાય છે અને ત્યાં દુનિયાની વાતો કરે છે. મસ્જિદના ભોંયરામાં ફ્રિઝરની સહુલત હોવાથી મય્યિત અહિંયા રાખવામાં આવે છે. તો લોકોએ મય્યિતવાળા ઘરે જવાના બદલે મય્યિત જ્યાં મૂંક્યું હોય ત્યાં આવી કલામે પાક અથવા ઝિક્રો અઝકાર પઢી બખ્શવું કાંઇ વાંધાજનક છે ? કેટલીક વખતે એવું પણ થાય છે કે મય્યિતના ઘરવાળા મસ્જિદથી દૂર રહેતા હોય કે નઝદીક રહેતા હોય. અને મય્યિદ મસ્જિદના ભોંયરામાં ફ્રિઝરમાં એકલું જ હોય છે. તો આવી રીતે મય્યિતને એકલું રાત-દિવસ રાખવું જાઇઝ છે કે કેમ ? ખુલાસો કરશો.

(૨) જનાઝહની નમાઝ ઝુહરની નમાઝ બાદ રાખવામાં આવે તો ઝુહરની નમાઝ જમાઅતથી અદા કરવા પછી તરત જ જનાઝાની નમાઝ પઢવી કે સુન્નત, નફિલથી ફારિગ થવા પછી પઢવી ? જરૂર ખુલાસાથી જણાવશો (યુ.કે.)

જવાબ :- (૧) માણસની મૌતનું યકીન (ખાત્રી) થઇ જવા પછી જેમ બને તેમ જલ્દી ગુસલ આપી દફનમાં લઇ મુસાફિર બનાવી જનાઝાની નમાઝ પઢી દફનાવી દેવામાં આવે. શરઇ ઉઝર અને કાનુની મજબુરી વગર મય્યિતને રોકી રાખવું ખોટું અને ગુનાહિત છે. એનાથી મય્યિતને ઇઝા પહોંચે છે અને મય્યિતને બેહુરમતી નથી. મઝકુર શરઇ અહકામ અને કબાહતોથી હુકુમતને વાકિફ કરવામાં આવે અને મય્યિતને જલ્દી અવ્વલ મંઝિલ પહોંચાડવા માટે કાનુની લડત જારી રાખે અને જરૂરત હોય તો માલી કુર્બાની આપી મય્યિતને જલ્દી દફનાવી દેવાની ખુસુસી ઇજાઝત હાસિલ કરી લેવામાં આવે. પુરતી કોશિષ કરવા છતાં કામ્યાબી નહીં મળે તો લાચારી અને મજબુરી છે. ખુદા માફ કરે મય્યિતને ગુસલ આપવા પહેલાં તેના કરીબ (નઝદીક)માં કુર્આનની તિલાવતની ઇજાઝત નથી. મકરૂહ છે. બીજા રૂમમાં પઢી શકાય છે. આવી રીતે તિલાવત, તસ્બીહ તહલીલમાં મશ્ગુલ રહે અને મગ્ફિરતની દુઆ કરતા રહે.

શરઇ મસ્જિદના નીચે તેહખાના (ભોંયરા)માં મય્યિત નહીં રાખી શકાય. ઇબાદતખાનું હોય તો વાંધો નથી પણ એના માટે બીજો ઇન્તિઝામ કરવામાં આવે કે જ્યાં અહલે મય્યિતના મર્દો-ઔરતો રહી શકે. મય્યિતને એકલું રાખે નહીં. નઝદીકમાં બેસવું મુશ્કિલ હોય તો દુર બેસી તસ્બીહ, તહલીલમાં મશ્ગુલ રહે અને દુઆએ મગફિરત કરતા રહે. હોસ્પિટલમાં પણ મઝકુર રીતે અમલ કરે. મય્યિતની પાસે હૈઝ-નિફાસ અને જનાબતની હાલતમાં જઇ શકાય નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(૨) ફર્ઝ પછી જનાઝાની નમાઝ પઢે. પછી સુન્નત પઢે અગર લોકો સુન્નત છોડી ચાલ્યા જશે એમ હોય તો પહેલાં સુન્નતે મુઅક્કદહ પઢી લે. પછી જનાઝાની નમાઝ પઢે (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૭૫) (બહરૂર્રાઇક ભાગ-૨ પાનું-૨૫૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતને ઢાંકવા માટે લાકડાના તખ્તા (પાટિયાં)નો ઉપયોગ**

(૧૨૫૧) સવાલ :- કબરમાં મય્યિતને ઢાંકવા માટે લાકડાના પાટિયાં (તખ્તા) લઇ શકાય કે નહીં?

જવાબ :- એના માટે કાચી ઇંટો અને વાંસ બેહતર છે. કાચી ઇંટો અને વાંસ મળવા છતાં લાકડાના તખ્તા (પાટિયાં)નો ઉપ્યોગ મકરૂહ છે (કુદુરી પાનું-૩૬) (નુરૂલ ઇઝાહ પાનું-૧૪૦) (મરાકિલ ફલાહ પાનું-૧૧૯) (તહતાવી પાનું-૩૫૬) (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૧૬૩)

કાચી ઇંટો અને વાંસ નહીં મળી શકે તો લાકડાના તખ્તા (પાટિયાં) વગર વાંધે લઇ શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝહની નમાઝ મજબૂરન બેસીને પઢાવે તો ?**

(૧૨૫૨) સવાલ :- મય્યિતનો વાલી અહલે ઇલમ છે. પણ બીમારી અને કમ્ઝોરીને લઇ બેસીને જનાઝાની નમાઝ પઢાવે અને મુક્તદી ઉભા રહી નમાઝ પઢે તો નમાઝ સહીહ થશે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં નમાઝ સહીહ થઇ જશે. 'ફતાવા આલમગીરી'માં છે. 'ઇઝા સલ્લલ મરીઝુ અલા જનાઝતિન કાઇદન વહુવ વલિય્યુહા વલ્કવ્મુ ખલ્ફહુ કિયામુન જાઝ. (ભાગ-૧ પાનું-૧૦૫)'

નોટ :- વલી ઉપર મુન્હસિર નથી, જેને પણ જનાઝાની નમાઝ પઢાવ્વાનો હક છે તેના માટે પણ આ જ હુકમ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબ્રસ્તાનમાં કબર ઉપરના સુકા ઘાસને સળગાવ્વા વિષે**

(૧૨૫૩) સવાલ :- કબર ઉપરના સુકા ઘાસને આગ લગાવી સાફ કરવામાં આવે તો કોઇ વાંધો છે?

જવાબ :- કબર ઉપરનું સુકું ઘાસ કાપી શકાય છે. કાપવાથી જગ્યા સાફ થઇ જાય છે. આગ લગાડી સાફ કરવું સખત મકરૂહ અને મના છે. કબ્રસ્તાનમાં આગ લઇ જવાની પણ મનાઇ આવી છે તો પછી કબર ઉપર આગ લગાડવાની ઇજાઝત કઇ રીતે હોય શકે છે ? સફાઇની બીજી તદબીરો અમલમાં લાવી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે

**જનાઝહ સાથે આવાઝથી પઢવું કેવું છે ?**

(૧૨૫૪) સવાલ :- જનાઝહ સાથે આવાઝ મેળવી ઝોરથી કલિમો વિગેરે પઢવાનો શું હુકમ છે ?

જવાબ :- જનાઝહને ખામોશીની સાથે લઇ જવાનો હુકમ છે. હદીસમાં છે કે જનાઝહની સાથે ખામોશી ઇખ્તિયાર કરવાને ખુદાપાક પસંદ ફર્માવે છે. (જામેઅ સગીર ઇમામ સુયુતી (રહ.) ભાગ-૧ પાનું-૬૩)

એટલા માટે સહાબએ કિરામ (રદી.) જનાઝહ સાથે ઝોરથી પઢવાને મકરૂહ સમજતા હતા. (બહરૂર્રાઇક ભાગ-૫ પાનું-૭૬)

જેથી આપણા હન્ફી ફુકહા (રહ.) જનાઝહની સાથે આવાઝથી ઝિક્ર કરવાને અને આવાઝથી કુર્આન પઢવાને બિદઅત અને મકરૂહે તહરીમી માને છે. (ફતાવા સિરાજિય્યહ પાનું-૨૩) (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૧૬૨) (બહરૂર્રાઇક ભાગ-૨ પાનું-૧૯૨)

કલિમો વિગેરે વગર અવાઝે દિલમાં અને ધીમે પઢવું મના નથી. વિના કરાહતે જાઇઝ છે. 'ફતાવા કાઝીખાન'માં છે :-'વયુકરહુ રફઉસ્સવ્તિ બિઝઝિક્રિ'ફઇન અરાદ અયં યઝકુરલ્લાહ યઝકુરૂહુ ફી નફસિહી.'

અર્થાત :- જનાઝહની સાથે ઝોરથી ઝિક્ર કરવું મકરૂહ છે. અગર ખુદાનો ઝિક્ર કરવો હોય તો દિલમાં કરે. (ભાગ-૧ પાનું-૬૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝહની વુઝુથી બીજી નમાઝો પઢી શકાય કે નહીં ?

(૧૨૫૫) સવાલ :- ખાસ જનાઝહની નમાઝ પઢવા માટે કરેલા વુઝુથી ફર્ઝ નમાઝ પઢી શકાય કે નહીં ? એક સાહબ કહે છે કે તે વુઝુથી ફર્ઝ નમાઝ પઢી શકાય નહીં. તેના માટે બીજું વુઝુ કરવું જરૂરી છે. એના ઉપર ઘણું ઝોર આપે છે. માટે કિતાબના હવાલાથી જવાબ આપશો.

જવાબ :- કોઇ પણ નિય્યતથી વુઝુ કર્યું હોય તેનાથી ફર્ઝ વિગેરે બધી નમાઝો પઢી શકાય છે. 'શામી'માં છે 'કુલ્લુ વુઝુઇન તસિહહુ બિહિસ્સલાતુ' (ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મય્યિતનું શરીર આખું ન હોય તો ?

(૧૨૫૬) સવાલ :- મય્યિતનું શરીર આખું ન હોય અર્ધુ હોય અથવા અર્ધાથી ઓછું હોય યા વધારે હોય તેના મસ્નુન ગુસલ, કફન અને નમાઝ વિષે શું હુકમ છે ?

જવાબ :- મય્યિતનું અર્ધુ શરીર માથા સાથે હોય તો આખા શરીરના હુકમમાં છે. મસ્નુન ગુસલ, મસ્નુન કફન સાથે નમાઝ પઢવામાં આવશે. અર્ધુ શરીર માથા વગરનું હોય તો તેના માટે મસ્નૂન ગુસલ અને કફન નથી અને જનાઝહની નમાઝ પણ પઢવાની નથી. નવ્હાવી એક કપડામાં લપેટી દફન કરી દેવામાં આવે. અર્ધાથી કમ શરીરનો પણ એ જ હુકમ છે. (શામી ભાગ-૧ પાનું-૮૦૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝહની નમાઝ પઢાવનાર કોઇ ન હોય તો ?

(૧૨૫૭) સવાલ :- અમુક ગામડાં એવા પણ છે કે જ્યાં જનાઝહની નમાઝ પઢાવનાર મળતો નથી. ક્યાં સુધી કોઇની રાહ જોવામાં આવે. છેવટે લાશ ખરાબ થઇ જવાના ડરથી નમાઝ પઢવા વગર દફનાવી દેવાય છે. એના વિષે શું હુકમ છે ?

જવાબ :- જનાઝહની નમાઝ પઢવી ફર્ઝ કિફાયહ છે. અમુક પઢી લેશે તો બધાના ઝિમ્મેથી ફર્ઝ સાકિત થઇ જશે. જો એક પણ નહીં પઢશે તો બધા ફર્ઝ તર્ક કરનારા ગણાશે અને મય્યિત મોટા નુકસાનમાં રહેશે માટે જનાઝહની નમાઝ પઢવું-પઢાવ્વું, શીખવું જરૂરી છે. અગર કોઇ જનાઝહની નમાઝ પઢાવી શકે એવો ન મળે તો છેવટે એક પણ મર્દ અથવા ઔરત વુઝુ કરી જનાઝહની સામે ઉભા રહી, તકબીર કહી, કૌલ બાંધી બાકીની ત્રણ તકબીરો કહી દે, (કુલ ચાર તકબીરો થશે) તો નમાઝ પઢેલી ગણાશે અને બધા ગુનાહથી મુક્ત થઇ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝહની પાછળ ચાલે કે આગળ ?

(૧૨૫૮) સવાલ :- મય્યિતમાં જનાઝાથી આગળ ચાલ્વું કે જનાઝહની પાછળ ચાલ્વું ? હમારે ત્યાં રિવાજ થઇ ગયો છે કે લોકો જનાઝહની આગળ લાંબી કતાર (લાઇન) બાંધે છે એ કેવું છે ? અને કબ્રસ્તાનમાં જોડા પહેરીને કબરો પર ચાલવું યા તો કબરો ઉપર ઉઘાડા પગે ચાલ્વું કેવું છે ?

જવાબ :- હઝરત બર્રા ઇબ્ને આઝિબ (રદી.)થી રિવાયત છે કે, 'અમરના રસુલુલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ બિઇત્તિબાઇલ જનાઝતિ.'

અર્થાત :- રસુલે ખુદા (સલ.) એ અમને જનાઝહની ઇત્તિબાઅ (પાછળ રહેવા)નો હુકમ આપ્યો છે. (સહીહ બુખારી ભાગ-૧ પાનું-૧૬૬)

આથી સાબિત થાય છે કે જનાઝો 'મત્બૂઅ' છે અને 'મત્બૂઅ' તાબેઅના આગળ હોય છે માટે જનાઝહને આગળ રાખવું અને પાછળ ચાલવું અફઝલ અને મુસ્તહબ છે. જનાઝો આગળ અને સામે રહેવામાં ઇબ્રત છે. નસીહત છે અને મય્યિતનો એહતેરામ પણ છે. જનાઝહની આજુ-બાજુ રહેવું જાઇઝ છે પણ બેહતર નથી. જનાઝહને કાંધો આપવા માટે જનાઝહની આગળ રહેવું બેહતર છે પણ જનાઝાથી

છેટે રહેવું તથા જનાઝહને પાછળ છોડી દેવું મકરૂહ છે. લોકો જનાઝહની આગળ લાંબી કતારો (લાઇન) બાંધી ચાલે છે અને જનાઝો પાછળ મુકી દે છે એ ખોટું છે. જનાઝાને કાંધો આપવા માટે થોડા માણસો જનાઝહની આગળ નઝદીકમાં હોય અને મોટા ભાગે લોકો પાછળ હોય. આગળના માણસો કાંધો આપી પાછળ હટતા જાય જેથી પાછળના લોકોને કાંધો આપવાનો મૌકો સહેલાઇથી મળી શકે (ફતાવા આલમગીરી, ભાગ-૧ પાનું-૧૦૪) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૮૩૪), (બહરૂર્રાઇક ભાગ-૨ પાનું-૧૯૨) કબરોના ઉપર જોડા સાથે અને વગર જોડે પણ ચાલવું સખત મકરૂહ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝ પઢાવ્વા અને દફન વિષે મય્યિતની વસિય્યત**

(૧૨૫૯) સવાલ :- મરવા પહેલાં વસિય્યત કરી હોય કે મને ફલાણો માણસ ગુસલ આપે અથવા ફલાણો માણસ મારી જનાઝહની નમાઝ પઢાવે, યા ફલાણી જગ્યાએ મને દફન કરે તો એ વસિય્યત પર વારિસોને અમલ કરવું જરૂરી છે ? અમલ ન કરે તો ગુનોહ થશે ?

જવાબ :- મય્યિતની વસિય્યત કે ફલાણો માણસ મને ગુસલ આપે. ફલાણો માણસ કફન આપે, ફલાણો નમાઝ પઢાવે, ફલાણી જગ્યાએ મને દફન કરે મોઅતબર નથી. વારિસોને જે યોગ્ય લાગે અને મય્યિતના હકમાં જે બેહતર હોય તે ઉપર અમલ કરે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૮૨૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પાણીમાં ડુબી મરી જાય તો ગુસલ આપ્વું કે નહીં ?**

(૧૨૬૦) સવાલ :- પાણીમાં ડુબી મરી જાય તો તેને ગુસલ આપ્વું જરૂરી છે ? પાણીમાં ડુબી જવું અને પાણીમાંથી નિકળવું ગુસલ માટે કાફી નથી ?

જવાબ :- પાણીમાં ડુબી મરણ પામે તેને પણ ગુસલ દેવું જરૂરી છે. પાણીમાં ડુબી જવું ગુસલ માટે કાફી ગણાશે નહીં કારણ કે મય્યિતને ગુસલ દેવું ઝિન્દા લોકો ઉપર ફર્ઝ છે. અગર પાણીમાંથી લાશને કાઢતી વખત ગુસલની નિય્યતે પાણીમાં ત્રણ ડુબકી આપી કાઢી લેશો તો ગુસલ માટે કાફી ગણાશે. અલગ ગુસલ આપવાની જરૂરત રહેશે નહીં. (બહરૂ-ર્રાઇક ભાગ-૨ પાનું-૧૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બાળક જીવતું યા મરેલું પૈદા થાય તો નમાઝ પઢવી કે કેમ ?**

(૧૨૬૧) સવાલ :- બાળક પૈદા થતી વખતે તેને ઝિંદગી માલુમ પડતી હતી. પરંતુ જ્યારે પુરૂ પૈદા થઇ ચૂક્યું તો જીવતા હોવાનું માલુમ ન પડ્યું તો હવે તેનું નામ રાખવું અને તેની જનાઝહની નમાઝ પઢવી કે નહીં ? અને બાળક મરેલું પૈદા થયું તો તેનું નામ રાખવું કે કેમ ?

જવાબ :- બાળકના શરીરનો અકસર (વધુ) ભાગ બહાર આવ્વા સુધી ઝિંદગીના આસાર બાકી રહે એટલે માથા તરફથી પૈદા થાય તો છાતી સુધી અને પગ તરફથી પૈદા થાય તો ડુંટી સુધી નિકળવા લગી હયાતીના આસાર બાકી હોય તો બાળક જીવતું ગણાશે અને તેની તજહીઝ, તકફીન મસ્નુન તરીકા મુજબ કરી જનાઝહની નમાઝ પઢી દફન કરવામાં આવે. અગર બાળકનો અકસર ભાગ નિકળવા પહેલાં મરણ પામે તો તે મરેલું ગણાશે તેને નવ્ડાવી એક કપડામાં લપેટી નમાઝ પઢવા વગર દફન કરી દેવામાં આવે અને બન્નેવ સુરતમાં નામ રાખી લેવામાં આવે. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પાનું-૮૨૯-૮૩૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝહ ઉપર ફુલની ચાદર વિષે**

(૧૨૬૨) સવાલ :- મય્યિતના જનાઝહ ઉપર ફુલની ચાદર સવાબનું કામ સમજી નાખવામાં આવે છે અને એની ઘણી તૈયારીઓ થાય છે. તૈયાર થવામાં વાર લાગે તો રાહ જોવાય છે. તો શું એની કોઇ

અસલિયત છે ?

જવાબ :- એની કોઇ અસલિયત નથી. આપ (સલ.) અને આપના સહાબા (રદી.) તથા તાબિઇન, તબ્એ તાબિઇન અને ઇમામો (રહ.)ના કૌલ અને અમલથી સાબિત નથી, માટે ફુલની ચાદર જનાઝહ ઉપર નાંખવી બિદઅત અને મકરૂહે તહરીમી છે.

હઝરત શાહ ઇસ્હાક સાહબ મુહદ્દિસે દહેલ્વી (રહ.) (વફાત ૧૨૬૨ હિ.) લખે છે કે :- 'વ ચાદરે ગુલ બર જનાઝહ અંદાખ્તન બિદઅત સ્ત વ મકરૂહે તહરીમી' અર્થાત :- અને ફુલની ચાદર મય્યિતના જનાઝહ ઉપર નાખવું બિદઅત અને મકરૂહે તહરીમી છે. (મસાઇલે અર્બઇન પાનું-૪૫) એમાં ઇઝાઅતે માલ (માલનું ઝાઇઅ કરવું) અને તશબ્બુહ બિલ્હુનૂદ પણ લાઝિમ આવે છે. 'માલા બુદ્દ મિન્હુ'માં છે :- 'વ મુસ્લિમ રા તશબ્બુહ બકુફ્ફાર વફુસ્સાક હરામ સ્ત' (પાનું-૧૩૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબરમાં બાળકનો જન્મ**

(૧૨૬૩) સવાલ :- હમારા ગામમાં એક બનાવ બન્યો છે. હમલવાળી બાઇ ગુઝરી ગઇ અને તેને દફનાવી દેવામાં આવી. રાત્રે ઘરના એક દીનદાર નેક માણસે ખ્વાબમાં તેને જોઇ, તેણીએ કહ્યું કે 'મને બાળકનો જન્મ થયો છે, જેથી ઘરના લોકો ઘણા પરેશાન છે. હવે શું કરવું ? કબર ખોલીને જોવું કે નહીં? શરઇ હુકમ શું છે ?

જવાબ :- પુછેલી સુરતમાં કબર ખોલવાની શર્અન ઇજાઝત નથી. 'ફતાવા કાઝીખાન'માં છે :- હામિલુન માતત વકદ અતા અલા હમ્લિહા તિસ્અતુ અશ્હુરિન વકાનલ વલદુ યતહર્રકુ ફી બતનિહા ફદુફિનત વલમ યુશક્ક બતનુહા સુમ્મ રૂઇયત ફિલ મનામિ અન્નહા તકૂલુ વલદતુ લા યુમ્બશુલ કબરૂ લિઅન્નઝ-ઝાહિર ઇન્નહા વલદત કાનલ વલદુ મય્યિતન, યઅની એક હામિલહનો ઇન્તિકાલ થઇ ગયો અને એના હમલને નવ માસ પુરા થઇ ગયા છે અને બચ્ચું તેના પેટમાં હરકત કરતું હતું એવી હાલતમાં એને દફન કરી દેવામાં આવી અને પેટ ચીર્યું નહીં. (કિંવા બચ્ચાને કાઢવામાં આવ્યું નહીં) પછી કોઇએ ખ્વાબમાં જોયું કે તે કહી રહી છે કે મને બચ્ચું પૈદા થયું છે, તો કબર ખોલવામાં આવશે નહીં. એટલા માટે કે ઝાહિર એ જ છે કે જો બચ્ચું પૈદા થયું હોય તો તે મુર્દહ જ હશે (ભાગ-૧, પાનું-૯૪ તેમજ ભાગ-૪ પાનું-૩૭૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝો નઝદીકના રસ્તે લઇ જવું બેહતર છે**

(૧૨૬૪) સવાલ :- શરીઅતમાં જનાઝાને જે ચાલીસ કદમ સુધી કાંધો આપવાની ફઝલીત આવી છે તે મુસ્તહબ છે. ચાલીસ કદમની ફઝીલત મેળવ્વા જનાઝાને મહોલ્લામાં ફેરવી લઇ જવામાં આવે તો કેમ ? આજ કાલ ઘણી જગ્યાએ એ મુજબ અમલ થાય છે અને જનાઝામાં વધુ લોકો હોય તો દરેકને કાંધો આપવાની તક મળે એ માટે પણ જનાઝાને (મય્યિતને) લાંબા અંતર સુધી લઇ જવામાં આવે છે. એ બાબતમાં શું હુકમ છે ?

જવાબ :- બેશક ! જનાઝાના ચારેવ પાયાને ખભા ઉપર મુકી ૧૦-૧૦ કદમ ચાલ્વાની ઘણી ફઝીલત આવી છે. હદીસ શરીફમાં છે કે :- જે માણસ જનાઝો ઉઠાવી ૪૦ કદમ ચાલે તેના મોટા-મોટા ગુનાહો માફ થઇ જાય છે અને એનાથી પણ વધુ ફઝીલત અને તાકીદી હુકમ એ છે કે મય્યિતને દફનાવ્વામાં જલ્દી કરે એટલે જેમ બને તેમ જલ્દી ઉઠાવે અને મય્યિતને હરકત નહીં થાય એનો ખ્યાલ રાખી જલ્દી-જલ્દી ચાલે કે જનાઝાની નમાઝ જલ્દી પઢી લેવાય અને જનાઝો કબર લગી જલ્દી પહોંચે. હદીસમાં છે :- 'અસ્રિઉ બિલ જનાઝતિ....' અર્થાત :- જનાઝાને જલ્દીથી લઇ ચાલો. અગર મય્યિત ખુદાના નઝદીક નેક છે તો તેના માટે આગળ બેહતરી છે તેને ત્યાં જલ્દી પહોંચાડી આપો. અગર બદ છે તો તેને પોતાની ગરદનોથી જલ્દી ઉતારી દો. (મિશ્કાત પાનું-૧૪૪)

એક હદીસમાં છે કે જ્યારે લોકો મય્યિતને પોતાની ગરદનો ઉપર ઉઠાવીને લઇ જાય છે તો તે નેક હોય તો કહે છે કે મને જલ્દી આગળ લઇ ચાલો અને બદ હોય તો કહે છે 'હાય મુસીબત મને કયાં લઇ જાઓ છો' એ આવાઝને ઇન્સાન સિવાય સૌ સાંભળે છે. અગર માણસ સાંભળી લે તો હોશ ગુમાવી દે. (મિશ્કાત-૧૪૪)

એટલા માટે ફુકહા (રહ.) લખે છે કે મય્યિતની નમાઝ અને દફનમાં એટલા માટે તાખીર કરવી કે જુમ્અહની નમાઝ બાદ જનાઝાની નમાઝ પઢાશે તો ઘણા લોકો નમાઝમાં શામિલ થશે. (એ ખ્યાલથી તાખીર કરવી) મકરૂહ છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧)

આથી સમજી શકાય છે કે જનાઝો નઝદીકના રસ્તે લઇ જવું બેહતર છે. વિના ઉઝરે નઝદીકનો રસ્તો છોડી લાંબા રસ્તે જનાઝો ગુમાવી લઇ જવાનો રિવાજ પસંદીદહ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબરમાં મય્યિતનું મોં અને પગ કઇ તરફ રાખવું જોઇએ ?

(૧૨૬૫) સવાલ :- મય્યિતને જ્યારે કબરની અંદર સુવ્ડાવે ત્યારે તેના પગ કિબ્લા તરફ રાખવા જોઇએ. આ મસ્અલો બે માણસોએ એક કિતાબમાં વાંચ્યો છે, કઇ કિતાબમાં વાંચ્યો છે તે હમને યાદ નથી. લોકોનું કહેવું એમ છે કે મય્યિતનું મોં કિબ્લા તરફ રાખવું જોઇએ. જો પગ કિબ્લા તરફ રાખવાના હોય તો તે કઇ હાલતમાં રાખવાના છે ? આપ ફતાવાની કિતાબનો હવાલો જરૂર લખશો.

જવાબ :- મય્યિતને કબરમાં કિબ્લા તરફથી ઉતારવું સુન્નત છે. કબરમાં તેને જમણાં પેહલુએ સુવ્ડાવી મોં કિબ્લા તરફ રાખવું સુન્નતે મુઅક્કદહ છે. કિબ્લા તરફ પગ રાખવા જાઇઝ નથી.

'ફતાવા આલમગીરી'માં છે :- વયૂઝઉ ફિલ કબ્રિ અલા જમ્બિહિલ અય્મનિ મુસ્તકબિલલ કિબ્લતિ'

અર્થાત :- મય્યિતને કબરમાં જમણા પેહલુ પર સુવ્ડાવી કિબ્લા તરફ મોં રાખવામાં આવે. (ભાગ-૧ પાનું-૧૬૬) (શામી ભાગ-૧ પાનું-૮૩૭)

'માલા બુદ્દ મિન્હુ'માં છે :- 'વ રૂ બસુએ કિબ્લહ કુંદહ શવદ'

અર્થાત :- કબ્રમાં મય્યિતનું મોં કિબ્લા તરફ રાખવામાં આવે (પાનું-૭૬)

અમુક ફુકહા (રહ.) કબ્રમાં મય્યિતનું મોં કિબ્લા તરફ રાખવાને વાજિબ માને છે (દુર્રે મુખ્તાર) (હિદાયહ ભાગ-૧ પાનું-૧૬૨)

માટે કબરમાં મય્યિતના પગ કિબ્લા તરફ રાખવા જાઇઝ નથી. ઇસ્લામી તરીકા વિરૂદ્ધ અને ગુનાહિત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### આપઘાત કરનારની જનાઝહની નમાઝ વિષે

(૧૨૬૬) સવાલ :- ખુદકુશી (આપઘાત) કરી હરામ મોતે મરનાર મુસલમાનના જનાઝહની નમાઝ પઢવી જાઇઝ છે કે નહીં ? હવાલાથી જણાવશો.

જવાબ :- બેશક ! ખુદકુશી (આપઘાત) કબીરો ગુનોહ છે. પણ શરીઅતે ખુદકુશી કરનારના જનાઝહની નમાઝ પઢવાની ઇજાઝત આપી છે. અગર અમુક મઝહબી પેશ્વા 'જઝરન' લોકોની ઇબ્રત માટે જનાઝહમાં શામિલ ન થાય તો તેની ગુંજાઇશ છે પરંતુ આમ મુસલમાનો ઉપર લાઝિમ છે કે જનાઝહની નમાઝ પઢે. નમાઝ પઢયા વિના દફન કરે નહીં. હદીસમાં છે કે મુસલમાનની જનાઝહની નમાઝ તમારા ઉપર લાઝિમ છે. મરનાર નેક હોય કે બદ, (અવ કમા કાલ) અલયહિસ્સલાતુ વસ્સલામ)

'દુર્રે મુખ્તાર'માં છે :- મન કતલ નફસહુ વલવ અમદન યુગ્સલુ વયુસલ્લા અલયહી બિહી યુફ્તા.

અર્થાત :- જે માણસ જાણી જોઇ પોતાને કતલ કરી નાંખે તેને પણ ગુસલ દેવામાં આવે અને તેના જનાઝહની નમાઝ પઢવામાં આવે. એના ઉપર ફત્વો છે. (શામી ભાગ-૧ પાનું-૮૧૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝામાં શિર્કત અને સફોની ગણત્રી વિષે ઘણાં ઉપયોગી મસાઇલ**

(૧૨૬૭) સવાલ : જનાઝહની નમાઝમાં સફોની સંખ્યા એકી રાખવું શું જરૂરી છે ? જનાઝાની નમાઝમાં પાછળની સફમાં નમાઝ પઢવામાં સવાબ વધુ મળે છે ? જનાઝહમાં શરીક થનાર જનાઝહથી આગળ ચાલી શકે છે ? જનાઝહમાં શરીક થનારે કઇ વસ્તુનો ઝિક્ર કરતા રહેવું જોઇએ ? વધુ ભાગે લોકો જનાઝાની આગળ લાંબી કતાર (લાઇન) બાંધે છે એ કેવું છે ? ખુલાસો કરશો.

જવાબ : બેહતર એ છે કે જનાઝહની નમાઝમાં સફોની સંખ્યા એકી હોવી જોઇએ. ફિકહની કિતાબોમાં છે કે મુસ્તહબ એ છે કે કમ અઝ કમ ત્રણ સફો હોય. અગર ફક્ત સાત જ માણસો હોય તો એક ઇમામ બને અને પહેલી સફ ત્રણ માણસની હોય, બીજી સફ બે માણસની હોય અને ત્રીજી સફમાં એક માણસ હોય. "ફતાવા આલમગીરી"માં છે. 'ઇઝા કાનલ કવ્મુ સબ્અતન કામૂ સલાસત સુફુફિન યતકદ્દમુ વાહિદુન, વસલાસતુન બઅદહુ વઇસ્નાનિ બઅદહુમ, વ વાહિદુન બઅદહુમા' (તાતારખાનિય્યહ તથા ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૧૦૫)

હાં, જનાઝહની નમાઝમાં પાછળની સફમાં નમાઝ પઢવામાં સવાબ વધુ મળે છે.

જનાઝહમાં શરીક થનારે જનાઝહની પાછળ રહેવું જોઇએ.

જુઓ, હરકત બર્રા ઇબ્ને આઝિબ (રદી.)થી રિવાયત છે કે "અમરના રસુલુલ્લાહિ (સલ.) બિઇત્તિબાઇલ જનાઝતિ"

અર્થાત :- રસુલે ખુદા (સલ.)એ અમને જનાઝહની ઇત્તિબાઅ (પાછળ રહેવા)નો હુકમ આપ્યો છે. (સહીહ બુખારી શરીફ ભાગ-૧, પાનું-૧૬૬)

આથી સાબિત થાય છે કે જનાઝો 'મત્બૂઅ' છે અને 'મત્બૂઅ' તાબેઅના આગળ હોય છે માટે જનાઝહને આગળ રાખવું અને પાછળ ચાલવું અફઝલ અને મુસ્તહબ છે. જનાઝો આગળ અને સામે રહેવામાં ઇબ્રત છે, નસીહત છે અને મય્યિતનો એહતિરામ તથા અદબ પણ છે. જનાઝહની આજુ-બાજુ રહેવું જાઇઝ છે. પણ બેહતર નથી. જનાઝહને કાંધો આપવા માટે જનાઝહની આગળ રહેવું બેહતર છે પરંતુ જનાઝહથી છેટે રહેવું તથા જનાઝહને પાછળ છોડી દેવું મકરૂહ છે. લોકો જનાઝહની આગળ લાંબી કતારો (લાઇન) બાંધી ચાલે છે અને જનાઝો પાછળ મૂકી દે છે એ ખોટું છે. જનાઝાને કાંધો આપવા માટે થોડા માણસો જનાઝહની આગળ નઝદીકમાં હોય અને મોટા ભાગે લોકો પાછળ હોય. આગળના માણસો કાંધો આપી પાછળ હટતા જાય જેથી પાછળના લોકોને કાંધો આપ્વાનો મૌકો સહેલાઇથી મળી શકે. (ફતાવા આલમગીરી ભાગ-૧, પાનું-૧૦૪) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું-૮૩૪) (બહરૂ-ર્રાઇક ભાગ-૨, પાનું-૧૯૨)

જનાઝહમાં શરીક થનારને ઝિક્રે ખફીની ઇજાઝત છે કિંવા તિલાવતે કુર્આન, દુઆ, કલિમા વિગેરે તસ્બીહાત આહિસ્તા આહિસ્તા દિલમાં પઢે. ઝોરથી પઢવાની ઇજાઝત નથી. ઝોરથી પઢવું મકરૂહ છે. વળી જેઓ ઝોર-ઝોરથી દુઆઇયા કલિમાત યા કલિમએ શહાદત વિગેરે પઢે છે એ જાઇઝ નથી. એ તરીકો ખિલાફે સુન્નત અને મકરૂહે તહરીમી છે. (બહરૂ-ર્રાઇક ભાગ-૫, પાનું-૭૬) (કિતાબુસ્સિયર) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબરમાં મુન્કિર નકીરના સવાલનો જવાબ**

(૧૨૬૮) સવાલ :- કબરમાં મુન્કિર નકીરના સવાલનો જવાબ કઇ રીતે આપવો જોઇએ ?

જવાબ :- અમુક કિતાબોમાં છે કે મુ'મિન કામિલ જવાબ આપે છે તે આ છે. 'અશહદુ અલ લાઇલાહ ઇલ્લલ્લાહુ વઅશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વરસૂલુહુ, રઝીતુ બિલ્લાહિ રબ્બન વબિલ ઇસ્લામિ દીનન વબિમુહમ્મદિન નબિય્યન વરસૂલન વબિલ કુર્આનિ ઇમામન વબિલ કઅબતિ કિબ્લતન વબિલ મુ'મિનીન ઇખ્વાનન વબિસ્સિદ્દીકિ વબિલ્ફારૂકિ, વબિઝિન્નુરૈનિ, વબિલ મુર્તઝા અઇમ્મતન રિઝવાનુલ્લાહિ અલયહિમ મર્હબન બિલ્મલકય્નિ-શ્શાહિદયનિલ હાઝિરય્નિ વશ્હદા બિઅન્ન નશ્હદુ અલ લાઇલાહ ઇલ્લલ્લાહુ વઅન્ન મુહમ્મદ-ર્રસૂલુલ્લાહ અલા હાઝિહિ-શ્શહાદતિ નુહયી વઅલય્હા નમૂતુ વઅલય્હા નુબ્અસુ ઇન્શાઅલ્લાહુ તઆલા.'

અર્થાત :- હું ગવાહી આપું છું એ વાતની કે ખુદા સિવાય કોઇ બંદગીના લાયક નથી અને ગવાહી આપું છું એ કે હઝરત મુહમ્મદ (સલ.) ખુદાના બંદા અને તેના પય્ગમ્બર છે. રાઝી છું હું ખુદાથી રબ હોવાનો એઅતેબારથી અને રાઝી છું હું ઇસ્લામથી દીન હોવાના એઅતેબારથી અને રાઝી છું હું હઝરત મુહમ્મદ (સલ.)થી નબી હોવા અને રસૂલ હોવાની હૈસિયતથી અને રાઝી છું હું કુર્આનથી મુક્તદા હોવાની હૈસિયતથી અને કઅબહ શરીફથી કિબ્લા હોવાના એઅતેબારથી અને રાઝી છું હું મુસલમાનોથી ભાઇ હોવાની હૈસિયતથી અને રાઝી છું હું હઝરતે સિદ્દીક, હઝરતે ફારૂક અને હઝરતે ઝિન્નુરૈન અને હઝરતે અલી મુર્તઝાથી ઇમામ હોવાની હૈસિયતથી (રઝિયલ્લાહુ અન્હુમ) અને ખુશી છે બે ફરિશ્તાઓના આવ્વાથી કે ગવાહ અને મૌજૂદ છે અને હે તમો બન્નેવ ફરિશ્તાઓ .તમો ગવાહ રહો કે હમો ગવાહી આપીએ છીએ કે નથી કોઇ મઅબુદ ઇબાદતના લાયક પણ ફક્ત એક જ ખુદા અને ગવાહી આપીએ છીએ કે હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહના રસુલ છે. એ જ શહાદત ઉપર હમો જીવ્તા રહ્યા અને એ જ શહાદત ઉપર હમો વફાત પામ્યા અને એના ઉપર જ હમો કિયામતના દિવસે ઉઠાવ્વામાં આવીશું ઇન્શાઅલ્લાહ.

મુસલમાનોને જોઇએ કે મઝકુર દુઆ યાદ કરી લીએ અને હમેશ પઢતા રહે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુસલમાનોના કબ્રસ્તાનમાં રવાફિઝને દફન કરવા વિષે

(૧૨૬૯) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન નીચેના મસ્અલામાં કે સુન્નીઓનું એક કબ્રસ્તાન છે. જેનો ઇન્તિઝામ પણ કોર્ટ તરફથી 'સુન્ની મુસ્લિમ વકફ કમિટી' નામની એક કમિટીને સોંપવામાં આવ્યો છે. આ કબ્રસ્તાનમાં સુન્નીઓ સિવાય ગૈર સુન્ની, શીઅહ, રવાફિઝ વિગેરે ફિર્કાના કોઇ મુર્દા દફન કરી શકાય કે નહીં ? જો મઝકુર કમિટી એવી ઇજાઝત આપે તો જાઇઝ છે કે નહીં ? કિતાબના હવાલા સહિત જણાવશો.

જવાબ :- રવાફિઝ અને શીઆઓમાં મુખ્તલિફ અકીદાના ફિર્કાઓ છે. અમુક એવા છે જેઓ હઝરત અલી (રદી.)ને પહેલા ખલીફા હોવાના હકદાર સમજે છે, બાકી સહાબા (રદી.) ઉપર તબર્રા નથી કરતા. તેઓ ફાસિક અને મુબ્તદિઅ છે. ઇસ્લામથી ખારિજ નથી એમની નમાઝે જનાઝહ પઢી શકાય છે અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરી શકાય છે. (પણ એમની જગ્યા અલગ કરી દેવી જોઇએ) અને અમુક એવા છે જેઓ હઝરત અલી (રદી.)ને મઅબુદ સમજે છે. (અલ્લાહની પનાહ) અમુક એવા છે જેમનો અકીદો એ છે કે હઝરત જિબ્રઇલ (અલ.) એ વહી લાવ્વામાં ગલ્તી કીધી કે હઝરત અલી (રદી.)ને પહોંચાડવાની જગ્યાએ હઝરત મુહમ્મદ (સલ.)ને પહોંચાડી આપી, ગોયા એમના નઝદીક નબી અને રસૂલ બન્વાના અસલ હકદાર (મઆઝલ્લાહ) હઝરત અલી (રદી.) હતા. અમુક એવા છે જે હઝરત આયશા સિદ્દીકહ (રદી.) પર તોહમત મુકે છે, અમુક એવા પણ છે જે હઝરાતે સહાબા (રદી.)ને મુસલમાન જ નથી માનતા. કાફિર અને મુર્તદ કહે છે એવા ફિર્કાવાળાની નમાઝે જનાઝહ પઢવી દુરૂસ્ત નથી અને

મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવું પણ જાઇઝ નથી (ફતાવા આલમગીરી ભાગ-૨ પાનું-૨૬૪) (શામી ભાગ-૩ પાનું ૪૦૫) દરેક ફિર્કાની તઅયીન મુશ્કિલ છે. જેઓ રવાફિઝ અને શીઅહ કહેવાય છે તેઓને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવાની ઇજાઝત આપવામાં ન આવે, એમાં જ એહતિયાત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્જિદમાં જનાઝહની નમાઝ મકરૂહે તહરીમી છે કે તન્ઝીહી ?

(૧૨૭૦) સવાલ :- મસ્જિદમાં જનાઝહની નમાઝ મકરૂહે તન્ઝીહી છે કે મકરૂહે તહરીમી ?

જવાબ : અમુકના નઝદીક મકરૂહે તન્ઝીહી છે અને અમુકના નઝદીક મકરૂહે તહરીમી, કરાહતે તહરીમીની દલીલ આ છે :- વયુકરહુ સલાતુલ જનાઝતિ ફિલ મસ્જિદિ કાલહ અબ્દુ અસ્સલહુલ્લાહુ તઆલા વબઅઝુન્નાસિ ઇઅતાદુ અન્ન વાહિદન લવ માત ફિલ્લય્લિ..... (નિસાબુલ એહતિસાબ કલમી બાબ-૧૫ પાનું-૩૩) (વધુ તફસીલ માટે જુઓ ફતાવા રહીમિય્યહ ઉર્દુ ભાગ-૧, ગુજરાતી ભાગ-૨)

### શીઆઓના જનાઝહમાં ભાગ લેવો કે નહીં ?

(૧૨૭૧) સવાલ :- શીઅહ જમાઅતનો માણસ આપણો દોસ્ત હોય તો તેની જનાઝહની નમાઝ પઢવી કે નહીં ?

જવાબ : શીઅહ જમાઅતમાં અમુક ફિર્કા છે. જેઓ ખરાબ અકીદા રાખતા નથી. હઝરત અબુબક્ર (રદી.) અને હઝરત ઉમરે ફારૂક (રદી.)ની શાનમાં ગુસ્તાખી કરતા નથી અને હઝરત આયશા (રદી.)ને તોહમત આપતા નથી અને કુફ્રિયહ અકીદા રાખતા નથી તો તેમની સાથે મેલ-મિલાપ અને દોસ્તી રાખવામાં વાંધો નથી. તેમના જનાઝહને કાંધો આપી શકાય છે. જનાઝહની નમાઝ પઢી શકાય છે. તજહીઝો તકફીનમાં ભાગ લઇ શકાય છે અને જેઓના અકીદા અને તર્ઝે અમલ એવાં નથી તેમનો એ હુકમ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હીજળાની જનાઝહની નમાઝનો હુકમ

(૧૨૭૨) સવાલ :- હીજળાની જનાઝહની નમાઝ પઢી શકાય કે નહીં ?

જવાબ:- મુસલમાન જમાઅતનો હોય તો જનાઝહની નમાઝ પઢી મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવવામાં આવે, જનાઝહની નમાઝ અને તજહીઝો તકફીન ઇસ્લામી હક છે. ભલે અમલન ફાસિક-ફાજિર હોય. હદીસમાં છે કે, 'સલ્લૂ અલા કુલ્લિ બિર્રિન વફાજિરિન' (હિદાયહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### એકથી વધુ જનાઝહની નમાઝ પઢવાનો તરીકો

(૧૨૭૩) સવાલ :- હમારા ગામ પાસેના શહેર બિલ્લીમોરામાં એક બાઇ, તેના બે છોકરા નાબાલિગ તથા તેની ત્રણ છોકરીઓ નાબાલિગ ગુજરી ગયા હતા. એ છ મય્યિતની એક જ જનાઝહની નમાઝ પઢવામાં આવી હતી તથા જનાઝહ આડી લાઇનમાં હારબંધ મુકવામાં આવ્યા હતા, તો આ પ્રમાણે એક નમાઝ પઢવાથી જનાઝહની નમાઝ થઇ જશે કે નહીં ? બાળકો અને છોકરીઓ નાબાલિગ છે છતાં જનાઝહની નમાઝ એક જ પઢવામાં આવી છે. તો બાળકોની નમાઝનું શું ? આ હાલતમાં જનાઝહની નમાઝ કેવી રીતે પઢવી ? તે દોરવણી આપશો. હવે એક જ જનાઝહની નમાઝ પઢાઇ ગઇ છે તો ઘર માલિકે શું કરવું ? એમના સિરે કાંઇક જવાબદારી રહે છે કે કેમ ? એનો ખુલાસો કરશો. આવા સંજોગોમાં જનાઝહ કેવી રીતે ગોઠવ્યા ? નમાઝ પહેલી કોની પઢવી ?

જવાબ :- પુછેલી સુરતમાં બધા જનાઝહની નમાઝ એક જ પઢાઇ છે તો વાંધા જેવું નથી. બધા જનાઝહની નમાઝ અદા થઇ ગઇ છે. કોઇના સિરે કોઇ પ્રકારની જવાબદારી રહેતી નથી. 'અલ્લાહુમ્મગ્ફિર

લિહય્યિના'વાળી દુઆમાં મર્દ, ઔરત, બાલિગ, નાબાલિગ છોકરા-છોકરી બધાનો સમાવેશ થઇ જાય છે. પરેશાન થવાની અને ફિકર કરવાની જરૂરત નથી.

બેહતર અને અફઝલ એ છે કે દરેક જનાઝહની નમાઝ અલગ-અલગ પઢવામાં આવે. તેમાં જે મય્યિત અફઝલ હોય તેની નમાઝ પહેલાં પઢે. પછી તેનાથી કમ અફઝલની, પછી તેનાથી કમ અફઝલની (આખિર સુધી) પઢવામાં આવે. જો બધા જનાઝહની નમાઝ એક જ પઢવી હોય તો નિય્યતમાં બધા જનાઝહને શામિલ કરી લેવામાં આવે અને જો જનાઝહ જુદા હોય તો જનાઝહ ગોઠવ્વાની ત્રણ સુરતો છે.

(૧) બધા જનાઝહ ઇમામની સામે એક પછી એક એવી રીતે ગોઠવાય કે ઇમામ બધા જનાઝહના સીનાની સામે હોય. પહેલાં મર્દનો જનાઝો, તેની પાછળ નાબાલિગ છોકરાનો જનાઝો, તેની પાછળ ઔરતનો જનાઝો અને તેની પાછળ નાબાલિગ છોકરીનો જનાઝો હોય જેમ કે :-




(૨) એ પણ જાઇઝ છે કે પહેલા જનાઝહ પછી બીજો જનાઝો ઝરા નીચે હટીને મૂકે એવી રીતે કે બીજી મય્યિતનું માથું પહેલી મય્યિતના ખભા પાસે હોય, ત્રીજી મય્યિતનું માથું બીજી મય્યિતના ખભા પાસે હોય, ચોથી મય્યિતનું માથું ત્રીજી મય્યિતના ખભા પાસે આવે જેમ કે :--




(૩) ત્રીજી સુરત એ છે કે બધા જનાઝહની એક લાઇન ઉત્તર-દક્ષિણ બનાવે પહેલાં મર્દનો જનાઝો મૂકે. તેની પાઇંતીએ નાબાલિગ છોકરાનો જનાઝો મુકે, તેની પાઇંતીએ ઔરતનો જનાઝો મુકે. તેની પાંઇતીએ નાબાલિગ છોકરીનો જનાઝો મુકે જેમ કે :-



દુઆ બધા જનાઝહ માટે 'અલ્લાહુમ્મગ્ફિર લિહય્યિના' વાળી કાફી છે. નાબાલિગ જનાઝહ માટે મઝકુર દુઆ સાથે નાબાલિગ વિષે પઢવાની દુઆ શામિલ કરી લેવી બેહતર છે. (નુરૂલ ઇઝાહ પાનું-૧૩૭) (મરાકિલ કલાહ પાનું-૧૧૬) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૩૪૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

નોટ :- મુખ્તલિફ જનાઝહમાં મુખન્નસનો જનાઝો પણ હોય તો ઔરતના જનાઝહ પહેલાં તેનો જનાઝો મુકે. પછી ઔરતનો જનાઝો મુકે.

**જુમ્અહના દિવસે મૌતની ફઝીલત**

(૧૨૭૪) સવાલ :- જુમ્અહના દિવસે મૌત આવ્યાની ફઝીલત છે તો આ ફઝીલત કયા ટાઇમથી કયા ટાઇમ સુધીની છે કે જેમાં મૃત્યુ થવાથી એ ફઝલીત મળે ?

જવાબ :- હાં, હદીસથી સાબિત છે કે જુમ્અહના દિવસે અથવા જુમ્અહની રાત્રે વફાત પામનાર મુસલમાન કબરમાં મુન્કિર-નકીરના સવાલ-જવાબથી મુક્ત રહે છે. (શામી ભાગ-૧ પાનું-૭૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સગા વહાલાની કબરોનું એક જગ્યાએ હોવું બેહતર છે**

(૧૨૭૫) સવાલ :- સગા વહાલાઓની કબરો એક જગ્યાએ હોય જેથી ઓળખવામાં આવે અને કબરો ઉપર ફાતિહા પઢવામાં સહુલત રહે તો કાંઇ વાંધો છે ?

જવાબ :- પોતાના ઘરના માણસો અને કરીબી સગા સંબંધીઓની કબરો નઝદીક-નઝદીક હોય તો એમાં કોઇ વાંધો નથી બલ્કે અફઝલ છે. મુતફર્રિક હોવામાં ઓળખાણ મુશ્કિલ છે જેના લઇ એક જગ્યાએ હોવું બેહતર છે, હદીસમાં છે કે જ્યારે હઝરત ઉસ્માન બિન મઝઉન (રદી.)ને હુઝુરે અકરમ (સલ.) એ દફન કીધા તો એક પથ્થર એમની કબર ઉપર નિશાન માટે આપ (સલ.) એ મુકી દીધો અને ફરમાવ્યું કે આ એટલા માટે કે કબર ઓળખાય અને હું મારા સગા-સંબંધીઓને એમના નઝદીક દફન કરૂં અને પછી આપ (સલ.)એ ફરઝંદ હઝરત ઇબ્રાહીમ (રદી.)ને તે જ જગ્યાએ દફન ફર્માવ્યા. (મિશ્કાત પાનું-૧૪૯) (મિરકાત શર્હે મિશ્કાત ભાગ-૪ પાનું-૭૮ મત્બુઅહ મુલ્તાન) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મરણના બે દિવસ પછી દફન કરવામાં આવે તો સવાલ-જવાબનું શું ?**

(૧૨૭૬) સવાલ :- આપણા રાષ્ટ્રપતિ જનાબ સય્યિદ ફખ્રુદ્દીન અલી અહમદ સા.નો જુમ્અહના દિવસે ઇન્તિકાલ થયો અને રવિવારે દફન કરવામાં આવ્યા તો એમનાથી સવાલ-જવાબનો મઆમલો દફનથી પહેલાં થયો હશે કે દફન પછી ?

જવાબ :- વસ્સુવાલુ ફિલ કબરિ બિઅન માત વલમ યુદફન અય્યામન બિઅન જુઇલ ફિત્તાબુતિ લિયુહમલ મિન મિસ્રિન ઇલા મિસ્રિન આખર માલમ યુદફન લા યુસ્અલ (ખુલાસતુલ ફતાવા ભાગ-૧ પાનું-૨૨૬) આ ઇબારતથી જણાય છે કે દફન પછી સવાલ થાય છે. પરંતુ જ્યારે જુમ્અહના દિવસે અને રાત્રે મરનારથી સવાલ નથી થતો, જેથી ઉમ્મીદ છે કે હમારા રાષ્ટ્રપતિ પણ આ ખુશખબરીના મુસ્તહિક થશે ઇન્શાઅલ્લાહ 'સુમ્મ ઝકર અન્ન મલ લા યુસ્અલુ સમાનિયતુન-ઇલા કવ્લિહી વલ્મય્યિતુ યવ્મલ જુમ્અતિ અવ લય્લતહા' (શામી ભાગ-૧ પાનું-૭૯૭-૭૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબરમાં ધણી ઔરતને ઉતારી શકે ?**

(૧૨૭૭) સવાલ :- ઔરતને કબરમાં ઉતારવા માટે તેનો ધણી કબરમાં ઉતારી અને ઉતરી શકે છે?

જવાબ :- જો કે ઔરતના મરણ પછી ધણી એના હકમાં અજનબીના હુકમમાં આવી જાય છે. કપડાની આળ વગર હાથ લગાડી શકતો નથી. પણ મોઢું જોઇ શકે છે અને મહરમોની સાથે ઉઠાવી

જનાઝહમાં લઇ શકે છે. કબરમાં પણ મહરમોની સાથે ઉતરી શકે છે.

ઇમામ તાહિર બુખારી સરખ્સી (રહ.) વફાત ૫૪૨ હિજરી ખુલાસતુલ ફતાવામાં ફર્માવે છે 'વકાલલ ઇમામુલ અજલ ફખ્રૂદ્દીન ખાન યુકરહુ લિન્નાસિ અંય યમ્નઉ હમ્લ જનાઝતિલ મર્અતિ લિઝવ્જિહા મઅ અબીહા અવ અખીહા વયદખુલુ ઝવ્જહુ ફિલ કબ્રિ મઅ મહરમિહા ઇસ્તિહસાનન વહુવસ્સહીહુ વઅલયહિલ ફત્વા' અર્થાત :- ઇમામ ફખ્રૂદ્દીને ફર્માવ્યું કે લોકો માટે મકરૂહ છે કે તેઓ શોહરને બીવીનો જનાઝો એમના બાપ કે ભાઇના સાથે ઉઠાવ્વાથી રોકે અને શૌહર ઔરતના મહરમો સાથે કબરમાં ઉતરી શકે છે ઇસ્તિહસાનન, અને એજ સહીહ છે અને એના ઉપર ફત્વો છે. (ખુલાસતુલ ફતાવા ભાગ-૧ પાનું-૨૨૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝહને મસ્જિદની સહનમાં રાખવા વિષે

(૧૨૭૮) સવાલ :- હમારે ત્યાં મસ્જિદની એક બાજૂ જનાઝહની નમાઝ માટે એક જગ્યા બનાવી છે. ત્યાં જનાઝહની નમાઝ થાય છે, પરંતુ જ્યારે જનાઝો ફર્ઝ નમાઝના વખતે આવે તો એને મસ્જિદની સહનમાં ફર્ઝ નમાઝ પઢતા સુધી મુકવામાં આવે છે તો એમાં કંઇ વાંધો છે ?

જવાબ :- હાં, વિના ઉઝરે અને વિના મજબુરીએ જનાઝો મસ્જિદ (જમાઅત ખાના કે સહને મસ્જિદ)માં દાખલ કરવું મના અને મકરૂહ છે કેમકે મસ્જિદના મુલવ્વસ થવાનો ભય છે 'શામી'માં છે :- 'કમા તુકરહુ-સ્સલાતુ અલય્હા ફિલ મસ્જિદિ યુકરહુ ઇદખાલુહા ફીહી (શામી ભાગ-૧ પાનું-૮૨૭)' ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબરની આજુ-બાજુના લીલા ઘાસને કાપવા વિષે

(૧૨૭૯) સવાલ :- કબ્રસ્તાનમાં કબરો ઉપર લીલું ઘાસ અને નાના-નાના ઝાડ થાય છે એને કાપી નાંખવામાં આવે કે જેથી આવ્વા-જવામાં તકલીફ ન થાય તો કાંઇ વાંધો છે ?

જવાબ :- મુસ્તહબ એ છે કે કબરના ઉપરનું લીલું ઘાસ વિગેરે કાપવામાં ન આવે, એનાથી મય્યિતને ઉન્સ રહે છે અને ફાયદો પહોંચે છે. હાં, સુકાય જવા પછી કાપવામાં કાંઇ વાંધો નથી. કબરની આજૂ-બાજૂ ઘાસ વિગેરે હોવાના લઇ લોકોને તકલીફ થતી હોય તો એને કાપી રસ્તો સાફ કરી શકાય છે. એની ઇજાઝત છે. (નિસાબુલ એહતિસાબ કલમી બાબ-૪૨ પાનું-૮૬) (નુરૂલ ઇઝાહ પાનું-૧૪૨) (મરાકિલ ફલાહ-૧૨૧) (કબીરી-૫૬૩) (ફતાવા સિરાજિય્યહ પાનું-૭૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ધણી ઔરતને ગુસલ આપી શકે કે નહીં ?

(૧૨૮૦) સવાલ :- ધણી ઔરતને મરણ બાદ ગુસલ આપી શકે કે નહીં ?

જવાબ :- દુર્રે મુખ્તાર'માં છે :- ('વયુમ્નઉ ઝવ્જુહા-મિન ગુસ્લિહા વમસ્સિહા લા મિનન્નઝરિ ઇલય્હા અલલ અસહહિ) મુન્યહ વકાલતિલ અઇમ્મતુ-સ્સલાસતુ યુજુઝુ લિઅન્ન અલિય્યન (રદી.) ગસ્સલ ફાતિમત (રદી.)....'

અર્થાત :- મર્દ પોતાની ઔરતને ન તો ગુસલ આપે, ન તો હાથ લગાડે. મોં જોવું મના નથી. બીજા ઇમામોના નઝદીક ગુસલ આપવું દુરૂસ્ત છે. એમની દલીલ એ છે કે હઝરત અલી (રદી.) એ પોતાની બીવી હઝરત ફાતિમા (રદી.)ને ગુસલ આપ્યું હતું. હમારૂં કહેવું છે કે સૌ પ્રથમ તો એના ઉપર ઇત્તિફાક નથી કે હઝરત અલી (રદી.) એ જ ગુસલ આપ્યું હતું. રિવાયતમાં છે કે હઝરત ઉમ્મે અય્મને ગુસલ આપ્યું હતું. હઝરત અલી (રદી.) તરફ નિસ્બતનું કારણ એ જણાય છે કે ગુસલનો પુરો ઇન્તિઝામ આપ (રદી.) એ કર્યો હતો. બીજો જવાબ એ છે કે હઝરત અલી (રદી.)નું ગુસલ આપવું ઝવજિય્યત કાઇમ રહેવા ઉપર મહમુલ છે. કેમકે હુઝુર (સલ.)એ ફર્માવ્યું હતું 'ઇન્ન ફાતિમત ઝવજતુક ફિદદુન્યા વલ્આખિરહ' (ફાતિમા

તમારી ઝવ્જહ છે દુનિયા અને આખિરતમાં પણ) અને એ પણ દલીલ છે કે હુઝુર (સલ.)નો ઇર્શાદ છે 'કુલ્લુ સબબિન વનસબિન યન્કતિઉ બિલ્મૌત, ઇલ્લા સબબી વ નસબી'યઅની દરેક સબબ અને નસબ મૌતથી મુન્કતેઅ થઇ જાય છે, પરંતુ મારો સબબ (કરાબતે સબબી) અને નસબ (કરાબતે નસબી) મૌતથી મુન્કતેઅ નથી થતો- તેમ છતાં પણ અમુક સહાબા (જેમકે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.) એ હઝરત અલી (રદી.)ના ગુસલ આપવાને પસંદ ન ફર્માવ્યું. (શામી ભાગ-૧ પાનું-૮૦૩)

બહરહાલ મસ્અલો ઇખ્તિલાફી છે, પરંતુ અહવત એ જ છે કે વિના મજબુરી અને શરઇ જરૂરત વગર શોહર પોતાની ઔરતને ગુસલ ન આપે. અલ્બત્ત ઔરત ધણીને ગુસલ આપે તો ગુંજાઇશ છે, કેમ કે વફાતની ઇદ્દત પુરી થવા સુધી તે એના નિકાહમાં છે (શામી ભાગ-૧ પાનું-૮૦૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનના કમ્પાઉન્ડ બનાવ્વામાં સૂદ અને ઝકાતની રકમ વાપરવું

(૧૨૮૧) સવાલ :- હમો કબ્રસ્તાનની ચારેવ બાજુ દીવાર બનાવી ઇહાતો (કંપાઉન્ડ) બનાવ્વા માંગીએ છીએ. એમાં કેવા પૈસા વાપરવામાં આવે ? શું એમાં ઝકાત, સુદ અને જુગારની રકમ વાપરી શકાય ?

જવાબ :- કબ્રસ્તાનનો ઇહાતો કરી કબરોને બે અદબી અને તૌહીનથી બચાવવું જરૂરી છે એના માટે હલાલ કમાઇની લિલ્લાહ અને ખૈરાતી રકમ હોવી જોઇએ. ઝકાતની રકમ વાપરવું જાઇઝ નથી કારણ કે ઝકાત અદા થતી નથી અને ગુનેહગાર થશો. જુગારની રકમ હાસિલ કરવાની પણ ઇજાઝત નથી. પોતાના મુર્દાઓને બે અદબીથી બચાવ્વા માટે ઇન્તિઝામ કરવું આપણી ફર્ઝ છે. પોતાની હૈસિયતના મુતાબિક રકમ જમા કરવામાં આવે. જો એ કાફી ન હોય તો મજબુરીની સુરતમાં બેંકની સુદી રકમ વકફ કબ્રસ્તાનના ઇહાતામાં લઇ શકાય છે. બન્તાં લગી બચવાની કોશિશ કરે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મરણ બાદ બાળી દેવાની વસિય્યત કરનાર માણસની જનાઝાની નમાઝ અને ઇમાન વિષે શરઇ હુકમ તેમજ એને લગતા ઘણાં મસાઇલ

(૧૨૮૨) સવાલ :- એક મસ્અલો પુછવો છે તે એ છે કે છાગ્લા જે મરણ પામ્યો છે. એણે એ વસિય્યત કરી છે કે મને દફન કરવામાં ન આવે બલ્કે સળગાવી દેવામાં આવે. મુર્દાને સળગાવ્વું કાફિરોના શિઆરમાંથી છે. એક મુસલમાન એવા કામને પસંદ કરે જે કાફિરોના શિઆરમાંથી હોય, શું એને એ કહી શકાય કે એણે કુફ્રને પસંદ કર્યું અને એની જનાઝહની નમાઝ મુસલમાનોએ પઢવી જોઇએ કે નહીં ?

જવાબ :- મુસલમાન મય્યિતને દફન કરવું ફર્ઝે કિફાયહ છે અને એના ઉપર ઇજમાઅ છે તેમજ મુસલમાનોનો શિઆર છે એટલા માટે જ્યારે છાગ્લાએ વસિય્યત કરી હતી કે મને દફન કરવામાં ન આવે બલ્કે સળગાવી દેવામાં આવે એનાથી જણાય છે કે એના દિલમાં ઇસ્લામી તરીકાની નફરત અને હુનૂદના તરીકાની અઝમત હતી. તદુપરાંત એમાં શઆઇરે ઇસ્લામને હલ્કા પાડવું પણ છે. 'શર્હે અકાઇદ'માં છે 'વલ્ઇસ્તિહઝાઉ અલશ્શરીઅતિ કુફ્રૂન લિઅન્ન ઝાલિક મિન અમારાતિ-ત્તકઝીબ (પાનું-૧૨૦) જેથી એને મુસલમાન માનવું અને સુન્નત તરીકા મુજબ ગુસલ આપવું, કફનાવ્વું, એના ઉપર જનાઝહની નમાઝ પઢવું દુરૂસ્ત નહીં લેખાય, જેના દિલમાં ઇસ્લામની અઝમત હોય અને જે રસુલે મકબૂલ (સલ.)ને સાચા નબી, સમજતો હોય તે આ પ્રમાણેની જુર્અત કરી શકતો નથી.

'તફસીરે બૈઝાવી'માં છે 'વઇન્નમા ઉદ્દ મિન્હુ અય મિનલ કુફ્રિ લુબ્સુલ ગિયારિ વશદ્દુઝ-ઝુન્નારિ વનહવુહુમા કુફ્રન લિઅન્નહા તદુલ્લુ અલત્તકઝીબિ લા લિઅન્નહા કુફ્રૂન ફી અન્ફુસિહિમા'

અર્થાત :- ગિયાર (કાફિરોના એક ખાસ લિબાસનું નામ છે) પહેરવું, ઝુન્નાર (જનોઇ) બાંધવું અને એના જેવી વસ્તુઓ અફઆલે કુફ્રિયહમાં શુમાર કરવામાં આવી છે. એટલા માટે કે આ વસ્તુઓ તકઝીબ

(શરીઅતને જૂઠી સમજવા) પર દલાલત કરે છે. કેમ કે જે માણસ રસુલુલ્લાહ (સલ.)ને સાચા નબી માનતો હોય તે એવા કામો પર ઝાહિરન જુર્અત નથી કરી શકતો. નહીં તો એ વાતો ફી નફસિહી કુફ્રનો સબબ નથી. (સુરએ બકરહ રૂકુઅ ૧ પાનું-૨૩)

મિર્કાતુલ મફાતીહ'માં છે કે હમારા ઉલ્માઓએ કાફિરો સાથે મુશાબહત ઇખ્તિયાર કરવાને જેમ કે કાફિરોના તહેવારોની અઝમતમાં નવા કપડાં પહેરવાને, મહેંદી લગાડવાને અને ખેલકુદ, ગાવા-વગાડવાને કુફ્ર ઠેરવ્યું છે. (ભાગ-૧ પાનું-૨૮૯ મત્બુઅહ મુલ્તાન)

'માલા બુદ્દ મિન્હુ'માં છે :- મસ્અલહ- અગર કસે ઝુન્નાર બસ્ત કાઝી અબુ હફસ ગુફતહ કે અગર બરાયે ખલાસી અઝ દસ્તે કુફ્ફાર કર્દહ બાશદ કાફિર ન શવદ વ અગર બરાયે ફાઇદહ દર તિજારત કર્દહ બાશદ કાફિર શવદ.

અર્થાત :- અગર કોઇ માણસે ઝુન્નાર બાંધી તો કાઝી અબૂ હફસ (રહ.) ફર્માવે છે જો એણે કાફિરોના હાથથી છુટકારા માટે (મજબૂરન) બાંધી તો કાફિર ન થશે, અને જો તિજારતના લાભ માટે બાંધી તો કાફિર થવાનો ભય છે (પાનું- ૧૪૫-૧૪૬)

અને ફર્માવે છે :- મસ્અલહ-મજુસ રોઝે નવ રોઝ જમઅ શવન્દ યા હુનુદ રોઝે હોલી યા દીવાલી શાદી નુમાયન્દ વ મુસલમાને ગોયદ ચે ખૂબ સીરત નિહાદહ અન્દ કાફિર શવદ.

અર્થાત :- મજુસી નવરોઝના દિવસે જમા થાય અથવા હુનુદ હોલી અથવા દીવાળીના દિવસે ખુશી મનાવે અને કોઇ મુસલમાન કહે કેવો ઉમ્દહ તરીકો છે તો કાફિર થઇ જાય છે (માલાબુદ્દ મિન્હુ-પાનું-૧૪૬)

અને ફર્માવે છે :- મસ્અલહ-દર દસ્તુરૂલ કુઝાત અઝ ઇમામ ઝાહિદ અબુબકર (રહ.) નકલ કર્દહ કે હર કે દર રોઝે ઇદે કાફિરાં ચુનાન્ચે નવ રોઝે મજૂસ વ હમ્ચૂનીં દર દીવાલી વદસેહરએ કુફ્ફારે હિંદ બર આયદ વ બાકાફિરાં મુવાફિક્ત કુનન્દ દર બાઝી કાફિર શવદ (અર્થાત-દસ્તુરૂલ કુઝાતમાં ઇમામ ઝાહિદે અબુબકરનો કૌલ નકલ કર્યો છે કે કાફિરોના તહેવારોના દિવસે જેમકે મજુસીઓના નવરોઝના દિવસે અને એવી રીતે હિંદુસ્તાનના કાફિરોની દિવાળી અને દસેરાના દિવસે કોઇ મુસલમાન કાફિરોના સાથે નિકળે અને કાફિરો સાથે ખેલકૂદમાં શરીક થાય તો કાફિર થઇ જાય છે. (માલાબુદ્દ મિન્હુ પાનું-૧૪૮-૧૪૯) તજનીસમાં છે કે હમારા મશાઇખ એના ઉપર મુત્તફિક છે કે જેણે કાફિરોના કામોને સારા માન્યા તે પણ કાફિર છે. (મઝાહિરે હક ભાગ-૧ પાનું-૪૭૧) અને નવાદિરૂલ ફતાવામાં છે કે જે કોઇ હુનુદની રસ્મોને સારી જાણે કાફિર થઇ જાય છે. (મઝાહિરે હક ભાગ-૧ પાનું-૪૭૧) અને 'ઉમ્દતુલ ઇસ્લામ'માં છે કે જે કોઇ કાફિરોની રસ્મો કરે જેમ કે નવા ઘરમાં બળદ-ઘોડા લાલ-લીલા રંગે અથવા બંધન કે સબ્ઝ ગિરહ બાંધે કાફિર થઇ જાય છે. (મઝાહિરે હક ભાગ-૧ પાનું-૪૭૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પાકી કબરની ઇંટો અને પથ્થર કાઢી તેનાથી કબ્રસ્તાનનો ઇહાતો કરવું**

(૧૨૮૩) સવાલ :- હમારે ત્યાં એક કબ્રસ્તાન આશરે ૪૦ વર્ષ પહેલાંનું છે. પહેલાં હમારે ત્યાં કબરો બાકાયદા દીવારો ચણીને બનાવ્વામાં આવતી હતી. હવે અલ્હમ્દુ લિલ્લાહ એ વાતો બંધ થઇ ગઇ છે. હવે પૂછવાનું એ છે કે જે પુરાની પાકી કબરો છે તેમાંથી ઇંટો અને પથ્થરો કાઢી એક જગ્યાએ જમા કરવામાં આવી રહ્યા છે તેનાથી હમારે ત્યાંના નવજુવાનો કબ્રસ્તાનનો ઇહાતો કરવા માંગે છે તો એનાથી કબ્રસ્તાનનો ઇહાતો કરી શકાય ? કબ્રોનું નિશાન રહેશે, ફક્ત જે દીવારો ઇંટો અને પથ્થરોથી બનાવ્વામાં આવી છે તેને જ કાઢવું છે. આમ કરવું કેવું છે ? એમાં કબરો અને મુર્દાઓની તૌહીન તો નથી ? આ કબરોમાં અમુક નવી કબરો પણ છે જેને વર્ષ-બે વર્ષની મુદ્દત થઇ છે. ખુલાસો કરશો.

જવાબ :- બેશક ! શરઇ જરૂરત વિના કબરમાં પાકી ઇંટો અને પથ્થર લગાડવું દુરૂસ્ત નથી. ઉપરના હિસ્સામાં પણ એની ઇજાઝત નથી. પરંતુ ઇંટો અને પથ્થર કાઢવા માટે કબર ખોલ્વું દુરૂસ્ત નથી. કેમ કે

મસ્અલો છે કે મય્યિતને વિના ગુસલે દફનાવી દીધા પછી તહકીકથી ખબર પડી કે મય્યિતને ગુસલ દેવામાં આવ્યું ન હતું તો મટોડી નાખવા બાદ મય્યિતને ગુસલ આપવા માટે કબર ખોલ્વું દુરૂસ્ત નથી. એવી હાલતમાં કબર પર નમાઝ પઢી લેવામાં આવે, જો કે પહેલાં પઢી ચુક્યા હોય, અલ્બત્ત કબરના ઉપરના ભાગમાં પથ્થર અને ઇંટો લગાડેલી હોય તો એને હટાવી શકાય છે. બશર્તે કે ફિત્નાનો ભય ન હોય. લોકોને સમજાવ્વામાં આવે કે પાકી બનાવ્વું દુરૂસ્ત નથી જેથી ઉપરના ભાગે જે પથ્થર અને ઇંટો લાગેલી છે એને હટાવીને કબરને મટોડીથી ઠીક કરી દેવામાં આવે. જો રઝામંદ થઇ જાય તો એવું કરી લેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વિના નમાઝે દફન કરી દીધેલ મય્યિત ઉપર જનાઝહની નમાઝ

(૧૨૮૪) સવાલ :- હમારા ત્યાં મુસ્લિમ ભાઇને ઘરે છોકરાનો જન્મ થયો અને છોકરો જન્મ બાદ તરત જ ઇન્તિકાલ કરી ગયો તો મુસ્લિમભાઇએ કોઇને ખબર ન કરી અને જનાઝહની નમાઝ પઢવા વગર જ દફન કરી દીધો; ત્યારબાદ થોડા દિવસે ગામવાસીઓને ખબર થઇ તો બચ્ચાની કબર ઉપર જનાઝહની નમાઝ પઢી તો પઢેલી જનાઝહની નમાઝ દુરૂસ્ત ગણાંશે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં કોઇ મુસ્તનદ આલિમ, મુફ્તીને પુછી અમલ કરવો જોઇતો હતો. મસ્અલો એ છે કે મય્યિતનું શરીર બગડી અને ફાટી જવા પહેલાં કબર પર નમાઝ પઢી શકાય છે. શરીર બગડી અને ફાટી જવા પછી પઢી શકાય નહીં. લાશને ફાટી જવા વિષે કોઇ મુદ્દત મુકર્રર નથી, એનો મદાર મય્યિતના શરીર, મોસમ અને ઝમીનની ખાસિયત અને તાસિર ઉપર છે. કોઇ જગ્યાએ ત્રણ દિવસ લગી, કોઇ જગ્યાએ દસ દિવસ લગી, કોઇ જગ્યાએ એક મહીના સુધી મય્યિત બગડતું નથી અને ફાટી જતું નથી. દરેક જગ્યાની ઝમીન વિગેરેની હાલતની તાસીરના જાણકાર મુસલમાનોના અભિપ્રાય મુજબ અમલ કરી શકાય છે. શરીર બગડી અને ફાટી જવા પછી નમાઝ પઢી શકાય નહીં. (દુર્રે મુખ્તાર શામી ભાગ-૧) (બહરૂ-ર્રાઇક ભાગ-૨ પાનું-૧૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝાની નમાઝ પછી ઇજ્તિમાઇ દુઆ

(૧૨૮૫) સવાલ :- અમુક જગ્યાએ જનાઝાની નમાઝ પછી બધા મળી ઇજતિમાઇ દુઆ કરવાને જરૂરી સમજે છે, એનો શું હુકમ છે ?

જવાબ :- જનાઝહની નમાઝ મય્યિત માટે દુઆ જ છે. (શામી ભાગ-૧ પાનું-૮૧૪) પહેલી તકબીર પછી સના, બીજી તકબીર પછી દુરૂદે ઇબ્રાહીમ અને ત્રીજી તકબીર પછી બાલિગ મય્યિત માટે 'અલ્લાહુમ્મગ્ફિર લિહય્યિના વ મય્યિતિના વશાહિદિના વગાઇબિના વ સગીરિના વકબીરિના વઝકરિના વઉન્સાના, અલ્લાહુમ્મ મન અહયય્તહુ મિન્ના ફઅહયિહી અલલ ઇસ્લામ વ મન તવફ્ફય્તહુ મિન્ના ફતવફફહુ અલલ ઇમાન.'

અર્થાત :- હે ખુદા ! હમારા ઝિન્દાઓ અને મુર્દાઓ અને હાઝિરો અને ગાઇબો અને નાનાઓ અને મોટાઓ અને મર્દોને અને ઔરતોને બખ્શી દે. હે ખુદા ! હમારામાંથી જેને તું જીવતા રાખે તેને ઇસ્લામ પર જીવતા રાખ અને જેને વફાત આપે તેને ઇમાન પર વફાત આપ.

આ દુઆ પણ પઢવામાં આવે છે :- અલ્લાહુમ્મગ્ફિર લહુ વરહમ્હુ વઆફિહી વઅફુ અન્હુ વઅકરિમ નુઝુલહુ વવસ્સિઅ મદખલહુ વગ્સિલ્હુ બિલ્માઇ વસ્સલ્જિ વલબર્દિ વનકકિહી મિનલ ખતાયા કમા યુનક્કસ સવ્બુલ અબ્યઝુ મિનદ્દનસિ વઅબ્દિલ્હુ દારન ખૈરમ મિન દારિહી વઅહલન ખૈરમ મિન અહલિહી વ ઝવ્જન ખૈરમ મિન ઝવ્જિહી વઅદખિલ્હુલ જન્નત વઅઇઝહુ મિન અઝાબિલ કબ્રિ વ અઝાબિન્નાર.

(નોટ :- ઔરતનો જનાઝો હોય તો 'લહુ'ના બદલે 'લહા' પઢાય છે. આખિર સુધી અહલે ઇલમને પુછી સહીહ કરી લેશો.)

અર્થાત :- હે ખુદા ! એની મગ્ફિરત ફરમાવ અને એના ઉપર રહમ કર. એને આફિયત બખ્શ અને એની અઝીમુશ્શાન મહેમાન નવાઝી ફરમાવ અને એની કબરને વસીઅ (કુશાદહ) કરી દે. અને એને પાણીથી અને બરફથી અને ઓલાથી ધોઇ નાખ. કિંવા ગુનાહોથી પાક સાફ કરી દે અને એને તમામ ખતાઓથી એવી રીતે પાક સાફ કરી દે જેમકે સફેદ કપડું મેલથી સાફ કરવામાં આવે છે અને એને એવું મકાન બદલામાં અતા ફરમાવ જે એની દુન્યાના મકાનથી બેહતર હોય અને એવા અહલો અયાલ અતા કર જે (દુન્યાના) અહલો અયાલથી બેહતર હોય અને એને એવું જોડું અતા કર જે દુનિયાના જોડાના મુકાબ્લામાં બેહતર હોય. એને જન્નતમાં દાખલ ફરમાવી અઝાબે કબ્ર અને અઝાબે દોઝખથી મહફુઝ રાખ.

આપ (સલ.)ની નમાઝની હૈઅતવાળી આ તઅલીમ ફર્મુદહ દુઆ પછી કઇ દુઆની જરૂરત બાકી રહે છે ?

એટલા જ માટે તકરીબન બારસો (૧૨૦૦) વર્ષથી બુઝુર્ગાને દીન, ઉલ્માએ રબ્બાની (રહ.) મઝકુર ઇજતિમાઇ દુઆને મકરૂહ અને ખિલાફે સુન્નત લખતા આવ્યા છે.

(૧) ત્રીજી સદી હિજરીના ફકીહ ઇમામ અબુબક્ર ઇબ્ને હામિદ (રહ.) ફરમાવે છે. 'ઇન્ન-દુઆઅ બઅદ સલાતિલ જનાઝતિ મકરૂહુન.'

અર્થાત :- બેશક ! જનાઝાની નમાઝ પછી એકઠા થઇ (ઇજતિમાઇ) દુઆ કરવી મકરૂહ છે. (કિતાબ બરજંદી ભાગ-૧, પાનું-૧૮૦)

અને પાંચમી સદી હિજરીના ફકીહ શમ્શુલ અઇમ્મહ હલ્વાઇ (વફાત ૪૫૪ હિજરી) અને બુખારાના મુફતી કાઝી શૈખુલ ઇસ્લામ અલ્લામહ સુગ્દી (વફાત સન ૪૬૧ હિજરી) ફરમાવે છે, 'લા યકુમુ-ર્રિજાલુ બિદદુઆઇ બઅદ સલાતિલ જનાઝતિ.'

અર્થાત :- નમાઝે જનાઝહ પછી લોકો ઉભા રહી દુઆમાં મશ્ગુલ રહે નહીં. કિંવા દુઆ માટે થોભે નહીં. જલ્દીથી જનાઝો ઉઠાવી લેવામાં આવે. (કિન્યહ ભાગ-૧ પાનું-૫૬)

અને છઠ્ઠી સદીના ફકીહ ઇમામ તાહિર બુખારી સરખ્સી (વફાત સન ૫૪૨ હિજરી) ફરમાવે છે 'લા યકુમુ બિદદુઆઇ ફી કિર્અતિલ કુર્આનિ લિઅજલિલ મય્યિતિ બઅદ સલાતિલ જનાઝતિ વ કબ્લહા.'

અર્થાત :- જનાઝાની નમાઝ બાદ તથા પહેલાં મય્યિતને રોકી મય્યિત માટે દુઆ અને કુર્આન પઢવા માટે થોભે નહીં. (ખુલાસતુલ ફતાવા ભાગ-૧, પાનું-૨૨૫) (વધુ ખુલાસા માટે જુઓ ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૨, ઉર્દુ ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મૌત વખતે અને મૌત પછી મય્યિતને કઇ રીતે સુવાડે ?

(૧૨૮૯) સવાલ :- માણસનો ઇન્તિકાલ થાય ત્યારે અને ત્યારબાદ ગુસલ આપતી વખતે મય્યિતનું મોઢું કઇ તરફ હોવું જોઇએ ? મસ્નૂન તરીકો શું છે ? હુઝુર (સલ.)થી શું સાબિત છે, હમારે ત્યાં અમુક માણસોનું કહેવું છે કે એના પગ કિબ્લા તરફ હોવા જોઇએ તો સહીહ તરીકો જણાવશો અને મય્યિતને ઘરથી બહાર કાઢતી વખતે એના પગ પહેલાં કાઢવા કે માથું ? એ પણ જણાવશો તેમજ મોઢું બતાવ્તી વખતે એને કઇ રીતે સુવ્હાવ્વું જોઇએ ? વળી કબ્રસ્તાન લઇ જતી વખતે એના પગ કઇ તરફ હોવા જોઇએ ? અને માથું કઇ તરફ હોવું જોઇએ ? ખુલાસો કરશો.

જવાબ :- સકરાંતની હાલત હોય અને મૌતનો ટાઇમ કરીબ લાગે તો શિમાલન-જુનુબન (એટલે કબરના જેમ) જેમણી કરવટે લેટાવે કે મોઢું કિબ્લા તરફ રહે. અથવા શર્કન-ગર્બન કિંવા પગ કિબ્લા તરફ કરી માથું ઝરા ઊંચુ કરી સુવાડે કે મોઢું કિબ્લા તરફ થઇ જાય, આસ્માન તરફ ન રહે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૯૭) ગુસલ વખતે માથું શિમાલ તરફ અને પગ જુનૂબ તરફ રહે અથવા પગ કિબ્લા

તરફ કરી માથું ઝરા ઉંચુ રાખે કે મોઢું કિબ્લા તરફ થઇ જાય. અગર એમાં સહુલત ન હોય તો જેમાં સહુલત હોય તેને ઇખ્તિયાર કરી શકાય છે. (શામી ભાગ-૧ પાનું-૮૦૦)

જનાઝો ઘરમાંથી કાઢતી વખતે માથું આગળ હોય અથવા જેમાં સહુલત હોય. અલબત્ત જનાઝો કાંધા ઉપર લઇ ચાલે ત્યારે માથાવાળો ભાગ આગળ અને પગ પાછળ હોવા જોઇએ. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કફન પહેરાવ્યા પછી મુર્દાને કઇ રીતે સુવ્ડાવ્વામાં આવે ?

(૧૨૮૭) સવાલ :- મુંબઇમાં આમ રીતે જોવામાં આવે છે કે જ્યારે કોઇની મૌત થાય છે તો એને નવ્ડાવી, કફન પેહરાવી કિબ્લા તરફ પગ અને મશ્રિક (પૂર્વ) તરફ માથું રાખી સુવ્ડાવ્વામાં આવે છે. કૌમે બવાહિર (કિવા શીઅહ લોકો) માં તો આ તરીકો જોવામાં આવ્યો છે. પરંતુ હવે થોડી મુદ્દતથી આ તરીકો સુન્નીઓના ત્યાં પણ જારી થઇ ગયો છે. શું આ સહીહ છે ? શું એ પ્રમાણે સુવ્ડાવ્વામાં કિબ્લાની બે અદબી નહીં થાય ?

જવાબ :- બીમાર માણસ જે સુતા સુતા નમાઝ અદા કરે છે તેની એક રીત એ છે કે કિબ્લા તરફ પગ કરે પરંતુ ગુંથણ ઉભા રાખે. જો તાકત ન હોય તો પગ ફેલાવી પણ શકાય છે અને માથા નીચે તક્યો અથવા બીજી કોઇ વસ્તુ મુકી માથું ઝરા ઉંચુ કરી દેવામાં આવે જેથી મોં કિબ્લા રૂખ થઇ જાય. એમાં કિબ્લાની બેઅદબી નથી. એ જ મુજબ કરીબુલ મર્ગ (મૌતના નઝદીક પહોંચેલ માણસને) આદમીને સુવ્ડાવ્વાનો એક તરીકો એ છે કે જેવી રીતે કબરમાં કિબ્લા રૂખ મુર્દાને સુવ્ડાવ્વામાં આવે છે એ જ મુજબ કરવટે સુવ્ડાવી દેવામાં આવે એમાં તકલીફ થતી નઝર આવે તો કિબ્લા તરફ પગ ફેલાવી સુવ્ડાવ્વામાં આવે અને માથા નીચે તક્યો કે બીજી કોઇ વસ્તુ મુકી માથું ઉંચુ કરી દેવાય જેથી મોં કિબ્લા તરફ થઇ જાય. આસ્માન તરફ ન રહે. કફન પહેરાવ્તી વખતે અને કફન પહેરાવ્યા પછી શિમાલન-જુનુબન (ઉત્તર-દક્ષિણ) સુવ્ડાવ્વામાં આવે. અગર એ મુશ્કિલ હોય તો શર્કન-ગર્બન (પૂર્વ-પશ્ચિમ) પણ સુવાડી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝહની નમાઝ ઝવાલ સમયે પઢવા વિષે

(૧૨૮૮) સવાલ :- જનાઝહની નમાઝ ઝવાલના સમયે પઢી શકાય કે નહીં ? એ જ પ્રમાણે તુલુઅ, ગુરૂબ સમયે પઢી શકાય ? જો કોઇએ મઝકુર ટાઇમોમાં પઢી લીધી તો શું હુકમ છે ?

જવાબ :- જનાઝો તે જ સમયે આવ્યો હોય તો પઢી શકાય છે. પહેલાંથી આવ્યો હોય તો તાખીર કરી એ સમયે પઢવાની ઇજાઝત નથી. મના છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જોડકા જન્મેલ છોકરાઓની જનાઝહની નમાઝ વિષે

(૧૨૮૯) સવાલ :- કોઇ બાઇને બે છોકરા સાથે જનમ્યા હોય અને તેઓ બન્નેવ સાથે ગુજરી જાય તો એઓની જનાઝહની નમાઝ અલગ-અલગ પઢવી કે એક સાથે ?

જવાબ :- પુછેલી સુરતમાં બન્નેવ છોકરાઓની નમાઝ અલગ-અલગ પઢવી બેહતર છે. એક પણ પઢી શકાય છે. પણ નિય્યત બન્નેવની નમાઝ પઢવાની હોય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનનું લીલું ઘાસ વેચવા વિષે

(૧૨૯૦) સવાલ :- કબ્રસ્તાનના લીલા ઘાસનું લીલામ કરવામાં આવે છે. મસ્અલાની રૂએ સુકુ ઘાસ વેચીએ તો લીલા કરતાં કીમતમાં અર્ધાથી વધુ ફર્ક પડી જાય છે તો હમારે શું કરવું ?

જવાબ :- કબ્રસ્તાનનું લીલું ઘાસ કબર વગરની ખાલી જગ્યાથી કપાવી વેચી શકાય છે. ઘાસ સુકાઇ જવા પછી કબર ઉપરનું પણ કપાવી વેચી શકાય છે. કાપીને કબ્જામાં આવી જવા પછી વેચવામાં વાંધો

તરફ કરી માથું ઝરા ઉંચુ રાખે કે મોઢું કિબ્લા તરફ થઇ જાય. અગર એમાં સહુલત ન હોય તો જેમાં સહુલત હોય તેને ઇખ્તિયાર કરી શકાય છે. (શામી ભાગ-૧ પાનું-૮૦૦)

જનાઝો ઘરમાંથી કાઢતી વખતે માથું આગળ હોય અથવા જેમાં સહુલત હોય. અલ્બત્ત જનાઝો કાંધા ઉપર લઇ ચાલે ત્યારે માથાવાળો ભાગ આગળ અને પગ પાછળ હોવા જોઇએ. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કફન પહેરાવ્યા પછી મુર્દાને કઇ રીતે સુવ્ડાવ્વામાં આવે ?

(૧૨૮૭) સવાલ :- મુંબઇમાં આમ રીતે જોવામાં આવે છે કે જ્યારે કોઇની મૌત થાય છે તો એને નવ્ડાવી, કફન પેહરાવી કિબ્લા તરફ પગ અને મશ્રિક (પૂર્વ) તરફ માથું રાખી સુવ્ડાવ્વામાં આવે છે. કૌમે બવાહિર (કિંવા શીઅહ લોકો) માં તો આ તરીકો જોવામાં આવ્યો છે. પરંતુ હવે થોડી મુદ્દતથી આ તરીકો સુન્નીઓના ત્યાં પણ જારી થઇ ગયો છે. શું આ સહીહ છે ? શું એ પ્રમાણે સુવ્ડાવ્વામાં કિબ્લાની બે અદબી નહીં થાય ?

જવાબ :- બીમાર માણસ જે સુતા સુતા નમાઝ અદા કરે છે તેની એક રીત એ છે કે કિબ્લા તરફ પગ કરે પરંતુ ગુંથણ ઉભા રાખે. જો તાકત ન હોય તો પગ ફેલાવી પણ શકાય છે અને માથા નીચે તક્યો અથવા બીજી કોઇ વસ્તુ મુકી માથું ઝરા ઉંચુ કરી દેવામાં આવે જેથી મોં કિબ્લા રૂખ થઇ જાય. એમાં કિબ્લાની બેઅદબી નથી. એ જ મુજબ કરીબુલ મર્ગ (મૌતના નઝદીક પહોંચેલ માણસને) આદમીને સુવ્ડાવ્વાનો એક તરીકો એ છે કે જેવી રીતે કબરમાં કિબ્લા રૂખ મુર્દાને સુવ્ડાવ્વામાં આવે છે એ જ મુજબ કરવટે સુવ્ડાવી દેવામાં આવે એમાં તકલીફ થતી નઝર આવે તો કિબ્લા તરફ પગ ફેલાવી સુવ્ડાવ્વામાં આવે અને માથા નીચે તક્યો કે બીજી કોઇ વસ્તુ મુકી માથું ઉંચુ કરી દેવાય જેથી મોં કિબ્લા તરફ થઇ જાય. આસ્માન તરફ ન રહે. કફન પહેરાવ્તી વખતે અને કફન પહેરાવ્યા પછી શિમાલન-જુનુબન (ઉત્તર-દક્ષિણ) સુવ્ડાવ્વામાં આવે. અગર એ મુશ્કિલ હોય તો શર્કન-ગર્બન (પૂર્વ-પશ્ચિમ) પણ સુવાડી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝહની નમાઝ ઝવાલ સમયે પઢવા વિષે

(૧૨૮૮) સવાલ :- જનાઝહની નમાઝ ઝવાલના સમયે પઢી શકાય કે નહીં ? એ જ પ્રમાણે તુલુઅ, ગુરૂબ સમયે પઢી શકાય ? જો કોઇએ મઝકુર ટાઇમોમાં પઢી લીધી તો શું હુકમ છે ?

જવાબ :- જનાઝો તે જ સમયે આવ્યો હોય તો પઢી શકાય છે. પહેલાંથી આવ્યો હોય તો તાખીર કરી એ સમયે પઢવાની ઇજાઝત નથી. મના છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જોડકા જન્મેલ છોકરાઓની જનાઝહની નમાઝ વિષે

(૧૨૮૯) સવાલ :- કોઇ બાઇને બે છોકરા સાથે જનમ્યા હોય અને તેઓ બન્નેવ સાથે ગુજરી જાય તો એઓની જનાઝહની નમાઝ અલગ-અલગ પઢવી કે એક સાથે ?

જવાબ :- પુછેલી સુરતમાં બન્નેવ છોકરાઓની નમાઝ અલગ-અલગ પઢવી બેહતર છે. એક પણ પઢી શકાય છે. પણ નિય્યત બન્નેવની નમાઝ પઢવાની હોય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનનું લીલું ઘાસ વેચવા વિષે

(૧૨૯૦) સવાલ :- કબ્રસ્તાનના લીલા ઘાસનું લીલામ કરવામાં આવે છે. મસ્અલાની રૂએ સુકુ ઘાસ વેચીએ તો લીલા કરતાં કીમતમાં અર્ધાથી વધુ ફર્ક પડી જાય છે તો હમારે શું કરવું ?

જવાબ :- કબ્રસ્તાનનું લીલું ઘાસ કબર વગરની ખાલી જગ્યાથી કપાવી વેચી શકાય છે. ઘાસ સુકાઇ જવા પછી કબર ઉપરનું પણ કપાવી વેચી શકાય છે. કાપીને કબ્જામાં આવી જવા પછી વેચવામાં વાંધો

નથી. કબર ઉપરનું ઘાસ પૂરૂ સુકાય જવા પછી જ કાપે. તે પહેલાં નહીં. રૂપિયા વધારે મળવાને લઇ શરઇ કાનુનનો ભંગ કરવો જાઇઝ નથી. ફક્ત ખુદાપપાક વધુ જાણનાર છે.

**મય્યિતને બીજી જગ્યાએ લઇ જવા અને એના મસારિફ વિષે**

(૧૨૯૧) સવાલ :- એક માણસનો બીજા ગામમાં ઇન્તિકાલ થઇ ગયો. પોતાની પાછળ ઔરત, એક બાલિગ છોકરો, છોકરી અને બીજા ના બાલિગ બચ્ચા-બચ્ચીઓ છોડ્યા છે. મર્હુમની તજહીઝો તકફીન ત્યાં જ સહુલતથી થઇ શકતી હતી, પરંતુ બીજા સગા-સ્નેહીઓ અને વારિસોની ખ્વાહિશ એ જ હતી કે મર્હુમને અહિંયા દફન કરવામાં આવે જેથી મર્હુમના ભાઇ એમને બસ દ્વારા એમને અહિંયા લાવ્યા. ભાડાના રૂા. ૧૫૦ ખર્ચ થયા. તો સવાલ એ છે કે શું એમને લાવ્વાનો ખર્ચ કફન-દફનમાં ગણી, ના બાલિગના માલમાંથી લઇ શકાય, કે પછી લાવનાર ભાઇઓને અદા કરવો જોઇએ ?

જવાબ :- મય્યિતને બે માઇલથી વધુ વિના જરૂરતે લઇ જવાને ફુકહાએ કિરામે મના અને મકરૂહ લખ્યું છે 'નુરૂલ ઇઝાહમાં છે 'ફઇન નકલ કબ્લ-દ્દફનિ કદ્ર મીલિન અવ મીલય્નિ લા બઅસ બિહી વકુરિહ નકલુહુ લિઅકસર મિન્હુ (પાનું-૧૪૧)' જેથી દુર-દરાઝથી મય્યિત લાવ્વાનાર મસારિફ (ખર્ચાઓ) દફનના ઇખ્રાજાતમાં ગણવામાં આવશે નહીં અને તરકામાંથી વસુલ લેવામાં આવશે નહીં. અગર બાલિગ વારિસોની રઝામંદીથી કામ કરવામાં આવ્યું હોય અથવા હવે રાઝી હોય તો એમના ભાગમાંથી ઇખ્રાજાત અદા કરવામાં આવે. નાના વારિસોના ભાગમાંથી લઇ શકાય નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબરવાળી જગ્યા જમાઅતખાનામાં શામિલ કરી શકાય ?**

(૧૨૯૨) સવાલ :- મસ્જિદની કિબ્લા તરફ નઝદીકમાં અમુક પુરાની બોસીદહ કબરો છે તે કબરોની જગ્યાને મસ્જિદના જમાઅતખાનામાં લેવા માંગીએ છીએ તો શું લઇ શકાય ? એમાં કબરની તૌહીન તો નથી ને ? નમાઝ પઢે તો કાંઇ વાંધો તો નથી ?

જવાબ :- કબ્રવાળી જગ્યા મસ્જિદની માલિકીમાં હોય અથવા કોઇએ મસ્જિદમાં આપી હોય અને કબ્રો નિશાન વિનાની એટલી બોસીદહ થઇ ગઇ હોય કે મુર્દાને ગલીને મટોડી બની જવાનો યકીન હોય તો એવી જગ્યા મસ્જિદના જમાઅતખાનામાં લઇ શકાય છે અને ત્યાં નમાઝ પઢવામાં કાંઇ વાંધો નથી. એમાં મુર્દાઓની બેહુરમતી પણ નથી. પરંતુ વકફ કબ્રસ્તાનનો કોઇ પણ ભાગ મસ્જિદમાં શામિલ કરવો જાઇઝ નથી. હાં, અમુક ફુકહા (રહ.)એ કબ્રસ્તાનના ગૈર મુસ્તઅમલ અને બેકાર હોવાની સુરતમાં કે ન તો ફિલ્હાલ એમાં મુર્દાઓ દફન કરવામાં આવે છે, ન તો ભવિષ્યમાં એની ઉમ્મીદ હોય તો એવા કબ્રસ્તાનને મસ્જિદમાં શામિલ કરવાની ઇજાઝત આપી છે. જેથી ખાસ જરૂરતના સમયે એના ઉપર અમલ કરવાની ગુંજાઇશ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતના ઘરવાળાઓથી તદફીન પછી મુસાફહો કરવું કેવું છે ?**

(૧૨૯૩) સવાલ :- મય્યિતને દફન કર્યા પછી મર્હુમના સગા-સ્નેહીઓને લોકો કતારમાં (લાઇનમાં) ઉભા થઇ મુસાફહો કરી વિદાય આપે છે તો શરીઅતમાં એનો શું હુકમ છે ?

જવાબ :- મર્હુમના ઘરવાળાઓની તઅઝિયત મૌખિક અને લેખિત પણ મસ્નુન છે, દફનથી પહેલાં અને દફન પછી પણ, ખાસ તઅઝિયતી મુસાફહો મન્કુલ નથી. (શામી ભાગ-૧ પાનું-૮૪૩) મુનાસિબ મૌકે તઅઝિયત કરી શકાય છે. એની હદ ત્રણ દિવસ છે. ત્રણ દિવસ પછી મકરૂહ છે. હાં, બન્નેવમાંથી કોઇ મૌજૂદ ન હોય તો બાદમાં પણ તઅઝિયત કરી શકાય છે. તઅઝિયતનો મત્લબ એ છે કે મય્યિતવાળાને તસલ્લી આપવામાં આવે. સબ્રની તલ્કીન કરવામાં આવે. સબરનો સવાબ બતાવવામાં આવે. અજરે અઝીમની ઉમ્મીદ આપવામાં આવે. મય્યિત માટે મગ્ફિરતની દુઆ કરવામાં આવે જેમકે

કહેવામાં આવે કે 'અ'ઝમલ્લાહુ અજરક વઅહસન જઝાઅક, વગ્ફિર લિમય્યિતિક' (અલ્લાહ તઆલા તમો સર્વેને અજરે અઝીમ અને જઝાએ ખૈર અતા ફર્માવે અને આપના મય્યિતની મગ્ફિરત ફરમાવે.) હુઝુર (સલ.)ની સાહબ ઝાદી હઝરત ઝૈનબ (રદી.)ના ફરઝંદનો જ્યારે ઇન્તિકાલ થયો તો આપ (સલ.) એ હઝરત ઝૈનબની આ શબ્દોમાં તઅઝિયત ફર્માવી (લિલ્લાહિ મા અખઝ વલહુ મા અઅતા વકુલ્લુન ઇન્દહુ બિઅજલિમ મુસમ્મા, ફલ્તસ્બિર વલ્તહતસિબ' (બુખારી શરીફ પાનુ–૧૭૧) જે લઇ લીધું તે અલ્લાહનું હતું, જે આપ્યું હતું તે પણ અલ્લાહનું અલ્લાહનું હતું. ખુદાવંદ તઆલાને ત્યાં દરેકની મીઆદ (વક્ત) મુકર્રર છે. પસ સબર કરો અને સવાબની નિય્યત રાખો.

**લેખિત તઅઝિયતનો નમુનો**

જે મેં મારા મુહતરમ દોસ્ત મર્હુમ જનાબ મુન્શી ઇસાભાઇ સાહબના સાહબઝાદહ હાફિઝ અહમદની વફાત સમયે કરી હતી.

મુકર્રમી વ મુહતરમી..... રઝકકુમુલ્લાહુ સબ્રન જમીલા વઅજરન જઝીલા

અસ્સલામુ અલય્કુમ વરહમતુલ્લાહિ વબરકાતુહ.

બાદ સલામ મસ્નૂન !.... ની વફાતની અફસોસ જનક ખબરથી ઘણો જ સદમો થયો અને આપના મળેલ પત્રના લખાણથી મુતઅસ્સિર થઇ ઘણો અફસોસ થયો. ઇન્ના લિલ્લાહિ વઇન્ના ઇલય્હી રાજિઉન,મા શાઅલ્લાહુ કાન વમા લા યશાઉ લા યકુનુ ગફરલ્લાહુ લહુ વઅસ્કનહુ જન્નતલ ફિરદૌસ, વઅફાઝ અલય્હી સઆબીબ ગુફરાનિહી વઅદઉલ્લાહ તઆલા અંય યફરગ અલા કુલુબિકુમ સબ્રન જમીલન વઅલા મન ફકદતુમ અજરન જઝીલન બિલુત્ફિહી વ રહમતિહી આમીન, બિહુર્મતિ સય્યિદિલ મુર્સલીન સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ.

ભાઇ ! દુન્યામાં દરેક આવનારને એક દિવસે જવાનું છે 'કુલ્લુ નફસિન ઝાઇકતુલ મવ્ત' હર જાનદારે મૌતનો મઝહ ચાખવાનો છે અને ઝિંદગીના સાંસ મઅદુદ (ગણત્રીના) અને મૌતનો વખત મુકર્રર છે. આ દારે ફાનીમાં દરેક વસ્તુની તબ્ઇ ઉમર હોય છે, જેને પુરી કરવા પછી તે વસ્તુ ખતમ થઇ જાય છે. પછી તે ઇન્સાન હોય કે હૈવાન, નબાતાત હોય કે જમાદાત, મર્હુમ આપના પાસે ખુદાની અમાનત હતી જેને આપે એના મુકર્રર ટાઇમે સોંપી દીધી 'ઇન્ન લિલ્લાહિ મા અખઝ વલિલ્લાહિ મા અઅતા વકુલ્લુન ઇન્દહુ બિઅજલિમ મુસમ્મા, ફલ્તસ્બિર વલ્તહતસિબ, (ખુદાનું જ છે જે તેણે લઇ લીધું. અલ્લાહનું જ છે જે કંઇ તેણે અતા કર્યું અને દરેક વસ્તુની તેની પાસે મુદ્દત મુકર્રર છે જેથી સબર ઇખ્તિયાર કરો અને સવાબની ઉમ્મીદ રાખો)

'લા તકુલ ફીમા જરા કય્ફ જરા,
કુલ્લુ શય્ઇમ બિકઝાઇવં વકદર'

જે કંઇ થયું તેના વિષે એમ ન કહો કે કેમ થયું ? દરેક વસ્તુ તકદીર અને કુદરતની હિકમત અનુસાર જ થાય છે.

રિવાયતમાં છે કે હઝરત આદમ (અલ.)ને જન્નતથી ઝમીન તરફ ઉતારવામાં આવ્યા તો ખુદાવંદ તઆલા તરફથી ઇર્શાદ થયો અય આદમ (અલ.) ! ફના થવા માટે બચ્ચાઓ જણો અને ઉજળવા માટે ઇમારત બનાવો.

કોઇ અરબી શાઇરે ખૂબ નકશો ખેંચ્યો છે

અલા યા સાકિનલ કસ્રિલ મુઅલ્લા,
સતુદફનુ અનકરીબિન ફિત્તુરાબિ'

હોશિયાર થઇ જા એ ઉંચા મહલના રહેનાર, અન્કરીબ તુ મટોડીમાં દફન કરવામાં આવશે.

લહુ મલકુન યુનાદી કુલ્લ યવ્મિન,
લિદૂ લિલ મૌતિ વબ્નુ લિલ્ખરાબી

ફરિશ્તો દરરોઝ પુકારે છે કે મરવા માટે બચ્ચા જણો અને ઉજળવા માટે ઇમારત બનાવો.

કલીલુન ઉમ્રૂના ફી દારિ દુન્યા,
મર્જઉના ઇલા બય્તિ-ત્તુરાબી

હમારી ઉમર દુન્યામાં બહું થોડી છે. હમારે જવાની અસલ જગ્યા મટોડી છે.

આપે મર્હુમની તંદુરૂસ્તી માટે દુઆ-દવામાં કોઇ કસર બાકી રાખી ન હશે. પરંતુ મુકર્રર વખત આવી ગયો.

હઝરત મુઆવિયહ (રદી.)નો ઇર્શાદ છે.

વઇઝલ મનિય્યતુ અમ્બશત અઝફારહા
ઉલ્ફિયત કુલ્લુ તમીમતિન લા તન્ફઉ

અર્થાત :- જ્યારે મૌત પોતાનો પંજો ગાળી દે છે, તો કોઇ તઅવીઝ અને ઇલાજ મુફીદ થતો નથી.

જેથી ખુદાવંદી મશિય્યત પર રાઝી રહેવું જોઇએ.

હઝરત અબ્બાસ (રદી.)ની વફાત પર એક બદવીએ હઝરત અબ્દુલ્લાહ (રદી.)ની તઅઝિયત કરી હતી કે :-

ઇસ્બિર નકુન બિક સાબિરીન ફઇન્નમા
સબ્રૂર્રઇય્યતિ બઅદ સબ્રિ-ર્રઅસિ
ખય્રૂમ મિનલ અબ્બાસિ અજરૂક બઅદહુ
વલ્લાહુ ખય્રૂમ મિન્ક લિલ્અબ્બાસિ

અર્થાત :- આપ મોટા છો. સબર કરજો કે હમો નાના પણ સબર કરીએ. હઝ. અબ્બાસના ઇન્તિકાલથી આપને અને હઝ. અબ્બાસને સારી વસ્તુ મળી ગઇ કિંવા હઝરત અબ્બાસને ખુદાવંદની નઝદીકી પ્રાપ્ત થઇ ગઇ અને આપને અજરે અઝીમ મળી ગયો,. જે આખિરતમાં હઝરત અબ્બાસ (રદી.)થી વધુ ફાયદામંદ સાબિત થશે. મઝકૂર તઅઝિયતથી હઝરત અબ્દુલ્લાહ (રદી.)ને ઘણી તસલ્લી થઇ હતી. ખુદા કરે આપના હકમાં પણ ફાયદામંદ સાબિત થાય.

આ તઅઝિયતી લખાણ પઢીને ઘરમાં સંભળાવી આપશો. આપ પણ સબર કરશો અને ઘરમાં પણ સર્વેને સબર કરવાની તલ્કીન કરશો.

હક તઆલા આપને અને તમામ સગા-સંબંધીઓને સબ્રે જમીલ અતા ફર્માવે અને મર્હુમની મગ્ફિરત ફર્માવે.

બ ફિરદૌસે અઅલા બુવદ જાયે ઉ
બહિશ્તે બરીં બાદ માવાએ ઉ

મય્યિતવાળાને ત્યાં તઅઝિયત માટે જમા થવું અને રૂખ્સત વખતે મુસાફહાને જરૂરી ઠેરવ્વું સુન્નતના મુતાબિક નથી.

'મરાકિલ ફલાહ' વિગેરેમાં છે.

અર્થાત :- મય્યિતવાળાઓ પાસે જમા થાય છે અને એક પછી એક બધા એમની તઅઝિયત કરે છે.

આ રસમ મકરૂહ છે બલ્કે જ્યારે દફન કરી પાછા ફરો તો મુન્તશિર થઇ જાઓ અને પોતાના કામમાં લાગી જાવ. (શામી ભાગ-૧ પાનું-૭૪૨) (મરાકિલ ફલાહ પાનું-૧૨૦)

એનાથી પણ સાબિત થાય છે કે દફનાવ્યા બાદ મય્યિતના ત્યાં જમા થઇ ફાતિહા ખ્વાની મકરૂહ અને બે અસલ છે. તઅઝિયત અને મુસાફહો લાઝિમ, મલ્ઝૂમ નથી. એક મુસલમાન બીજા મુસલમાનને મળે તો સલામ કરે અને કંઇક દિવસો પછી મુલાકાત થાય તો મુસાફહો કરે. આ કાયદા અનુસાર અહલે મય્યિતથી મુસાફહો કરી શકાય છે. પરંતુ આ મુસાફહાને તઅઝિયતી મુસાફહો ન સમજવામાં આવે. 'હિસ્ને હસીન'માં છે 'ફઇઝા અઝ્ઝા અહદન યુસલ્લિમુ વયકૂલુ ઇન્ન લિલ્લાહી મા અખઝ વલહુ મા અઅતા વકુલ્લુન ઇન્દહુ બિઅજલિમ મુસમ્મન ફલ્તસ્બિર વલ્તહતસિબ' (પાનું-૧૦૮)

આથી પણ સાબિત થાય છે કે તઅઝિયત વખતે મુસાફહો જરૂરી નથી. મુલાકાત વખતે ફક્ત સલામ કરે અથવા મુસાફહો પણ કરે અને જો લાંબી મુદ્દત પછી મુલાકાત થઇ હોય તો મુઆનકો પણ કરી લે તો એમાં કાંઇ વાંધો નથી. એ તઅઝિયતી મુઆનકો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનમાં બુલ્ડોઝર ફેરવી શકાય ?

(૧૨૯૪) સવાલ :- અહીં એક કબ્રસ્તાન છે. જેની વચમાં ટેકરો છે, ત્યાં પણ કબરો છે. તે કબ્રસ્તાનમાં બુલ્ડોઝર ફેરવી સરખું કરી શકાય ? વચ્ચે કબર આવતી હોય તે પરિસ્થિતિમાં શું કરવું ?

જવાબ :- કબ્રસ્તાનમાં નવી કે જુની મય્યિતોને ઇઝા પહોંચે એવું કામ કરવું જાઇઝ નથી. જ્યારે કબર ઉપર ચાલવા અને બેસવાથી મય્યિતને ઇઝા પહોંચે છે તો બુલ્ડોઝર ફેરવી મય્યિતોને ઇઝા પહોંચાડવું કઇ રીતે જાઇઝ હોય શકે છે ? માટે એનાથી બાઝ રહેવું જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વ્યાજુ મામલો કરનાર, મય્યિત માટે જનાઝો આપે તો લઇ શકાય ?

(૧૨૯૫) સવાલ :- એક મુસ્લિમનો ધંધો મોટર લોકોને હાય પર ચેજ બેંકમાંથી તેની જામિનગીરી આપીને વ્યાજથી બેંકવાળા પાસેથી પૈસા ધીરાવીને કમીશન લેવાનો છે. એ સિવાય બીજો કાંઇ ધંધો નથી કે બીજી કાંઇ આવક નથી તે માણસે જનાઝો મય્યિતને કબ્રસ્તાનમાં લઇ જવા માટે આપ્યો છે તો તેમાં મય્યિતને લઇ જવાય કે કેમ ? તે મસ્જિદની હદમાં મુકી શકાય ?

જવાબ :- જે માણસની બધી આમદની યા અકસર વ્યાજુ કારોબારની હોય અને ગુમાન ગાલિબ હોય કે જનાઝો વ્યાજુ કમાઇનો છે. હલાલ કમાઇનો નથી તો એવા જનાઝાને મંજુર કરવો અને મુસલમાનોની મય્યિતો કબ્રસ્તાન લઇ જવા માટે એનો ઉપ્યોગ કરવો મકરૂહ છે. તેને વાપસ કરી આપે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝહની ચારથી વધુ તકબીરો વિષે

(૧૨૯૬) સવાલ :- કોઇ હન્ફી મઝહબવાળો એવા ઇમામ પાછળ જનાઝહની નમાઝ પઢે જે ચારથી વધુ તકબીર કહે છે તો હન્ફિયુલ મઝહબ તે ઇમામની ઇકતિદા કરે કે નહીં ?

જવાબ :- ઇકતિદા જાઇઝ છે. હન્ફી મુકતદી ફક્ત ચાર તકબીર કહી ખામોશ ઉભો રહે. ચારથી વધારે તકબીરમાં ઇત્તિબાઅ નહીં કરે. જ્યારે ઇમામ સલામ ફેરવે ત્યારે એ પણ સલામ ફેરવે (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૮૧૭-૮૧૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝહની દુઆ

(૧૨૯૭) બાલિગ મય્યિત માટે જનાઝહની નમાઝમાં ત્રીજી તકબીર પછી દુઆ 'અલ્લાહુમ્મગ્ફિર લિહય્યિના' પઢાય છે પણ હમારા ઇમામ સાહબ એની સાથે 'અલ્લાહુમ્મગ્ફિર લહુ વર્હમ્હુ વઆફિહી વઅફુ અન્હુ વઅકરિમ નુઝુલહુ વવસ્સિઅ મદખલહુ વગ્સિલ્હુ બિલ્માઇ વસ્સલ્જિ વલ્બર્દિ વનક્કિહી મિનલ ખતાયા

ક્મા યુનકસ્સવ્બુલ અબ્યઝુ મિન-દનસ, વઅબ્દિલ્હુ દારન ખય્રમ મિન દારિહી વઅહલન ખય્રમ મિન અહલિહી વઝવ્જન ખય્રમ મિન ઝવ્જિહી વઅદખિલ્હુલ જન્નત વઅઇઝહુ મિન અઝાબિલ કબ્રિ વ અઝાબિ-ન્નાર' પણ પઢે તો એ પઢી શકાય ?

જવાબ :- હાં, 'અલ્લાહુમ્મગ્ફિર લિહય્યિના'વાળી દુઆ સાથે અલ્લાહુમ્મગ્ફિર લહુ'વાળી દુઆ પણ પઢી શકાય છે અને બેહતર છે. (શામી ભાગ-૧ પાનું-૮૧૬)

જનાઝો ઔરતનો હોય તો ઝમીર (સર્વનામ)માં ફર્ક કરવો પડશે. એટલે 'અલ્લાહુમ્મગ્ફિર લહુ'ના બદલે 'અલ્લાહુમ્મગ્ફિર લહા' 'વર્હમ્હુ'ના બદલે 'વર્હમ્હા' 'વઆફિહી'ના બદલે 'વઆફિહા' 'અન્હુ'ના બદલે 'અન્હા' 'નુઝુલહુ'ના બદલે 'નુઝુલહા' 'મદખલહુ'ના બદલે 'મદખલહા' 'વગ્સિલ્હુ'ના બદલે 'વગ્સિલ્હા' 'વનકકિહીં'ના બદલે 'વનકકિહા' 'વઅબ્દિલ્હુ'ના બદલે 'વઅબ્દિલ્હા' 'મિન દારિહી'ના બદલે 'મિન દારિહા' 'મિન અહલિહી'ના બદલે 'મિન અહલિહા' 'મિન ઝવ્જિહી'ના બદલે 'મિન ઝવ્જિહા' 'વઅદખિલ્હુલ જન્નત'ના બદલે 'વઅદખિલ્હલ જન્નત' 'વઅઇઝહુ'ના બદલે 'વઅઇઝહા' પઢે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## જનાઝહની નમાઝ પછી હાજિરીનને મોં દેખાડવાનો રિવાજ

(૧૨૯૮) સવાલ :- કેટલીક જગ્યાએ જનાઝહની નમાઝ પછી મય્યિતનું મોઢું દેખાડવાનો રિવાજ પડી ગયો છે. લાઇન બની એક પછી એક મોઢું જોતા જાય છે. શું એ જરૂરી છે ?

જવાબ :- જરૂરી નથી, બલ્કે કાબિલે તર્ક છે. મય્યિતને જલ્દી દફનાવ્વાનો હુકમ છે. મઝકુર રિવાજથી દફનાવ્વામાં તાખીર લાઝિમ આવે છે. જ્યારે જનાઝો લઇ જવામાં જલ્દી કરવાનો અને તેઝ ચાલવાનો હુકમ છે. હદીસમાં છે. 'અસ્રિઉ બિલ્ જનાઝતિ...' (શામી ભાગ-૧ પાનું-૮૩૩) (મરાકિલ ફલાહ તહતાવી સાથે પાનું-૩૫૨)

'ફતાવા સિરાજિય્યહ'માં છે :- ઇઝા ફરગ મિનસ્સલાતિ યકૂમુ બિદદુઆઇ (જનાઝહની નમાઝથી ફારિગ થવા પછી દુઆ માટે ઉભા ન રહે.) (પાનું-૨૩)

કદી મુર્દાની હાલત બદલાય જાય છે. મોઢું, આંખો ખુલ્લી રહી જવાથી ચેહરો ખરાબ દેખાય છે. કદી ચેહરો બદલાય જાય છે. જેથી લોકોમાં તેની ચર્ચા અને રૂસ્વાઇ થાય છે, માટે મય્યિતનું મોઢું દેખાડવાનો આમ રિવાજ મુનાસિબ નથી. અલ્બત્ત ! ઘરના લોકો અને ખાસ સગા-વહાલા એના ઉપર ઇકતિફા કરે. કોઇ મશ્હુર ફાસિક-ફાજિર ગુનેહગારની બદલાયેલી હાલત જોઇ લોકો ઇબ્રત હાસિલ કરે અને તે ગુનાહથી બચે એ મકસદે બયાન કરવામાં વાંધો નથી. મકસદ નેક હોવો જોઇએ. (શામી ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રેલમાં ખેંચાઇ આવેલી ઔરતના કફન-દફન વિષે

(૧૨૯૯) સવાલ :- રેલમાં ઔરત ખેંચાઇ આવી હોય અને બદન ઉપર કપડાં વિગેરે કાંઇ ન હોય તેમજ કોઇ અલામત પણ ન હોય કે જેનાથી જણાય કે આ મુસ્લિમ છે કે ગૈર મુસ્લિમ, તો એના કફન-દફનનું શું ? નમાઝે જનાઝહ પઢવી કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં ગુસલ આપવામાં આવે અને કફન પહેરાવી કોઇ જગ્યાએ દફન કરી દેવામાં આવે અને જો દિલ ગવાહી આપતું હોય કે મુસલમાન હશે તો નમાઝ પણ પઢવામાં આવે અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# ઇસાલે સવાબ

**ઇસાલે સવાબ કિતાબો સુન્નતથી સાબિત છે ?**
**તેમજ અહલે સુન્નત વલ્જમાઅતના નઝદીક જાઇઝ છે ?**

(૧૩૦૦) સવાલ :- મય્યિત માટે ઇસાલે સવાબ કિતાબો સુન્નતની રોશનીમાં સાબિત છે કે નહીં ? હમારે ત્યાં અમુક ઇસાલે સવાબને માનતા નથી અને કિતાબો સુન્નતથી અને સહીહ રિવાયતોથી સુબુત માંગે છે. કહે છે કે બતાવો ક્યાં કુર્આને પાકમાં ઇસાલે સવાબનો હુકમ ઉતર્યો છે. બતાવો કયાં હુઝુર (સલ.)એ ઇસાલે સવાબ માટે ફર્માવ્યું છે ? માટે ખુલાસાથી જણાવશો.

જવાબ :- હનફિય્યહના નઝદીક મુફ્તા બિહી મઝહબ એ છે કે ઇન્સાની અમલો ચાહે તે બદની હોય કે માલી, બન્નેવનો સવાબ મુર્દાઓને પહોંચાડવું જાઇઝ છે અને મુર્દાઓને એનો સવાબ પહોંચે છે. એ કિતાબો સુન્નતથી સાબિત છે. ફિકહની મોઅતબર કિતાબો જેમકે હિદાયહ, આલમગીરી, બહ્રૂર્રાઇક, શામી અને એની વિગેરેમાં એની ચોખવટ છે.

'હિદાયહ'માં છે કે :-

અર્થાત :- અહલે સુન્નત વલ જમાઅતના નઝદીક એ વિષે આમ કાનુન એ છે કે આદમી પોતાના નેક અમલોનો સવાબ બીજાને પહોંચાડી શકે છે. નમાઝ હોય કે રોઝહ, હજ હોય કે સદકો કે એના સિવાય કોઇ પણ અમલ હોય. એ હદીસના લઇ જે હુઝુર (સલ.)થી મરવી છે કે હુઝુર (સલ.)એ બે મેઢાંઓની કુર્બાની કીધી. એક પોતાના તરફથી, બીજી પોતાના તે ઉમ્મતીઓ તરફથી જેમણે અલ્લાહની વહદાનિય્યત (એક હોવા)નો ઇકરાર કર્યો અને હુઝુર (સલ.)એ એનો સવાબ ઉમ્મતને પહોંચી જવાની શહાદત (પણ) આપી. (હિદાયહ પાનું-૨૭૬)

'આલમગીરી'માં છે કે કાનૂન એ વિષે એ છે કે બેશક ઇન્સાને પોતાના અમલનો સવાબ બીજા કોઇ માટે કરી દેવો રવા (જાઇઝ) છે ચાહે તો તે અમલ નમાઝ હોય કે રોઝહ કે સદકો અથવા બીજી કોઇ ચીઝ જેમકે હજ અને તિલાવતે કુર્આન અને બીજા ઝિક્રો વઝાઇફ, અંબિયા અને શુહદા, અવ્લિયા અને સાલિહીનની કબરોની ઝિયારત અને મુર્દાઓને કફન દેવું અને તમામ નેક અઅમાલ (આલમગીરી ભાગ-૧ પાનું-૧૧૬)

'ગાયતુલ અવ્તાર તર્જુમા દુર્રે મુખ્તાર'માં છે :- અસલ એ છે કે જે માણસ કોઇ ઇબાદત કરે નમાઝ, રોઝહ ખૈરાત કે તિલાવતે કુર્આન કે ઝિક્ર, હજ, ઉમ્રહ કે તવાફ અથવા કોઇ બીજી નેકીઓ તો એને માટે જાઇઝ છે કે એનો સવાબ બીજા માણસને પહોંચાડી આપે. જો કે ઇબાદત કરતી વખતે પોતાની ઝાત માટે નિય્યત કરી હોય, આ અસલ સાબિત છે કુર્આન અને અહાદીસની ઝાહિરી દલાલતથી તઅવીલ વગર-કુર્આન મજીદમાં અવ્લાદને હુકમ આપવામાં આવ્યો છે કે વાલિદૈન માટે આમ દુઆ કરે 'રબ્બિ-ર્હમ્હુમા કમા રબ્બયાની સગીરા' (એ મારા રબ મારા વાલિદૈન પર રહમ કર જેમકે તેઓએ નાનપણમાં મારી પરવરિશ અને તઅલીમો તરબિયત કરી) જો ઇન્સાનનો અમલ બીજા માટે ફાયદામંદ ન હોત તો ઔલાદની દુઆ વાલિદૈનના હકમાં બેફાયદા ગણાંત, હાલાંકે એ ગલત છે અને ખુદાવંદે કરીમે ખબર દીધી છે કે ફરિશ્તા મુઅમિનીન માટે મગ્ફિરતની દુઆ કરે છે. તો સાબિત થયું કે એકનો અમલ બીજા માટે મુફીદ હોય છે અને અહાદીસ તો નયાબત અને સવાબ રસાનીમાં બકસરત છે. વળી બુખારી-મુસ્લિમમાં આ હદીસ મુત્તફક અલય્હ છે કે

રસૂલે ખુદા (સલ.)એ બે મેઢાંઓની કુર્બાની કીધી. એક પોતાના તરફથી અને બીજી પોતાની ઉમ્મત તરફથી ....અને દારે કુત્નીએ રિવાયત કર્યું છે કે 'એક માણસે રસૂલે ખુદા (સલ.)થી સવાલ કર્યો કે મારા માં-બાપ હતા જેમનાથી હું એમની ઝિંદગીમાં નેકી કરતો હતો, હવે હું કેવી રીતે એમના સાથે નેકી કરૂં ? તો હુઝૂર (સલ.)એ ફર્માવ્યું કે મૌત પછી નેકી એ છે કે એમના માટે નમાઝ પઢ્યા કરે પોતાની નમાઝ સાથે, પોતાના રોઝહ સાથે એમના માટે રોઝહ રાખ્યા કરે.

હઝ. અલી (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ.)એ ફર્માવ્યું જે માણસ કબ્રસ્તાનથી પસાર થાય અને ૧૧ વખત 'કુલ હુવલ્લાહુ અહદ' પઢે અને તેનો સવાબ મુર્દાઓની રૂહને બખ્શી દે તો એને પણ મુર્દાઓની સંખ્યા બરાબર સવાબ આપવામાં આવશે.

હઝરત અનસ (રદી.) એ હુઝુર (સલ.)ને દરયાફત કર્યું કે યા રસુલલ્લાહ (સલ.) હમો ખૈરાત કરીએ છીએ પોતાના મુર્દાઓ તરફથી અને એમના તરફથી હજ કરીએ છીએ અને એમના માટે દુઆ કરીએ છીએ, શું એ એઓને પહોંચે છે ? ફર્માવ્યું કે, હાં, એ તેઓને પહોંચે છે અને તેઓ ખુશ થાય છે એનાથી જેવા કે તમારામાંથી એક ખુશ થાય છે તે તોહફાથી જ્યારે કોઇ બીજો તેને મોકલે અને રસૂલુલ્લાહ (સલ.) એ ફર્માવ્યું પોતાના મુર્દાઓ ઉપર યાસીન પઢ્યા કરો.

મઝકુર હદીસોથી સાબિત થાય છે કે નેક અમલોનો સવાબ બીજા માટે ફાયદામંદ હોય છે (ગાયતુલ અવ્તાર તર્જુમહ દુર્રે મુખ્તાર પાનું-૬૦૭-૬૦૮ મુલખ્ખસ)

મિશ્કાત શરીફમાં છે કે ફર્માવ્યું રસુલુલ્લાહ (સલ.)એ મુર્દુ કબરમાં ડુબવા વાળાની જેમ ફરયાદ કરવાવાળું હોય છે કે કોઇ એનો હાથ પકડે, (મદદ કરે) દુઆના ઇન્તિઝારમાં રહે છે કે એને બાપ તરફથી કે માં તરફથી કે ભાઇ અથવા દોસ્ત તરફથી પહોંચે, જ્યારે એને દુઆ પહોંચે છે તો દુઆ પહોંચવું એને ઘણું જ પ્યારૂં લાગે છે દુન્યા અને દુન્યાની વસ્તુઓથી અને બેશક અલ્લાહતઆલા કબરવાળાઓને ઝમીનવાળાઓની દુઆના સબબ પહાડોના માનિન્દ (સવાબ) પહોંચાડે છે અને ખરેખર ઝિંદહ માણસોનો તોહફો મુર્દાઓ માટે એમનું એમના માટે ઇસ્તિગ્ફાર કરવું છે. (મઝાહિરે હક શર્હે મિશ્કાત શરીફ ભાગ-૧ પાનું-૩૦૧)

'તિરમિઝી શરીફ'માં છે :- હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફર્માવે છે કે એક માણસ (હઝરત સઅદ (રદી.) હુઝૂરે અકરમ (સલ.)ની ખિદમતમાં આવ્યા અને કહ્યું કે મારી વાલિદહનો ઇન્તિકાલ થઇ ગયો છે. જો હું એમના તરફથી સદકો કરૂં તો શું એમને નફો થશે ? ફર્માવ્યું  હાં, એમણે અર્ઝ કરી કે મારો એક બાગ છે. હું આપને ગવાહ બનાવું છું કે મેં મારો તે બાગ પોતાની મર્હુમા વાલિદહ તરફથી સદકો કરી દીધો. (તિરમિઝી ભાગ-૧ પાનું-૮૫) આ હદીસ ઇસાલે સવાબના મસ્અલામાં બિલ્કુલ વાઝેહ છે.

તેમજ હદીસમાં છે કે ઇન્સાન જ્યારે મરણ પામે છે તો એના અ'માલ મુન્કતેઅ થઇ જાય છે પરંતુ ત્રણ વસ્તુઓનો સવાબ એને પહોંચતો રહે છે (૧) સદકએ જારિયહ (૨) એવું ઇલ્મ જેનાથી નફો હાસિલ કરવામાં આવે (૩) નેક ઔલાદ જે એના માટે દુઆ કરે.

મઝકૂર ઇબારતોથી સાબિત થાય છે કે મુર્દાઓ માટે ઇસાલે સવાબ જાઇઝ છે અને એમને સવાબ પહોંચે છે અને મુર્દાઓને ફાયદો પણ થાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હાજીઓના મુસાફિરખાનામાં ઇસાલે સવાબ માટે આપવા વિષે**

(૧૩૦૧) સવાલ :- બય્તુલ હુજ્જાજ (હાજીઓ માટેનું મુસાફિરખાનું) જે મુંબઇમાં બંધાવ્વાનું છે તેમાં મર્હુમના સવાબ માટે ફાળો આપીએ તો મર્હુમને સવાબ પહોંચે કે કેમ ? ખુલાસો કરશો.

જવાબ :- બય્તુલ હુજ્જાજ માટે મદદ કરવી ઘણું સવાબનું કામ છે. કોઇ મર્હુમના ઇસાલે સવાબ માટે પણ આપી શકાય છે. મર્હુમને સવાબ મળશે. ઝકાત અને સદકાતે વાજિબહ આપી શકાય નહીં. સદકાતે

નાફિલહ આપી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તઅઝિયત અને ફાતિહા ખ્વાની માટે ગામમાં એ'લાન કરવું

(૧૩૦૨) સવાલ :- હમારા ગામમાં આમ રિવાજ છે કે જ્યારે પરદેશથી મૌત-મય્યિતની ખબર આવે છે ત્યારપછી આખા ગામમાં એ'લાન કરવામાં આવે છે. કાયદેસરનો બંદોબસ્ત કરવામાં આવે છે. દાખલા તરીકે મરનારના સગાસંબંધીઓના બારણે ફલાટ, કુરસીઓ વિગેરે ગોઠવવામાં આવે છે. ઘરમાં પાથરણાં કરવામાં આવે છે. એલાન કરનાર જ્યારે આખા ગામમાં એલાન કરીને આવી જાય છે ત્યારબાદ લોકો જમા થાય છે. મર્દો આંગણામાં બેસે છે, ઔરતો ઘરમાં બેસે છે. ત્યારપછી હાફિઝ સાહબ (ફાતિહા પઢનાર નક્કી કરેલ માણસ) ફાતિહા પઢે છે. ફાતિહા પુરા થયા પછી મજલિસ વિસર્જન થાય છે.

હવે આ રિવાજને જરૂરી સમજવામાં આવે છે. ફાતિહામાં શામિલ ન થનારને અપશબ્દો કહેવામાં આવે છે. ખાસ કરીને અહલે ઇલ્મ ઉપર તો અપશબ્દોની વર્ષા થાય છે. હવે આપ કુર્આન અને હદીસની રોશનીમાં જણાવશો કે મઝકૂર રિવાજ ચાલુ રાખવામાં ગુંજાઇશ છે ખરી ? બિદઅતની ગણત્રીમાં આવશે ખરો ? વિગતવાર જવાબ આપી આભારી થશો. ફાતિહા પઢનારને અને ગામમાં એ'લાન કરનારને મહેનતાણું પણ આપવામાં આવે છે. જેથી ખુલાસો કરશો.

જવાબ :- જનાઝાની નમાઝ પઢવા માટે એ'લાન કરવાની ઇજાઝત છે. એ સિવાય તઅઝિયતી ફાતેહાખ્વાની માટે ગામમાં એ'લાન કરાવી મર્દો અને ઔરતોને જમા કરવાની શર્અન ઇજાઝત નથી. ખિલાફે સુન્નત અને મકરૂહ ગણાશે. અલ્બત્ત ! અહલે મય્યિત પોતાના ખાસ સગાવહાલાં, અઝીઝો અહબાબને ખબર કરી દે અને દુઆએ મગ્ફિરત અને ઇસાલે સવાબ માટે દરખાસ્ત કરે. તઅઝિયત કરનારા ત્રણ દિવસની અંદર જેમ-જેમ ખબર થતી જાય એકળ-બેકળ આવી શકે છે. તેના માટે ઇજતિમાઅનો એહતેમામ ખોટો છે. (ફતાવા રહીમિય્યહ ઉર્દુ ભાગ-૨ પાનું-૩૪૦-૩૪૧)

હઝરત શાહ અબ્દુલહક મુહદિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે - વ આદત ન બૂદ કે બરાએ મય્યિત દર ગૈરે વક્તે નમાઝ (જનાઝહ) જમઅ શવંદ વ કુર્આન ખ્વાનન્દ વ ખતમાત ખાનન્દ દર ગોર વ ન ગૈરે આં વ ઇં મજમુઅ બિદઅતસ્ત વ મકરૂહ.

અર્થાત :- આપ (સલ.)અને સહાબએ કિરામ વગૈરહ સલ્ફે સાલિહીનના મુબારક ઝમાનામાં એ આદત ન હતી કે મય્યિત માટે નમાઝે જનાઝહ સિવાય એ'લાન કરી જમા થતા હોય અને કુર્આન પઢતા હોય, ન તો કબર પર, ન તો બીજી કોઇ જગ્યાએ, એ રિવાજ બિદઅત અને મકરૂહ છે. (શર્હે સિફરૂસ્સઆદત પાનું-૨૭૩) (મદારિજુન્નબુવ્વત ભાગ-૧ પાનું-૪૨૧)

અને કિતાબ નિસાબુલ એહતિસાબમાં છે :- બસ્તુલ ફર્શે ફી અય્યામિ-ત્તઅઝિયતિ ફઇન્નહુ અકબહુલ કબાઇહિ'

અર્થાત :- તઅઝિયતના દિવસોમાં ફર્શ (કુર્સી, ફલાટ, શત્રંજી, ચટાઇ, વિગેરે) બિછાવ્વું બદતરીન રસમ છે. (નિસાબુલ એહતિસાબ કલમી બાબ ૧૬ પાનું-૩૬)

એ જ કિતાબમાં બીજી જગ્યાએ છે :- વયુકરહુલ જુલૂસુ અલા બાબિદારિ લિઅન્નહુ અમલુ અહલિલ જાહિલિય્યતિ ફનહ-ન્નબિય્યુ (સલ.) મિન ઝાલિક વમા યુસ્નઉ ફી બિલાદિલ અજમિ મિન ફર્શિલ બસ્તિ વલ કિયામુ અલા કવારિઇ-ત્તરીકિ મિન અકબહિલ કબાઇહિ.

અર્થાત :- મય્યિતને દફન કર્યા પછી (એવી જ રીતે બહારથી મય્યિતની ખબર આવ્યાથી) અહલે ખાનહ (ઘરવાળા)નું પોતાના બારણે અને આંગણામાં ફલાટ-કુર્સી અને શત્રંજી, ચટાઇ વિગેરે બિછાવી બેસ્વું કે લોકો આવી તઅઝિયત કરે અને લોકોનું જમા થવું અહલે જાહિલિય્યતની રૂસુમાતમાંથી છે. જેને આપ (સલ.)એ મના કર્યું છે અને જે રિવાજ કે અજમના શહેરોમાં મશહુર છે કે (તઅઝિયત અને ફાતિહા

માટે) આંગણામાં ફર્શ (ફલાટ, કુરસી, ચટાઇ વિગેરે) બિછાવી બેસે છે એ બુરૂં છે અને એ ઘણી બુરી રસમ છે. (નિસાબુલ એહતિસાબ કલમી બાબ-૪૨ પાનું-૮૭)

અને શામીમાં છે :- વયુકરહુલ જુલુસુ અલા બાબિ-દ્દારિ લિત્તઅઝિયતિ લિઅન્નહુ અમલુ અહલિલ જાહિલિય્યતિ વકદ નુહિય અન્હુ વમા યુસ્નઉ ફી બિલાદિલ અજમિ મિન ફર્શિલ બસ્તિ વલ કિયામુ અલા કવારિઇ ત્તરીકિ મિન અકબહિલ કબાઇહિ.

અર્થાત :- અને મકરૂહ છે મય્યિતના આંગણે બેસવું અને ઉભા રહેવું તઅઝિયત માટે એટલા માટે કે એ જાહિલિય્યતનો અમલ છે અને એની મનાઇ આવી છે અને જે રિવાજ અજમના શહેરોનો છે કે આંગણામાં ફર્શ (ફલાટ, કુર્સી, ચટાઇ વિગેરે) બિછાવી બેસ્વું એ ઘણી બુરી રસમ છે. (શામી ભાગ-૧ પાનું-૮૪૩) (ગાયતુલ અવ્તાર ભાગ-૧ પાનું-૪૨૩)

જે સાહિબો રસ્મી ઇજતિમાઇ ફાતેહામાં શરીક થતા નથી તેમને બુરા સમજવું, મલામત કરવું, બુરૂ ભલુ કહેવું, ઠપકો અને ધમકી આપવું, ખાસ કરીને અહલે ઇલ્મની બુરાઇ કરવી જાઇઝ નથી. સખ્ત ગુનાહિત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિત માટે કુર્આનખ્વાની અને ઇસાલે સવાબનો સહીહ તરીકો શું છે ?**

(૧૩૦૩) સવાલ :- મય્યિત માટે કુર્આનખ્વાની અને ઇસાલે સવાબ માટે ટાઇમ નક્કી કરી અહલે મય્યિતના તરફથી લોકોને દઅવત આપી અથવા લોકોમાં એ'લાન કરાવી લોકોને ભેગા કરી કુર્આનખ્વાની અને ફતિહાખ્વાની કરવામાં આવે છે. અમુક લોકો દિલથી અને મોટા ભાગે લોકો શર્મા-શર્મી એ રસમમાં ભાગ લે છે. એના વિષે શું હુકમ છે ? દલીલો સાથે સમજાવ્વા કૃપા કરશો.

જવાબ :- એ વિષે 'ફતાવા રહીમિય્યહ'માં અને 'હયાત માસિક'માં પણ વખતો વખત ખુલાસો કરવામાં આવ્યો છે. ટાઇમ નક્કી કરી, લોકોને દઅવત આપી એ'લાન કરાવી ભેગા કરવાનો દસ્તુર સુન્નતના મુતાબિક નથી. રસ્મી છે. એના વિષે ઉલ્માએ મુહકકિકીનના ઇર્શાદાત વાંચો.

(૧) હઝરત શાહ અબ્દુલહક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે :- વ આદત ન બુદ કે બરાએ મય્યિત દર ગૈરે વક્તે નમાઝ (જનાઝહ) જમઅ શવન્દ વકુર્આન ખાનન્દ વખતમાત ખ્વાનન્દ ન બર ગોર વ ન ગૈરે આં, વ ઇં મજમુઅ બિદઅતસ્ત વ મકરૂહ.

અર્થાત :- આપ (સલ.) અને આપના સહાબએ કિરામની આદત ન હતી કે મય્યિત માટે જનાઝહની નમાઝના મૌકા સિવાય બીજા કોઇ મૌકે ઇસાલે સવાબ માટે જમા થતા હોય અને કુર્આન ખ્વાની કરતા હોય. ન તો કબર ઉપર, ન તો બીજી કોઇ જગ્યાએ, આ બધી રસ્મો બિદઅત અને મકરૂહ છે. (શર્હે સિફરૂસ્સઆદત પાનું-૨૭૩) (મદારિજુ-ન્નુબુવ્વત ભાગ-૧ પાનું-૧૨૧)

(૨) અને 'ઝાદુલ મઆદ'માં છે :- વલમ યકુન મિન હદયિહી અંય્યુજતમઅ લિલ અઝાઇ વયુકરઉ લહુ લા ઇન્દ કબરિહી વલા ગય્રિહી વકુલ્લુ હાઝિહી બિદઅતુન હાદિસતુન મકરૂહતુન.'

અર્થાત :- આં હઝરત (સલ.) અને આપના સહાબએ કિરામ વિગેરે સલ્ફે સાલિહીનનો એ તરીકો ન હતો કે અહલે મય્યિતની તઅઝિયત અને મર્હુમના ઇસાલે સવાબ માટે જમા (એકઠા) થતા હોય અને કુર્આન ખ્વાની કરતા હોય. ન તો મર્હુમની કબર પાસે, ન તો બીજી કોઇ જગ્યાએ, આ બધી રસ્મો નવ ઇજાદ છે અને બિદઅતે મકરૂહહ છે. (ઝાદુલ મઆદ હાફિઝ ઇબ્ને કય્યિમ ભાગ-૧ પાનું-૧૫૦)

(૩) હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના થાન્વી (રહ.) ફરમાવે છે :- જિસ તરીકેસે આજ કલ કુર્આન શરીફ પઢ કર ઇસાલે સવાબ કિયા જાતા હે યે સુરતે મુરવ્વજહ ઠીક નહીં. હાં, અહબાબે ખાસસે કેહ દિયા જાએ કે અપને-અપને મકામ પર હસ્બે તૌફીક પઢ કર સવાબ પહોંચા દેં. બાકી ઇજતિમાઇ સુરત

ઇસ્મેં મુનાસિબ નહીં. ચાહે તીન બાર 'કુલ હુવલ્લાહ' હી પઢ કર બખ્શ દેં. જિસ્સે એક કુર્આનકા સવાબ મિલ જાએગા યે ઉસ્સે અચ્છા હે કે ઇજતિમાઇ સુરતમેં દસ કુર્આન ખતમ કિયે જાએં. ઇસ્મેં અકસર અહલે મય્યિતકો જત્લાના હોતા હે ઔર અલ્લાહ તઆલાકે યહાં થોળે બહુતકો નહીં દેખા જાતા. ખુલૂસ ઔર નિય્યત દેખી જાતી હે (અન્ફાસે ઇસા ભાગ-૨ પાનું-૨૧૫) (ફતાવા રહીમિય્યહ ભાગ-૨ પાનું-૩૩૫)

## આપનો બીજો ફત્વો

(૪) સવાલ :- (૭૦૨) સાલકે અકસર હિસ્સેમેં બુઝુર્ગોંકી અરવાહકે ઇસાલે સવાબકે લિયે લોગોંકો જમા કરકે બિલા કિસી ખાસ ઇન્તિઝામ વઅવકાતે મુતઅય્યનહકે કુર્આન શરીફ પઢા જાવે તો જાઇઝ હે યા નહીં ? અગર જાઇઝ હે તો અપને દોસ્ત વ અહબાબકો શુમુલિયતકે લિયે કેહના કૈસા હે ?

અલ્જવાબ :- યેહ તદાઇ હે ગૈર મકસૂદકે લિયે જો બિદઅત ઔર મકરૂહ હે. (ઇમ્દાદુલ ફતાવા જિલ્દ-૧ સફા-૫૨૦)

(૫) 'ફતાવા જામિઉ-ર્રૂમુઝ'માં છે 'વયુકરહુ ઇજતિમાઉહુમ ઇન્દહુ લિત્તઅઝિયતિ'

અર્થાત :- અહલે મય્યિતની તઅઝિયત(માતમ પુર્સી) માટે ભેગા થવું મકરૂહ છે. (ભાગ-૧ પાનું-૧૨૮) (મરાકિલ ફલાહ પાનું-૧૨૦) (તહતાવી શર્હે દુર્રે મુખ્તાર ભાગ-૧ પાનું-૬૧૨) (શામી ભાગ-૧ પાનું-૯૪૨)

(૬) અને 'ફતાવા બઝ્ઝાઝિયહ'માં છે :- વઇત્તિખાઝુદઅવતે બિર્કિઅતિલ કુર્આનિ વજ્મઇસ્સુલહાઇ વલ્કુર્રાઇ લિલ ખતમિ અવ લિકિર્અતિ સુરતિલ અન્આમિ અવિલ ઇખ્લાસિ.....

અર્થાત :- ઇસાલે સવાબ માટે સાલિહીન અને કારીઓને ખત્મે કુર્આન અથવા સુરએ અન્આમ યા સુરએ ઇખ્લાસ પઢવાની દઅવત દઇ જમા કરવું મકરૂહ છે. (ભાગ-૧ પાનું-૮૧)

માટે આ રસમ તજી દેવા લાયક છે. જેમને મય્યિતની લાગણી હોય અને ઘરના લોકો દિલી ઇખ્લાસથી પઢી ઇસાલે સવાબ કરતા રહે એ જ બેહતરી અને મય્યિત માટે ઘણું જ ફાયદારૂપ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇસાલે સવાબ માટે શું પઢવું જોઇએ ?

(૧૩૦૪) સવાલ :- કબ્રસ્તાન જઇને કે ઘરે અથવા મસ્જિદ વિગેરેમાં મય્યિતને ઇસાલે સવાબ માટે શું વસ્તુઓ પઢવી જોઇએ ? કે જેથી મય્યિતને લાભ થાય.

જવાબ :- સુરએ ઇખ્લાસ, સુરએ ફાતિહા, સુરએ બકરહની ઇબ્તિદાઇ અને આખિરી આયતો, યાસીન શરીફ, તબારક, સિત્તેર હઝાર વખત કલિમએ તય્યિબહ અને દુરૂદ શરીફ, નવાફિલ વિગેરે જે પણ થઇ શકે પઢી ઇસાલે સવાબ કરી શકાય છે. 'શામી'માં છે કે 'વફી શર્હિલ લુબાબ વયકરઉ મિનલ કુર્આનિ મા તયસ્સર લહુ મિનલ ફાતિહતિ વઅવ્વલુ સુરતિલ બકરતિ.....' એટલે કુર્આનમાંથી જે એને આસાન લાગે સુરએ ફાતિહા, સુરએ બકરહની શરૂઅની આયતો પઢીને ઇસાલે સવાબ કરે. (શામી ભાગ-૧ પાનું-૮૪૪)

'મિર્કાત શર્હે મિશ્કાત'માં છે. 'કાલન્નવવી ફી શર્હિલ મુહઝ્ઝબ યુસ્તહબ્બુ લિઝાઇરિલ કુબૂરિ અંય યકરઅ મા-તયસ્સર મિનલ કુર્આનિ વયદઉ લહુમ અકીબહા' (કબરની ઝિયારત કરનાર માટે મુસ્તહબ એ છે કે કુર્આનમાંથી જે આસાન લાગે પઢે અને મગ્ફિરતની દુઆ કરે.) (ભાગ-૪ પાનું-૮૨)

કબ્રસ્તાનમાં દાખલ થઇને ખાસ-ખાસ સુરતો પઢવાની ફઝીલતો પણ કિતાબોમાં મન્કુલ છે. 'આલમગીરી'માં છે :- સુમ્મ યકરઉ સુરતલ ફાતિહતિ વ આયતલ કુર્સી સુમ્મ યકરઉ સુરએ ઇઝા ઝુલ્ઝિલતિ વ અલ્હાકુમુ-ત્તકાસુર કઝા ફિલ ગરાઇબ (કબ્રસ્તાનમાં જઇ દુઆ પઢવા પછી) સુરએ ફાતિહા, આયતુલ

કુર્સી, સુરએ ઇઝા ઝુલ્ઝિલત અને અલ્હાકુમુ-ત્તકાસુર પઢે. (આલમગીરી ભાગ-૫ પાનું-૩૪૯)

અને મિર્કાતમાં છે. હુઝુર (સલ.) એ ફર્માવ્યું કે જે માણસ કબ્રસ્તાનમાં દાખલ થયા પછી સુરએ ફાતિહા અને કુલહુવલ્લાહુ અહદ પઢે અને એનો સવાબ મુર્દાઓને બખ્શી આપે તો એને (પણ) મુર્દાઓની સંખ્યાના બરાબર સવાબ આપવામાં આવશે. (દારે કુત્ની)

શૈખુલ ઇસ્લામ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની નવ્વરલ્લાહુ મર્કદહુ ફર્માવે છે :- મઝારોંકી હાઝરીકે વક્ત મન્દરજએ ઝૈલ અમલ કરતા હું. 'અસ્સલામુ અલય્કુમ યા દાર કવ્મિમ મુઅમિનીન, અન્તુમ સલફુના વનહનુ બિલ્અસ્રિ વઇન્ના ઇન શાઅલ્લાહુ બિકુમ લાહિકુન, યગ્ફિરૂલ્લાહુ લના વલકુમ અજમઇન, વસલ્લલ્લાહુ અલા સય્યિદિના વમૌલાના મુહમ્મદિવં વઆલિહી વસહબિહી વબારિક વસલ્લિમ, સલામુન અલય્કુમ બિમા સબરતુમ ફનિઅમ ઉકબદ્દાર' ફિર તીન બાર દુરૂદ શરીફ, સુરએ ફાતિહા તીન બાર, સુરએ ઇખ્લાસ બારહ બાર દુરૂદ શરીફ, તીનબાર પઢકર સાહિબે મઝારકો બખ્શ કર ઉસ્કે ઔર તમામ ગિર્દો પેશકે મદફુનીનકે લિયે દુઆએ મગ્ફિરત કરતા હું. (ફર્મુદાતે હઝરત મદની (રહ.) પાનું-૨૪૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તદફીન પછી ઇસાલે સવાબ અને કબ્રસ્તાનમાં હાથ ઉઠાવી દુઆ માંગવા વિષે

(૧૩૦૫) સવાલ :- મય્યિતને દફન કર્યા પછી ઇસાલે સવાબ સાબિત છે કે નહીં ? તેમજ કબ્રસ્તાનમાં હાથ ઉઠાવી દુઆ માંગવું કેવું છે ? અમુક જગ્યાએ દફન કર્યા બાદ ફાતિહાના નામથી એલાન થાય છે અને લોકો હાથ ઉઠાવી દુઆ માંગે છે. આ રીતે મય્યિતને ઘરે પહોંચીને ફરીથી ઇસાલે સવાબ માટે ફાતિહાનું એલાન થાય છે અને લોકો ઇજતિમાઇ દુઆ માંગે છે. શું આ વસ્તુઓ ખૈરૂલ કુરૂનમાં હતી ?

જવાબ :- દફન કર્યા પછી ઇસાલે સવાબ સાબિત છે અને ઇજતિમાઅન દુઆ માંગવું પણ સાબિત છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ.) એ ફર્માવ્યું જ્યારે તમારામાંનો કોઇ માણસ મરણ પામે તો એને મોડે સુધી ઘરમાં ન રોકી રાખો અને કબર સુધી પહોંચાડવા અને દફન કરવામાં જલ્દી કરો અને દફન પછી સિરહાને સુરએ બકરહની શરૂની આયતો (મુફલિહુન સુધી) અને પાઇતીએ છેવટની આયતો (આમન-ર્રસુલુથી આખિર સુધી) પઢવામાં આવે. (મિશ્કાત શરીફ પાનું-૧૪૯)

હઝરત અમ્ર ઇબ્ને આસ (રદી.)એ નઝઅની હાલતમાં પોતાના સાહબઝાદહ હઝરત અબ્દુલ્લાહ (રદી.)ને વસિય્યત ફર્માવી હતી કે જ્યારે હું મરણ પામું તો મારા સાથે ન કોઇ નૌહા કરવાવાળી હોય અને ન આગ હોય. પછી જ્યારે તમે લોકો મને દફન કરો તો મારા પર ધીમે-ધીમે મટોડી નાંખશો. પછી મારી કબર પાસે એટલી વાર થોભશો જેટલી વાર ઊંટને ઝબહ કરી એનો ગોશ્ત વહેંચી દેવામાં આવે, જેથી હું તમારાથી ઉન્સિયત હાસિલ કરૂં અને હું મારા રબના કાસિદો (ફરિશ્તાઓ)ને સહેલાઇથી જવાબ આપી શકું. (મિશ્કાત શરીફ પાનું-૧૪૯)

'મિરકાત શર્હે મિશ્કાત'માં આ હદીસની શર્હ કરતાં ફર્માવ્યું છે કે (કવ્લુહુ સુમ્મ અકીમૂ હવ્લ કબ્રી) લઅલ્લ હુ લિદદુઆઇ બિત્તસ્બીતિ વગય્રિહી, હદીસમાં છે પછી મારી કબર પાસે ઉભા રહેશો. આ ઉભા રહેવું એટલા માટે કે તેઓ મુર્દા માટે સાબિત કદમ રહેવાની દુઆ કરે. (કવ્લુહુ હત્તા અસ્તઅનિસ બિકુમ) અય બિદુઆઇકુમ વઅઝકારિકુમ વકિરાઅતિકુમ વઇસ્તગ્ફારિકુમ' જેથી હું તમારાથી ઉન્સિયત હાસિલ કરૂં કિંવા તમારી દુઆ, તમારા ઝિક્ર, તમારી કિરઅત અને ઇસ્તિગ્ફારથી. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ-૪ પાનું-૮૧)

મિર્કાતમાં એક બીજી હદીસ છે કે હુઝુર (સલ.) જ્યારે કોઇ માણસના દફનથી ફારિગ થતા તો ત્યાં થોભતા અને ફર્માવતા કે પોતાના ભાઇઓ માટે અલ્લાહથી મગ્ફિરત તલબ કરો, એના માટે સાબિત કદમ રહેવાની દુઆ માંગો, કેમકે હવે એનાથી સવાલ કરવામાં આવશે. (ભાગ-૪ પાનું-૮૧)

કિફાયતુલ મુફ્તીમાં છે :- સવાલ :- ફી સુનનિ અબૂદાવુદ કાનન્નબિય્યુ (સલ.) ઇઝા ફરગ મિન

દફનિલ મય્યિતિ વકફ અલા કબ્રિહી વકાલ ઇસ્તગ્ફિરૂ લિઅખીકુમ વસ્અલુલ્લાહ લહુ-ત્તસબ્બુત... મઝકુરહ બાલા હદીસસે દુઆયે મગ્ફિરત માંગના જમ્અન સાબિત હોતા હે યા ફુરાદા ફુરાદા ?

(૬૩) અલ્જવાબ :- હાં, ઇસ હદીસકે સિયાકસે યે બાત મઅલૂમ હોતી હે કે તમામ હાઝિરીન એક સાથ દુઆ કરતે થે ક્યું કે દફનસે ફારિગ હોનેકે બાદ વાપિસ આનેકા મૌકા થા લેકીન ઇસ હદીસસે મઅલૂમ હુવા કે આં હઝરત (સલ.) વાપસીમેં કુછ તાખીર વ તવકકુફ ફર્માતે થે ઔર મય્યિતકી તસ્બીત વ મગ્ફિરતકી ખુદ ભી દુઆ ફર્માતે થે ઔર હાઝિરીનકો ભી ઇસ વક્ત દુઆકા હુકમ દેતે થે. ક્યું કે 'ફઇન્નહુલ આન યુસ્અલુ' ઇસ્કા કરીના હે, પસ થોડી દેર સબકા તવકકુફ કરના ઔર હાઝિરીનકો ઉસી વક્ત દુઆ વ ઇસ્તિગફારકા હુકમ ફર્માના ઔર સબ્કા મૌજુદ હોના ઔર ઉસ વક્તકા વક્તે કુર્બે સવાલે નકીરૈન હોના ઇસ બાતકી દલીલ હે કે સબ હાઝિરીનકી દુઆ એક વક્તમેં ઇજતિમાઅન હોતી થી ઔર યહી મઅમુલ વ મુતવારિસ હે- લેકીન વાઝેહ રહે કે યે ઇજતિમાઅ જો ઇસ હદીસસે સાબિત હે ઇજતિમાઅ કસ્દન લિદદુઆ યે ભી નહીં હે બલ્કે ઇજતિમાએ કસ્દી દફનકે લિયે હે અગરચે બસબબે ઉમુરે મુતઝકકિર-એ બાલા ઇસ વક્ત દુઆ ભી ઇજતિમાઇ તોર પર હો ગઇ. વલ્લાહુ અઅલમ (કિફાયતુલ મુફ્તી ભાગ-૪ પાનું-૫૯-૬૦)

તહતાવી અલા મરાકિલ ફલાહ'માં છે :- વફિસ્સિરાજિ વયુસ્તહબ્બુ અંય યકરઅ અલલ કબરિ બઅદ-દ્દફનિ અવ્વલ સુરતિલ બકરતિ વખાતિમતહા (મુસ્તહબ એ છે કે કબર પાસે દફન પછી સુરએ બકરહની શરૂની આયતો અને આખિરી આયતો પઢવામાં આવે. (પાનું-૩૬૩)

તદફીન પછી પાછું મય્યિતના ઘરે જમા થવું અને ઇસાલે સવાબ માટે ફરી ફાતિહા પઢવું સાબિત નથી, બિદઅત છે. તદફીન પછી દરેક પોત-પોતાના કામોમાં લાગી જાય. મરાકિલ ફલાહમાં છે કે મય્યિતના ઘેર જમા થવું મકરૂહ છે કે લોકો એની તઅઝિયત કરે બલ્કે લોકો તદફીનથી ફારિગ થયા પછી આવે તો મુતફર્રિક થઇ જાય અને પોત-પોતાના કામોમાં મશ્ગુલ થઇ જાય અને મય્યિતનો વારિસ પણ પોતાના કામમાં લાગી જાય. (મરાકિલ ફલાહ પાનું-૧૨૦) (શામી ભાગ-૧ પાનું-૮૪૨)

કબ્રસ્તાનમાં ઉભા રહી ઝિયારત અને દુઆ કરવું મસ્નૂન છે. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૩૬૨) (શામી-૮૪૩)

કબ્રસ્તાનમાં હાથ ઉઠાવી દુઆ માંગવું મમ્નુઅ નથી બલ્કે મન્દૂબ છે, કેમ કે આદાબે દુઆમાંથી છે ફુકહાની ઇબારતોથી એની મુમાનિઅત સાબિત નથી થતી બલ્કે ઇજાઝત મઅલૂમ પડે છે. 'લિઅન્ન-સ્સુકુત ફિ મઅરઝિલ બયાનિ બયાનુન' અલ્બત્ત કબર સામે હોય અને કબરવાળાથી મદદ તલબ કરવાનો શુબોહ હોય તો હાથ ઉઠાવ્વું મમ્નુઅ ગણાશે.

સહીહ બુખારીના મશ્હુર શારેહ હાફિઝ ઇબ્ને હજર અસ્કલાની (રહ.) સાહિબે ફત્હુલ બારીએ અબુ ઉવાનાથી નકલ કર્યુ છે કે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદી.) ફર્માવે છે કે હુઝુરે અકરમ (સલ.)ને હઝરત અબ્દુલ્લાહ ઝિન્નજજાદય્નની કબર પર દફનથી ફારિગ થયા પછી કિબ્લા રૂખ હાથ ઉઠાવી દુઆ માંગતા જોયા.

**હઝરત મૌલાના અશ્રફ અલી થાનવી (રહ.) ફર્માવે છે**

સવાલ :- કબ્રસ્તાનમેં હાથ ઉઠા કર દુઆ કરના દુરૂસ્ત હે યા નહીં?

અલ્જવાબ :- ફિ રદ્દિલ મુહતાર આદાબુ ઝિયારતિલ કુબૂરિ સુમ્મ યદઉ કાઇમન તવીલન' ઇસ્સે દુઆકા જાઇઝ હોના સાબિત હુવા ઔર હાથ ઉઠાના મુત્લકન આદાબે દુઆસે હે. પસ યે ભી દુરૂસ્ત હુવા. (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૧ પાનું-૪૭૬, મત્બુઅહ પાકિસ્તાન)

**મુફતીએ અ'ઝમ મૌલાના મુફતી મુહમ્મદ કિફાયતુલ્લાહ સાહબકા ફત્વા**

સવાલ :- કિસી મઝાર પર હાથ ઉઠા કર ફાતિહા પઢના જાઇઝ હે યા નહીં ?

(૨૦૬) જવાબ :- મઝાર પર હાથ ઉઠા કર ફાતિહા પળ્હના મબાહ હે. મગર બેહતર યે હે કે યા તો મઝારકી તરફ મુંહ કરકે બગૈર હાથ ઉઠાયે ફાતિહા પળ્હે યા કિબ્લા રૂખ ખળે હો કર હાથ ઉઠા કર ફાતિહા પળ્હ લે, ફાતિહાસે મુરાદ યે હે કે ઇસાલે સવાબકી ગર્ઝસે કુછ કુર્આન મજીદ પળ્હ કર ઉસ્કા સવાબ બખ્શ દે ઔર મય્યિતકે લિયે દુઆયે મગ્ફિરત કરે. સાહિબે કબરસે મુરાદેં માંગના-હાજતેં તલબ કરના યા ઉન્કી મન્નતેં માનના ય સબ નાજાઇઝ હ. (કિફાયતુલ મુફ્તી ભાગ-૪ પાનું-૧૮૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સોગની મુદ્દત-ઇસાલે સવાબ માટે રિવાજોની પાબંદી સિવાય કુર્આન પઢવું**

(૧૩૦૬) સવાલ :- મય્યિતના વારિસો માટે ગમી અને સોગની મુદ્દત કેટલી છે ? એ મુદ્દતમાં કલિમએ તય્યિબહ અને કુર્આન ખ્વાનીનો મઅમુલ કોઇ ઝાતની પાબંદી મસ્નુન અને જરૂરી સમજવા વિના અને દરેક રસ્મો રિવાજથી પાક-સાફ રહી કરવામાં આવે તો એમાં શર્અન કોઇ કબાહત તો નથી ? અથવા બિદઅતને લાઝિમ કરવું તો નહીં ગણાય?

જવાબ :- ત્રણ દિવસ સુધી મય્યિતના વારિસોની તઅઝિયત કરવું જાઇઝ છે અને ઔરત પોતાના કોઇ અઝીઝ અને રિશ્તેદારની મૌત ઉપર ત્રણ દિવસ સુધી સોગ કરી શકે છે. કિંવા ઝીનત વિગેરે છોડી આપે અને ધણીના મૌત ઉપર ચાર મહીના દસ દિવસ સુધી સોગ કરી શકે છે. શામીમાં છે કે કોઇ રશ્તેદારની મૌત ઉપર સોગ મનાવ્વું ત્રણ દિવસ સુધી મબાહ છે, તે સહીહ હદીસના લઇ કે રસુલે કરીમ (સલ.) એ ફર્માવ્યું કે ખુદા અને આખિરત ઉપર ઇમાન રાખનાર ઔરત માટે હલાલ નથી કે ત્રણ દિવસથી, સોગ કરે. હાં, પોતાના ધણીની મૌત ઉપર ચાર મહીના દસ દિવસ સોગ મનાવે. (ભાગ-૨ પાનું-૮૫૧)

'આલમગીરી'માં છે કે મુસીબતના લઇ ત્રણ દિવસ સુધી ઘરમાં બેસી રહેવાની ઇજાઝત છે અને એને તર્ક કરવું અહસન છે અને નૌહા કરવું તો જાઇઝ નથી. (ભાગ-૧ પાનું-૧૦૭)

ઘરના માણસો અને મળતા-જુલતા દોસ્તો-બિરાદરો અને સગા-સ્નેહીઓ જરૂરી અને મસ્નુન સમજ્યા વિના અને રસમની પાબંદી વગર જમા થઇ કલિમએ તય્યિબહનું ખતમ કરે અથવા કુર્આન શરીફ પઢી ઇસાલે સવાબ કરે તો એની ગુંજાઇશ છે. કબ્રસ્તાન અથવા બીજી કોઇ જગ્યાએ એનું એલાન કરવું કાબિલે તર્ક છે અને જો રસમની પાબંદી મકસૂદ હોય અને દઅવત આપી લોકોને જમા કરવામાં આવે અને ન કરનાર પર તઅન કરવામાં આવે અથવા એને બુરૂં ભલુ કહવામાં આવે તો જાઇઝ નથી.

'શામી' તથા 'ફતાવા બઝ્ઝાઝિયહ'માં છે કે મય્યિત માટે પહેલા દિવસે અથવા ત્રીજે દિવસે કે અઠવાડિયા પછી ખાવું પકાવ્વું મકરૂહ છે અને મોસમો (ગમીના ખાસ-ખાસ દિવસોમા) કબ્રો તરફ ખાવું ઉઠાવી લઇ જવું પણ મકરૂહ છે અને મય્યિતને ઇસાલે સવાબની નિય્યતથી કુર્આન ખ્વાની કે સુરએ અન્આમ કે સુરએ ઇખ્લાસ પઢવા માટે સાલિહીન અને કુર્રાને જમા કરવું પણ મકરૂહ છે, સારાંશ કે કુર્આન ખ્વાની કરવું અને એ સમયે ખાણું વિગેરે તૈયાર કરવાનો એહતેમામ મકરૂહ છે અને એ જ બઝ્ઝાઝિયહની કિતાબુલ ઇસ્તિહસાનમાં છે કે જો ફક્ત ફકીરો માટે ખાવું પકાવે તો બેહતર છે 'મેઅરાજુ- દેરાયહ'માં પણ એના ઉપર તફસીલવાર બહસ કરવામાં આવી છે અને ફરમાવ્યું છે કે આ તનામ કાર્યો શોહરત, નામવરી અને દેખાવ માટે થાય છે, એટલા માટે એનાથી બચવું જ જોઇએ કેમકે એનાથી ખુદાની રઝામંદી મત્લૂબ હોતી નથી. (શામી ભાગ-૧ પાનું-૮૪૨)

મજમઉલ ફતાવામાં મૌલાના અબ્દુલ હય લખ્નવી (કુદ્દિસ સિર્રૂહુ) હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.)નો ફત્વો નકલ ફર્માવે છે :-

સવાલ :- રોઝે સોમ યા પંજુમ બતલબ યા બિલા તલબ જમઅ મી શવન્દ વ ચંદ ખત્મે કુર્આન મજીદ

મી ખ્વાનન્દ બઅઝે આહિસ્તહ વ બઅઝે બઆવાઝે બુલંદ વદર પ્યાલા ખુશ્બુએ ગુલ મી અંદાઝન્દ વદીગર ખુસૂસિયાત વરૂસૂમ બઅમલ મી આરન્દ, ચે હુકમ દારદ ?

જવાબ :- મુકર્રર કરદન રોઝે સોમ વગૈરહ બિત્તખ્સીસ વઉરા જરૂરી અંગાશ્તન દર શરીઅતે મુહમ્મદિય્યહ સાબિત નેસ્ત, સાહિબે નિસાબુલ એહતિસાબ આં રા મકરૂહ નવેશ્તહ, રસ્મો રાહ તખ્સીસ બુગુઝારન્દ વ હર રોઝે કે ખ્વાહંદ સવાબ બરૂહે મય્યિત બરસાનીદ...

અર્થાત :- ખાસ કરી ત્રીજા અથવા બીજા કોઇ દિવસને મુકર્રર કરવું અને એને જરૂરી સમજવાનો શરીઅતે મુહમ્મદિય્યહમાં સુબૂત નથી. સાહિબે નિસાબુલ એહતિસાબે એને મકરૂહ લખ્યું છે. ખાસ દિવસોને બતોરે રસમના મુકર્રર કરવું છોડી આપે અને કોઇ પણ દિવસે મય્યિતની રૂહને સવાબ પહોંચાડે...... (મજમુઅતુલ ફતાવા પાનું-૭૩ ભાગ--૩)

સારાંશ કે રસ્મો રિવાજની પાબંદી અને નામ-નમૂદ, બિરાદરી, મુરૂવ્વત, દબાવ અને કોઇ મખ્સૂસ તારીખ કે દિવસ મુકર્રર કર્યા સિવાય અને દઅવતી એહતેમામ તથા ઇજતિમાઇ ઇલ્તિઝામથી મય્યિતના સગા-વહાલાં, હમ્દર્દ, અઝીઝ-રિશ્તેદાર ફક્ત ઇસાલે સવાબની ગર્ઝે કુર્આન ખ્વાની કરે તો એ જાઇઝ છે. મના નથી. (ઐની શર્હે હિદાયહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કોઇ રિશ્તેદારની મૌત પર કુર્આનનું ખતમ કરવું અને ત્રણ દિવસ સુધી કારોબાર બંધ કરવું**

(૧૩૦૭) સવાલ :- હમારે ત્યાં પહેલાંથી આ રિવાજ ચાલ્યો આવે છે કે જયારે કોઇના ઘરે મય્યિત થાય છે તો એના કરીબી રિશ્તેદાર ત્રણ દિવસ સુધી કારોબાર બંધ રાખે છે અને એ દિવસોમાં કલિમએ તય્યિબહનું ખતમ અને કુર્આન ખ્વાની કરી ઇસાલે સવાબ કરે છે. આ જાઇઝ છે કે નહીં ?

જવાબ :- દિવસો અને તારીખની તઅયીન અને રસ્મો રિવાજની પાબંદી વગર કુર્આન ખ્વાની કરે અને ઇસાલે સવાબ કરે તો ગુંજાઇશ છે. કોઇ સગાના ઇન્તિકાલ પર કરીબી રિશ્તેદારોનું ત્રણ દિવસ સુધી કારોબાર બંધ રાખવું જાઇઝ છે. પરંતુ એને જરૂરી સમજવામાં ન આવે અને બંધ ન રાખનારને મલામત કરવામાં ન આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુઝ - ઝકાત

### ભાઇને ઝકાત આપી શકાય ?

(૧૩૦૮) સવાલ :- મારો એક ભાઇ છે જે શાદીશુદહ છે અને બચરવાળ છે અને ત્રણસો પચાસ (૩૫૦) રૂા.નો પગારદાર છે. ખાતા-પીતાં કાંઇ બચતું નથી. કરઝ થઇ જાય છે. એવી હાલતમાં હમો પોશીદહ રીતે ઝકાતના પૈસા તેમને મોકલી શકીએ કે કેમ ? અને ભાઇ ઝકાતનો હકદાર ગણાશે કે નહીં?

જવાબ :- ભાઇ ગરીબ હોય, સાહિબે નિસાબ ન હોય એટલે ૭ાા તોલા સોનું અથવા પરાા તોલા ચાંદીનો યા પરાા તોલા ચાંદીની કીમતનો માલિક ન હોય તો તેને ઝકાત આપી શકાય છે. ઝકાતની રકમ ઝકાતની નિય્યતે હદયા, તોહફા અને ઇદી તરીકે ભાઇને, તેમના બચ્ચાઓને આપી શકાય છે. ઝકાત અદા થઇ જશે. ભાઇ સાહિબે નિસાબ હશે તો ઝકાત અદા થશે નહીં. 'વમન અ'તા મિસ્કીનન દરાહિમ વ સમ્માહા હિબત અવ કર્ઝન વનવઝ્ઝકાત ફઇન્નહા તુજઝીહી વહુવલ અસહહુ' (ફતાવા આલમગીરી મિસ્રી ભાગ-૧ પાનું-૧૭૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સોનું-ચાંદી નિસાબથી ઓછું હોય તો ઝકાત લાગુ પડે કે નહીં ?

(૧૩૦૯) સવાલ :- મારી પાસે ૭ તોલા સોનું છે અને ૭ તોલા ચાંદી છે તો ઝકાત આપવી પડશે?

જવાબ :- સોનું-ચાંદી બન્નેવની કીમત મળી ચાંદીનો નિસાબ બની જશે માટે કર્ઝ વિગેરેથી ફાઝિલ હોય તો તેની કીમત ઉપર ઝકાત લાગુ પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વાપરવાના વાસણો અને કપડાં પરની ઝકાત વિષે

(૧૩૧૦) સવાલ :- મારા ઘરે કેટલાક વાસણો છે જે રોજ વપરાશમાં આવતા નથી. કદી-કદી મેહમાન આવી જાય ત્યારે ઉપયોગમાં આવે છે એ વાસણોની કીમત લગભગ ૧૦૦૦ રૂા. છે. એની ઝકાત આપવી પડશે ? એવી જ રીતે કપડાંઓ છે જે વરસમાં એક-બે વખત પહેરવામાં આવે છે. એ પણ ૧૦૦૦ રૂા.ના હશે તો એની પણ ઝકાત આવી પડશે ?

જવાબ :- વાપરવાના વાસણો અને પહેરવાના કપડાં ઉપર ઝકાત લાગુ પડતી નથી. કપડામાં સાચું કામ હોય તો તેને હિસાબમાં લેવું જરૂરી છે તેમજ તિજારતી સામાન અને તિજારતી કપડામાં ઝકાત લાગુ પડે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતની રકમ મોહતાજોને આપવું અફઝલ છે કે યતીમખાનામાં ?

(૧૩૧૧) સવાલ :- ઝકાતની રકમ યતીમખાનામાં આપવામાં આવે કે આમ ગરીબોને ? વધુ સવાબ કઇ વાતમાં છે ?

જવાબ :- જ્યાં વધુ જરૂરત હોય અને જ્યાં દીની અને મઝહબી, તઅલીમી અને તબ્લીગી કામ થતાં હોય ત્યાં તથા પોતાના સગા-સ્નેહીઓમાં જેઓ ઝકાતના હકદાર હોય તેઓને આપવામાં વધુ સવાબ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### પ્રોવિડન્ડ ફંડ પર ઝકાત છે કે નહીં ? પોતાની મરઝીથી પગારમાંથી રકમ કપાવે તો એના ઉપર ઝકાત છે કે નહીં ?

(૧૩૧૨) સવાલ :- હું સરકારી મુલાઝિમ છું મારા પગારમાંથી સરકાર પ્રોવિડન્ડ ફંડ રૂપે રૂા. ૯ કાપી લે છે. પરંતુ હું વધુ ૪૧ રૂપિયા મારી મરઝીથી જમા કરાવું છું. એ મુજબ દર મહીને ૫૦ રૂા. કપાય છે. હવે એમાં કમી બેશીની બિલ્કુલ ગુંજાઇશ નથી અને એથી વધુ રકમ ઉપર પણ તે જ કાનુન લાગુ પડે છે જે પ્રોવિડન્ડ ફંડ ઉપર લાગુ પડે છે કે રિટાયર્ડ થવા પહેલાં નહીં મળે કિંવા આ વધારાની રકમ ઉપર પણ સરકારનો કબ્ઝો રહે છે તો મારા ઝિમ્મે ઝાઇદ રકમ (૪૧ રૂા.)ની ઝકાત ફિલ્હાલ અદા કરવી જરૂરી છે?

જવાબ :- નવ રૂપિયા ફર્ઝિયાત કપાય છે અને એના ઉપર જે વધારાની રકમ મળે છે તે બધી સરકારી ઇનામ છે એના ઉપર ઝકાતનો મસ્અલો રકમ મળી જવા અને કબ્ઝામાં આવ્યા પછી જારી થશે. એ પહેલાં ઝકાત લાગુ પડશે નહીં. અલ્બત્ત જે રકમ માસિક (૪૧ રૂપિયા) જમા કરવાની આપે પોતાની મરઝીથી મન્ઝુરી આપી છે. એમાં ઝકાતનો હુકમ લાગુ પડશે, અગરચે તે તમારા કબ્ઝામાં નથી જેવી રીતે હમે કોઇને પોતાની મરઝીથી કર્ઝ આપીએ છીએ એના ઉપર પણ હમારો કબ્ઝો નથી હોતો, એવી જ રીતે જે રકમ હમુએ કોઇના પાસે અમાનત મુકી હોય તેના ઉપર પણ હમારો કબ્ઝો હોતો નથી. છતાં પણ તે હમારી મિલ્ક છે અને હમોએ પોતાની મરઝીથી કર્ઝ આપી છે. અમાનત મુકી છે જેથી એના ઉપર ઝકાત વાજિબ થાય છે. એ જ પ્રમાણે મઝકુર સુરતમાં પણ ઝકાત આવશે અને આ રકમ ઉપર સુદના નામથી જે રકમ મળશે તે સુદ ગણાંશે, કેમ કે તે અમારી ઝાઇદ રકમના હિસાબમાં આપવામાં આવી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જેના ઉપર કર્ઝ હોય તે કર્ઝ રકમની ઝકાત અદા કરે તો કર્ઝ આપનારની ઝકાત અદા થશે કે નહીં ?

(૧૩૧૩) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન નીચેના મસ્અલામાં કે ઝેદે બકરને ૧૦૦૦ રૂપિયા કર્ઝે હસનહ પેટે આપ્યા, આપસની રઝામંદીથી વર્ષ પૂરૂં થયે બકરે તેની ઝકાત ઝૈદ તરફથી અદા કરી આપી તો શું ઝૈદના સિરેથી ઝકાત સાકિત થશે ?

જવાબ :- બીજો માણસ ઇજાઝત લઇ પોતાની રકમથી એના તરફથી ઝકાત અદા કરે તો ઝકાત અદા થઇ જાય છે. પરંતુ બકરે ઝૈદથી રૂપિયા કર્ઝ લીધા છે જેથી એનું અદા કરવું સુદ ગણાશે. માટે ઝકાત અદા થશે નહીં. ઝૈદના સિરે ઝકાત બાકી રહેશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સોનાની ઝકાત હાલની કીમતથી અદા કરવું જોઇએ

(૧૩૧૪) સવાલ :- મારી પાસે ૧૪ તોલા સોનું છે અને તે મેં ૬૦૦ રૂપિયા તોલાના હિંસાબે લીધું હતું. હાલ એની કીમત તોલાના ૧૦૦૦ રૂપિયા છે. તો એની ઝકાત ૬૦૦ ના હિસાબે કાઢવી કે પછી ૧૦૦૦ના હિસાબે ?

જવાબ :- હાલની કીમત કિંવા ૧૦૦૦ રૂપિયાના હિસાબથી ઝકાત આપવું જરૂરી છે. ખરીદેલ કીમતનો એઅતેબાર થશે નહીં. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૨૯-૩૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### થોડી રોકડ રકમ કે થોડા તિજારતી માલ પર ઝકાત છે કે કેમ ?

(૧૩૧૫) સવાલ :- કોઇના પાસે સોનું-ચાંદી નથી ફક્ત ૫૦૦-૬૦૦ રૂા. છે તો એના ઉપર વર્ષ પૂરૂં થવાથી ઝકાત વાજિબ છે કે નહીં ? અથવા દુકાન છે જેમાં સાત-આઠ સાયકલો તથા એને લગતો જરૂરી સર-સામાન છે તો એના ઉપર ઝકાત વાજિબ છે કે નહીં ?

જવાબ :- આજના હિસાબે ૫૨ાા તોલા ચાંદીની કીમતના બરાબર રૂપિયા હોય તો ઝકાત આપવી

પડશે. એ જ પ્રમાણે સાયકલ અને કોઇ સામાન વેપાર માટે હોય અને તે ૫૨ા તોલા ચાંદીની કીમત જેટલો હોય તો એના ઉપર પણ ઝકાત લાગુ પડશે. જો સાયકલ અને દુકાનનો સામાન ભાડે આપવામાં આવતો હોય તો આમદની પર ઝકાત આવશે. માલિય્યત પર ઝકાત લાગુ પડશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મકતબ (નાના મદ્રસાઓ)માં ઝકાત વાપરવાની એક રીત

(૧૩૧૬) સવાલ :- હમારા ગામમાં દરેક મહોલ્લામાં એક મકતબ છે. જેમાં નાઝેરહ-ઉર્દુ દીનિયાત, તઅલીમુલ ઇસ્લામ વિગેરેની તઅલીમ થાય છે. એ મુજબનો એક મકતબ નુરૂલ ઇસ્લામના નામથી ચાલી રહ્યો છે જેમાં ૫૫૦ મકામી બચ્ચાઓ તઅલીમ હાસિલ કરે છે. મદ્રસહની આમદની ફક્ત ચંદો (જે ૬૦૦૦ થાય છે) છે અને માસિક એક બચ્ચા પાછળ પચાસ પૈસા લેવામાં આવે છે. કુલ ૧૦૦૦૦ આમદની થાય છે અને ખર્ચ ૧૮૦૦૦ છે. બાકી ૮૦૦૦ રૂપિયા ઝકાતના પૈસાથી ખર્ચ કરવામાં આવે તો જાઇઝ છે કે નહીં ? કિંવા પુછેલી સુરતમાં ઝકાતનો મસ્રફ મદ્રસો ગણાશે કે નહીં?

જવાબ :- પુછેલી સુરતમાં ઝકાતની રકમ મદ્રસાની ઇમારત બનાવવામાં અને મુદર્રિસ, મુલાઝિમના પગારમાં વાપરવું જાઇઝ નથી. ઝકાત અદા થશે નહીં. જવાઝની સુરત એ છે કે ફીસ વધારી એક રૂપિયો કે ઓછી-વત્તી કરી દેવામાં આવે અને ઝકાતની રકમ હકદાર તલ્બાઓને માસિક ઇમ્દાદ અને વઝીફા તરીકે આપવામાં આવે. પછી ફીસ તરીકે તેઓ આપે તો ઝકાત અદા થઇ જશે. ત્યાર પછી આ રકમ પગાર વિગેરેમાં ખર્ચ કરવું પણ જાઇઝ થઇ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હવાઇ જહાઝથી પાર્સલ મોકલવાના ભાડામાં ઝકાતની રકમ વાપરવા વિષે

(૧૩૧૭) સવાલ :- એક માણસ કેનેડાથી પુછાવે છે કે હું અમુક વપરાયેલા કપડાં ગરીબોને લિલ્લાહ વહેંચવા માટે વતનમાં હવાઇ જહાઝથી મોકલવા માગું છું અને એના ભાડામાં ઝકાતની રકમ વાપરવા માંગું છું તો આ મુજબ ભાડામાં ઝકાતના પૈસા વાપરવાથી ઝકાત અદા થશે ?

જવાબ :- પાર્સલના ભાડામાં ઝકાતની રકમ વાપરવાથી ઝકાત અદા થતી નથી. એટલા માટે કે ઝકાતમાં મુસ્તહિકને માલિક બનાવવું વિના એવઝે શર્ત છે અને આ તો ઉજરત છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### દોઢ તોલા સોનું અને ચાર તોલા ચાંદી પર ઝકાત છે કે નહીં ?

(૧૩૧૮) સવાલ :- એક ઔરત પાસે ૧ાા તોલા સોનું અને ૪ તોલા ચાંદી છે અને ૫૦ રૂ. પણ છે તો આ ઔરત ઝકાત લઇ શકે કે કેમ ? અને એ ઔરત શરીઅતના હિસાબે માલદાર ગણાશે ? એના ઉપર ઝકાત આપવી વાજિબ થશે કે નહીં, જ્યારે કે આજ કાલ એક તોલા સોનાની કીમત ૭૦૦ રૂપિયા છે તો ૧ાા તોલા સોનાની કીમત રૂપિયા એક હઝાર પચાસ અને ચાંદીની કીંમત ૧૬ રૂ. છે તો ચાર તોલા ચાંદીની કીમત ૬૪ રૂ. થઇ તો કુલ ૧૧૧૪ અને રોકડ રૂ. ૫૦ મળી ૧૧૬૪ થયા તો હાલ ૫૨ા તોલા ચાંદીની કીમત આશરે ૮૪૦ રૂપિયા છે તો એના ઉપર ઝકાત વાજિબ છે કે નહીં ?

જવાબ :- જ્યારે મઝકુર ઔરત પાસે પોતાની જરૂરિયાત અને કર્ઝ ઉપરાંત ૧ાા તોલા સોનું, ચાર તોલા ચાંદી અને ૫૦ રૂપિયા રોકડા છે તો એ સાહિબે નિસાબ છે અને માલદાર છે જેથી એ ઔરત ઝકાતની રકમ લઇ શકતી નથી અને પૂરૂં વર્ષ સાહિબે નિસાબ રહી તો એના ઉપર ઝકાત આપવું લાઝિમ થઇ જશે. 'મરાકિલ ફલાહ'માં છે કે 'વતુઝમ્મુ કીમતુલ ઉરૂઝિ ઇલસ્સમનય્નિ વઝઝહબુ ઇલલ ફિઝ્ઝતિ કીમતન' (પાનું-૪૧૬) 'હિદાયહ'માં છે 'વયુઝમ્મુ-ઝઝહબુ ઇલલ ફિઝ્ઝતિ બિલ્મુજાનસતિ મિન હય્સિસ-સમનિય્યતિ વમિન હાઝલ વજહિ સાર સબબન સુમ્મ તુઝમ્મુ બિલ્કીમતિ ઇન્દ અબી હનીફત' (ભાગ-૧ પાનું-૧૭૬)

ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતની રકમો હીલો

(૧૩૧૯) સવાલ :- એક માણસે ૫૦૦ રૂા. રમઝાન શરીફમાં હલીમ બનાવવા માટે આપ્યા. આ રૂા. ઝકાતના છે આ ઝકાતના રૂા. મસ્જિદના નોકરને આપ્યા કે નોકર આઠ દિવસ પછી હીલો કરીને મસ્જિદને પાછા આપી દેશે તો આ પૈસાથી હલીમ બનાવી શકાય કે નહીં ? અને તે ઉપરાંત મહોલ્લાવાળા પાસેથી ચંદો કરીને આ પૈસામાં ઉમેરો કરી હલીમ બનાવી શકાય કે નહીં ? આવી રીતે કેટલા વર્ષોથી ચાલી રહ્યું છે.

જવાબ :- ઝકાતની રકમનું અલગ હલીમ બનાવી તેના હકદારોને વહેંચી આપી માલિક બનાવી દે તો જાઇઝ છે. અમીરોને આપી શકાય નહીં. ઝકાતની રકમ ગરીબ ઝકાતના હકદારને આપી માલિક મુખ્તાર બનાવી દેવા પછી તે પોતાની મરઝીથી અથવા કોઇના કહેવાથી સવાબના મકસદે હલીમ માટે આપે તો જાઇઝ છે અને ઝકાત અદા થઇ જશે. નોકરને અમાનત કે વકાલત તરીકે આપવાથી હીલો મોઅતબર ગણાંશે નહીં અને ઝકાત અદા થશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાત કયા હિસાબે આપવી

(૧૩૨૦) સવાલ :- એક માણસે આજથી દસ વર્ષ ઉપર રૂા. ૧૫૦-૦૦ લેખે સોનુ ખરીદ કરેલું તો એની ઝકાત ખરીદાયેલી કીમતથી આપવી કે ચાલુ સોનાના ભાવથી આપવી? એનો ખુલાસો કરશો.

જવાબ :- પુછેલી સુરતમાં ચાલુ સોનાના ભાવથી ઝકાત આપવી પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાનાને ઝકાત આપવા વિષે

(૧૩૨૧) સવાલ :- એક માણસ પાસે ૨૦૦ ડોલર છે. અને તે ઝકાતના છે અને તે માણસ તેમના નાના બાજીને તે પૈસા આપવા માંગે છે. તો તેમની ઝકાત અદા થશે કે નહીં? કારણ કે નાનાબાજીનું થોડુંક કર્ઝ છે તો કર્ઝ આપવા માટે આ પૈસા આપવા માંગે છે તો કર્ઝ અદા થઇ જશે કે નહીં ? જો નહીં અદા થાય તો કર્ઝ અદા કરવાની કોઇ સુરત નિકળી શકે કે કેમ? અગર નિકળી શકે તો જણાવ્વા આભારી થશો?

જવાબ :- નાના, નવાસાને અને નવાસો, નાનાને ઝકાત આપી શકતો નથી, આપશે તો ઝકાત અદા થશે નહીં. 'હિદાયહ'માં છે કે પોતાના બાપ-દાદા, નાના-નાની વિગેરેને તેમજ પોતાની ઔલાદ અને અવ્લાદની અવ્લાદ વિગેરેને ઝકાત આપવી દુરૂસ્ત નથી, (ભાગ-૧ પાનું-૧૮૬) માટે માલદાર નવાસાને લાઝિમ છે કે પોતાના હલાલ માલમાંથી નાનાબાજીની મદદ કરે અને કર્ઝના બોજથી સુબૂક દોશ કરી એક ગરીબ મોહતાજની હાજત પૂરી કરવા અને સગાને મદદ કરવાના ડબલ સવાબનો હકદાર બને. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતના પૈસાથી મકાનો બનાવી ગરીબોને રહેવા માટે આપવું

(૧૩૨૨) સવાલ :- હમોએ એક ઝમીન ભાડેથી લીધી છે. એમાં મકાનો બનાવી ગરીબોને મઅમુલી (ઘણાં ઓછા) ભાડાથી દેવાનો વિચાર છે. આ મકાનો ઝકાતના પૈસાથી બનાવ્વામાં આવશે. ઝમીનનું ભાડું હમારે આપવાનું રહેશે તો આ મુજબના મકાનો બનાવ્વામાં ઝકાતના પૈસા વાપરવાથી ઝકાત અદા થશે કે નહીં?

જવાબ :- પુછેલી સુરતમાં ઝકાતના પૈસાથી ઝમીન ખરીદવું કે મકાન બનાવ્વું દુરૂસ્ત નથી. ઝકાત અદા થશે નહીં એટલા માટે કે ઝકાતની અદાઇગીની આ શર્ત છે કે ઝકાતના હકદારોને વિના એવઝે માલિક બનાવી દેવામાં આવે (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનુ-૪૧૪)ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વર્ષ પુરૂં થવા પહેલા ઝકાતની રકમ બીજી જગ્યાએ મોકલવું**

(૧૩૨૩) સવાલ :- જો કોઇ માણસ ઝકાતની અદાયગી વાજિબ થવા પહેલાં (કિંવા વર્ષ પુરૂં થવા અગાઉ) ઝકાતની રકમ બીજી જગ્યાએ મોકલે તો શું એ પણ મકરૂહ છે?

જવાબ :- વર્ષ ગુઝરવા પહેલાં ઝકાત બીજી જગ્યાએ મોકલવું મકરૂહ નથી. (ફતાવા ખૈરિય્યહ ભાગ-૧ પાનું-૧૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જેની આવક પુરા વર્ષ માટે કાફી ન હોય તે ઝકાત લઇ શકે?**

(૧૩૨૪) સવાલ :- એક માણસ જાઇદાદનો માલિક છે. એ સિવાય આમદનીનો બીજો કોઇ ઝરીઓ નથી અને એ જાઇદાદની આમદની પુરા વર્ષ માટે કાફી નથી તો એવો માણસ ઝકાત લઇ શકે કે નહીં ? કિંવા એ ઝકાતનો હકદાર છે કે નહીં ?

જવાબ :- જ્યારે કે જાઇદાદની આમદની હાજતે અસ્લિય્યહ (મુળભુત જરૂરિયાતો) માટે કાફી નથી તો એવો માણસ ઝકાત લઇ શકે છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૮૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નાબાલિગના માલમાં ઝકાત વાજિબ નથી**

(૧૩૨૫) સવાલ :- એક નાની ઉમરની છોકરી છે એની મીરાસની રકમ જમા છે એના ઉપર ઝકાત વાજિબ છે કે નહીં ?

જવાબ :- ના બાલિગના માલમાં ઝકાત વાજિબ નથી (વશર્તુ વુજુબિહા) અય એહ્લે શુરૂતોહા (અલ્અકલુ, વલ્બુલૂગુ, વલ્ઇસ્લામુ, વલ્હુર્રિય્યતુ.. (મજમઉલ અન્હુર ભાગ-૧ પાનું-૧૯૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વારિસો માટે જમા રાખેલી રકમ પર તેના માલિકે ઝકાત આપવી પડશે ?**

(૧૩૨૬) સવાલ :- માણસે પોતાની જાઇદાદ પોતાની હયાતીમાં વેચી નાખી અને તે રકમ વારિસો માટે જમા કરી મુકી છે કે મારા પછી તેમને મળશે તો એના ઉપર તે રકમની ઝકાત આવશે કે નહીં ?

જવાબ :- હાલમાં તે માણસ એ રકમનો માલિક છે જેથી એણે એ રકમની ઝકાત આપવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કર્ઝ માફ કરવાથી ઝકાત અદા થશે કે નહીં ?**

(૧૩૨૭) સવાલ :- એક મુસ્લિમ નમાઝી હમારે ત્યાં મુલાઝિમ છે. એને હમે આશરે ૭૦૦૦ રૂપિયા કર્ઝ આપ્યા છે અને તે બીજાઓનો પણ મકરૂઝ છે અને એટલી ગુંજાઇશ નથી કે કર્ઝ અદા કરી શકે. મારો ખ્યાલ છે કે બમદ્દે ઝકાત એને તે રકમ આપી દઉં જેથી કર્ઝથી બરી થઇ જાય તો શું આમ કરવાથી તે ૭૦૦૦ રૂપિયા ઝકાતમાં અદા થઇ જશે ?

જવાબ :- કર્ઝદારનું કર્ઝ માફ કરવાથી ઝકાત અદા થશે નહીં. ઝકાત અદા કરવાનો સહીહ તરીકો એ છે કે કર્ઝદારને જ્યારે કે તે સાહિબે નિસાબ ન હોય અને ઝકાતનો હકદાર હોય, રકમ આપી માલિક બનાવી દેવામાં આવે. પછી તે રકમ કર્ઝમાં વસુલ કરી લેવામાં આવ તો ઝકાત અદા થઇ જશે અને તે કર્ઝથી બરી થઇ જશે. (મરાકિલ ફલાહ પાનું-૪૧૬) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૪૧૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મકરૂઝ પાસે સોનું હોય તો એના ઉપર ઝકાત આવશે ?**

(૧૩૨૮) સવાલ :- એક માણસ મકરૂઝ છે એની પાસે થોડું સોનું છે તો એના ઉપર ઝકાત વાજિબ છે કે નહીં ?

જવાબ :- કર્ઝ બાદ કર્યા પછી એની પાસે જો સોનું અથવા સોનાના ઝેવર હોય અને તે ઝેવર વપરાશમાં આવતા હોય કે ન આવતા હોય, જો તે ૭ાા તોલા હોય અથવા એથી કમ હોય પરંતુ એની પાસે ચાંદી કે ચાંદીનું ઝેવર હોય અથવા રોકડ રકમ હોય કે તિજારતી માલ, જે સોના સાથે મળી એટલી કીમતનું થઇ જાય કે ચાંદીનો નિસાબ બની જાય તો એના ઉપર ઝકાત વાજિબ થશે, નહીં તો વાજિબ થશે નહીં. (હિદાયહ અવ્વલૈન પાનું-૧૬૬ તેમજ પાનું-૧૭૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝકાત રમઝાનમાં અદા ન કરી શક્યો તો માફ થશે ?**

(૧૩૨૯) સવાલ :- એક માણસ નાવાકિફી કે મજબુરીના લઇ રમઝાનમાં ઝકાત અદા ન કરી શક્યો તો રમઝાન પછી એના ઉપર ઝકાત આપવું જરૂરી છે કે નહીં ?

જવાબ :- રમઝાનમાં ઝકાત અદા ન કરી શક્યો તો માફ કે સાકિત થશે નહીં. રમઝાન પછી અદા કરવું જરૂરી છે. નહીં આપશે તો ગુનેહગાર થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**બીજી જગ્યાએ ઝકાતની રકમ મોકલવું**

(૧૩૩૦) સવાલ :- ઝકાતની રકમ બીજી જગ્યાએ મોકલી શકાય કે નહીં ?

જવાબ :- જ્યારે બીજી જગ્યાના લોકો ગરીબ, મોહતાજ હોય કે સગા-સંબંધીઓ હોય અથવા દીની તઅલીમમાં મશ્ગુલ હોય તો એવા લોકોને ઝકાત મોકલવામાં કાંઇ વાંધો નથી બલ્કે અમુક સુરતોમાં વધુ સવાબ મળશે જ્યારે કે નિય્યત સહીહ હોય. (હિદાયહ અવ્વલૈન પાનું-૧૮૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વધુ ઝમીનવાળો ખેડુત કર્ઝદાર બની જાય તો ઝકાત લઇ શકે ?**

(૧૩૩૧) સવાલ :- એક મુસ્લિમ ખેડૂત જેની પાસે અમુક વીંઘા ઝમીન છે અને ખેતીને લગતો ઝરૂરી સામાન બળદ વિગેરે પણ છે. પરંતુ બચળવાળ હોવાને લઇ ખેતીની આમદનીથી તે ખેડૂત પોતાના બાળકોનો તઅલીમી ખર્ચ પુરો કરી શકતો નથી. એવા સંજોગોમાં તેના ગામની 'મુસ્લિમ વેલ્ફર સોસાયટી' તરફથી બચ્ચાઓ માટે દુન્યવી તઅલીમી ખર્ચ માટે લેવું જેમાં ઝકાતની રકમ પણ હોય છે જાઇઝ છે કે નહીં ? એ યાદ રહે કે કદી વરસાદ વધુ હોવાથી કે કમ હોવાથી તે ખેડૂત કર્ઝદાર પણ થઇ જાય છે અને જ્યારે પૈદાવાર સારી થાય છે તો એની આમદનીથી કર્ઝ અદા કરે છે. તો એવો ખેડૂત માણસ ઝકાત લેવાનો મુસ્તહિક છે કે નહીં ?

જવાબ :- જે વર્ષે ખેડુત પાસે કાંઈ બચતું નથી અને સાહિબે નિસાબ બનતો નથી તો એના ઉપર ઝકાત વાજિબ નથી. પરંતુ સાહિબે નિસાબ નથી તો સોસાયટીથી રકમ લઈ શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કર્ઝદાર અથવા બચળવાળને નિસાબથી વધુ ઝકાતની રકમ આપવું**

(૧૩૩૨) સવાલ :- હું અહીં મસ્જિદનો ઇમામ છું. મસ્જિદની તન્ખ્વાહથી ઘર ચલાવવું મુશ્કિલ છે વધુ બચળવાળ છું અને કર્ઝદાર પણ છું એક માણસ મને ઝકાતની મોટી રકમ આપવા માંગે છે તો હું લઇ શકું કે નહીં ?

જવાબ :- મસ્અલો એ છે કે એક ઝકાતના મુસ્તહિકને ઝકાતના એટલા પૈસા આપવામાં આવે જે નિસાબથી કમ હોય, એટલા પૈસા આપવા કે ગરીબ સાહિબે નિસાબ અને માલદાર બની જાય મકરૂહ છે. હાં, અગર તે માણસ કર્ઝદાર હોય કે વધુ બચળવાળ હોય તો એને એટલા પૈસા આપવા કે કર્ઝ અદા કર્યા પછી એની પાસે નિસાબ જેટલી રકમ ન રહે અથવા પોતાના અહલો-અયાલને વહેંચે તો દરેકને નિસાબથી કમ મળે તો એવા સંજોગોમાં નિસાબથી વધુ આપવું વિના કરાહતે જાઇઝ છે. (મજમઉલ અન્હુર શર્હે

મુલ્તકલ અબ્હુર ભાગ-૧, પાનું-૨૨૫) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૪૧૬) જેથી આપ એટલી રકમ લઇ શકો છો કે કર્ઝ અદા કર્યા પછી આપની પાસે નિસાબ જેટલી ન બચે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતની રકમ મકતબમાં વાપરવાની એક રીત

(૧૩૩૩) સવાલ :- હમારે ત્યાં મુસ્લિમોના ૧૫ ઘરો છે. ખેતી ઉપર બધાનું ગુઝરાન છે અને ખેતી ખરાબ થવાથી બધાની માલી અને ઇકતિસાદી હાલત ઘણી જ કમ્ઝોર થઇ ગઇ છે. વસ્તીમાં એક મસ્જિદ, એક મકતબ છે. મકતબના ઉસ્તાદને પગાર મજલિસે ખુદ્દામુદ્દીન તરફથી મળે છે અને કંઇક રકમ ગામવાસીઓ ચંદો કરી પગાર સાથે આપે છે, પરંતુ હવે તે આપવું પણ મુશ્કિલ થઇ ગયું છે. આવા સંજોગોમાં એક સાહિબે ઝકાતની રકમ આપી છે તો શું એ રકમ ઉસ્તાદના પગારમાં આપી શકાય ?

જવાબ :- ઝકાતની રકમમાંથી ઝકાત દેનારની ઇજાઝતથી ગરીબ મુદર્રિસને દર મહિને ઇમ્દાદ તરીકે થોડી-થોડી રકમ આપતા રહો તો એ જાઇઝ છે. એ પ્રમાણે કરવામાં ઝકાત પણ અદા થઇ જશે અને મુદર્રિસની મદદ પણ થઇ જશે. પગાર પેટે આપવું જાઇઝ નથી.

### ઝકાતના પૈસા તાલિબે ઇલ્મને આપવા બેહતર છે કે સ્કુલમાં ભણતાને?

(૧૩૩૪) સવાલ :- ગરીબ મુસલમાનોના જે છોકરા દુન્યવી તઅલીમ પ્રાપ્ત કરે છે એઓને ઝકાતના પૈસા આપવા જાઇઝ છે ?

જવાબ :- ઝકાતના સહીહ હકદાર ગરીબ તાલિબે ઇલ્મ છે. એમને છોડી દુન્યવી તઅલીમ હાસિલ કરનાર બચ્ચાઓને આપવું મુનાસિબ નથી (જો કે દેનારની ઝકાત, ઝકાતના હકદાર હશે તો અદા થઇ જશે) આજે દીની તઅલીમની કેટલી સખત ઝરૂરત છે. જેનાથી આપ બખૂબી વાકિફ છો. ઇસ્લામી તઅલીમ વિના આ ફિત્નાના ખતરનાક ઝમાનામાં ઇસ્લામ પર સાબિત કદમ રહેવું મુશ્કિલ છે. જેથી એમની માલી મદદ કરી દીની તઅલીમમાં મઝબુત બનાવ્વાની જરૂરત છે. એમાં ઇન્શાઅલ્લાહ વધુ સવાબ મળશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાત વહેંચવાનું કામ ગૈર મુસ્લિમને સોંપવું અને તેને ઝકાત આપવા વિષે

(૧૩૩૫) સવાલ :- હમારે ત્યાં મુસ્લિમોની એક કમિટી છે જેના કાર્યકર્તાઓ બધા મુસલમાન છે. તેઓ ચંદામાં લિલ્લાહ અને ઝકાતની રકમ પણ લે છે. ઝકાતના પૈસાથી આજ સુધી ગરીબ મુસલમાનોને મફત દવા વગેરે આપતા હતા. એ કામ મુસલમાનને જ સોંપવામાં આવતું હતું પરંતુ હવે એક ગૈર મુસ્લિમ મુલાઝિમ રાખી તેને એ કામ સોંપ્યું છે. હવે તે ગૈર મુસ્લિમ પોતાની મરઝી મુજબ જેને ચાહે મફત દવા આપે છે એટલે સુધી કે ગરીબ જરૂરતમંદ મુસલમાન હોવા છતાં ગૈર મુસ્લિમોને પણ મફત દવા આપે છે. હવે પુછવાનું એ કે :-

(૧) શું ઝકાત જેવી અહમ ઇસ્લામી બુન્યાદ જે નમાઝ-રોઝાની જેમ એક ઇસ્લામી ફરીઝો છે એની વહેંચણીનું કામ ગૈર મુસ્લિમ કરી શકે ?

(૨) ઝકાતના પૈસા ગૈર મુસ્લિમોને ફક્ત ખુશ કરવાની ગર્ઝથી આપવામાં આવે તો જાઇઝ છે? અને આ કમિટીને આપનારાઓની ઝકાત અદા થઇ જશે ?

(૩) બેંકની સૂદી રકમ ગરીબ મુસ્લિમો હોવા છતાં ગૈર મુસ્લિમોને આપવું જાઇઝ છે ?

જવાબ :- ઝકાતના પૈસા ગરીબ મુસલમાનને આપી માલિક બનાવી દેવામાં આવે અને તે પછી તે પોતાની મરઝીથી પોતાની જરૂરતમાં ખર્ચ કરે તો ઝકાત અદા થઇ જશે.

(૧) ઝકાતની વહેંચણીનું કામ ગૈર મુસ્લિમને સોંપ્વું જાઇઝ નથી. એમાં મુસલમાનોની તૌહીન લાઝિમ

આવે છે અને એક ગૈર મુસ્લિમની સરદારી મુસલમાનો ઉપર થશે તેમજ ઝકાતની રકમનો દુરૂપયોગ થશે. ઝકાત આપનારાઓની ઝકાત અદા થશે નહીં અને એના ઝિમ્મેદાર કમિટીના બધા મુન્તઝિમીન ગણાશે. (દુર્રે-મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૫૧)

'ગાયતુલ અવ્તાર'માં છે 'ઉશ્ર લેનાર આઝાદ મુસલમાન હોય કિંવા ન ગુલામ હોય, ન કાફિર, એનાથી જણાય છે કે યહુદને આમિલ બનાવ્વું હરામ છે'. (પાનું-૪૫૫)

(૨) ઝકાતના અસલ હકદાર ગરીબ મુસલમાન છે. કોઇ પણ નિય્યતે ગૈરમુસ્લિમોને ઝકાતના પૈસા આપવામાં આવશે તો ઝકાત અદા થશે નહીં. 'વલા યસિહહુ દફઉહા લિકાફિરિન' (કાફિરને ઝકાત આવું સહીહ નથી) (મરાકિલ ફલાહ પાનું-૪૧૮)

(૩) આપી શકાય છે. પરંતુ બેહતર નથી. હાજતમંદ મુસલમાનોનો હક મારવા સમાન છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સાહિબે નિસાબ વર્ષ પૂરૂં થવા પહેલાં ઝકાત અદા કરી શકે ?

(૧૩૩૬) સવાલ :- વર્ષ પૂરૂં થવા અગાઉ ઝકાત અદા કરવું જાઇઝ છે કે નહીં ?

જવાબ :- ગરીબ સાહિબે નિસાબ બને તો ઝકાતનો નફસે વુજૂબ આવી જાય છે અને એક વર્ષ પૂરૂં થયા પછી વુજૂબે અદા કિંવા ઝકાત આપવું જરૂરી થઇ જાય છે. જો વુજૂબે અદાથી પહેલાં ઝકાત આપી દે તો અદા થઇ જશે. ફરી આપવું જરૂરી નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૩૬) (મરાકિલ ફલાહ તહતાવી સાથે પાનું-૪૧૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નિકાહ વખતે ઔરતને સોનાના ઝેવર મળે તેની ઝકાતનો હુકમ

(૧૩૩૭) સવાલ :- મારા ભાઇની શાદીને એક વર્ષ થઇ ગયું. એમણે શાદી વખતે પોતાની ઔરતને આઠ તોલા સોનું આપ્યું હતું. (ચઢાવ્યું હતું) અને બે તોલા સોનું છોકરીને તેના વાલિદે આપ્યું હતું તો ઝકાત ૧૦ તોલા પર આવશે કે આઠ તોલા પર ? અને કોના ઉપર ઝકાત વાજિબ થશે?

જવાબ :- તમારા ભાઇની ઔરતને જે સોનું કે સોનાના ઝેવર બખ્શીશ તરીકે અથવા મહેરના બદલામાં મળ્યા છે તેની તે માલિક છે અને ઝકાત એના ઉપર વાજિબ થશે અને જો ઝેવર ફક્ત આરિયતન (પહેરવા માટે) આપવામાં આવ્યા હોય તો પછી એનો માલિક આપવાવાળો છે. જેને આપ્વામાં આવ્યા છે તે માલિક નથી અને જે માલિક હોય છે તે જ ઝકાત અદા કરવાનો ઝિમ્મેદાર હોય છે. બશર્તેકે સાહિબે નિસાબ હોય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સફીરનું ઝકાતની રકમ પાસે રાખી પોતાની રકમ મદ્રસામાં જમા કરાવ્વું

(૧૩૩૮) સવાલ :- ઝૈદ મુંબઇમાં એક મદ્રસાનો ચંદો કરે છે. ચંદામાં ઝકાત,ફિત્રા વિગેરે રકમો મળે છે હવે જો પાંચ હઝાર રૂપિયા ઝૈદ પાસે જમા થઇ ગયા અને તે પોતાના ઘરે પોતાના ભાઇને લખી આપે કે મદ્રસામાં મારા નામથી પાંચ હઝાર રૂપિયા જમા કરાવી આપજે તો આમ કરવું જાઇઝ છે ? મકસદ સવાલનો એ છે કે ચંદામાં જે રકમ જમા થઇ તેના બદલામાં બીજી એટલી જ રકમ મદ્રસામાં જમા કરાવી દેવામાં આવે તો દુરૂસ્ત છે કે નહીં ?

જવાબ :- મદ્રસાના ચંદાની ઝકાતની રકમ મદ્રસામાં મોકલવાની જગ્યાએ પોતાના ભાઇને એ લખી દીધું કે પાંચ હઝાર રૂપિયા મદ્રસામાં જમા કરાવી આપો એ પણ જાઇઝ છે. મદ્રસાવાળા જ્યારે ઝકાતની રકમ ઝકાતના મસ્રફમાં ખર્ચ કરશે ત્યારે ઝકાત અદા થશે.

નોટ :- મદ્રસામાં રકમ જમા કરાવ્યા પછી ઝૈદ જો મદ્રસાની રકમ પોતાના ઝાતી મસ્રફમાં વાપરવા ચાહે તો વાપરી શકે છે. મદ્રસામાં રકમ જમા કરાવ્યા પહેલાં વાપરવાની ઇજાઝત નથી. ફક્ત 'ખુદાપાક

વધુ જાણનાર છે.

**દામાદ ગરીબ હોય તો ઝકાત આપી શકાય ? અને તે ઝકાતના પૈસા ઘરના રીપેરીંગમાં ખર્ચ કરી શકે ?**

(૧૩૩૯) સવાલ :- મારી પાસે ઝકાત અને સૂદના પૈસા છે, મારો દામાદ (જમાઇ) ગરીબ છે. મકરૂઝ પણ છે હું એને તે પૈસા આપી શકું ? કર્ઝની અદાએગી પછી તે એ પૈસાથી પોતાના ઘરનું રીપેરીંગ કરવા માંગે છે. જો તે માલદાર થઇ જાય તો એના માટે ઝકાતના પૈસાથી રીપેરીંગ કરેલ મકાનમાં રહેવું જાઇઝ થશે ?

જવાબ :- દામાદ ગરીબ હોય તો ઝકાતના પૈસા આપી શકાય છે અને તે એ પૈસાથી ઘરનું જરૂરી રીપેરીંગ કામ પણ કરાવી શકે છે અને જો તે ભવિષ્યમાં માલદાર બની જાય તો પણ એ ઘર વાપરી શકે છે. એટલા માટે કે હાલમાં તો તે ગરીબ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝકાતની રકમથી ગરીબો માટે મકાન બનાવ્વું-ઝકાતના હકદાર કોણ છે ?**

(૧૩૪૦) સવાલ :- (૧) અમુક માણસોએ મળી ઝકાતના પૈસા જમા કર્યા અને એ નક્કી કર્યું કે આ રકમથી ગરીબ મુસલમાન જેમને ઘરની કિંવા રહેઠાણની તકલીફ છે. તેઓ માટે ઘર બનાવી આપવામાં આવે. તો શું ઝકાતના પૈસાથી ગરીબ માટે ઘર બનાવી આપવું જાઇઝ છે ?

(૨) ઝકાત અદા હોવા માટે મુસ્તહિક હોવાની ચોખવટ પણ કરશો.

જવાબ :- (૧) જે ઝકાતના હકદારોને હકીકતમાં રહેવા માટે મકાનની જરૂરત હોય તેમને મકાન બનાવ્વા માટે ઝકાતની રકમ આપી શકાય છે. પરંતુ એકી સાથે એટલી રકમ ન આપવામાં આવે કે તે ઘરવાળાઓ ઉપર વહેંચવામાં આવે તો બધા સાહિબે નિસાબ બની જાય. એનો ખ્યાલ રાખી થોડી-થોડી અને જરૂર પૂરતી રકમ આપતા રહે. તેઓ પોતે જ મકાન બનાવી લે અથવા એ કામ અર્થે જે કમિટી બની છે તેને રકમ સોંપી દે. કમિટીમાં ઓછામાં ઓછો એક આલિમ હોવું જરૂરી છે. જેથી કામ યોગ્ય અને સહીહ રીતે થાય. ઝકાત અદા થવા માટે તમ્લીક શર્ત છે અને લેનારનું ઝકાતનો હકદાર હોવું જરૂરી છે. એનો લિહાઝ રાખવો જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(૨) ઝકાતનો મુસ્તહિક તે માણસ છે જેની પાસે જરૂરી હાજતો ઉપરાંત એટલો માલ-સામાન (ઝેવર-મકાન, ઝમીન, સામાન, કિતાબો વિગેરે) ન હોય જેની કીમત ૫રા તોલા ચાંદીની કીમત બરાબર થઇ જાય. એવો માણસ ઝકાત લેવા પર મજબુર હોય તો લઇ શકે છે. ઝકાતની રકમ છે એમ ઝાહિર કરવું જરૂરી નથી. રિશ્તેદારોને ખરાબ લાગશે એવા મૌકા પર હદયા, તોહફાના નામથી પણ આપી શકાય છે. અલ્બત્ત, જે માણસ વિષે તહકીક ન હોય કે તે ઝકાતનો હકદાર છે તો એનાથી ખાન્ગીમાં તહકીક કરી લેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝકાત અદા થવા માટે તમ્લીક શર્ત છે. ખાવું પકાવી ખવ્ડાવ્વું કાફી નથી**

(૧૩૪૧) સવાલ :- હમારા મુલ્ક બર્મામાં દીની તઅલીમના ઘણા ઇદારા એવા છે, જ્યાં ગરીબ તલ્બા માટે ખાવા-પીવા, કપડાં રહેવા માટે અને દર્સી કિતાબો વિગેરેનો બંદોબસ્ત કરવામાં આવે છે. મદ્રસાવાલા પુરા મુલ્કમાં ફરી ચંદો કરે છે. જેમાં ઝકાત, ફિત્રાની રકમ પણ હોય છે અને તે ખઝાન્ચી પાસે જમા રહે છે તેની પાસેથી મદ્રસાવાળા લઇ તલ્બા પર ખર્ચ કરે છે. બાવરચીખાનામાં બાળકોને ખવ્ડાવ્વામાં આવે છે. અહીંના એક આલિમ કહે છે કે ઝકાતની રકમમાં જ્યાં સુધી તમ્લીક ન થઇ હોય, ઝકાત અદા થતી નથી. જેથી અગર વિના તમ્લીકે બાળકો ઉપર ખર્ચ કરવામાં આવે તો ઝકાત અદા થશે ? શું એમનું કહેવું સહીહ છે?

જવાબ :- આલિમ સાહબનું કહેવું સહીહ છે. ઝકાત અદા થવા માટે માલિક બનાવ્વું શર્ત છે. તાલિબે ઇલ્મોને ખાવું પકાવી ખવ્ડાવ્વામાં તમ્લીક થતી નથી જેથી મુસ્તહિક તલ્બાને ઝકાતની રકમ આપી માલિક બનાવી દેવામાં આવે અને હિદાયત આપવામાં આવે કે ખાવાની ફીસ અદા કરી આપો પછી તે રકમ ખવ્ડાવ્વાના કામમાં ખર્ચ કરવામાં આવે, એમ કરવાથી ઝકાત અદા થઇ જશે અને ખાવું પણ મળી જશે. બુટ-ચંપલ, છત્રી કપડાં વિગેરે ઝકાતની રકમથી ખરીદી તલ્બાને આપી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મદ્રસામાં ઝકાત અને એના મસ્રફો

(૧૩૪૨) સવાલ :- એક માણસ મદ્રસાના બચ્ચાઓ માટે ખાવું પકાવે છે અને બીજો માણસ બઝારથી બચ્ચાઓ માટે ચોખા-ઘી-તેલ-લાકડાં વિગેરે લાવે છે. ઝકાતની રકમ એઓને ઉજરત તરીકે આપી શકાય કે નહીં ? એ જ મુજબ મદ્રસાના સફીરના ઇખ્રાજાતમાં મદ્રસાના પૈસા વાપરી શકાય ? તેમજ ઝકાતની રકમથી કિતાબો ખરીદી બાળકોને પઢવા માટે દેવું અને વર્ષ પૂરૂં થયે એમનાથી પાછી લેવું દુરૂસ્ત છે કે નહીં ? પાણી અને વિજળીનું બિલ તથા ઘર વેરો ઝકાતની રકમથી અદા કરે તો જાઇઝ છે કે નહીં ? ઝકાત અદા થશે કે નહીં ?

જવાબ :- ઝકાતની રકમ ઉજરત તરીકે આપવું દુરૂસ્ત નથી. મઝદૂરી અને ભાડામાં પણ આપી શકાય નહીં. સફીરના ઇખ્રાજાતમાં તેમજ ખાવા-પીવામાં આ રકમ ખર્ચ કરી શકાય નહીં. ઝકાતના મુસ્તહિકને વિના એવઝે આપવામાં આવે. મઝદુરી અને ભાડામાં એવઝ તરીકે આપવું છે જેથી દુરૂસ્ત નથી. ઝકાતની રકમથી કુતુબખાના માટે કિતાબો ખરીદવું જાઇઝ નથી. વિજળી બિલ, પાણી વેરા, ઘરવેરામાં વાપરવાથી ઝકાત અદા થશે નહીં. તલ્બાને આપી માલિક બનાવી દેવામાં આવે. તેઓ પોતાના માટે કિતાબો ખરીદે અથવા તેમને કિતાબો જ ખરીદી આપી માલિક બનાવી દેવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝકાતના નાણાંની આવક કરવી

(૧૩૪૩) સવાલ :- સંસ્થાના કાર્યકરો ઝકાતની રકમ બેંકમાં એટલા માટે મુકે છે કે તેની આવક (વ્યાજ) સ્કોલરશીપમાં વાપરવી એનો શું હુકમ છે ?

જવાબ :- ઝકાતની રકમ વગર તાખીરે તેના હકદારોને આપવી જરૂરી છે. શરઇ કારણ વિના ઢીલ કરવું ખોટું છે. જ્યાં સુધી ઝકાતની રકમ તેના હકદારોને પહોંચાડવામાં નહીં આવે ત્યાં સુધી ઝકાત અદા થશે નહીં. ઝકાતની રકમ બેંકમાં એટલા માટે મુકવી કે તેને બાકી રાખી તેના વ્યાજથી ગરીબોને મદદ કરવી (સ્કોલરશીપમાં વાપરવી) જાઇઝ નથી. (જેમકે ગરીબોની મદદ કરવા માટે ચોરી કરવી જાઇઝ નથી) ઝકાત પણ અદા થશે નહીં અને કાર્યકરો ખાઇન ગણાશે અને ગુનેહગાર થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સય્યિદની છોકરીને ઝકાત આપી શકાય કે નહીં ?

(૧૩૪૪) સવાલ :- ઝકાતના પૈસા સય્યિદની છોકરીને આપી શકાય કે નહીં ? સય્યિદની છોકરીઓની શાદી કાઝી, શેખ અને ખાન કુટુંબમાં થઇ છે તો આ હાલતમાં આ સય્યિદની છોકરીઓ સય્યિદની અવ્લાદમાં ગણાય કે નહીં ? તેમને ઝકાતના પૈસા આપી શકાય કે નહીં ? શરીઅત પ્રમાણે તેમની પાસે ૭ાા તોલા સોનું અથવા ૫૨ાા તોલા ચાંદી નથી.

જવાબ :- સય્યિદ બાપની અવ્લાદ પણ સય્યિદ છે. ગૈર સય્યિદ સાથે નિકાહ કરવાથી સિયાદત બાતિલ થતી નથી માટે ઝકાત આપી શકાય નહીં. પણ સાદાતના માન, એહતેરામ અને હુઝુર (સલ.) સાથેની

સગાઓના તઅલ્લુકનો ખ્યાલ કરી ખેરાત (નફિલ સદકા) અને હદિયો, તોહફો આપી મદદ કરવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સય્યિદની છોકરીની અવ્લાદને ઝકાત

(૧૩૪૫) સવાલ :- એક સય્યિદની છોકરી કહે છે કે મારી બહેનની શાદી એક શેખથી થઇ છે. તેનો ધણી ગુઝરી ગયો છે અને સાથે તેને ત્રણ બચ્ચાઓ છે. તમાંથી એક છોકરો (મારો ભાણેજ) નોકરી કરી રૂા. ૨૫૦-૩૦૦ કમાય છે અને ત્રણેવનું ગમે તેમ પોષણ થાય છે તો તેને અથવા મારી બહેનને ઝકાતના પૈસા આપી શકાય કે નહીં ?

જવાબ :- તમે તમારી બહેન જે સય્યિદ છે તેને ઝકાત આપી શકતા નથી. હાં, ભાણેજને જે શેખના છોકરો છે તે શેખ ગણાંશે તેને ઝકાત આપી શકાય છે. અગર સાહિબે નિસાબ (માલદાર) ન હોય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સય્યિદ પોતાની બહેનને ઝકાત આપે તો?

(૧૩૪૬) સવાલ :- બીજી મારી બહેન (સય્યિદની છોકરી) જેની શાદી કાઝી સાથે થઇ છે અને તેનો ધણી નોકરીમાંથી રીટાયર્ડ થઇ ગયો છે. તેને પેન્શન રૂા. ૧૦૦ મળે છે. તેમનો છોકરો અહીંયાથી રૂા. ૨૦૦ મોકલે છે તો તેમને ઝકાત આપી શકાય કે નહીં ?

જવાબ :- તમારી બહેન સય્યિદની છોકરી છે. તેને ઝકાત આપી શકાય નહીં. તેનો ધણી (તમારો બનેવી) સય્યિદ નથી, તેનો છોકરો પણ સય્યિદ નથી માટે તેમને ઝકાત આપી શકાય છે. અગર માલદાર અને સાહિબે નિસાબ ન હોય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ભાવજને ઝકાત આપવી

(૧૩૪૭) સવાલ :- મારા એક કાકાનો છોકરો સય્યિદ છે તેની ઔરત સાદાત નથી અને તે સાહિબે નિસાબ પણ નથી તેને આઠ બચ્ચાઓ છે, તેમના ખેતરો ગીરો મુકાઇ ગયા છે, ગમે તેમ તકલીફ ઉઠાવી ગુઝરાન થાય છે. તો હું મારા કાકાના છોકરાની ઔરત જે સય્યિદ નથી તેને ઝકાત આપી શકું કે નહીં ?

જવાબ :- તમારા કાકાના છોકરાની ઔરત સય્યિદ નથી અને સાહિબે નિસાબ પણ નથી. એટલે કર્ઝ બાદ જતાં ૭ા તોલા સોના અથવા ૫૨ા તોલા ચાંદીની કીમત જેટલા રૂપિયાની અથવા તિજારતી માલની યા બિન જરૂરી સર-સામાનની માલિક ન હોય તો તે ગરીબ છે. ઝકાત આપી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખાલાને ઝકાતની રકમ આપી હીલો કરવો

(૧૩૪૮) સવાલ :- મારી ખાલા સય્યિદ નથી. ગરીબ અને ઝઇફ છે. આંખે મોતિયાં આવ્યા છે અને સાહિબે નિસાબ પણ નથી. તેમને હું ઝકાતના પૈસા આપી તેઓ રાઝી હોય તો તેમને હું કહી શકું કે નહીં કે આટલા પૈસા મારી બહેનને આપશો અને આટલા પૈસા તમો લેશો.

જવાબ :- ખાલા સાહિબે નિસાબ ન હોય તો ઝકાત આપી શકો છો. ખાલાને એમ કહી ઝકાતની રકમ આપવી કે આટલા પૈસા તમે લેશો અને આટલા મારી બહેનને દેશો. એ સુરત શરઇ હીલાની નથી. એમ કરવાથી ઝકાત અદા થશે નહીં. ગરીબ જ્યાં સુધી ઝકાતની રકમના પુરી રીતે માલિક બનનાર બની નહીં જાય હીલો મોઅતબર ગણાતો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## એક સય્યિદ બીજા સય્યિદને ઝકાત આપે તો ?

(૧૩૪૯) સવાલ :- મારી બહેન સય્યિદની શાદી ખાન-પઠાણમાં થઇ છે. મારા બનેવી મારી બહેનનું

પોષણ કરતા નથી તેમની બે છોકરીઓ છે એકની શાદી થઇ ગઇ છે. મારી બહેનને બે-ત્રણ બીમારી સાથે થઇ છે તો હું તેનો ઇલાજ કરવા માટે ઝકાતથી મદદ કરી શકું છું ?

જવાબ :- ઝકાતથી નહીં પણ ખૈરાત, હદિયો આપી મદદ કરવી તમારો અખ્લાકી ફર્ઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જણસોની ઝકાત ઔરત આપે**

(૧૩૫૦) સવાલ :- ઔરતો જે જણસો પોતાના પિયરથી લાવે છે તેની માલિક ખરી રીતે ઔરતો હોય છે. તો તે જણસોની ઝકાત કોણે આપવી? તેના ધણીએ અથવા ઔરતે? અને જો ઔરતે હોય તો તે કઇ રીતે કમાઇને આપી શકે છે.

જવાબ :- ઔરત જે જણસોની માલિક હોય તેની ઝકાત ઔરત ઉપર છે, ધણી ઉપર નથી. જણસો વિગેરે વેચીને ઝકાત આપે. ધણી વિગેરે પાસેથી ઉધાર લઇ આપે. ધણી ઔરત તરફથી તેની ઇજાઝતથી આપી દે તો પણ અદા થઇ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પગારમાં ઝકાત આપી શકાય નહીં**

(૧૩૫૧) સવાલ :- ગામડાના નાના મદ્રસાઓમાં જેમાં ગામના નાના છોકરાઓ જ દીની ઇલ્મ હાસિલ કરી રહ્યા છે જેમાં ખવડાવવાનો ઇન્તેઝામ નથી. પરંતુ ચંદાની રકમમાંથી ફક્ત મુદર્રિસોનો પગાર આપવામાં આવે છે તો આવા મદ્રસામાં ઝકાત ખૈરાતના પૈસા આપી શકાય કે નહીં ? તે લખી જણાવશો!

જવાબ :- ગામડાના લોકોને જોઇએ કે પોતાના બાળકોની દીની તઅલીમનો ઇન્તેઝામ પોતાની હેસિયત પ્રમાણે પોતે જ કરે, મુદર્રિસોને લિલ્લાહ, ખય્રાતના પૈસાથી પગાર આપવામાં આવે. ઝકાતના પૈસાથી પગાર આપવું જાઇઝ નથી. એનાથી ઝકાત અદા થશે નહીં. શરઇ હીલાની ગુંજાઇશ ત્યારે જ છે કે એ વગર કામ ચાલી શકતું ન હોય, ગામડાના લોકો ખેડૂત હોય છે, આફ્રિકાના સફરી હોય છે. તેમના પાસેથી મદદ મેળવી શકાય છે. ગામડાના લોકો પણ પોતાના બાળકોની તઅલીમ માટે હીલો કરી ઝકાત-ફિત્રાની રકમ વાપરશે તો ગરીબો, મિસ્કીનો, મોહતાજોનું શું થશે? ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝકાત મરઘાં પર આવશે કે ઇંડાં પર ?**

(૧૩૫૨) સવાલ :- હું મરઘાં ઉછેરનો ધંધો કરૂં છું. તેમાં ચારસો મરઘાં મારા પાસે છે. તેના પાછળ મેં આઠ હઝાર રૂપિયાનું રોકાણ કર્યું છે તો મારા ઉપર એ માલની ઝકાત આવશે કે નહીં ? હું એ મરઘાંના ઇંડાં વેચું છું માટે ઝકાત આવશે કે નહીં. તેનો ખુલાસો આપવા મહેરબાની કરશો.

જવાબ :- મરઘાંનો વેપાર કરતા ન હોય, ફક્ત તેમના ઇંડાંનો વેપાર હોય તો રોકેલી રકમ ઉપર ઝકાત નથી. ઇંડાંની આમદની ઉપર છે જ્યારે સાહિબે નિસાબ હોય. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝકાત મોટર લોરી પર નથી,નફા ઉપર છે**

(૧૩૫૩) સવાલ :- મારી પાસે મોટર લોરી છે જે ટ્રાન્સપોર્ટમાં ચાલે છે. તો મારે મોટર લોરીની કીમત આંકી ઝકાત આપ્વાની કે લોરીનો ટ્રાન્સપોર્ટમાં જે નફો મળે તેની ઝકાત આપ્વાની ?

જવાબ :- મોટર લોરીમાં ટ્રાન્સપોર્ટમાં જે નફો થાય તેના ઉપર ઝકાત છે. મોટર લોરીની કીમત ઉપર ઝકાત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇલેક્ટ્રીક ટ્રાન્સપોમરના નફા ઉપર ઝકાત છે ?**

(૧૩૫૪) સવાલ :- મારી વેલ્ડીંગની દુકાન છે અને વેલ્ડીંગ કરવા માટે ઇલેક્ટ્રીક ટ્રાન્સપોમર મશીન રાખવું પડે છે. તો ઝકાત ટ્રાન્સોમર મશીનની કીમત ઉપર આપવાની કે એના નફા ઉપર ?

જવાબ : ટ્રાન્સપોમર મશીનની કીમત ઉપર ઝકાત નથી. ઝકાત એના નફા ઉપર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઉધાર મહેર ઝકાત માટે રૂકાવટ નથી**

(૧૩૫૫) સવાલ :- અમારે ત્યાંનો ખાન્દાની રિવાજ મહેર મુઅજ્જલ (બાકી ઉધાર) રાખવાનો છે એટલે તલાક અથવા વફાત પછી મહેર ચુકવ્વાનો દસ્તુર છે તો પુછવાનું એ છે કે એવાં માણસ સાહિબે નિસાબ હોય, મહેરનું કર્ઝ બાદ કરવામાં આવે તો સાહિબે નિસાબ રહેતો નથી તાં તેની ઉપર ઝકાત છે કે નહીં ?

જવાબ : પુછેલી સુરતમાં ઝકાત લાઝિમ થશે. બાકી મહેર માનિએ ઝકાત (ઝકાત માટે રૂકાવટ) નથી.

શામીમાં છે, વસ્સહીહુ અન્નહુ ગય્રૂ માનિઇન-અર્થાત-સહીહ એ છે કે ઉધાર મહેર માનિએ ઝકાત નથી. (ભાગ-૨ પાનું-૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જ્યાં ઝકાતની રકમ જમા રહેતી હોય ત્યાં ઝકાત આપવું**

(૧૩૫૬) સવાલ :- અમુક મદ્રસાઓમાં ઝકાતના પૈસા આશરે ૩૦ ૪૦ હજાર જમા છે તો એવા મદ્રસામાં ઝકાત આપ્વાથી ઝકાત અદા થશે કે નહીં ?

જવાબ : મદ્રસાના કાર્યકર્તાઓએ ઝકાતની રકમ ચાલુ વર્ષે અને જેમ બને તેમ જલ્દી કામમાં લઇ લેવી જોઇએ. મદ્રસામાં ગમે તેટલી ઝકાતની રકમ જમા હોય છતાં પણ દેવું મના નથી. અલબત્ત વર્ષો સુધી જમા રાખી મુકતા હોય એવા મદ્રસામાં દેવું જોઇએ નહીં. જ્યાં ઝકાતની રકમ કાયદેસર કામમાં લેવાતી હોય અને જરૂરત હોય ત્યાં આપવું જોઇએ. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝકાતની રકમ મનીઓર્ડર કે ડ્રાફ્ટથી મોકલવું**

(૧૩૫૭) સવાલ :- ઝકાતની રકમ ચંદામાં આવે છે તેને ચંદો કરનારા એક શહેરથી બીજા શહેર લઇ જવામાં ખત્રો (ડર) અનુભવે છે તો તેઓ મનીઓર્ડરથી કે ડ્રાફ્ટથી રવાના કરી આપે છે તો એવી સુરતમ. જે નોટ ઝકાતમાં મળી છે તે બદલાય જાય છે. અહીં એક આલિમનું કહેવું છે કે જે નોટ ઝકાતમાં આવી હોય તે બદલાવી ન જોઇએ. તો શું એ રકમ મનીઓર્ડર કે ડ્રાફ્ટથી રવાના કરી શકાય કે નહીં ?

જવાબ :- ઝકાતની રકમ મનીઓર્ડર કે ડ્રાફ્ટથી મોકલી શકાય છે કેમકે મજબૂરી છે,એટલા માટે આ પ્રમાણની તબ્દીલીથી ઝકાતની અદાયગીમાં કાંઇ ખામી આવશે નહીં. પરંતુ મનીઓર્ડર વિગેરેની ફીસમાં ઝકાત-ફિત્રાની રકમ વાપરી શકાય નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**માલદાર સફીર ઝકાતની રકમ પોતાના કામમાં લઇ શકે ?**

(૧૩૫૮) સવાલ :- ચંદા માટે જનાર માણસો જેઓ માલદાર હોય છે પોતાની ઝાતી રકમ ખત્મ થઇ જવાથી ચંદાની ઝકાતની રકમ પોતે કામમાં લે છે અને ઘરે પહોંચી ખર્ચ કરેલી રકમ જમા કરાવે છે તો આ મુજબ કરી શકાય ખરૂં ?

જવાબ :- ઝકાતની રકમ સફીરથી ખર્ચ કરી શકાય નહીં. એને જોઇએ કે ઘરથી મંગાવી લે અથવા કોઇનાથી કર્ઝ લઇ લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**માલદાર નફલી સદકો લઇ શકે ?**

(૧૩૫૯) સવાલ :- નફલી સદકો માલદાર માણસ લઇ શકે ખરો ?

જવાબ :- લઇ શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ત્રણ તોલા સોનું અને રોકડ રકમ હોય તો ઝકાત વાજિબ થશે ?**

(૧૩૬૦) સવાલ :- જો કોઇ પાસે સોનું ૭ા તોલાથી ઓછું હોય, ત્રણ કે ચાર તોલા, તો એણે ઝકાત આપવી પડશે ? ઝકાત વાજિબ થવા માટે રોકડ રકમ કેટલી હોવી જોઇએ ? હમારે ત્યાં બર્મામાં અમુક ઉલ્માનું કહેવું છે કે કોઇ માણસ પાસે સોનું નિસાબથી ઓછું હોય કિંવા ત્રણ તોલા હોય અને રોકડા રૂપિયા પચાસ હોય અને એના ઉપર વર્ષ પુરૂં થાય તો તે સાહિબે નિસાબ ગણાશે અને એના ઉપર ઝકાત લાગુ પડશે. એના ખિલાફ કે એક માણસ ૬ તોલા સોનાનો માલિક છે અને રોકડ રકમ બિલ્કુલ નથી તો તે સાહિબે નિસાબ ગણાશે નહીં અને ઝકાત એના ઉપર લાગુ પડશે નહીં. આ વાત સમજાતી નથી કે ત્રણ તોલા સોનાનો માલિક જ્યારે એના પાસે રોકડ રૂા. ૫૦ છે તો એના લઇ સાહિબે નિસાબ બની જશે અને ૬ તોલાનો માલિક રોકડ રકમ ન હોવાને લઇ સાહિબે નિસાબ બનતો નથી, જેથી આપ ખુલાસો કરશો.

જવાબ :- કોઇના પાસ ન તો પુરી મિકદાર સોનાની હોય, ન તો પુરી મિકદાર ચાંદીની, બલ્કે થોડું સોનું અને થોડી ચાંદી હોય તો જો બન્નેવની કીમત મળી પરાા તોલા ચાંદીની કીમત બરાબર થઇ જાય તો એના ઉપર ઝકાત વાજિબ થઇ જાય છે. (દુર્રે મુખ્તાર ભાગ-૨ પાનું-૪૫)

રોકડ રકમ પણ સોના-ચાંદીના હુકમમાં જ હોય છે. એટલા માટે રોકડ રકમ જે જરૂરત ઉપરાંત હોય તેને સોના-ચાંદી સાથે ગણવામાં આવે, જો રોકડ રકમ સોના-ચાંદી સાથે મળી ચાંદીના નિસાબ બરાબર થઇ જાય તો ઝકાત વાજિબ થઇ જશે. જેથી કોઇના પાસે ત્રણ તોલા સોનું અને પચાસ રૂપિયા જરૂરત ઉપરાંત હોય (અથવા તિજારતી માલ હોય) અને તે બધું મળી પરાા તોલા ચાંદીની કીમત બરાબર થઇ જાય તો એના ઉપર ઝકાત વાજિબ થઇ જશે અને જો કોઇના પાસે ફક્ત છ તોલા સોનું છે અને એના સિવાય થોડી પણ ચાંદી કે રોકડ રકમ નથી તો સોનાનો નિસાબ મુકમ્મલ થતો નથી જેથી ઝકાત લાગુ પડતી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરતો ઝકાત કેવી રીતે અદા કરે ? ઝકાતથી માલની સફાઇ થાય છે !**

(૧૩૬૧) સવાલ :- ઔરતો પાસે આમ તૌર પર ત્રણ-ચાર તોલા સોનું હોય છે અને આમદનીનો કોઇ ઝરીઓ નથી હોતો. જ્યારે મઝકુર આલિમ (જેમનો ઝિક્ર એથી પહેલા સવાલમાં થયો) નો ફત્વો છે કે ત્રણ-ચાર તોલા સાથે રોકડ રકમ રૂા. ૫૦ હોય તો ઝકાત લાગુ પડશે. હાલના સંજોગોમાં રૂપિયાની કીમત ઘણી જ ઓછી થઇ ગઇ છે. એક ફકીર ભીખારી પણ ૫૦-૧૦૦ રૂપિયાનો માલિક હોય છે. હવે ઔરતોએ ઝકાત અદા કરવા કે કુર્બાની માટે કંઇક સોનું વેચવું પડશે તો ધીમે-ધીમે અમુક વર્ષોમાં સોનાની મિકદાર કમ થઇ જશે અને એની પાસે કાંઇ રહેશે નહીં. જેથી તફસીલવાર જણાવશો.

જવાબ :- ઔરતો પાસે જો ફક્ત ત્રણ કે ચાર તોલા સોનું છે. ચાંદી કે રોકડ રકમ અથવા તિજારતી સામાન બિલ્કુલ નથી તો ઝકાત અને કુર્બાની વાજિબ નથી. અને જો સોના સાથે થોડી ચાંદી કે રોકડ રકમ અથવા તિજારતી માલ છે અને એ બધાની કીમત મળી પરાા તોલા ચાંદીની કીમત બરાબર થઇ જાય તો ઝકાત વાજિબ થશે. અને ઇખ્તિયાર છે કે ઝકાતમાં બિઐનિહીં સોનું અથવા ચાંદી આપે અથવા એની કીમત આપે. જો તે સમયે રોકડ રકમ ન હોય તો કર્ઝ લઇ અદા કરી દે અને પછી કર્ઝ અદા કરવાની કોશિશ કરે અને ઝકાત અદા કરતાં કરતાં જ્યારે સાહિબે નિસાબ ન રહે તો પછી ઝકાત, કુર્બાની વિગેરે લાઝિમ થશે નહીં.

ઝકાત અદા કરવામાં એમ સમજવું કે માલ કમ થઇ જશે. સહીહ નથી. ઝકાત અદા કરવાથી માલની સફાઇ થાય છે. માલમાં બરકત થાય છે. 'કુર્આનમાં છે યમ્હકુલ્લાહુર્રબા વયુરબિસ્સદકાત' (અલ્લાહ તઆલા વ્યાજને મિટાવે છે અને સદકાને વધારે છે) (સુરએ બકરહ) અને મહત્વની વાત તો એ છે કે ઝકાત ઇસ્લામના પાંચ અરકાનમાંથી છે. આ ફર્ઝને અદા કરવાથી માણસ મુસલમાન ગણાય છે અને એમાં ગરીબ સગા-સંબંધીઓ અને મિસ્કીનોને મદદ કરવું પણ છે. જેથી ઝકાત અદા કરવાથી અગર ઝાહિરમાં માલની મિકદાર ઓછી થતી નજર આવે તો એનાથી દિલને દુઃખાવવું જોઇએ નહીં, બલ્કે નિહાયત ખુશદિલીથી અદા કરવું જોઇએ.

જો ઔરતો પાસે આવકનો ઝરીઓ ન હોય પરંતુ એમના ધણી પોતાની પાસેથી એમની ઇજાઝતથી એમના ઝેવરોની ઝકાત અદા કરી આપે તો પણ જાઇઝ છે. ફક્ત રોકડ રકમ એટલી હોય કે જેનાથી ૫૨ા તોલા ચાંદી કે ૭ા તોલા સોનું આવી જાય તો ઝકાત લાગુ પડશે. નહીં તો ઝકાત લાગુ પડશે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સય્યિદ મકરૂઝને ઝકાતની રકમ આપી શકાય ?**

(૧૩૬૨) સવાલ :- એક સય્યિદ મકરૂઝ અને પરેશાન છે. પગાર સિવાય બીજી કોઇ આમદની નથી. એવા સય્યિદે ઝકાત ફિત્રો લેવું જાઇઝ છે કે નહીં? અમુક લોકોનો ખ્યાલ છે કે ચાલુ ઝમાનામાં જયારે ઇસ્લામી બૈતુલ માલ નથી અને લોકો એનાથી ગફલત વર્તે છે. જેથી એમને ઝકાત આપવું જાઇઝ હોવું જોઇએ.

જવાબ :- ઝકાત અને ફિત્રો સય્યિદને મજબુરીમાં પણ લેવા અને દેવાની ઇજાઝત નથી. એના ઉપર ફત્વો છે. હદીસમાં એને 'અવ્સાખુન્નાસ' (કિંવા લોકોનો મેલ-કુચૈલ) કહેવામાં આવ્યું છે અને હુઝુર (સલ.)નું ફર્માન છે કે આ સદકાત મુહમ્મદ (સલ.) અને આલે મુહમ્મદ માટે હલાલ નથી. 'કાલ રસુલુલ્લાહિ (સલ.) ઇન્ન હાઝિહિ-સ્સદકાતુ ઇન્નમા હિય અવ્સાખુન્નાસિ વઇન્નહા લા તહિલ્લુ લિમુહમ્મદિન વલા લિઆલિ મુહમ્મદિન રવાહુ મુસ્લિમ (મિશ્કાત શરીફ પાનું-૧૬૧)' આ હદીસમાં ઝકાત હરામ હોવાની ઇલ્લત 'અવ્સાખુન્નાસ' (માલનો મેલ-કુચૈલ) ફર્માવ્યું છે. બૈતુલ માલથી એમના માટે વઝાઇફનું મુકર્રર હોવું બયાન કર્યું નથી અને એ ઇલ્લત આજ પણ મૌજૂદ છે. જેથી એમના માટે ઝકાતની હુરમતનો હુકમ આજ પણ બાકી છે અને એમાં જ એહતિયાત છે,તેમજ એમાં સાદાતે કિરામનો એહતેરામ અને ઇકરામ પણ છે. અને એક હદીસમાં છે કે એક વખતે હઝરત હસન (રદી.)એ નાનપણમાં સદકાનું એક ખજૂર મોંમાં નાખી દીધું તો આપ (સલ.) એ એને મોંથી કઢાવી નાંખ્યું અને ફર્માવ્યું હમે સદકો નથી ખાતા. (મિશ્કાત શરીફ પાનું-૧૬૧)

'દુર્રે મુખ્તાર'માં છે કે બની હાશિમને ઝકાત આપવું જાઇઝ નથી........ ઝાહિર મઝહબ એ છે કે બની હાશિમને (ઝકાત આપવું) મુત્લકન મના છે ચાહે તો બનુ હાશિમ બનુ હાશિમને આપે અથવા કોઇ બીજો આપે. અને દરેક ઝમાનામાં મના છે... (ભાગ-૨ પાનું-૯૧) (ગાયતુલ અવ્તાર તર્જુમા દુર્રે મુખ્તાર ભાગ-૧ પાનું-૪૮૦)

જેથી હૈસિયતવાળા અને સાહિબે ખૈર હઝરાત માટે જરૂરી છે કે તેઓ સાદાતની લિલ્લાહ રકમથી મદદ કરે અને એમને મુસીબત અને તકલીફથી નજાત અપાવે કે મોટા અજરો સવાબનું કામ છે અને સહીહ મહબ્બતની દલીલ છે. નહીં તો મુઆખિઝહનો ભય છે.

વધુ તાઇદ માટે હઝરાતે ઉલ્માએ કિરામ અને મુફતીઓના ફત્વાઓ વાંચો :-

**દારૂલ ઉલૂમના સાબિક મુફતીએ અ'ઝમ હઝરત મૌલાના મુફતી અઝીઝુર્રહમાન સાહબ (રહ.)નો ફત્વો :-**

(૧) સવાલ :- (૩૬૩) જિસ સય્યિદકે કુમ્બહ બહુત હોં ઔર વો નાબીના હાજતમંદ હો તો ઉસ્કો ઝકાત લેના જાઇઝ હે યા નહીં ?

અલ્જવાબ :- હન્ફિય્યહકે નઝદીક સહીહ કૌલકે મુતાબિક ઔર ઝાહિરરિવાયતકે મુતાબિક સય્યિદકો કિસી હાલમેં ઝકાત દેના દુરૂસ્ત નહીં હે. કમા ફિદુર્રિલ મુખ્તારિ સુમ્મ ઝાહિરૂલ મઝહબિ ઇત્લાકુલ મન્અ, ફક્ત..... (ફતાવા દારૂલ ઉલૂમ મુદલ્લલ વમુકમ્મલ ભાગ-૬ પાનું-૨૧૨)

**આપનો બીજો ફત્વો :-**

સવાલ :- (૪૧૬) આમ તોરસે મશહુર હે કે ઝકાત વ સદકાકા માલ આલે મુહમ્મદ (સલ.) કે લિયે હરામ હે. હાલમેં એક સાહબને યે ફર્માયા કે એસા માલ આલે મુહમ્મદ (સલ.) કે લિયે બઅઝ હાલાતમેં મબાહ હે ઔર અંદરીં બાબ ઉલ્માને ફત્વા દે દિયા હે. દરયાફતે તલબ અમ્ર યે હે કે કિન હાલાતમેં માલે

ઝકાત વ સદકા સાદાત બની ફાતિમાકે લિયે હારમ હે ઔર અગર મબાહ હે તો કિન હાલાતમેં ?

અલ્જવાબ :- મુફ્તા બિહી મઝહબ યેહી હે કે સાદાતકો ઇસ ઝમાનેમેં ભી ઝકાત ઔર સદકાતે વાજિબહ મિસ્લે કીમતે ચિરમે કુર્બાની વ સદકએ ફિત્ર વગૈરહ દેના હરામ હે ઔર ઝકાત વગૈરહ અદા ન હોગી. હદીસમેં હે 'કાલ રસૂલુલ્લાહે (સલ.) ઇન્ન હાઝિહિ-સ્સદકાતુ ઇન્નમા હિય અવ્સાખુ-ન્નાસિ વઇન્નહા લા તાહેલ્લુ લિમુહમ્મદિન વલા લિઆલિ મુહમ્મદિન', રવાહુ મુસ્લિમ, ઔર દુર્રે મુખ્તારમેં હ વલા ઇલા બની હાશિમિન.... સુમ્મ ઝાહિરૂલ મઝહબિ ઇત્લાકુલ મન્ઇ, વહાકઝા ફિશ્શામી'-પસ યે કૌલ સહીહ નહીં હે જો કે કિસીને કહા હે કે બઅઝ હાલાતમેં મુબાહ હે (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ ભાગ-૬ પાનું-૨૩૯)'

### હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.)નો ફત્વો

સવાલ :- (૩૯) સય્યિદ સાહિબે નિસાબ હો ઔર ઉસ્કે અઇઝ્ઝહમેં ગરીબ વ મોહતાજ હોં ઔર કોઇ ઝરીઆ ઉન્કી ઇમ્દાદકા બજુઝ ઝકાતકે ન હો ઐસી હાલતમેં સય્યિદ સાહિબે નિસાબકો અપ્ને અઇઝ્ઝહ વ ગરીબકો ઝકાતમેં દેના દુરૂસ્ત હે યા નહીં ? તાકે ઉન્કી હાજત રવા હો જાવે. ઇસી તરહ દીગર અકવામ શેખ, મુગલ, પઠાન સાહિબે નિસાબ અગર કિસી ગરીબ સય્યિદકો ઝકાતમેંસે દે દે તો દુરૂસ્ત હે યા નહીં ? ક્યું કે આજકલ સય્યિદોંકી હાલત બવજહ ન હોને ઝરીયએ મઆશકે બહુત સકીમ હો રહી હે ઔર બૈતુલ માલ ભી નહીં હે કે જિસ્સે ઇમ્દાદ કી જાવે. મુફસ્સલ બદલાઇલે હદીસ વફિકહ ઇરકામ ફરમાવે.

અલ્જવાબ :- બની હાશિમકો ઝકાત દેના જાઇઝ નહીં. ખ્વાહ દેનેવાલા ભી બની હાશિમસે હો યા ઔર કોઇ હો. લિકવ્લિહી અલય્હીસ્સલામ બિઅબી રાફિઇન મવ્લલ કૌમિ મિન અન્ફુસિહિમ વઇન્ના લા તહિલ્લુ લનસ્સદકતુ અવ્રદહુ ફિત્તય્સીરિ અન અબી દાવુદ વત્તિરમિઝી વલ્લફઝુ લહુમા વન્નસઇ વફિલ હિદાયતિ વલા તુદફઉ ઇલા બની હાશિમિન......... હુવ વલા તગતર્રૂ બિમા યુઝકરૂ મિન જવાઝિહા લહુમ લિઅદમિ એવઝિહા વહુવલ ખમ્સુ લિઅન્નહુ કિયાસુન ફી મુકાબલતિ-ન્નસ્સિ અવ્વલન, સુમ્મ હાઝલ કિયાસુ નફ્સહુ લા યતિમ્મુ.... ઔર ખિદમત સાદાતકી હદાયા વ સદકાતે નાફિલહસે મુમ્કિન હે ઔર વો ઉન્કે લિયે હલાલ હે. ફિલ હિદાયતિ બઅંદ-રિંવાયતિલ મઝકુરતિ બિખિલાફિ-ત્તવ્વુઇ, ફક્ત.... (ઇમ્દાદ ભાગ-૧ પાનું-૧૭૦) (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૨ પાનું-૨૭-૨૮ મત્બુઅહ પાકિસ્તાન, ભાગ-૨ પાનું-૨૯, મત્બુઅહ દેવબંદ)

### મુફતીએ અ'ઝમ હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)નો ફત્વો

(૧) (૩૨૦) જવાબે દૌમ :- રાજેહ ઔર કવી મઝહબ યેહી હે કે બની હાશિમકો ઝકાત દેની જાઇઝ નહીં. અબૂ અસ્મહકી વો રિવાયત જો ઉન્હોંને ઇમામ અબુ હનીફહ (રહ.) સે કી હે મુફ્તા બિહી નહીં હે. પસ સય્યિદકો ઝકાત નહીં દેની ચાહયે....(કિફાયતુલ મુફ્તી ભાગ-૪ પાનું-૨૫૭)

(૨) (૩૪૩) સય્યિદકો ઝકાત વઉશરકા રૂપિયા યા ગલ્લા દેના દુરૂસ્ત નહીં. હાં, હીલા કરકે દિયા જાયે તો મુઝાઇકહ નહીં. હીલેકી સૂરત યે હે કે કિસી ગૈર સય્યિદ ગરીબકો યે કેહ કર દે દિયા જાયે કે ફલાં સય્યિદકો દેના થા મગર વો સય્યિદ હે ઇસકે લિયે ઝકાત જાઇઝ નહીં. લિહાઝા તુમકો દે દેતે હેં. અગર તુમ યે કુલ યા બઅઝ ઉસ્કો ભી અપની તરફસે દે દો તો બેહતર હે ઔર વો લેકર દે દે તો સય્યિદકે લિયે જાઇઝ હે. (કિફાયતુલ મુફ્તી ભાગ-૪ પાનું-૨૭૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઘર બાંધવા રાખેલી રકમ ઉપર ઝકાત

(૧૩૬૩) સવાલ :- ૨૦ હઝાર રૂપિયા નકદ ઘર બનાવ્વા માટે મારી પાસે અમાનત છે તો ઝકાત દેતી વખત તે અમાનતની પણ ઝકાત કાઢવી પડશે ?

જવાબ :- હાં, ઝકાત આપવી પડશે. રકમ ઘર માટે હોય કે શાદી માટે હોય,બલ્કે હજ માટે હોય તો પણ ઝકાત આપવાના સમય વખતે એની પણ ઝકાત આપવી જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ સદકતિલ ફિત્ર

**સદકએ ફિત્રમાં બઝારી દરમિયાની ઘઉંની કીમત મોઅતબર ગણાશે?**

(૧૩૬૪) સવાલ :- સદકએ ફિત્રમાં અર્ધો સાઅ ઘઉં આશરે પોણા બે કિલો આપવામાં આવે છે. જો કીમત આપવા ચાહે તો દેશી ઘઉં જેની કીમત મણના ૫૫ થી ૬૦ રૂ. છે અને કંટ્રોલના ઘઉં જેની સરકારી કીમત ૧૮ રૂ. છે. મસ્અલો નઝર સમક્ષ આવ્યો કે જો ઘઉં આપે તો પોણા બે કિલો આપવા. પછી તે ઉમ્દહ હોય કે અદના હોય પણ કીમત અદા કરવા માંગે તો ઉમ્દહ ઘઉંની કીમત અદા કરવું પડશે, તો કયા હિસાબે સદકએ ફિત્ર આપવું ? બઝારમાં દરમિયાની કિસમના ઘઉંની કીમત રૂા. ૩૬ છે. તેની કીમત આપવી કે ઉમ્દહ કિસમના ઘઉંની કીમતનો એઅતેબાર છે કે કંટ્રોલની કીમતનો ? આજકાલ ઘણા લોકો કંટ્રોલના જ ઘઉં ખાય છે. જો ઘઉં સિવાય જુવાર, બાજરી ચોખા આપે તો કેટલા આપવા ?

જવાબ :- સદકએ ફિત્રમાં અસલ તો એ જ છે કે ઘઉં વિગેરે અનાજ આપવામાં આવે. અનાજ ઉંચી ઝાતનું હોય કે દરમિયાની કે અદના, જે પણ આપવામાં આવે સદકએ ફિત્ર અદા થઇ જશે. કીમત આપવી હોય તો બઝારના ભાવે આપે. એ જરૂરી નથી કે ઉંચી ઝાતના ઘઉંની કીમત અદા કરે. દરમિયાની અને અદના દરજાના ઘઉંની કીમત પણ મોઅતબર છે. પરંતુ બઝારની કીમત હોવી જોઇએ. કંટ્રોલ (રેશનીંગ)ની કીમત મોઅતબર નથી. ફકીરના હાથમાં એટલી રકમ પહોંચવી જોઇએ કે જો તે એ પૈસાના ઘઉં ખરીદવા માંગે તો એટલા ઘઉં બઝારથી મળી જાય. કંટ્રોલના હિસાબે કીમત આપ્વામાં આવે તો બઝારથી એટલા ઘઉં મળશે નહીં અને કંટ્રોલથી ઘઉં હાસિલ કરવા રેશનીંગ કાર્ડ હોવું જરૂરી છે અને કાર્ડ દરેક ફકીર પાસે હોતો નથી. જેથી કંટ્રોલના ભાવે હિસાબ કરવો અને એ મુજબ કીમત આપ્વું મોઅતબર ગણાશે નહીં. મેં અહિંયા બઝારના દરમિયાની ભાવ ૩૬ રૂા.ના હિસાબે ૩/૧૫ બતાવ્યા છે અને એહતિયાતન ૩/૨૫ અથવા એથી વધુ આપ્વું અફઝલ લખ્યું છે. ઘઉં સિવાય બાજરી, ચોખા, જુવાર આપવા માંગે તો એમાં ઘઉંની કીમતનો એઅતિબાર ગણાશે. કિંવા જેટલી અર્ધા સાઅ ઘઉંની કીમત થતી હોય તેટલી કીમતનું બીજું અનાજ આપવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સદકએ ફિત્ર અદા થવા માટે ઔલાદનું બાપને વકીલ બનાવ્વું જરૂરી છે ?**

(૧૩૬૫) સવાલ :- જેવી રીતે કોઇ બીજાની ઝકાત એની ઇજાઝત અને કહ્યા વિના અદા થતી નથી શું તે જ હુકમ સદકએ ફિત્રનો પણ છે કે કાંઇક ફર્ક છે ? અહિંયા આમ રીતે બાપ પોતાની બાલિગ ઔલાદ તરફથી તેમજ ધણી પોતાની ધણિયાણી તરફથી સદકએ ફિત્ર અદા કરી આપે છે તો એ મુજબ અદા થશે કે નહીં ? અથવા બાલિગ ઔરતનું બાપને અને ઔરતનું ધણીને વકીલ બનાવ્વું અથવા એમ કહેવું કે મારી તરફથી આપ અદા કરી આપશો જરૂરી છે ?

જવાબ :- હાં, એ જ હુકમ સદકએ ફિત્રનો પણ છે કે ઇજાઝત જરૂરી છે પરંતુ સદકએ ફિત્રની મિકદાર થોડી અને જાણી શકાય છે. બીવી અને ઔલાદ તરફથી જે એમના અયાલ (ઝેરે કફાલત) હોય છે અદા કરી આપે છે અને આદતન એની ઇજાઝત હોય છે જેથી ઇસ્તિહસાનન જાઇઝ છે.(દુર્રે મુખ્તાર ભાગ-૩ પાનું-૧૦૩) ઝકાતના ખિલાફ કે એની મિકદાર ના મઅલુમ અને વધુ છે. કહ્યા વિના અદા કરવાની આદત હોતી નથી જેથી ઇજાઝતની ઝરૂર છે ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સાઅનું વઝન અને સદકએ ફિત્રની સહીહ મિકદાર**

(૧૩૬૬) સવાલ :- સદકએ ફિત્રની મિકદાર વિષે હદીસમાં 'નિસ્ફ સાઇમ મિન બુર્રિન' અથવા 'સાઅમ મિન તમરિન' આવે છે તો સાઅની મિકદાર ગ્રામના હિસાબે કેટલી હશે ? સાહિબે ફિરોઝુલ્લુગાતે સાઅની મિકદાર ૨૩૪ તોલા લખી છે. (પાનું-૭૭૪) અને મૌલાના અબ્દુશ્શકુર લખ્નવી (રહ.) એ ઇલ્મુલ ફિકહ ભાગ-૪ પાનું-૫૯૭ પર લખ્યું છે કે સાઅની મિકદાર આસરે (બંગાલી) બશેર દોઢ પાવ, અને એ હિસાબે અર્ધો સાઅ એક શેર ત્રણ છટાંકનો થયો. આમ રીતે સદકએ ફિત્રની મિકદાર કિતાબોમાં પોણા બશેર અર્ધો છટાંક લખવામાં આવી છે. (બહિશ્તી ઝેવર) અને ઇલ્મુલ ફિકહના લખાણ મુજબ એક શેર ત્રણ છટાંક થાય છે. એ બન્નેવમાં કાફી ફર્ક જણાય છે. એહતિયાતી પહેલુ પર બહસ નથી. ફાસ્લાની હદ જાણવી છે.

જવાબ :- સદકએ ફિત્રમાં ૮૦ તોલાના શેરથી પોણા બશેર ઘઉં આપવા જોઇએ જેના એક કિલો-૫૭૫ ગ્રામ થાય છે. ઝકાતના નિસાબની મિકદાર ૫૫ તોલા સોનું અથવા ૩૬।। તોલા ચાંદી મોઅતબર નથી. એ તહકીક હઝરત મૌલાના અબ્દુલ હય લખનવી કુદ્દિસ સિર્રૂહુની છે. ઇલ્મુલ ફિકહમાં એને ઇખ્તિયાર કરવામાં આવ્યું છે. એ વિષે મુફ્તીએ અ'ઝમ હઝરત મૌલાના મુહમ્મદ કિફાયતુલ્લાહ સાહબ (નવ્વરલ્લાહુ મર્કદહુ) તહરીર ફર્માવે છે. ચાંદીકે નિસાબમેં યહાંકે વઝનસે જો મિકદાર બયાન કી ગઇ હે યઅની ૩૬ તોલા પાંચ માશા ચાર રત્તી, યે મૌલાના અબ્દુલ હય લખ્નવી (રહ.) કી તહકીક પર મબ્ની હે. મેરે ખ્યાલમેં ઇસ્મે એક બુન્યાદી ફિરો ગુઝાશ્ત હો ગઇ હે. મેરે નઝદીક સહીહ મિકદાર ચવ્વન (૫૪) તોલા દો માશાસે કમ નહીં, ઇસી તરહ સોનેકે નિસાબ ઔર ફિર સાઅકી મિકદારમેં ફર્ક હો જાએગા. ફકીર મુહમ્મદ કિફાયતુલ્લાહ કાનલ્લાહુ લહુ દેહલી ૧૪ ઝિલ્હજ ૧૩૬૧ હિજરી. (કિતાબુલ ઉશ્ર વઝ્ઝકાત સફા-૩) મુસન્નફહ મૌલાના અબ્દુસ્સમદ રહમાની (રહ.)

મુફ્તીએ અ'ઝમ આરિફ બિલ્લાહ હઝ. મૌલાના મુફતી અઝીઝુ-ર્રહમાનનો ફત્વો **મૌલાના અબ્દુલહય અને સાઅ** :- સવાલ :- - (૫૪૮) મવ. અ. હય (રહ.) સાહિબે મુહશ્શી શર્હુલ વિકાયહને ઝકાતકે બાબમેં લિખ્ખા હે કે મિસ્કાલ તીન માશા એક રત્તીકા હોતા હે, ઇસ એઅતેબારસે સાઅકા વઝન દો શેર ગ્યારહ તોલા છે માશાકા હોતા હે ઔર નિસ્ફ સાઅકા એક સેર પાંચ તોલા નવ માશાકા હુવા. યે ગલત હે યા સહીહ ?

અલ્જવાબ :- યે વઝન જો મૌલાના અ. હય મર્હુમને મિસ્કાલકા લિખ્ખા હે યે દિરહમકા હે ઔર ઉસ્મેં કસર રત્તીકી છોળ દી ગઇ ઔર વઝન મિસ્કાલકા ૪।। માશાકા હોતા હે. જૈસા કે ઉમુમન મશ્હુર હે ઔર ઉલ્માએ દેહલીને યહી વઝન શુમાર કિયા હે. ગિયાસુલ્લુગાતમેં ભી ઇસીકો સહીહ કહા હે. મિસ્કાલ બિલ્કસ્ર નામ હે એક વઝનકા કે ૪।। માશાકા હોતા હે.. (તર્જુમએ ગિયાસુલ્લુગાત) પસ બિનાઅન અલય્હ ૭૨૦ મિસ્કાલકો જો કે વઝન સાઅકા હે સાળે ચાર માશામેં ઝર્બ દેનેસે ૩૨૪૦ માશા હુએ, ઉન્કે તોલા બનાયે ૨૭૦ તોલા હુએ, ૮૦ પર ઉસ્કો તકસીમ કરો તો તીન સેર દેઢ પાવ બવઝન ઉસી સાઅકા વઝન હુવા, યેહી યહાં મઅમુલ બિહી હે ઔર યહી સહીહ હે. વઝને સબ્અહસે ભી હિસાબ કિયા ગયા ઐસા હી નિકલતા હે ઔર સદકતુલ ફિત્રમેં એહતિયાત ઉસીમેં હે. ફક્ત.... (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ ભાગ-૬ પાનું-૩૦૪-૩૦૫) વધુ તફસીલ અને વઝાહત માટે જુઓ (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ ભાગ-૬ પાનું-૩૧૫ સવાલ નંબર ૫૭૩ અને પાનું નંબર-૩૧૯) અને (મકાદિરે શરઇય્યહ દર અવ્ઝાને હિન્દિય્યહ પાનું-૧૦ થી ૧૩) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સદકએ ફિત્રની અદાયગી રમઝાનથી પહેલાં જાઇઝ છે કે નહીં ?

(૧૩૬૭) સવાલ :- સદકએ ફિત્રની અદાયગીનો વખત શું છે ? કિતાબોમાં છે કે ઇદુલ ફિત્રથી

પહેલાં રમઝાનમાં અદા કરે તો પણ જાઇઝ છે. સય્યિદુલ મિલ્લત હઝરત મૌલાના મુફ્તી સય્યિદ મુહમ્મ મિયાં સાહબ (રહ.)એ પોતાના રિસાલા દીની તઅલીમના રિસાલા નંબર-૧૧ સફા નં. ૮૧ પર એ વિષે લખ્યું છે કે :- અગર કોઇ શખ્સ ઇદસે પેહલે રમઝાન શરીફમેં સદકએ ફિત્ર અદા કર દે તો યે ભી જાઇઝ હે લેકીન અગર રમઝાનસે ભી પેહલે મસલન શઅબાનમેં યા રજબમેં અદા કરે તો જાઇઝ નહીં અને હાશિયહમાં છે કે :- જૈસે ઝકાતકે બારેમેં ગુઝર ચુકા હે કે માલિકે નિસાબ હોનેકે બઅદ સાલ પુરા હોનેસે પેહલે કોઇ શખ્સ ઇસ સાલકી ઝકાત અદા કરે તો વો જાઇઝ હે લેકીન અભી નિસાબકા માલિક નહીં હુવા થા કે ઝકાત અદા કર દી તો વો ઝકાત નહીં માની જાએગી બલ્કે ઉસ્કી તરફસે નફલી ખૈરાત હોગી-મગર ઇલ્મુલ ફિકહ જિલ્દ ચહારૂમ પર ઉસ્કે બિલ્કુલ બર અક્સ ઇબારત હે, વોહ લિખતે હેં. (૯) સદકએ ફિત્રકા કબ્લ રમઝાનકે આનેકે અદા કર દેના ભી જાઇઝ હે ઔર દુસ્રે શહરમેં ભી બવજહે મઝકુરહ બાલા ભેજના દુરૂસ્ત હે. (ઇલ્મુલ ફિકહ ભાગ-૪ પાનું-૬૬)

તદઉપરાંત, 'અલ્ફિકહ અલલ મઝાહિબિલ અરબઅહ'માં જોયું તો એમાં એની તાઇદ થાય છે. ઇબારત નીચે મુજબ છે. 'વયસિહહુ અદાઉહા મુકદ્દમન વમુઅખ્ખરન લિઅન્ન વક્ત અદાઇહલ ઉમ્રુ ફલવ અખ્રજહા ફી અય્યિ વકતિન શાઅ કાન મુઅદ્દિયન લા કાઝિયન કમા ફી સાઇરિલ વાજિબાતિલ મુવસ્સઅતિ' (ભાગ-૧ પાનું-૬૨૭)

એ જ પ્રમાણે આલમગીરીથી પણ એની તાઇદ થાય છે. અગર ઇદુલ ફિત્રકે રોઝસે પેહલે સદકા દે દેં તો જાઇઝ હે ઔર મુદ્દતકી મિકદારકી કુછ તફસીલ નહીં હે, યેહી સહીહ હેં. (ભાગ-૧ પાનું-૩૦૦) ખુલાસાથી જણાવશો.

**પૂછનાર (મૌલાના) મુસા કરમાડી (ઇંગ્લેન્ડ)**

જવાબ :- ઇખ્તિલાફી મસ્અલો છે. રમઝાનથી પહેલાનો પણ કૌલ છે. એના ઉપર અમલ કરવું એહતિયાતના ખિલાફ છે. રમઝાન માસમાં પણ અદા કરવામાં ઇખ્તિલાફ છે. પરંતુ કવી એ છે કે દુરૂસ્ત છે. સદકએ ફિત્ર અદા થઇ જશે. 'બહરૂર્રાઇકમાં છે. ફસાર કતકદીમિઝ-ઝકાતિ અલલ હવ્લિ બઅદ મિલ્કિ-ન્નિસાબિ....' (ભાગ-૨ પાનું-૨૫૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મેદો અથવા એની કીમત સદકએ ફિત્રમાં આપવું કેવું છે ?**

(૧૩૬૮) સવાલ :- અહીં મોરીસમાં લોકો ઘઉંની રોટી ખાતા નથી. બહારથી તૈયાર મેદો આવે છે તેની રોટી ખાય છે અને તે ૫૦૦ ગ્રામની કીમત ૫૦ સેન્ટ (નોટ) છે. અને જેને ખાસ જરૂરત હોય તે ઘઉં ખરીદી ખાય છે. હમો મેદાની કીમતનો એઅતેબાર કરી સદકએ ફિત્ર અદા કરીએ તો અદા થશે કે નહીં ? કે પછી ઘઉંની કીમતનો એઅતેબાર થશે ?

જવાબ :- જયારે તે આટો (મેદો) ખાલિસ ઘઉંનો હોય, એમાં બીજી કોઇ વસ્તુની મિલાવટ ન હોય અને તે પોણા બે કિલો આપ્વામાં આવે તો સદકએ ફિત્ર અદા થઇ જશે. 'અલ-ફિત્રુ નિસ્ફ સાઇમ મિમ બુર્રિન અવ દકીકિન' (હિદાયહ ભાગ-૧ પાનું-૧૯૦) અને એ જ પ્રમાણે એની કીમત આપ્વામાં આવે તો પણ સદકએ ફિત્ર અદા થઇ જશે. હાં, જો એ મેદામાં બીજી કોઇ વસ્તુની મિલાવટ હોય તો પોણા બે કિલો આપ્વાથી સદકએ ફિત્ર અદા થશે નહીં અને એની કીમત પણ સદકએ ફિત્રની અદાયગી માટે કાફી ન ગણાશે. ખાલિસ ઘઉંની કીમતથી સદકએ ફિત્ર અદા કરવામાં આવે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સદકએ ફિત્રને અદા કરવાનો સમય તેમજ શરઇ હીલો કરી સદકએ ફિત્રની રકમથી મદ્રસાની ઝમીન ખરીદવું.**

(૧૩૬૯) સવાલ :- 'બર્મિન્ગહમ મસ્જિદ ટ્રસ્ટ' મસ્જિદ સાથે લાગેલી (વાબસ્તા) ઝમીન પર બચ્ચાઓ માટે દીની મદ્રસો બનાવ્વા માંગે છે, કેમ કે અહીં બચ્ચાઓની દીની તઅલીમ માટે મઅકુલ બંદોબસ્ત નથી. જો સંજોગો આમ જ રહ્યા તો બીચારી આવનારી નસલની દીનથી વાબસ્તગી બાબત ના ઉમ્મીદી છે. હમારી પાસે રૂપિયાની કમી કદીમ શિકાયત છે. પરંતુ સદકએ ફિત્રના મદમાં કંઇક રકમ પડેલી છે. આપ ખુલાસો કરશો કે આ રકમ એ ઝમીનને ખરીદવામાં વાપરી શકાય ?

જવાબ :- સદકએ ફિત્રનો હુકમ એ છે કે ઇદના દિવસે ઇદની નમાઝ પહેલાં અદા કરવામાં આવે. એથી પહેલાં પણ અદા કરવું દુરૂસ્ત છે. જો કોઇએ અદા ન કર્યો તો જલ્દી અદા કરવાની ફિકર કરે. સાકિત અને માફ થતો નથી. આમ હુકમ હોવા છતાં આપ લોકો પાસે સદકએ ફિત્રની વધુ રકમ કેવી રીતે જમા છે? તઅજ્જુબ અને અફસોસ પણ થાય છે. જો ખરેખર આ લોકોની માલી હાલત મદ્રસો બનાવ્વા લાયક ન તો હાલમાં છે, ન ભવિષ્યમાં થવાની ઉમ્મીદ છે તો એ રકમનો શરઇ હીલો કરી મદ્રસા માટે ઝમીન ખરીદી શકાય છે. મજબુરી અને શરઇ ઉઝર વિના હીલો કરીને પણ આ રકમ ઝમીન ખરીદવામાં વાપરવાની ઇજાઝત નથી. સદકએ ફિત્રના અસલ હકદાર ફકીરો-મિસ્કીનો-મોહતાજો છે. એમની હકતલ્ફી ગણાંશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઝમીનદાર પર સદકએ ફિત્ર વાજિબ છે કે નહીં ?

(૧૩૭૦) સવાલ :- સદકએ ફિત્રના નિસાબમાં ઝમીનનો એઅતેબાર છે કે નહીં ? એક માણસ પાસે ૫૦ એકર ઝમીન છે. એ સિવાય સોનું-ચાંદી કાંઇ નથી તો એના ઉપર સદકએ ફિત્ર વાજિબ છે કે નહીં?

જવાબ :- ઝમીન પોતાના અને અહલો અયાલના ગુઝારાથી વધુ હોય અને તે એટલી હોય કે તેની કીમત નિસાબ જેટલી હોય તો એ ઝમીનનો એઅતેબાર થશે અને સદકએ ફિત્ર વાજિબ થશે અને ગુઝરાન થઇ શકે એટલી જ ઝમીન હોય તો વાજિબ નથી. પરંતુ ફઝીલત હાસિલ કરવા માટે સદકએ ફિત્ર અદા કરવું અફઝલ ગણાશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### પરદેશથી મોકલેલ રકમ આવ્વા પહેલાં પોતાના પૈસાથી સદકો અદા કરે તો ?

(૧૩૭૧) સવાલ :- લંડનથી એક માણસે સદકાની રકમ મોકલી અને પત્રથી જાણ કરી કે મેં સદકાની રકમ મોકલી છે તે ગરીબોને વહેંચશો. હવે અહીં હિંદુસ્તાનમાં એના ભાઇએ પોતાની રકમમાંથી તે રકમ આવતા પહેલાં સદકો કરી આપ્યો તો જાઇઝ છે કે નહીં ?

જવાબ :- સદકાની રકમ આવ્વા પહેલાં ભાઇ પોતાની રકમથી સદકો અદા કરે અને બહારથી આવ્વા પર પોતે લઇ લે તો ગુંજાઇશ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સદકએ ફિત્ર માફ થતો નથી

(૧૩૭૨) સવાલ :- માલદાર ઉપર સદકએ ફિત્ર વાજિબ હોય અને અદા કરી શક્યો નહીં તો ઇદ પછી સાકિત (માફ) થઇ જશે કે અદા કરવું જ પડશે ?

જવાબ :- સાહિબે નિસાબ ઉપર સદકએ ફિત્ર વાજિબ છે. મર્દ હોય કે ઔરત, રોઝા રાખ્યા હોય કે ન રાખ્યા હોય, વાજિબ છે. મર્દ પોતાના તરફથી અને પોતાની નાબાલિગ ઔલાદ તરફથી આપે. માં ઉપર ઔલાદનો ફિત્રો વાજિબ નથી. જેના ઉપર ફિત્રો વાજિબ હોય અને ઇદ પહેલાં અથવા ઇદ પછી અદા કરવાની તૌફીક નહીં થઇ તો માફ નથી. કિંવા સાકિત થતો નથી. મોડા-વહેલાં પણ આપવું જરૂરી છે. નહીં તો ગુનેહગાર થશે.

ફિત્રાની મિકદાર પોણા બે કિલો ઘઉં અથવા સાડા ત્રણ કિલો જવ છે અથવા એની કીમત બઝારના

ભાવથી આપે. રેશ્નીંગની કીમત મુઅતબર નથી. અલ્બત્ત જેમને રેશ્નીંગના ઘઉં મળે છે તેઓ સદકએ ફિત્રમાં તે ઘઉં આપી શકે છે. પણ કીમત આપે તો બઝારના ઘઉંની કીમત આપવી પડશે. ઘઉં અને જવ સિવાય ચોખા, જુવાર, મસુર, બાજરી, ચણાં આપે તો પોણા બે કિલો ઘઉં અથવા સાડા ત્રણ કિલો જવની કીમતમાં જેટલું અનાજ મળે તેટલું આપે. કીમત આપે તો પોણા બે કિલો ઘઉં અથવા સાડા ત્રણ કિલો જવની કીમત આપે. એક ફકીરને એક ફિત્રો આપવું બેહતર છે. કમ પણ આપી શકાય છે. એકથી વધુ પણ આપવું જાઇઝ છે.

સદકએ ફિત્ર ઇબાદત છે. આપ્વામાં ઇઝહારે ખુશી છે. ગરીબોની મદદ પણ મકસુદ છે અને રોઝાની ખામીઓનો કફ્ફારો પણ છે. તદઉપરાંત મૌતની સખ્તીમાં આસાની થાય છે. કબરના અઝાબથી પણ છુટકારો મળે છે. સાહિબે નિસાબ ન હોય તે પણ ફિત્રો અદા કરી ફઝીલત હાસિલ કરી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ સ્સૌમ

**આમ રેડિયો અને ટેલીફોન વિગેરેની ખબર પર ઇદ કરવા તેમજ ચાંદ સાબિત થવાના શરઇ તરીકાઓની સ્પષ્ટતા**

(૧૩૭૩) સવાલ :- હમારે ત્યાં ૨૯ મી રમઝાનની સાંજે અબરને લઇ ઇદનો ચાંદ દેખાયો નહીં તો બે માણસો તલાશમાં નિકળ્યા. એક મોટા ગામના બે મોઅતબર માણસોએ મુંબઇથી ટેલીફોન પર ગામના લોકોને ખબર આપી કે હમોએ ચાંદ જોયો છે. તેઓની અવાજ ઓળખી લીધી અને ત્યાંના મોલ્વી સાહેબોને ખબર કરી તો તેઓએ ઇદ કરી લેવાનો ફેસલો આપ્યો. આ ખબર લઇ ને બે માણસો સવારમાં આવ્યા. કમિટીના માણસો મશ્વરો કરતા હતા કે ઇદ કરવી કે નહીં કરવી ? એટલામાં ગામના ચાર માણસોએ આવીને ગુસ્સામાં કહ્યું કે માણસો ખબર લઇને આવ્યા છતાં તમે લોકો માનતા કેમ નથી ? તમારે ઇદ નહીં કરવી હોય તો કંઇ નહીં હમો તો ઇદ કરીશું. ગામમાં ફિત્નો થઇ જવાના ભયથી કમિટી અને ઇમામે પોતાની મરઝી વિરૂધ્ધ ઇદ કરવાની ઇજાઝત આપી અને બધા લોકોએ રોઝો તોડી નાખ્યો. ઇમામે રોઝાની હાલતમાં ઇદની નમાઝ પઢાવી અને બીજા દિવસે અમૂક નમાઝીઓના સાથે બીજી જગ્યાએ ઇદની નમાઝ પઢી તો હમારી નમાઝનું શું ?

જવાબ :- ઇદના ચાંદ ટેલીફોનની ખબરથી સાબિત થઇ શકતા નથી. એના માટે શહાદત શર્ત છે અને શહાદત માટે નાઝિરોનું મજલિસે શહાદતમાં હાઝિર હોવું જરૂરી છે. કોર્ટનો પણ એ જ કાનુન છે.

**હિન્દના મુફતીએ અ'ઝમ મવ. મુહમ્મદ કિફાયતુલ્લાહ (રહ.)નો ફત્વો :-**

ટેલીફોનકી ખબર પર રૂયતકે સુબુતકા હુકમ દેના નાજાઇઝ હે, કિયું કે ટેલીફોન પર બાત કરના શહાદતે શરઇય્યહકી હુદૂદમેં દાખિલ નહીં, અગરચે આવાઝ પેહચાની જાએ. (કિફાયતુલ મુફ્તી ભાગ-૪ પાનું-૨૦૨)

માટે મોટા ગામના ફેસ્લાના આધારે ઇદ કરવા ઉપર ઝોર દેવું અને ફિત્ના-ફસાદની ફિઝા ઉત્પન્ન કરી ઇમામ જે સનદી આલિમ અને હાફિઝ છે તેમને મરઝી વિરૂધ્ધ ઇદ પઢાવવા માટે મજબૂર કરવું તેમની તોહીન કરવા સમાન છે. ઇલ્મે દીનથી નાવાકિફ હોવા છતાં આલિમનો મુકાબલો કરવો, તેમને બુરૂં-ભલું કહેવું ક્યાંની દીનદારી અને ક્યાંનો ઇન્સાફ છે ? આ તો બરબાદીની નિશાની છે.

**હકીમુલ ઉમ્મત હઝરત મોલાના થાન્વી (રહ.) એવા લોકો વિષે લખે છે કે :-**

આજ કલ્હ તઅલીમ યાફતા એસે મુતકબ્બિર હોતે હેં કે અંગ્રેઝી પઢકર અપનેકો દીનકા ભી મુહક્કિક સમજતે હેં. અહકામે શરઇય્યહમેં રાય દેતે હેં. મોલ્વીઓંકી તો હસ્તી ક્યા હે ? રસૂલકી બાત ભી રદ કર દેતે હેં (મહાસિને ઇસ્લામ પાનું-૪૯)

**ઇમામ ગઝાલી (રહ.) લખે છે કે** સૌમાં વધુ બેવકૂફ તે છે જે માત્ર પોતાની અકલ ઉપર ભરોસો કરે અને અકલમંદ તે છે જે પોતાની અકલ ઉપર ભરોસો કરવાના બદલે ઉલમાને પુછતો રહે.

**અને ફર્માવે છે :-** ઇલ્મની વાતો ઉલમા ઉપર છોડી દો. બે ઇલ્મ આદમીનું દીનમાં દખલ દેવું ઝિના અને ચોરી કરવાથી પણ વધુ ખતરનાક છે જેમકે જે માણસ તરવાનું જાણતો નથી તે દરયામાં કુદકો મારે તો તેનો શું અંજામ થશે ? (અહ્યાઉલ ઉલુમ ભાગ-૩ પાનું-૩૪)

**હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઉદ (રદી.)નું ફરમાન છે કે** જ્યાં સુધી લોકોની સામે ઉલમાએ કામિલીનનો

ઇલ્મ રહેશે તેઓ દીનમાં તરક્કી કરતા રહેશે અને જ્યારે જાહિલો અને નાકિસોનો ઇલ્મ શરૂ થશે તો બરબાદ થઇ જશે. (જામિઉ બયાનિલ ઇલ્મ ભાગ-૧ પાનું-૧૫૯)

**ઇમામ અવ્ઝાઇ (રહ.) ફર્માવે છે** કે દીનની વાતો જાહિલોને પુછવામાં આવે છે એ પણ ગુમ્રાહીની અલામત છે. (એઅતેસામ ભાગ-૧ પાનું-૧૪૯)

ખબર અને શહાદત એ બન્નેવ અલગ-અલગ ચીઝ છે, બન્નેવમાં બહું મોટો ફર્ક છે. તાર, ટેલીફોન, રેડિયો ન્યુઝ અને કાગળ જ઼ારા જે ખબર મળે છે તે ખબરના મામલાઓમાં અમુક શરતો સાથે મોઅતબર હોય શકે છે, પણ જે મામલાઓમાં શહાદત શર્ત છે તેમાં મોઅતબર હોય શકતી નથી. શહાદતના મામલામાં જેમકે ઇદના ચાંદના સુબુત માટે શરઇ ગવાહો, શરીઅતના પાબંદ, દીનદાર બે આકિલ, બાલિગ મર્દ અથવા એક મર્દ અને બે ઔરતોનું મજલિસે શહાદતમાં હાઝિર હોવું જરૂરી છે. કોર્ટમાં પણ તાર, ટેલીફોન વિગેરે જ઼ારા શહાદત માન્ય રખાતી નથી.

## ચાંદ સાબિત હોવાના શરઇ તરીકા

### (૧) રૂયતે આમ્મહ (આમ લોકોનું ચાંદ જોવું)

સુબુતે રમઝાન અને સુબુતે શવ્વાલનો (ઇદુલ ફિત્ર હોવાનો) કત્ઇ ફેસ્લો છે, એના પછી કોઇ કાનુની શહાદતની જરૂરત રહેતી નથી.

### (૨) શહાદત

વાદળાના લીધે અમુક જ ચાંદ જોઇ શક્યા હોય તો ઇદનો ચાંદ બે દીનદાર પાબંદે શરીઅતની શહાદતની મંઝૂરી પછી સાબિત થાય છે.

### (૩) શહાદત અલશ્શહાદત

શરઇ ગવાહો શરઇ મજબુરીને લઇ કાઝી અથવા મુફ્તીને ત્યાં જઇ શકતા નથી. જેથી દરેક શાહિદ પોતાના તરફથી બે દીનદાર શરીઅતના પાબંદ મુસલમાનોને ગવાહ બનાવે અને એઓ કાઝી અથવા મુફ્તીની મજલિસમાં હાઝિર થઇ શહાદત આપે કે હમોને ફલાણાં પાબંદે શરીઅત શાહિદોએ ગવાહ બનાવી મોકલ્યા છે.

### (૪) શહાદત અલલ કાઝી

શરઇ શહાદત વખતે કાઝી અથવા મુફ્તીની મજલિસમાં બે દીનદાર શરીઅતના પાબંદ મુસલમાનો શરૂથી છેવટ લગી હાઝિર હોય અને શહાદતની મંઝૂરી બીજી જગ્યાના કાઝી અથવા મુફ્તીની મજલિસમાં બયાન કરે એ પણ ચાંદ સાબિત હોવા માટે હુજ્જત છે.

### (૫) કિતાબુલ કાઝી ઇલલ કાઝી

એક કાઝી બીજી જગ્યાના કાઝીના નામે પોતે શહાદત લઇ મંઝૂર રાખ્વાનો ફેસ્લો લખી, બે દીનદાર શરીઅતના પાબંદ મુસલમાનોને સંભળાવી સિક્કો લગાવી લિફાફામાં બંધ કરી મહોર લગાવી આપે તો બીજી જગ્યાના કાઝી અથવા મુફ્તી મંઝુર કરી એલાન કરાવી શકે છે. એ પણ હુજ્જત છે.

### (૬) ખબરે મુસ્તફાઝ

ખબરે મુસ્તફાઝ પણ ચાંદ સાબિત હોવા વિષે હુજ્જત છે.

અલ્લામહ શામી (રહ.) લખે છે કે :- જાણી લો ! 'ઇસ્તિફાઝહ'થી મુરાદ તે ખબર છે જેને ઘણાં આવનાર લોકો બયાન કરે જે તે શહેરથી આવી રહ્યા છે જયાં બાકાએદહ ચાંદ સાબિત થઇ ચુક્યો છે અને

એવી જગ્યાએ આવે કે જ્યાં હજુ લગી ચાંદ સાબિત થયો નથી. માત્ર અફવાહ અને બે બુનિયાદ ખબર કાફી નથી. (મિન્હતુલ ખાલિક હાશિયહ બહરૂ-રાંઇક ભાગ-૨ પાનું-૨૭૦)

**અલ્લામહ રહમતી ખબરે ઇસ્તિફાઝહ વિષે ખુલાસો ફર્માવે છે :--**

ઇસ્તિફાઝહની મત્લબ એ છે કે જે શહેરમાં શરઇ તોર પર ચાંદ સાબિત થયો છે ત્યાંથી અમુક જમાઅતો એક પછી એક આવે, દરેક જમાઅત આ ખબર આપે કે તે શહેરમાં મુસલમાનોએ ચાંદ જોઇ રોઝો રાખ્યો છે. માત્ર ખબર ફેલી જવું, એ પણ મઅલૂમ ન હોય કે આ ખબરનો રાવી કોણ છે ? કોણે આ વાત ચલાવી છે ! ઇસ્તિફાઝો નથી. જેમકે અકસર થતું રહે છે કે ખબરો ફેલાય જાય છે. પણ એ મઅલુમ નથી કે આ ખબર કોણે ફેલાવી ? (શામી ભાગ-૨ પાનું-૧૦૨)

**(૭) રેડિયો દ્વારા એલાન (ઝાહિરાત)**

કાઝી અથવા જેમને મુસલમાનોએ ચાંદ હોવાનો ફેસ્લો કરવા નિમ્યા હોય અને તેઓ શરઇ શહાદત ગુઝરવા પછી પોતે અથવા તેમના નાઇબ રેડિયો જારા ચાંદ હોવાના શહાદતના ફેસ્લાની ઝાહિરાત કરે. ઝાહિરાત કરનાર કાબિલે એઅતેમાદ મુસલમાન હોય અને મકામી (જ્યાં ખબર પહોંચે ત્યાંની) કમિટીના ઝિમ્મેદાર માણસો કાઝી, મુફ્તી વિગેરે મંઝુર રાખી ચાંદ હોવાનો ફેસ્લો કરે તો કાબિલે કુબૂલ હોય શકે છે. અવામની મંઝુરી મોઅતબર નથી.

**રેડિયોની ખબર વિષે હિંદના મુસ્તનદ ઉલ્માનો ફેસ્લો**

'રેડિયો'કી ખબર એક 'એઅલાન'કી હૈસિયત રખતી હે, યેહ એઅલાન અગર રૂયતે હિલાલકી બાઝાબ્તહ કમીટીકી જાનિબસે હો જો ચાંદ હોનેકી બાકાએદહ શહાદત લેકર ચાંદ હોનેકા ફ઼ેસ્લા કરતી હૈ યા કિસી એૈસે શખ્સકી જાનિબસે હો જિસ્કો વહાંકે મુસલમાનોને કાઝી યા અમીરે શરીઅતકી હૈસિયતસે માન રખ્ખા હે ઔર વો બાઝાબ્તહ શહાદત લેકર ફેસ્લા કિયા કરતા હૈં. ઔર એઅલાન કરનેવાલા ખૂદ કાઝી યા અમીરે શરીઅત યા હિલાલ કમીટીકા સદર યા કમીટીકા મોઅતમદ મુસ્લિમ નુમાઇન્દહ હો તો મકામી કમીટી યા કાઝી યા અમીરકે લિયે જાઇઝ હોગા કે વો ઉસ પર એઅતિમાદ કરકે રૂયતે હિલાલકા ફૈંસલા કર દે. (રૂયતે હિલાલે રમઝાન વ ઇદકે મસાઇલ વ દલાઇલ સફા-૯૬)

મઝકુર સાત શરઇ તરીકા પૈકી કોઇ એક તરીકાના મુતાબિક ઇદનો ૨૯ મો ચાંદ સાબિત થયો ન હોવાથી રાંદેર, સુરત, ડાભેલ, નવસારી વિગેરેમાં ૩૦ મો રોઝો પુરો કરી પીરના દિવસે ઇદ કરવામાં આવી છે એ કોઇ અનોખી અને અચંબાની વાત નથી. એવો બનાવ તો ખૈરૂલ કુરૂનમાં પણ બની ચુક્યો છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) અને હઝરત અમીર મુઆવિયહ (રદી.)ના મુબારક ઝમાનામાં મુલ્કે શામમાં રમઝાનનો ચાંદ ૨૯ મો સાબિત થયો અને પુરા મુલ્કે શામમાં રોઝો રખાયો. હઝરત અમીરે મુઆવિયહ (રદી.)એ પણ રોઝો રાખ્યો, ત્યારે મદીનએ મુનવ્વરહમાં ૩૦ ના હિસાબે રોઝો રાખ્વામાં આવ્યો. હઝરત કુરૈબ (રદી.)એ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ની સામે શામમાં ૨૯ માં ચાંદ સાબિત હોવા અને હઝરત અમીરે મુઆવિયહ (રદી.) વિગેરેના રોઝા રાખ્વાની તફસીલ બયાન કરી પરંતુ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)ની તહકીકમાં હઝરત કુરૈબનું બયાન શરઇ નિયમની કસોટી ઉપર પુરૂં ન ઉતરવાથી માન્ય રાખ્યું નહીં અને ફર્માવ્યું કે હમો તો ચાંદ જોઇ રોઝા ખતમ કરીશું. ૨૯ મો ચાંદ નહીં દેખાયો તો ૩૦ રોઝા પુરા કરીશું. (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૧૧૨) (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૮૭)

એવી જ રીતે હમને મળેલી ચાંદની ખબરો મોઅતબર ન હોવાથી હમોએ મંઝુર રાખી નહીં. એમાં હમો ઇન્શાઅલ્લાહ નુકસાનમાં નથી, પૂરેપૂરા સવાબ અને બરકાતના હકદાર છીએ. આપ (સલ.)નું ફર્માન વાજિબુલ ઇઝ્આન છે કે જે તારીખે અને જે દિવસે તમો શરઇ તહકીક મુજબ રોઝો રાખશો અથવા રોઝો ખતમ કરશો અને કુર્બાની કરશો તો ખુદાના નઝદીક રોઝાની તે જ તારીખ, ઇદનો તે જ દિવસ અને

કુર્બાનીના તે જ તારીખ છે. (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૮૮)

એટલે ખુદાપાકે જે સવાબ અને બરકત રોઝા, ઇદ અને કુર્બાનીના દિવસોમાં રાખી છે તે શરઇ તહકીક મુજબ અમલ કરનારા દરેક જગ્યાના મુસલમાનોને પ્રાપ્ત થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ચાંદ બાબત વધુ ખુલાસો

(૧૩૭૪) સવાલ :- થોડા દિવસ થયા મારો ભરૂચ જિલ્લામાં જવાનો ઇત્તિફાક થયો તો રમઝાનની ઇદને ત્રણ મહીના થઇ ગયા છતાં ત્યાંના લોકો કહેતા હતા કે રાંદેર, સુરત અને ડાભેલવાલા ઇદ કરવામાં એક દિવસ પાછળ પડી ગયા અને કહેતા હતા કે એક ગામની શહાદતની ખબર ઉપર બીજા ગામમાં ઇદ કરવામાં આવી. માટે આસપાસની વસ્તીના લોકોએ રોઝા તોડી દીધા. એ ખબર રાંદેરમાં પહોંચી તો પણ રોઝા તોડ્યા નહીં. માટે એ વિષે મારા ખ્યાલ પ્રમાણે કાંઇક ખુલાસો થવો જોઇએ. ફક્ત વસ્સલામ.

**લી. સૈયદ અબ્દુસ્સલામ જો. સેક્રેટરી રાંદેર ચાંદ કમિટી.**

જવાબ :- આ પહેલાં હયાતમાં ખુલાસાવાર ફત્વો આવી ગયો છે. તેને ગોરથી વાંચવા પછી કોઇ ઇશ્કાલની ગુંજાઇશ રહેતી નથી. ખુદાપાકની હમારા ઉપર મોટી મહેરબાની છે કે ગૈરકાનુની શહાદત અને અફવાહોથી હમને મહફુઝ રાખ્યા. એક ઇલ્ઝામ એ છે કે ભરૂચથી મવ. અબ્દુસ્સમદ વાંકાનેરી સાહબે હમને કિતાબુલ કાઝી ઇલલ કાઝી જેમ પત્ર મોકલ્યો તેને પણ હમોએ માન્ય રાખ્યો નહીં. હાલાંકે એ કથન ગલત છે. મવ્લાના મૌજૂદ છે તેમને પુછી શકો છો ?

જે ગામનો હવાલો આપ્યો છે તે ગામના લોકોએ ચાંદ જોયો ન હતો, એક બીજી જગ્યાથી ચાંદ લાવ્યા હતા તે તહરીર નીચે મુજબ છે. શવ્વાલ તા. ૨-૮-૮૧.

ઇદના ચાંદ બાબત ભરૂચ જિલ્લાના કાવી ગામમાં ચાંદ જોવાની બે માણસોએ ગવાહી આપી કે અમે બે અને ગામના લગભગ ૨૦૦ થી ૩૦૦ માણસોએ ચાંદ જોયો છે. ગવાહી આપનારમાં (૧).............. (૨) ...............

તદઉપરાંત પગુથણ ગામના બે આલિમોએ પણ ભરૂચ ચાંદ કમીટી પાસે આવીને ગવાહી આપી છે.

લી. (૧) ................................ (૨) ..........................

એ પત્રમાં જેને કાગળ મોકલવામાં આવ્યું તેનું નામ નથી. લખનારનું નામ છે, સિક્કો નથી. મહોર પણ નથી અને જે બે ગવાહોના નામો આપ્યા છે તેઓએ રૂબરૂમાં આવી શહાદત આપી નથી. માત્ર ફોન પર ખબર આપી છે, એની હૈસિયત શું છે તે અહલે ઇલમ જાણી શકે છે. એવા પત્રના આધારે ઇદ કરવી, રોઝા નહીં રાખવા અને રોઝા રાખેલા તોડી દેવાનો શું હુકમ હોય છે તે પણ ઉલમાએ કિરામ જાણે છે. હમારા ઉપર ખુદાપાકનું મોટું એહસાન છે કે ખોટી શહાદતો અને અફવાહોથી મહફુઝ રહ્યા. ભલે લોકો બદનામ કરતા હોય. ખુદાપાક હક ઉપર ચાલ્વાની તૌફીક અને હિદાયત આપે. આમીન.

વધુ ખુલાસા માટે અત્રે અમુક મોઅતબર ઉલ્માએ કિરામના ફતાવા પેશ કરવાની સઆદત હાસિલ કરૂં છું.

**જુઓ :- પાકિસ્તાનના મુફતીએ અ'ઝમ મુફતી શફીઅ સાહબના ફતાવા.**

(૧) શાહિદકે લિયે જરૂરી હે કે કાઝી (યા મુફ્તી) કી મજલિસમેં ખુદ હાઝિર હોકર શહાદત દે, પસે પરદહ યા દુરસે ખત યા ટેલીફોન યા વાયરલેસ, રેડિયો વગય્રહ જદીદ આલાતકે ઝરીએ કોઇ શખ્સ શહાદત દે તો વો શહાદત નહીં.... અગરચે આવાઝ પહેચાની જાયે ઔર બોલ્નેવાલા સિકહ ઔર કાબિલે શહાદત હો. (રૂયતે હિલાલ સફા-૬૦)

ફત્વો નં. (૨) હિલાલે રમઝાનકે અલાવહ, ઇદ, બકર ઇદ, યા કિસી દુસ્રે મહીનેકે લિયે સુબુતે

હિલાલ બાકાઇદહ શહાદતકે બગૈર નહીં હો સકતા, ઔર શહાદતકે લિયે હાઝિર હોના લાઝમી હે. ગાઇબાના ખબરોંકે ઝરીએ શહાદત અદા નહીં હો સકતી. ખ્વાહ વો કદીમ તર્ઝકે આલાત ખબર રસાની, ખત વગયરહ હોં યા જદીદ તર્ઝકે રેડિયો, ટેલીફોન વગય્રહ (રૂયતે હિલાલ સફા-૭૬)

ફત્વો નં. (૩) **ખબરે સાદિક ઔર શહાદતમેં ફર્ક**

કિસી મઆમલેકે મુતઅલ્લિક એક સિકહ મોઅતબર આદમી ઝુબાની ખબર દે યા ટેલીફોન પર બત્લાયે ઔર ઉસ્કી આવાઝ પેહચાની જાયે યા ખતમેં લિખ્ખે ઔર ખત પેહચાના જાયે તો મુખાતબકો ઇસ ખબરકે સચ્ચે હોનેમેં કોઇ શુબહ નહીં રહેતા, બજાએ ખુદ ઉસ્કો યકીને કામિલ હો જાતા હે ઔર ઉસ્કે મુક્તઝા પર અમલ કરના અપની હદ તક ઉસ્કે લિયે જાઇઝ ભી હે ઔર આમ મુઆમલાતમેં સારી દુનિયા ઇસ પર અમલ ભી કરતી હે લેકીન અગર વો અપ્ને ઇસ યકીનકો દુસ્રોં પર લાઝિમ ઔર મુસલ્લત કરના ચાહે ઔર ચાહે કે સબ ઉસ્કો તસ્લીમ કરેં તો શરીઅત ઔર મૌજુદહ કાનુનમેં ઉસ્કે લિયે ઝાબ્તએ શહાદત કાઇમ હોના જરૂરી હે, ઉસ્કે બગૈર કોઇ કાઝી યા હાકિમ અપ્ને યકીનકો દુસ્રોં પર મુસલ્લત નહીં કર સકતા.

એક જજકો ઝાતી તોર પર કિસી મુકદમેકે મુતઅલ્લિક એક અમ્ર પર કિત્ના ભી યકીન બલ્કે મુશાહિદહ હો મગર વો અપને યકીનકી બિના પર મુકદમહકા ફેસ્લા નહીં કર સકતા. જબ તક બાકાએદહ શહાદતકી શરાઇત પુરી કરકે ઉસે સાબિત ન કરે. ઔર ઇસ શહાદતમેં કિસી અદાલતકે નઝદીક ટેલીફોનકા બયાન કાફી નહીં સમજા જાતા, બલ્કે ગવાહકા અદાલતમેં હાઝિર હોના શર્ત હે....

ટેલીફોન પર કિસી ખબરકા બયાન કરના કિત્ના હી કાબિલે એઅતેમાદ હો શહાદતકે લિયે કાફી નહીં.

(પાકિસ્તાનમેં) હાલિય્યહ વાકેઅહમેં મરકઝી હિલાલ કમિટીકા ફેસ્લા ઉલ્માકે નઝદીક ઇસ લિયે નાકાબિલે કુબુલ ઠેરા કે મરકઝી કમીટીને સિર્ફ ટેલીફોનકી ખબર પર એઅતિમાદ કરકે એઅલાન કર દિયા....

ઇસ્કી કોશિશ નહીં કી કે ગવાહ કમીટી કે સામને પેશ હોકર ગવાહી દેતે યા કમીટીકા કોઇ મોઅતમદ આલિમ વહાં જા કર ઉન્સે રૂબરૂ ગવાહી લેતા ઔર ફિર શહાદતકી બુન્યાદ પર ફેસ્લા કર લેતા. અગર ઐસા કર લિયા જાતા તો કિસી આલિમકો ઉસ્સે ઇખ્તિલાફ ન હોતા. (જવાહિરૂલ ફિકહ સફા-૩૯૯)

આ ઇસ્લામી હુકુમતનો હાલ છે **'ચું કુફ્ર અઝ કઅબહ બરખેઝદ કુજામાનદ મુસલમાની.'**

ફત્વો નં. (૪) સરકારી હલ્કોંકે હઝરાત ઉસ્કો એક ખાસ તહેવાર ઔર ઇન્તિઝામી મઆમલા સમજતે હેં જિસ્મેં ઉલ્માકી કોઇ મુદાખલત ઉન્કો ગવારા નહીં. દુસ્રે યે કે વો ઇસ મામલેમેં સિર્ફ ખબરે સાદિક જિસ પર સુન્ને વાલોંકો યકીન હો જાએ એઅલાનકે લિયે કાફી સમજતે હેં ઔર ઇસ ફર્કકો નઝર અંદાઝ કર દેતે હેં કે અપને યકીનકો દુસ્રોં પર મુસલ્લત કરનેકે લિયે સિર્ફ ખબરે સાદિક કાફી નહીં હોતી. બલ્કે શરઇ શહાદત જરૂરી હે, જિસ્કે લિયે ખાસ શરાઇત ઔર કવાઇદ હેં ઔર ઉલ્મા યે જાનતે હેં કે હમારી ઇદ આમ કૌમોંકે તહેવારોંકી તરહ એક તહેવાર નહીં બલ્કે એક ઇબાદતકા ખત્મ ઔર દુસ્રી ઇબાદતકા શુરૂઅ કરના હે જિસ્મેં શરીઅતકે બત્લાયે હુએ ઉસૂલસે મુખ્તલિફ કોઇ સુરત જાઇઝ નહીં. ઔર કોઇ ચીઝ કિત્ની હી સચ્ચી ઔર કાબિલે એઅતિમાદ હો ઔર સુન્ને વાલોંકો ઉસ પર પુરા યકીન હો ઔર વો અપ્ને ઉસ યકીનકો પુરે મુલ્ક પર ઉસ વક્ત તક મુસલ્લત ઔર લાઝિમ નહીં કર સકતા જબ તક હુજ્જતે શરઇય્યહ ઔર બાકાએદહ શહાદત ન હો.... (જવાહિરૂલ ફિકહ સફા-૩૯૭ જિલ્દ-૧)

**મજલિસે તહકીકાતે શરઇય્યહ નદવતુલ ઉલ્મા લખ્નવની રેડિયો બાબત તહકીક**

૧. રેડિયો સ્ટેશનસે નશ્ર હોને વાલી ખબર જિસ્મેં સિર્ફ યે બતાયા ગયા હો કે 'ફલાં મકામ પર

ચાંદ હો ગયા' ફલાં જગા ઇદ હે.' યા ફલાં શહર કે ઇમામ સાહબને ચાંદ હો જાનેકી તસ્દીક કી' (જૈસા કે હિંદુસ્તાનકે રેડિયો સ્ટેશનોંસે આમ તોર પર નશ્ર કિયા જાતા હે) ઇસ ઇત્તિલાઅ પર એઅતેબાર કરકે કિસી દુસ્રી જગા ઇસ્કી બુન્યાદ પર ફેસ્લા નહીં કિયા જા સકતા. લિહાઝા ન ઇફતાર કરના જાઇઝ હોગા ઔર ન રોઝહ રખ્ના ઝરૂરી હોગા.

અગર કિસીને ઇસ ખબર પર (ઇદકા દીન સમજ કર) રોઝહ નહીં રખ્ખા યા તોડ લિયા તો વો ગુનેહગાર હોગા. ઔર ઇસ રોઝહકી કઝા કરના જરૂરી હોગી. કફફારા વાજિબ નહીં હોગા. એક યા એકસે ઝાઇદ રેડિયો સ્ટેશનોંસે નશ્ર હોનેવાલી ખબર યા ખબરોંકા યહી હુકમ હે. લેકીન અગર મુતઅદ્દદ રેડિયો સ્ટેશનોંસે નશ્ર હોનેકી વજહસે ઇન ખબરોંમે ઇસ્તિફાઝહકી શાન પૈદા હો જાએ તો યે હુકમ ન હોગા.

૨. કિસી રેડિયો સ્ટેશનસે ઇસ મકામકે મુસલમાન હાકિમ યા કાબિલે એઅતેમાદ ઝિમ્મેદાર આલિમ યા એસે અફરાદ પર મુશ્તમિલ કમીટીકી જાનિબસે (જિસ્કો ઇસ જગહકી નુમાઇન્દગીકી હૈસિયત હાસિલ હો) મોઅતમદ અનાઉન્સર બહૈસિયતે નુમાઇન્દહ પુરી તફસીલ બયાન કરકે રૂયતકા 'એઅલાન' નશ્ર કરે તો ઇસ એઅલાનકે મુતાબિક ઇસ મકામ, ઔર ઉસ્કે કુર્બો-જવારમેં રેહનેવાલોં પર અમલ કરના જરૂરી હોગા. યઅની યે એઅલાન અગર રમઝાનકે ચાંદકા હે ઉસ પર રોઝા રખના વાજેબ હોગા, ઔર ઇદકા હે તો ઇફતાર કરના ઔર ઇદ મનાના, કુર્બો-જવારસે મુરાદ વો દાઇરએ અસ્ર હે જો ઇસ આલિમ યા કમીટીકે લિયે મુકર્રર શુદહ હે, ખ્વાહ હુકુમતકી જાનિબસે તહદીદ કી ગઇ હો યા વહાંકે બાશિન્દોંકી રઝામંદીસે.

અનાઉન્સરકા મુસલમાન હોના જરૂરી હે. દીનદાર (આદિલ) હોના જરૂરી નહીં અલબત્તહ તરજીહ દીનદારકો હી હાસિલ હોગી.

૩. મઝકુરહ સુરત (૨) મેં બયાન કર્દહ હુકમ સિર્ફ ઇન લોગોંકે લિયે હે કે જો ઉસ હાકિમ, યા આલિમ હિલાલ કમીટીકે દાઇરએ અસરકે અંદર રેહતે હોં કે જિસ્કી તરફસે એઅલાન હુવા હે. ઇસ દાઇરએ અસ્રસે બાહિર રેહને વાલોંકે લિયે યે હુકમ ન હોગા, બલ્કે ઊન્કે લિયે ઇસ એઅલાનકી હૈસિયત મહઝ એક ખબરકી હોગી. ઔર તન્હા ઇસ એક ખબર પર ફેસ્લા યા અમલ કરના દુરૂસ્ત ન હોગા.

ઇસ હુકમકો આમ કરને ઔર તમામ અહલે મુલ્કકે લિયે કાબિલે અમલ બનાનેકી હસ્બે ઝૈલ ચંદ શકલેં હો સકતી હેં.

(૧) મુસલમાન પર બરાહે હુકુમત મુલ્કકે કિસી હિસ્સેમેં હોનેવાલી રૂયતકા શરઇ સુબુત ફરાહમ હો જાનેકે બાદ શરઇ તરીકેસે ફેસ્લા કરકે તમામ અહલે મુલ્કકે વાસ્તે ઉસ્કો નાફિઝ કરનેકે લિયે મુસ્લિમ મોઅતમદ અનાઉન્સરકે ઝરીએ રેડિયોસે એઅલાન કરા દે તો ઇન સબ અહલે મુલ્કકે લિયે યે ફેસ્લા કાબિલે કુબૂલ ઔર વાજિબુલ અમલ હોગા. (ચાહે વો એક દુસ્રેસે કિત્ને હી ફાસ્લે પર રેહતે હોં. જબકે મુલ્ક એક હી હે) ઇસ લિયે રમઝાન શરીફકી આમદકા એઅલાન હે તો રોઝા રખ્ના જરૂરી હો જાએગા. ઔર ઇદકા હે તો ઇફતાર કરના વ ઇદ મનાના.

ઝાહિર હે કે યે શક્લ સિર્ફ વહાં મુતસવ્વર હો સકતી હે જહાં સર બરાહે હુકુમત મુસલમાન હી હુવા કરતા હો. રહે એસે મમાલિક જહાં ઉમુમન ગૈર મુસ્લિમ સરબરાહે હુકુમત હોતા હે. બઅલ્ફાઝે દીગર હુકુમત ગૈર મુસ્લિમહ હો ઉન્મેં મુન્દરજએ ઝૈલ શક્લેં હી કાબિલે અમલ હો સકતી હેં.

(બ) હુકુમતકી તરફસે (ખ્વાહ વો હુકુમતે ગૈર મુસ્લિમહ હી હો) પુરે મુલ્કકે લિયે કિસી એક સિકહ આલિમ યા મુસલમાન હાકિમ યા ચંદ ઝિમ્મેદાર અફરાદકી કમીટીકો (જિન્મેં કમસે કમ એક જય્યિદ આલિમ હોના ચાહિયે) રૂયતકે એઅલાનકા ઇખ્તિયાર દે દિયા જાએ કે વો શરઇ તરીકે પર સુબુત ફરાહમ હો જાનેકે

બાદ મુસ્લિમ મોઅતમદ નુમાઇન્દહકે ઝરીએ રૂયતકા એઅલાન કરા દે. અબ ઉન્કી તરફસે જો એઅલાન નશ્ર હોગા વો તમામ અહલે મુલ્કકે લિયે હોગા.

અગર હુકુમત કિસી ફર્દ યા કમીટીકો ઇસ કામકે લિયે મુકર્રર નહીં કરતી હે તો એૈસે મુલ્કમેં રેહનેવાલે મુસલમાનોકો ચાહિયે કે વો કિસી ફર્દ યા જમાઅતકો ઇસ કામકે લિયે ખુદ હી મુન્તખબ કર લે ઔર યે ઇન્તિખાબ ઇલેકશની તર્ઝ પર હોના જરૂરી નહીં બલ્કે મુલ્કકે અકસર લોગ જિસ કમીટી યા આલિમકે ફેસ્લેકો વાજિબુ-ત્તસ્લીમ સમજને પર રાઝી હો. બસ ઉસે હી મુન્તખબ ઔર નુમાઇન્દહ હોનેકી હેસિયત હાસિલ હો જાયેગી, ઔર ઉસ્કા એઅલાન તમામ અહલે મુલ્કકે લિયે કાબિલે અમલ હોગા. (રૂયતે હિલાલકા મસ્અલા અસ્રે હાઝિરકે વસાઇલ ઔર તરકકિયાતકી રોશ્નીમેં સફા-૧૦૩ સે ૧૦૫ મુઅલ્લિફ મૌલાના મુહમ્મદ બુરહાનુદ્દીન સંભલી મદઝિલ્લહુલ આલી) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રેડિયોની ખબર ઉપર રોઝા અને ઇદનો હુકમ

(૧૩૭૫) સવાલ (અ) :- રેડિયો મારફત આવતી ચાંદની ખબર માન્ય રાખવી કે નહીં? અને માન્ય રાખવી તો કેવી ખબર અને ક્યાં સુધી? ચાલુ વર્ષે હમોએ તેમજ સમસ્ત જિલ્લાના વિસ્તારમાં કોઇ વ્યક્તિએ પણ ચાંદ જોયો નથી. જેથી હમોએ શઅબાનના (૩૦) ત્રીસ દિવસ પુરા કરી તારીખ ૯-૯-૭૫ના પહેલો રોઝો રાખ્યો. હવે તારીખ ૮-૯-૭૫ના સોમવારની સાંજે વડોદરાથી આવનાર ખાનપૂરના માણસે ખબર આપી કે "વડોદરા" તથા આજુબાજુના ગામડાઓમાં ચાંદ સાબિત થયો છે. અને સોમવારનો રોઝો પણ રખાયો છે. એવી જ રીતે રાંદેરથી આવનાર ખાનપુરના માણસે ખબર આપી કે રાંદેરમાં રાત્રે બહારથી ચાંદ થયાની ખબર આવી અને આવનાર માણસ રોઝો રાખીને આવ્યો. તો હવે પુછવાનું એ કે ચાંદ ન જોયો હોવાથી તારીખ ૮-૯-૭૫ નો સોમવારનો રોઝો નથી રખાયો તો શું હમારે એ રોઝાની કઝા કરવી કે કેમ? અને કરવી તો કયા આધારે કરવી?

(બ) એઅતેકાફમાં હમારી તારીખનો હિસાબ લગાડવો કે પછી તે લોકોનો જે એક રોઝો આગળ છે. સારાંશ કે મઝકુર સવાલને લગતી બધી વિગતોથી વાકિફ કરશોજી.

જવાબ :- (અ) રેડિયો મારફતે આવતી ચાંદની ખબર કે અત્રે ચાંદ થયો છે, ફલાણી જગ્યાએ ચાંદ જોવાયાં છે, અત્રે ઘણાં લોકોએ ચાંદ જોયો છે. એ મોઅતબર નથી. રેડિયોની જે ખબર મોઅતબર છે તેના માટે બહું બારીક શરતો છે. તેની રિયાઅત આમ રેડિયોમાં હોતી નથી, અને હોવી મુશ્કિલ છે. કારણ કે હુકુમતના તઆવુન વગર એ કામ બન્વું અશક્ય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

(બ) જ્યારે પાછળથી ૨૯ મોં ચાંદ સાબિત થઇ ગયો છે. માટે રોઝાની કઝા જરૂરી છે. તરાવીહની કઝા નથી. એઅતેકાફ ૨૯ માં ચાંદના હિસાબે રાખવો પડશે. કારણ કે ચાંદ ૨૯ મો સાબિત થઇ ચુકયાં છે ? ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

રેડિયોનું એઅલાન કયા પ્રકારનું મોઅતબર છે! તે વિષે ખુલાસો હિલાલ કમીટીના બધા સભ્યો મુસલમાન અહલે સુન્નત વલ જમાઅતના હોય. બિદઅતી ન હોય. અને શરીઅતના પુરા પાબંદ હોય. બધા સભ્યો આલિમ ન હોય તો કમ અઝ કમ એક બે સભ્યો મુફતી અથવા મુસ્તનદ આલિમ હોય અને તેઓ શરૂથી છેવટ સુધીની તમામ કારરવાઇમાં શરીક હોય. અને શરઇ તહકીક પછી ચાંદ હોવાનો ફેસ્લો કરે અને તેમાંનો એક સભ્ય "તર્જુમાન"ની હૈસિયતથી જરૂરી તફસીલ સહિત રેડિયો પર ચાંદ હોવાની ઝાહિરાત કરે અને ઉલમા તેને મંઝૂર રાખે તો અમલ કરી શકાય છે. અવામની રાય અને મંઝૂરી મોઅતબર ગણાંશે નહીં.

દેવબંદથી હઝરત મુફતી નિઝામુદ્દીન સાહબનો ફત્વો પ્રગટ થયો છે, જે હઝરત મુફતી મહમૂદ સાહબનો મુસદ્દકહ છે, તેની અમુક ઇબારતો રૂજુઅ કરૂં છું.

જવાબ :- યે તો સહીહ હે કે રેડિયોકી ખબર યા એઅલાન શહાદતે શરઇય્યહ નહીં. લેકીન મુત્લકન હર હાલમેં બિલ્કુલ નાકાબિલે અમલ ઔર નાકાબિલે ઇલ્તિફાત કરાર દેના ભી સહીહ નહીં. ઇસી તરહ યે ભી સહીહ નહીં હે કે રેડિયો પર આને વાલી હર ખબર વ એઅલાન બિલ્કુલ સહીહ ઔર દુરૂસ્ત હો કે ઉસ્કી તહકીક વતફતીશકી ભી ઝરૂરત ન રહે ઔર ઉસ પર અમલ વાજિબ હો જાએ. બલ્કે ઉસમેં કુછ તફસીલ હે. કુયુદ વ શરાઇત હૈં ઉન્કે સાથ રેડિયોકા નશરિય્યહ એઅલાન મોઅતબર વ કાબિલે અમલ હો સકતા હે. ઔર ઉન શરાઇત વકુયુદકે બગૈર મોઅતબર ઔર નાકાબિલે તવજ્જુહ વ નાકાબિલે અમલ રહેગા. ઉન તફસીલાત વ કુયુદાતકી ઇજમાલી નિશાનદેહી ઝેલમેં નંબર વાર કી જાએગી...

(૧) જહાં હુકુમતકી જાનિબસે કઅદએ શરઇકે મુતાબિક રૂયતે હિલાલકા સુબુત હાસિલ કરકે એઅલાન કરનેકા કાનુન વ ઇન્તિઝામ હો, ઔર ઉસ પર અમલ રાઇજ વ મશહુર હો તો વહાં પર મકામી તોરસે પુરે હુદુદે મમ્લિકતકે અંદર-અંદર અમલ કરનેકે લિયે યે મુત્લક એઅલાન ભી મિસ્લે કાઝીએ શરઅ યા મિસ્લે તબલે કાઝી વસવ્તે મદાફેઅ વગૈરહ મોઅતબર હોગા, ખ્વાહ હુકુમત મુસ્લિમહ હો યા કાફિરહ, ઔર વહાં ઇસ એઅલાન વ નશ્ર પર અમલ કરના લાઝિમ હોગા. (યે હુકમ ઇસ લિયે) કે ઇસ સુરતમેં ઇસ તરીકેસે ગલ્બએ ઝન હાસિલ હો જાતા હે.

ઔર ઇસ સુરતમેં હુદુદે મમ્લિકતસે બાહિર ભી ઇસ એઅલાન વ નશ્રિયહ પર અમલ કરના ઝરૂરી હોગા બશર્તે કે મહીના બજાયે ૨૯-૩૦ દિનકા હોનેકે ૨૮ દિન યા ૩૧ દિનકા ન હો રહા હો.,..

મસ્અલહ :- (૨) જહાં પર હુકુમતકી જાનિબસે ઐસા ઇન્તેઝામ ન હો વહાં પર ઐસા મુસલમાન હાકિમ જિસ્કો હુકુમતકી જાનિબસે શરઇ સુબૂત હાસિલ કરકે એઅલાન કરનેકા ઇખ્તિયાર હો, ઔર વો એઅલાન કરે યા હિલાલ કમીટી જિસ્કે તમામ અફરાદ મુસલમાન બા શરઅ હોં. ઔર ઉસ્કી પુરી કારરવાઇમેં કોઇ મુસ્તનદ વ તજરૂબાકાર મુફતી શરીક હો, યા મુસ્તનદ મુફતીએ શહેર યા આલિમે મુકતદા વ મુતદય્યન, યે લોગ એઅલાન કરેં કે શરઇ સુબુત હાસિલ કરનેકે બાદ યે એઅલાન કિયા જાતા હે ઔર કરાઇને શરઇય્યહસે સિહહતકા ઝન્ને ગાલિબ હો તો મકામી તોરસે યે એઅલાન ભી મોઅતબર હોગા. (બશર્તે કે મકામી યા કુર્બો-જવારકે મુસ્તનદ ઉલ્મા તસ્દીક કર દેં. અવામ ખૂદ ઉજલત ન કરે.)

મસ્અલહ :- (૩) જહાં પર હુકુમતકી જાનિબસે કોઇ શરઇ ઇન્તિઝામ ન હો, ઔર ન કોઇ મુસલમાન હાકિમ મિન જાનિબે હુકુમત હસ્બે કાયદા શરઇ સુબુત લેકર એઅલાન કરનેકા ઇખ્તિયાર રખ્તા હો. ઔર ન કોઇ શરઇ હિલાલ કમીટી વગૈરહ હો, જૈસા કે હમારે મુલ્કકી અકસર આબાદિયોંકા બિલ ખુસુસ દીહાતોંકા યેહી હાલ હે હાલાંકે વહાં ભી મુસલમાન આબાદ હૈં. ઔર બકસરત હૈં ઔર ઇન્કો ભી રોઝહ રખ્ના ઔર શવ્વાલકી પેહલી તારીખ મુતઅય્યન વ મઅલુમ કરના જરૂરી હે. ક્યું કે યકુમ શવ્વાલકો રોઝા રખ્ના હરામ હે. ઔર ચાંદકા હર જગહ યા હમેશાં નઝર આના જરૂરી નહીં હે ઔર રેડિયો બવજહે કસરત કરીબ-કરીબ હર ગાંવમેં રાઇજ હો ચુકા હે, અગર રેડિયો પર ખબર આ જાયે ઔર આ હી જાતી હે ઐસે મોકે પર કિસ તરહ અમલ કિયા જાયં તો ઉસ્કા હુકમ યે હે કે અગર યે ખબર અપને હી મુલ્કકે કિસી હિસ્સેસે આયે ઔર બઇં અલ્ફાઝ આયે કે યહાં ચાંદ હુવા હે, યા ફલાં શખ્સને દેખા હે યા બહુતસે લોગોંને દેખા હે તો બિલ્કુલ મુઅતબર નહીં, ખ્વાહ કિત્ની હી તઅદાદમેં ઐસી ખબર ક્યું ન આયે, ઇસ લિયે કે યે ખબર હિકાયતે મહઝ હે, જો શરીઅતમેં ગૈર મોઅતબર હે ઔર હમારે મુલ્કમેં આજકલ રેડિયોકી ખબર ઐસી હી હોતી હે ઔર અવામ ભી અકસર બિલા લિહાઝે શરાઇત વ કુયુદ ઇસ્કો મોઅતબર ઔર કાબિલે અમલ કરાર દેકર અમલ કર બેઠતે હૈં. ઔર ઇન્હી વુજૂહકી બિના પર બઅઝ હઝરાતે ઉલ્માને રેડિયો વગૈરહકી ખબરોંકો મુત્લકન ગૈર મોઅતબર ઔર નાકાબિલે અમલ કરાર દે દિયા હે. વરના મુહક્કક ઔર રાજેહ યે હે કે અગર બઇં અલ્ફાઝ એઅલાન યા ખબર નશ્ર હો કે મેરે સામને ફલાં હાકિમે શરઇને યા હિલાલ કમીટીને જિસ્કે તમામ અફરાદ બા શરઅ હૈં યા ફલાં મુફતીએ શહરને, યા ફલાં આલિમે મુકતદા વ

મુતદય્યનને, યા ફલાં મુસલમાન હાકિમને યા વઝીરને (જિસ્કો હુકૂમતે વક્તકી જાનિબસે બા ઇખ્તિયાર બનાયા ગયા હો) સુબુતે શરઇ હાસિલ કરકે સુબુતે રૂયતકા હુકમ યા ફેસલા દે દિયા હે ઔર ઇન અલ્ફાઝકા નશ્ર કરનેવાલા શખ્સ ભી (મુસ્લિમ) મોઅતબર ઔર મઅલુમ હો તો ઉસ નશ્રિયહ પર અમલ કરના દુરૂસ્ત હોગા..... (રિસાલહ રૂયતે હિલાલકે બારેમેં રેડિયો વ ટેલિફોન વગય્રહકા શરઇ હુકમ (સફા ૧૮ થી ૨૦)

**નીચેના ફતાવા મુફીદ હોવાથી અત્રે રૂજુઅ કરવામાં આવે છે.**

સવાલ :- અમારા સુરત જિલ્લામાં ઠેર-ઠેર પુર્વજોથી એક એવો રિવાજ ચાલ્યો આવે છે કે રમઝાન શરીફ અને ઇદના ચાંદની તપાસ માટે જમાઅતના આગેવાનો ગમે તેવા એક ફાસિક, ફાજિર મઝદુરને ૨૯ મી તારીખે સુરત અથવા બીજે કોઇ જાણીતા સ્થળે ત્યાંની જમાઅતના કોઇ એવા આગેવાન પાસે મોકલે કે જેના હાથનું લખાણ અરસ પરસ પત્ર વ્યવહારના કારણે ઠીક ઠીક ઓળખી શકાતું હોય તે આગેવાન (જેની પાસે મઝદૂરને મોકલવામાં આવ્યો હોય) એક ચિઠ્ઠી ઉપર ચાંદ જોયાની ખબર લખી તે ચિઠ્ઠી આવનાર મઝદુરને હવાલે કરે છે. ઠેર–ઠેર એવી ચિઠ્ઠીઓને ચાંદ દેખાયાનો સુબુત માની જમાઅતના આગેવાનો રોઝા અને ઇદની ઝાહિરાત ગામમાં કરાવી દે છે. તો એવી ખબર જારા શું રોઝો રાખી શકાય? અથવા ઇદ કરી શકાય કે નહીં?

જવાબ :- બહાર ગામથી મૌખિક અગર લેખિત ચિઠ્ઠી કે પત્ર જારા ચાંદ દેખાયાની ખબર લાવનાર ઓછામાં ઓછા બે દીનદાર અને ભરોસાપાત્ર માણસો અવશ્ય હોવા જોઇએ. પછી તે રમઝાનનો ચાંદ હોય કે ઇદનો ચાંદ હોય, ઉપરોક્ત બન્નેવ માણસોને તે સ્થળના (જ્યાં ખબર મેળવ્વા ગયા હોય ત્યાંના)કાઝી સાહબ પાસેથી ઓછામાં ઓછી બે દર્શનિક શહાદત કે જે તેમની (કાઝી સાહબની) પાસે નોંધાવેલી હોય એક પત્ર ઉપર લખાવી, એક બંધ પરબિડયામાં બિડાવી સંભાળ પૂર્વક (લાવી પોતાના) ગામના કાઝી સાહેબ સામે રૂજૂઅ કરે. કાઝી સાહબ તેને વાંચી, તપાસી રોઝા કે ઇદની ઝાહિરાત કરાવી દે. પરંતુ કાઝી સાહિબો આલિમ, દીનદાર અને વિશ્વાસુ હોવા જોઇએ.

સહી. (હઝરત મુફતીએ હિંદ) મુહમ્મદ કિફાયતુલ્લાહ
(કાનલ્લાહુ લહુ) દિલ્હી શવ્વાલ-૧૩૬૯.

| દારૂલ ઇફતા<br>અમીનિય્યહ દિલ્હી |
|---|

જવાબ :- જો તે સ્થળના મુસલમાનો બધી દીની બાબતોમાં ત્યાંના કાઝી સાહબ ઉપર વિશ્વાસ રાખતા હોય તો તે કાઝી ઓછામાં ઓછા બે દીનદાર વિશ્વાસુ માણસોની રૂબરૂ ચાંદ દેખાયાના દર્શની પુરાવાની શહાદત પત્ર ઉપર લખી, એ પત્ર આવ્નાર બન્નેવ માણસોને વાંચી સંભળાવી એક બંધ કવરમાં તેમને હવાલે કરે. મઝકૂર બન્નેવ માણસો (પોતાના) ગામના કાઝી સાહબ સમક્ષ એ પત્ર રૂજૂઅ કરતી વેળા ઝુબાની આપે કે પત્રમાં આ બાબત લખેલી છે. કાઝી સાહબ પત્રને વાંચી પછી ખાત્રી કરી રોઝા કે ઇદની ઝાહિરાત કરાવી દીએ તો રોઝા રાખવા કે ઇદ કરી લેવામાં કાંઇ બાધ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

સહી. અબ્બદ મહમૂદ ગંગોહી (અફલ્લાહુ અન્હુ) મુઇનુલ મુફતી. મદ્રસા મઝાહિરૂલ ઉલુમ સહારન્પુર.

જવાબ ખરો છે.

સઇદ મુફતી મદ્રસા મઝાહિરૂલ ઉલુમ
સહારનપુર ૧૭ શવ્વાલ ૧૩૬૯ હિજરી

| દારૂલ ઇફતા મદ્રસા મઝાહિરૂલ<br>ઉલુમ સહારન્પુર |
|---|

સવાલ :- કોઇ માણસ કે માણસો શરીઅતે માન્ય નહીં રાખેલી હોય એવી શહાદતના આધારે (ઓગણત્રીસો મહીનો ગણી) રોઝો રાખે કે ઇદ કરી લીએ અને પાછળથી કોઇ બહારગામની શરઇ સચોટ

શહાદતથી (ખરેખર) ઓગણત્રીસો ચાંદ સાબિત થાય તો તેમનો એ રોઝો રમઝાન શરીફનો જ રોઝો ગણાંશે? અને તેમની ઇદ ખરી ગણાશે કે કેમ ?

જવાબ :- તેમનો રોઝો રમઝાન શરીફનો જ રોઝો ગણાંશે. અને તેમની ઇદ પણ ખરી ઇદ ગણાંશે. પરંતુ કેમ કે તેઓએ શરૂઆતમાં શરીઅતના કાનૂનને છોડી શરીઅત વિરૂદ્ધ શહાદતના આધારે રોઝો રાખ્યો અને ઇદ કરી. માટે તેઓ ગુનેહગાર ઠરવાશે. એ બદલ તેમણે તૌબહ અને ઇસ્તિગફાર કરવા જોઇએ (ઉપલા) સંજોગોમાં ખરી રીતે તેઓએ રોઝો રાખવો કે ઈદ કરવી જોઇએ નહીં ભલેને પાછળથી રોઝો રાખવો પડે. અને ઇદ બીજા દિવસે કરવી પડે. )ખુદાપાક વધુ જાણનાર છે.

(બંદા) મુહમ્મદ શફી (અફલ્લાહુ અન્હુ) માઝી મુફતી દારૂલ ઉલુમ દેબવંદ.૨૭ શવ્વાલ ૧૩૬૬ હિ.

અલ્અબ્દ મહમૂદ ગંગોહી, મુઇનુલ મુફતી મદ્રસા મઝાહિરૂલ ઉલુમ-સહારનપુર

જવાબ ખરો છે.

અબ્દુલ લતીફ નાઝિમ મઝાહિરૂલ ઉલુમ - સહારનપુર.

સઇદ અહમદ મુફતી મઝાહિરૂલ ઉલુમ- સહારનપુર.

૧૪ શવ્વાલ ૧૩૬૬ હિજરી

દારૂલ ઇફતા મદ્રસા મઝાહિરૂલ ઉલુમ સહારનપુર

નોંધ :- જ્યાં આલિમ, દીનદાર અને વિશ્વાસુ કાઝી સાહબનો અભાવ હોય ત્યાં શહાદત ખરી ઠેરવ્વાનું કામ અનુભવી અને ભરોષાપાત્ર આલિમોને સુપ્રત કરી તેમની દોરવણી માન્ય રાખવામાં આવે. (શામી) (અંતિમ બે ફત્વાઓ ૧૯૫૦ માં જમાઅત પેપરમાં પ્રગટ થઇ ચુકયા છે.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**રોઝાની નિય્યત પોતાની ઝબાનમાં કરી શકાય?**

(૧૩૭૬) સવાલ :- રોઝાની નિય્યત પોતાની ઝબાનમાં (ઉર્દુ-ગુજરાતી ઇંગ્લીશ વિગેરેમાં) કરી શકાય કે નહીં.?

જવાબ :- મોઢેથી રોઝાની નિય્યત કરવી જરૂરી નથી, દિલનો ઇરાદો કાફી છે. પોતાની ઝબાનમાં અથવા અરબીમાં નિય્યત કરે તો બેહતર છે. મના નથી. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું ૧૨૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સુર્ય આથમ્વા પહેલાં ચાંદ જોવાય તો રોઝો ખોલી શકાય કે નહીં?**

**એક મુસ્તનદ આલિમનો ઈશ્કાલ અને તેનો જવાબ,**

(૧૩૭૭) સવાલ :- શું ફર્માવે છે ઉલમાએ કિરામ નીચેના મસ્અલામાં કે:- શું ઇદનો ચાંદ સુર્ય આથમવા પહેલાં દેખાય તો રોઝો ઇફતાર કરી લેવો જોઇએ? અત્રે બે ફત્વાઓ રજુ કરૂં છું જેમાં તઝાદ માલમ પડે છે. આપની શું રાય છે? દલીલથી જણાવશો (મુસ્લિમ ગુજરાત-ફતાવા સંગ્રહ પુસ્તક ત્રીજું, મહત્વના કેટલાક ફત્વાઓ પાનું નંબર ૯૬૯)

**(૧) હઝરત મૌલાના સનાઉલ્લાહ સાહબ અમૃતસરીનો ફત્વો**

સવાલ :- અગર ઇદનો ચાંદ સુર્ય આથમવા અગાઉ એટલે સાત યા સાડા સાત વાગે દેખાય જાય તો તે જ વેળા એટલે ચાંદ દેખાતાં જ રોઝા ઇફતાર કરી લેવો યા નહીં?

જવાબ :- કોઇ ઔરતને જો દિવસને છેલ્લે ચોઘડીયે જ હૈઝ આવી જાય તો તેને રોઝો છોડી નાખવાનો હુકમ છે એને અનુસરીને મઝકુર હાલતમાં પણ એમ કરી શકાય, અર્થાત :-- રોઝો ઇફતાર કરી નાખવો જોઇએ. (વલ્લાહુ અઅલમ)

**(બીજો ફત્વો) ફતાવા રહીમિય્યહ ભાગ -૨ પાનું ૩૬**

સવાલ :- રમઝાન ઇદનો ચાંદ જોયો તે વખતે હજુ ગુરૂબે આફતાબને ૩ થી ૪ મિનિટની વાર હતી તો રોઝા ખોલી નાંખનારાઓનો રોઝો થયો કે કેમ ? બકરનું કહેવું છે કે તમારો રોઝો થયો નથી. કઝા કરવી પડશે. જેથી બરાએ કરમ ઉપરના મસ્અલાનો સવિસ્તાર મોઅતબર કિતાબોના હવાલાથી ખુલાસો આપવા કૃપા કરી આભારી થશોજી.

જવાબ :- આફતાબ ગુરૂબ થયા પહેલાં ચાંદ દેખાયાનો એઅતેબાર નથી, તે દિવસ રમઝાનનો જ છે. માટે જેઓએ એમ સમજી રોઝો ખોલી નાંખ્યો હોય કે ચાંદ થઇ ગયો તો આફતાબ પણ ગુરૂબ થઇ ગયો, તેમના ઉપર રોઝાની ફક્ત કઝા લાઝિમ છે અને જેઓ જાણતા હતા કે આફતાબ ગુરૂબ થયો નથી અને રોઝો ખોલી નાખ્યો તેમના માટે રોઝાની કઝા સાથે કફફારો પણ લાઝિમ છે. (દુર્રે મુખ્તાર અને શામી, ઇમ્દાદુલ ફતાવા ભાગ-૨ પાનું ૧૧૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

મઝકુર સવાલ અત્રેના કોઇક ગામમાં પૈદા થયો છે.તો એની શું હકીકત છે. તે ખુલાસાથી જણાવશો. કારણ કે લોકો ઉલ્ઝનમાં પડે છે. માટે ખુલાસો જણાવ્વા મહેરબાની કરશો.

લી. મૌલ્વી અબ્દુલ્લાહ ઝેદ મોટા ટંકારીઆ ડી. ભરૂચ.

જવાબ :- બિહમ્દિલ્લાહ! ફતાવા રહીમિય્યહનો ફત્વો સહીહ છે. ગુરૂબ પહેલા ચાંદ જોવાય તો રોઝો ઇફતાર કરી શકાય નહીં. તે દિવસ રમઝાનનો છે અને ચાંદ આવતી રાતનો ગણાંશે. હઝ. ઉમરે ફારૂક (રદિ. ), હઝ. આઇશહ સિદ્દીકહ (રદિ.), હઝરત અલી મુરતુઝા (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદિ.), હઝરત ઇબ્ને ઉમર (રદિ.), હઝરત અનસ (રદી.), મગ્રિબ પહેલાં નઝર આવેલા ચાંદને આવતી રાતનો માનતા હતા. (અલઇખ્તિયાર લિતઅલીલિલ મુખ્તાર ભાગ-૧ પાનું-૧૩૦) માટે ગુરૂબ પહેલાં રોઝો ઇફતાર કરી શકાય નહીં.

કુર્આનમાં છે :- "સુમ્મ અતિમ્મુસ્સિયામ ઇલલ્લય્લિ."

અર્થાત :- ફરી રોઝાને (પ્રભાતથી) રાત (આવતાં) સુધી પુરો કરો. (સુરએ બકરહ) ગુરૂબ પહેલાં ઇફતાર કરી લેવાશે તો રોઝો ફાસિદ ગણાંશે અને કઝા લાઝિમ થશે. અમુક સુરતોમાં કફ્ફારો પણ લાગુ પડશે. આપે જે ફત્વો નકલ કર્યો છે તે સહીહ નથી. અને તેના ઉપર અમલ કરવું જાઇઝ નથી. હાઇઝહ ઔરત ઉપર કિયાસ કરી રોઝો ખોલી શકાય નહીં. હૈઝ આવતાંની સાથે રોઝો તુટી જાય છે અને કઝા લાઝિમ આવે છે. હૈઝની હાલતમાં રોઝો રાખવું હરામ છે. અગર ચાંદ જોઇ રોઝો ખોલી નાખવો જાઇઝ હોય તો મગરબિની નમાઝ પણ જાઇઝ હોવી જોઇએ? હાલાંકે એનો કોઇ કાઇલ નથી.

મજાલિસુલ અબ્રારમાં છે :- વ મન રઆ હિલાલલ ફિત્રિ વકતલ અસ્રિ ફઝન્ન ઇન્કિઝાઅ મુદતિસ્સવ્મિ વ અફતર કાલ ફિલ મુહીતિ ઇખ્તિલાફૂ ફી વુજૂબિલ કફફારતિ વલ્અકસરૂ અલલ વુજૂબિ.

અર્થાત :- અને જેણે ઇદનો ચાંદ અસર વખત (ગુરૂબ પહેલાં) જોઇ લીધો અને એ ગુમાને રોઝો ખોલી નાખ્યો કે રોઝાની મુદત પુરી થઇ ગઇ. એ વિષે મુહીતમાં છે કે એના ઉપર કફફારો લાઝિમ થવામાં ઇખ્તિલાફ છે. (કઝા તો બિલઇત્તિફાક વાજિબ છે.) અને વધુ ઉલમા કફ્ફારો વાજિબ હોવાના કાઇલ છે.

(મજલિસ ૨૫ પાનું ૧૭૩)

મુફતીએ અઅઝમ મૌલાના કિફાયતુલ્લાહ સાહબ(રહ.)નો ફત્વો :- પસ જબકે રમઝાનકી તીસ તારીખકો બઅદે ઝવાલ ચાંદ દેખા તો રોઝહ ગુરૂબે શમ્સ તક પુરા કરના વાજિબ હે, અગર દિનમેં ઇફતાર કર લેંગે તો કઝા વ કફફારહ દોનોં વાજિબ હોંગે (કિફાયતુલ મુફતી જિલ્દ ૪ સફા -૨૦૧)

**આપનો બીજો ફત્વો :-**

ગુરૂબે આફતાબકે કુછ પેહલે ચાંદ નઝર આ જાએ તો વો ચાંદ આઇન્દહ શબકા ચાંદ કરાર દિયા

જાએગા. ગુઝશ્તા શબકા ન હોગા. ઔર કબ્લ ગુરૂબ દેખ્ને વાલેકો જાઇઝ નહીં કે વો ગુરૂબે આફતાબસે પેહલે રોઝહ ઇફતાર કરે. રોઝહ આફતાબ ગુરૂબ હોને પર હસ્બે કાઇદહ ઇફતાર કરના ચાહીએ. અગર પેહલે ઇફતાર કર લિયા જાએ તો યે રોઝહ ન હોગા. ઔર ઉસકી કઝા રખ્ની હોગી. મુહમ્મદ કિફાયતુલ્લાહ (કિફાયતુલ મુફતી જિલ્દ ૪ સફા ૨૦૮)

**હકીમુલ ઉમ્મત હઝરત મોલાના થાન્વી (રહ.)નો ફત્વો :-**

ઝવાલકે બાદ જો તીસ તારીખકો ચાંદ નઝર આયા વો બિલ્ઇજમાઅ આઇન્દહ શબકા હે. ઔર કિસીકે નઝદીક વો દિન યકુમ શવ્વાલ (ઇદકા દિન) નહીં હે. પસ ન તો કિસી આલિમકા મઝહબ હૈ ઔર ન હદીસ "સૂમૂ લિરૂઅયતિહી વઅફતિરૂ લિરૂઅયતિહી" કે કિસીકે નઝદીક યે મઅના હેં. પસ યે ફેઅલ ન કિસી હદીસકી તરફ મુસ્તનદ હુવા, ન કિસી ફત્વેકી તરફ, પસ કોઇ ઐસી દલીલે શરઇ ઉસકે લિએ નહીં પાઇ ગઇ જિસ્સે શુબ્હે મુઅતબર પૈદા હો, ઇસ લિએ ઉન લોગોં પર કઝા વ કફફારહ દોનોં લાઝિમ હેં. ઇલા આખિરહી. (ઇમ્દાદુલ ફતાવા. જિલ્દ ૨ સફા ૧૧૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**એક રોઝાની કઝા**

(૧૩૭૮) સવાલ :- હમારે ત્યાં લખનૌ તથા બોમ્બે ચાંદ દેખાયાની ખબર રેડિયો પર મળી. પણ દિલ્હીની જામેઅ મસ્જિદના ઇમામે જાહેર કર્યું કે વાદળ ન હોવા છતાં ચાંદ દેખાયો નહીં. અને ગામમાં પણ ઓછા વાદળ હોવા છતાં દેખાયો નહીં, તો કઇ વાત પર અમલ કરવો, રેડિયોની ખબર ઉપર કે હમારા પેશ ઇમામના કહેવા ઉપર?

જવાબ :- પુછેલી સુરતમાં આપ લોકોએ રેડિયોની ખબરનો એઅતેબાર નહીં કર્યો અને તમારા ઇમામ સાહબની તહકીક ઉપર અમલ કર્યો. એ જ ઠીક થયું. દિલ્હી, સહારન્પુર, કાઠિયાવાડ વિગેરે ઘણી જગ્યાએ ચાંદ દેખાયો નહીં. ૩૦ ના હિસાબે જુમેરાતનો રોઝો થયો છે. હવે જ્યારે ૨૯ મો ચાંદ સાબિત થઇ ગયો છે તો એક રોઝાની કઝા જરૂરી છે. તરાવીહની કઝા નથી. હમોએ ૨૯મો ચાંદ જોયો છે. અને બુધનો રોઝો રાખ્યો છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇફતારીમાં નાન-ગોશ્ત-પુલાવનો પોગ્રામ**

(૧૩૭૯) સવાલ :- હમારે ત્યાં રમઝાન મહીનામાં ઇફતારીનો સવાબ હાસિલ કરવા માટે ઘણાં લોકો નાન-ગોશ્ત, ખીચડો, ગોશ્ત-પુલાવ, ખીચડી-કઢી, તરકારી વિગેરે—વિગેરેની મસ્જિદમાં ઇફતારી માટે વ્યવસ્થા કરે છે. ઇફતારી કરતાં લગભગ ૮ થી ૧૦ મિનીટ મગ્રિબની નમાઝ લેટ થાય છે. હવે એક માણસનું કહેવું છે કે આવા ઇફતારીના પોગ્રામ હોવાના કારણે મગ્રિબની નમાઝ મોડી થાય, જમાઅત મોડી થવું ગુનાહનું કામ છે. જેથી ઇફતારીના સવાબના બદલે ગુનાહનું કામ થાય છે. જેથી આવા ઇફતારીના પોગ્રામ થવા ન જોઇએ. આવા પ્રચારથી ગામના લોકોએ ઇફતારીની વ્યવસ્થા બંધ કરી છે. ઇફતારીના બહાને ગરીબો અને મોહતાજોને ખાવાનું મળતું હતું, તે પણ બંધ થઇ ગયું છે. તો સવાલ એ છે કે શું નમાઝ ૧૦ મિનીટ લગભગ મોડી ઉભી થાય તો ગુનોહ છે કે કેમ?

જવાબ :- ઇફતારીનો પોગ્રામ મુખ્તસર હોવો જોઇએ. ગરીબોને નાન-ગોશ્ત, ગોશ્ત-પુલાવ, વિગેરે ખવ્ડાવ્વાનો પોગ્રામ નમાઝ પછી રાખવો જોઇએ. ઇન્શાઅલ્લાહ સવાબમાં કમી આવશે નહીં. પુરો સવાબ મળશે, નમાઝ પહેલાં નાન-ગોશ્ત, ખીચડી-કઢી, તરકારી વિગેરે ખવ્ડાવ્વાનો પોગ્રામ હશે તો ૧૦ મિનિટ પણ કાફી થશે નહીં. ઘણાં લોકોની રકઅતો જશે. અને કેટલાક તો જમાઅત પણ ગુમાવી દેશે અને ગુનેહગાર બન્શે. માટે નાન-ગોશ્ત વિગેરે ખવ્ડાવ્વાનો પોગ્રામ નમાઝ પછી જ રાખવો બેહતર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઇફતારી અને મગ્રિબની નમાઝ**

(૧૩૮૦) સવાલ :- રમઝાનમાં મગ્રિબની અઝાનથી લઇને મગ્રિબની જમાઅત ઉભી થાય ત્યાં સુધી રોઝદારોનો ખ્યાલ કરી ૧૦ મિનિટ ટાઇમ નક્કી કરે તો કાંઇ વાંધો છે?

જવાબ :- ઇફતારીના લીધે મગ્રિબની નમાઝમાં પાંચ–સાત મિનિટ તાખીર કરવામાં વાંધો નથી. વિના કરાહતે જાઇઝ છે. અગર મકાનોમાં ઇફતારી કરી આવનાર પહોંચી સકતા ન હોય તો ૧૦ મિનિટનો ટાઇમ રાખી શકાય છે. તેઓને પણ જોઇએ કે જલ્દી આવ્વાની કોશિશ કરે અથવા મસ્જિદમાં ઇફતાર કરે. અને હાઝેરીનને રાહ જોવાની ઝહમતમાં નાખે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુરૂબ પછી જમાઅતનો હુકમ

(૧૩૮૧) સવાલ : રમઝાન શરીફમાં ગુરૂબ પછી કેટલી મિનીટે જમાઅત થવી જોઇએ? દસ મિનિટનું અંતર જાઇઝ છે કે નહીં?

જવાબ :- ઇફતારીનો પોગ્રામ મુખ્તસર હોવો જોઇએ. પાંચ-સાત મિનિટમાં ફારિગ થઇ તકબીરે ઉલાની સાથે બાજમાઅત નમાઝ અદા કરી શકાય. મકાનોમાં ઇફતાર કરી આવનાર પહોંચી સકતા ન હોય તો ગુરૂબથી દસ મિનિટે જમાઅતનો ટાઇમ રાખી શકાય છે. મકાનમાં ઇફતાર કરી આવ્નાર ભાઇઓને જોઇએ કે જલ્દી હાઝર થઈ જાય અને ઈફતારીથી ફારિગ થઇ ગએલા લોકોને રાહ જોવા માટે મજબૂર ન કરે. મસ્જિદમાં ઇફતાર કરી સફમાં બેસી જનારા નમાઝીઓને ઇન્તિઝાર કરવું બહું ભારે પડે છે. અને વુઝુ સંભાળવાની ફિકર રહે છે. માટે તેમનો ખ્યાલ રાખવનો જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇફતારી માટેની રકમનો ઉપયોગ

(૧૩૮૨) સવાલ :- બહાર દેશથી રમઝાન શરીફમાં મસ્જિદમાં ઇફતારી માટે જે પૈસા આવે છે તે રકમથી મસ્જિદમાં ખાણાંની વસ્તુઓ પકાવી મસ્જિદમાં ઇફતારી કરાવ્વી જોઇએ કે પછી મસ્જિદમાં ઇફતારી નહીં કરાવતાં તેના બદલે આખા ગામમાં દરેક ઘરે બકરાની કાચી તરકારી અને નાન વહેંચી આપે તો એ દુરૂસ્ત છે કે નહીં? અને દરેક ઘરોમાં સરખી રીતે કાચું ગોશ્ત અને નાન વહેંચવા જોઇએ કે ઘરના માણસોના પ્રમાણમાં ઓછા-વત્તા પ્રમાણમાં આપ્વું જોઇએ? એનો ખુલાસો કરી આભારી કરશો.

જવાબ :- જ્યારે મસ્જિદમાં ઇફતારી માટે રકમ આવી છે તો મસ્જિદના નમાઝીઓની ઇફતારીમાં વાપરવી જોઇએ. મકાનોમાં નાના-ગોશ્ત વિગેરે વહેંચવા માટે રકમ મોકલનારની ઇજાઝત જરૂરી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઇફતારીની રકમ ક્યાં વાપરવી ?

(૧૩૮૩) સવાલ :- ઇફતારીની જે રકમ આવી છે તેને રમઝાન શરીફમાં જ ઇફતારીમાં ખતમ કરી નાંખવી જોઇએ કે કાંઇ બચત બીજા વર્ષ માટે રાખી શકાય કે નહીં? ઇફતારી માટે ખર્ચ કરતાં કુદરતી રીતે કાંઇક રકમ બચી જાય તો તે રકમનું શું કરવું? તે રકમ ગરીબોને રોકડ અથવા કાઇ બીજી વસ્તુઓ (અનાજ-કાપડ વિગેરે) લઇ વહેંચી આપે તો ચાલે કે નહીં?

જવાબ :- મઝકુર રકમ મોકલનારના લખાણ અને તેમની ઇજાઝત અનુસાર કામ કરવું લાઝિમ છે. વિના ઇજાઝતે આમ કરી શકાય નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સેહરીનો ટાઇમ

(૧૩૮૪) સવાલ :- રમઝાનુલ મુબારકમાં સેહરી અને ઇફતારીના ટાઇમ ટેબલો નિકળે છે. તેમાં ખાસ કરીને સેહરીના ટાઇમમાં ઘણો તફાવત હોય છે. બાંગી સાહબ કહે છે કે સેહરીનો ટાઇમ ખતમ થઇ ગયો, તો કોઇ એઅલાન કરે છે કે ટાઇમ કરીબ છે. માટે કયા ટાઇમ ટેબલ ઉપર અમલ કરવું?

જવાબ :- ટાઇમ ટેબલ હિસાબી ચીઝ છે. અને એક આસરો છે. એના ઉપર મિનિટે મિનિટ ભરોસો

કરી શકાય નહીં. અસલ ચીઝ સુબ્હે સાદિક અને ગુરૂબે આફતાબનો મુશાહિદો અને દિલનું ઇત્મીનાન છે. રોઝો મોટી ઇબાદત છે. માટે એહતેયાતની જરૂરત છે. જે ટાઇમ ટેબલમાં વધુ એહતેયાત હોય તેને સામે રાખી દિલના ઇત્મીનાન ઉપર અમલ કરે. રમઝાન સપ્ટેમ્બરમાં આવનાર છે. હિસાબની રૂએ સપ્ટેમ્બર માસમાં સુબ્હે સાદિક અને તુલુએ આફતાબમાં એક કલાક પચ્ચીસ મિનિટનો ફાસ્લો (અંતર) છે. માટે તુલૂએ આફતાબથી દોઢ કલાક પહેલાં સેહરીથી ફારિગ થઇ જવું બેહતર છે. (ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ભાગ-૩ પાનું -૩૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### શવ્વાલના છ રોઝા રાખવા અંગે

(૧૩૮૫) સવાલ :- ઇદ પછી શવ્વાલના મહીનામાં છ રોઝા મસ્નુન છે એને લગાતાર રાખવા જરૂરી છે કે છુટા છુટા પણ રાખી શકાય છે? અગર એ દિવસોમાં કઝા રોઝાની નિય્યત કરી લેવામાં આવે તો કઝાની અદાઇગી સાથે મસ્નુન રોઝાની ફઝીલત પણ મળશે કે નહીં?

જવાબ :- ઇદ પછી છ રોઝા રાખ્વાની ઘણી ફઝીલત આવી છે. - હદીસમાં છે કે 'જેણે રમઝાનુલ મુબારકના રોઝા રાખ્યા અને ઇદ પછી શવ્વાલ મહીનામાં છ રોઝા રાખ્યા તો જાણે તેણે આખા વરસના રોઝા રાખ્યા. કારણ કે એક રોઝાનો સવાબ દસ રોઝાના સવાબ બરાબર છે. તો રમઝાન મહીનાના રોઝાનો સવાબ દસ મહીનાના રોઝાના સવાબ બરાબર થયો. અને એ હિસાબે છ રોઝાનો સવાબ ૬૦ રોઝા (બે મહીનાના રોઝા)ના સવાબ બરાબર છે તો કુલ ૧૨ મહીના (એક વર્ષ)ના રોઝાનો હકદાર બનશે. એ છ રોઝા લગાતાર રાખો અથવા છુટા છુટા રાખો. બન્નેવ રીત જાઇઝ છે, (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું ૧૭૧) (માલા બુદ્દ મિન્હુ પાનું ૧૦૧) અગર એ છ રોઝહની સાથે કઝા રોઝાની નિય્યત કરશે તો કઝા સહીહ થઈ જશે, પણ મસ્નુન રોઝાની ફઝીલતનો હકદાર બનશે નહીં, તો તેના માટે મુસ્તકિલ છ રોઝા તે નિય્યતે રાખવા જોઇએ. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગુમ્રાહીનો નવો નમુનો

(૧૩૮૬) સવાલ :- અત્રે ઇંગ્લેન્ડમાં ગૈરમુકલ્લિદો અને મૌદુદી જમાઅતે ૧૦-૧૫ દિવસ પહેલાંથી જ એઅલાન કરી દીધું છે કે રમઝાનનો રોઝો જુમેરાતનો નક્કી છે. એટલે આપણાં અહલે સુન્નત વલ્જમાઅતના હિસાબે ૨૮ મો ચાંદ છે. તો આપ સાહબ ખુલાસો કરશો.

જવાબ :- જેઓ તકલીદ છોડી નફસાની ખ્વાહિશાતના બંદા બન્યા છે તેઓ ગુમ્રાહીના જે-જે કામ કરે છે તે થોડા છે. તેઓ કાદયાની બની શકે છે, ચકળાલ્વી બની શકે છે, મુન્કિરે હદીસ બની શકે છે. વિગેરે વિગેરે.

રઇસુલ મુહદ્દિસીન હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.)નો ફેસ્લો છે. વફિલ એઅરાઝિ અન્હા મફસદતુન કબીરતુન. અર્થાત :- તકલીદ છોડવામાં મોટો ફસાદ (ખરાબી) છે. (ઇકદુલ જીદ મઅ સિલ્કે મરવારિદ પાનું-૩૧)

અને ગૈરમુકલ્લિદોના પેશ્વા મવ. મુહમ્મદ હુસૈન બટાલ્વી સાહબ પોતાના ચશ્મદીદ તજરૂબા અનુસાર પોતાની જમાઅત (ગૈરમુકલ્લિદો)ને વસિય્યત કરી ગયા છે કે :- પચ્ચીસ બરસકે તજરૂબહસે હમકો યે બાત મઅલુમ હુઇ કે જો લોગ બેઇલ્મીકે સાથ મુજતહિદે મુત્લક ઔર મુત્લક તકલીદકે તારિક બન જાતે હૈં વો આખિર ઈસ્લામકો સલામ કર બેઠતે હે ઉન્મેં બઅઝ ઈસાઈ બન જાતે હૈં ઔર બઅઝ લામઝહબ, જો કિસી દીનો-મઝહબકે પાબંદ નહીં રેહતે ઓર અહકામે શરીઅતસે ફિસ્ક વ ખુરૂજ તો ઇસ આઝાદી (ગૈરમુકલ્લિદિય્યત)કા અદના નતીજા હે. (ઇશાઅતુ-સ્સુન્નહ નંબર-૨ ભાગ-૧૧ પાનું ૫૩) (સબીલુર્રશાદ પાનું-૧૦) અને (કલિમતુલ – ફસ્લ પાનુ-૧૭)

બેશક ! તર્કે તકલીદ ગુમ્રાહીનો દરવાઝો છે. એના પછી બધી ગુમ્રાહીને રસ્તો મળે છે. ખુદા

હિફાઝત કરે. આમીન

આપ (સલ.) અને આપના બરહક ખુલફાએ રાશિદીન હઝરત સિદ્દીકે અકબર (રદી.), હઝરત ફારૂકે અ'ઝમ (રદી.), હઝરત ઝુન્નુરૈન ઉસ્માન (રદી.), હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુ (રદી.) એ કદી પણ ૧૦-૧૫ દિવસ પહેલાં એઅલાન કર્યું નથી કે ફલાણાં દિવસે રમઝાનનો પહેલો રોઝો છે, ઇદુલ ફિત્ર છે. ઇદુલ અઝહા છે, એઓ હમેશા ૨૯ મો ચાંદ જોઇ એઅલાન કરતા, ૨૯ મો ચાંદ નહીં જોવાતો તો ૩૦ દિવસ પુરા કરી એલાન કરતાં. સાહિબે વહી રસુલે મકબુલ (સલ.) વહીથી માલુમ કરી ૧૦-૧૫ દિવસ પહેલાં એઅલાન કરી શકતા હતા પણ એમ નહીં કર્યું. શરઇ કાનૂનના પાબંદ રહ્યા, ૨૯ મો ચાંદ જોઈ એઅલાન કરતા અથવા ૩૦ દિવસ પુરા કરી એઅલાન કરતા.

માટે આપને ત્યાં જે થયું છે તે તદ્દન ખોટું થયું છે. એ ગુમ્રાહી છે. હદીસ 'ઝલ્લૂ ફઅઝલ્લૂ' (પોતે ગુમ્રાહ થયા અને બીજાઓને ગુમ્રાહ કર્યા)ના સહીહ મિસ્દાક છે. ખુદાપાક એઓના ફિત્નાથી મુસલમાનોને મહફૂઝ રાખે. આમીન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફોનથી ચાંદની ખબર મળે તો ?

(૧૩૮૭) સવાલ :- રમઝાનના ચાંદ બાબત ફોનની ખબર ઉપર ફેસ્લો કરી શકાય કે નહીં?

જવાબ :- રમઝાન બાબત અબરની સુરતમાં ફોનની ખબર ઉપર અમલ કરી શકાય છે એ શર્તે કે ફોન પર બોલનાર પોતાનું અથવા બીજા માણસનું ચાંદ જોવાનું બયાન કરે અને એઓ આદિલ અથવા મસ્તૂરૂલ હાલ હોય. ફાસિક ન હોય, અને ફોન પર બોલનારને ઓળખતા હોય અને તેની અવાઝ પુરી રીતે પહેચાન માં આવે અને એવા ફોન બે-ત્રણ જગ્યાના હોય અને આલિમને ખાત્રી થઇ જાય તો ચાંદ હોવાનો ફેસ્લો કરી, કરાવી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઇદ ક્યારે કરવી ?

(૧૩૮૮) સવાલ :- રાંદેર ચાંદ કમીટીએ રમઝાનુલ મુબારકનો ૨૯ મો ચાંદ હોવાની અને પહેલો રોઝો સોમવારનો ગણવાની જાહેરાત કરી છે તે બરાબર છે. પણ સવાલ એ છે કે ૩૦ રોઝા પુરા કરવા પછી પણ અબરના લીધે ચાંદ નઝર નહીં આવ્યો તો શું કરવું? ઇદ મનાવ્વી કે ૩૧મો રોઝો રાખવો જરૂરી છે? એના ખુલાસાની ખાસ જરૂરત છે. નહીં તો લોકો ઘણી તશ્વીશમાં પડી જશે એમ છે.

**પૂછનાર હાજી રસુલખાં રાંદેરી તારીખ ૨૫ રમઝાન શરીફ ૧૪૦૦ હિ. (જુમેરાત)**

જવાબ :- મસ્અલો એ છે કે મત્લો સાફ ન હોય, અબર વિગેરે હોય તો રમઝાન મુબારકનો ચાંદ એક દીનદાર યા મસ્તુરૂલ હાલ મર્દ અથવા એક ઔરતના ચાંદ જોવાની ગવાહીથી સાબિત થઇ જાય છે અને તરાવીહ પઢવી, રોઝો રાખવો લાઝિમ થઇ જાય છે. (હિદાયહ ભાગ ૧, પાનું ૧૯૫)

અને ૩૦ રોઝા પુરા હોવા પછી અબરના લીધે ચાંદ નઝર ન આવે તો ઇદ કરી લેવી જોઇએ. ૩૧મો રોઝો રાખવાની જરૂર નથી. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૧૨૮) (મરાકિલ ફલાહ-૩૫૯) (શામી ભાગ-૨ પાનું-૧૨૯)

રઝાખાની (મકતબએ ખ્યાલની) માનિતી કિતાબ બહારે શરીઅતમાં પણ છે કે રમઝાનકી ચાંદરાતકો અબર થા. એક શખ્સને શહાદત દી ઔર ઉસ્કી બિના પર રોઝેકા હુકમ દિયા ગયા. અબ ઇદકા ચાંદ અગર બવજહે અબરકે નહીં દેખા ગયા તો ૩૦ રોઝે પૂરે કરકે ઇદ કર લે, ઔર અગર મત્લઅ સાફ હે તો ઇદ ન કરે,મગર જબકે દો આદિલ આદમીકી ગવાહીસે રમઝાન સાબિત હો. (ભાગ-૫, પાનું-૧૧૨)

જ્યારે આપણી પાસે એક-બે નહીં, આઠ-દસ ગવાહો છે અને દીનદાર છે. અગર અર્ધા બાદ કરી દેવાય તો પાંચ તો રહેશે જ !

કછોલી ગામે આવેલી મહારાષ્ટ્રની તબ્લીગી જમાઅતના બે માણસોએ ઇત્વારની સાંજે મગ્રિબની અઝાન વખતે ચાંદ જોવાની ગવાહી આપી છે અને તેને ઉલમાએ મંઝૂર રાખી છે.

ગવાહ નંબર (૧) ઇકબાલ તૌબા શેઠ

ગવાહ નંબર (૨) મુહમ્મદ ઇલ્યાસ કાપડિયા, સુરત.

કછોલીના ઇમામ મવ. મુહમ્મદ યુસુફ સાહબે અને અમીરે જમાઅત જનાબ હારૂન ઇબ્રાહીમે મઝકુર બન્નેવ ગવાહો વિષે મોઅતબર અને દીનદાર હોવાની ગવાહી આપી છે.

કળોદ ગામના બે ગવાહો (૧) મુહતરમહ સફિયાબીબી ઇસ્માઇલ

(૨) મુહતરમહ ફરીદાબાનુ અબ્દુલ હમીદ શેખ

કળોદના ઇમામ મવ. સઇદ સાહબે ગવાહી આપી છે કે એ બન્નેવ ગવાહો મોઅતબર અને દીનદાર, પાબંદે સૌમો સલાત છે. એ બન્ને ગવાહોનું ઝુબાની અને લેખિત બયાન મવ. મુહમ્મદ આછોદી ઉસ્તાદે હદીસ દારૂલ ઉલુમ અશ્રફિયહ રાંદેર અને હાફિઝ કારી મહમુદ સામરોદી ઉસ્તાદે તજવીદ દારૂલ ઉલુમ અશ્રફિયહ રાંદેરે લીધું છે અને ગવાહો મોઅતબર હોવાની તસ્દીક કરી છે.

કોથમડી ચાયા નવસારીના ચાર ગવાહો

(૧) જનાબ અહમદ શરીફ અમીરમિયાં સા.

(૨) મુહતરમહ રહીમુન્નિસા કમ્રૂદ્દીન શેખ

(૩) મુહતરમહ શાહિદાબીબી મુહમ્મદ સલીમ સા.

(૪) મુહતરમહ નજમાબીબી મહમ્મદમિયાં શેખ

મઝકુર ચારેવ ગવાહોનું ઝુબાની અને લેખિત બયાન મવ. અહમદ ગોરા રાંદેરી સાહબ ઉસ્તાદ જામેઅહ હુસૈનિયહ રાંદેર અને મવ. અલી ખાનપુરી સાહબ ઉસ્તાદ જામેઅહ હુસૈનિયહ રાંદેરે ઝુબાની લઇ ગવાહો મોઅતબર હોવાની ગવાહી આપી છે.

પુછેલી સુરતનાં જ્યારે હુજ્જતે શરઇય્યહથી રમઝાન મુબારકનો ૨૯ મો ચાંદ અને સોમવારનો પહેલો રોઝો સાબિત થઇ ગયો છે તો ૩૦ રોઝા પુરી કરી ચાંદ નઝર ન આવે તો ઇદ કરી લેવી. ૩૧મો રોઝો રાખ્વાની જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રોઝાના ફિદયો

(૧૩૮૯) સવાલ :- રોઝાનો ફિદયો ક્યારે-ક્યારે આપી શકાય ?

જવાબ :- અગર કઝા રોઝા રાખ્વાની તાકત ન રહે તો ફિદયો અદા કરવો જરૂરી છે. એટલે કે એટલી ઉમર અને ઝઇફી થઇ જાય કે રોઝા રાખ્વાની તાકત ન રહે અને એની ઉમ્મીદ પણ નથી કે ભવિષ્યમાં રોઝાની કઝા કરી શકશે, તેમજ એવી બીમારી લાગુ પડી ગઇ કે રોઝા રાખ્વાની તાકત રહી નથી અને સારા થવાની પણ આશા નથી તો એવા સંજોગોમાં રોઝાનો ફિદયો અદા કરે. એટલે કે દરેક રોઝાના બદલામાં પોણા બે કિલો ઘઉં અથવા એની કીમત કે તેટલી કીમતના કપડાં કે મઝહબી કિતાબો મુસ્તહિકને આપે. ફિદયો અદા કર્યા પછી મરવા પહેલાં રાખ્વાની તાકત આવી જાય તો એ રોઝા કઝા રાખવા જરૂરી છે. (મા લા બુદ્દ મિન્હુ પાનું-૧૦૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સેહરી અને ઇફતારી માટે નગારૂ વગાડવું

(૧૩૯૦) સવાલ :- રમઝાન શરીફમાં સેહરી અને ઇફતારી વખતે નગારૂ વગાડવું જાઇઝ છે કે નહીં?

જવાબ :- જેવી રીતે એઅલાને નિકાહ માટે (અમુક શર્તો સહિત) દફ ઠોકવું અને એઅલાને જંગ માટે નગારૂ અને નોબત ઠોકવું હદીસથી સાબિત છે, એવી જ રીતે ચાંદ હોવા અને સેહરી તથા ઇફતારીના ટાઇમની ખબર આપવા માટે ઝરૂરતન નગારૂ ઠોકવું પણ જાઇઝ છે. એ શર્તે કે માત્ર ઠોકવામાં આવે, વાજા વગાડવાની ઢબ પર વગાડવામાં ન આવે (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૫ પાનું-૩૦૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**૨૭ મી રજબનો રોઝો હઝારી રોઝો છે ?**

(૧૩૯૧) સવાલ :- કેટલા લોકો ૨૭ મી રજબના રોઝાને ઘણું મહત્વ આપે છે અને હઝારી રોઝો (હઝાર રોઝાના સવાબ બરાબર) માને છે અને એ માન્યતા સાથે રોઝો રાખે છે. શરીઅતમાં એના વિષે શું હુકમ છે ?

જવાબ :- ૨૭ મી રજબના રોઝા વિષે જે રિવાયતો આવી છે તે મવ્ઝુઅ (મન ઘડત) અને ઝઇફ છે. સહીહ અને આધારભૂત નથી. માટે ૨૭ મી રજબના રોઝાને આશુરહ અને ૧૫ મી શઅબાનના રોઝાની જેમ સુન્નત અને હઝારી રોઝાની માન્યતાથી રાખવો મના છે.

હઝરત ઉમરે ફારૂક (રદી.) ૨૭મી રજબના રોઝો રાખ્વાની મનાઇ ફરમાવતા હતા. હા, જો સુન્નત અને હઝારી નહીં સમજે, માત્ર ફઝીલતનો દિવસ હોવાના લીધે નફિલ રોઝા તરીકે રાખવામાં આવે તો મના નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગઇ રમઝાનના ચાંદ અને એક રોઝાની કઝા વિષે ખુલાસો**

(૧૩૯૨) સવાલ :- શું ફર્માવે છે ઉલમાએ દીન કે આ વર્ષે શઅબાનનો ચાંદ અબરના લીધે ૨૯ મો હમને દેખાયો ન હતો. હમો જુનાગઢવાળાઓએ તીસા ચાંદના હિસાબે મંગળનો પહેલો રોઝો રાખ્યો હતો. (૧૫-૭-૮૦)ના, ૧૦-૧૨ રોઝા પછી જાણ થઇ અને રાંદેર ચાંદ કમિટીનું પમ્ફ્લેટ મળ્યું. સુરત, ભરૂચ, અમદાવાદ વિગેરે બીજી જગ્યાઓથી પણ ૨૯માં ચાંદ હોવા અને પીરનો પહેલો રોઝો હોવાની ખબરો અને શહાદત મળી, તો હવે હમો જુનાગઢવાળાઓ એક રોઝાની કઝા કરીએ કે કેમ ? જુનાગઢવાળાઓ માટે સુરત-રાંદેર જેટલા ફાસ્લાની ચાંદની ખબર મોઅતબર ગણાશે ? અને એક રોઝાની કઝા લાઝિમ થશે કે કેમ ? ખુલાસો કરશો.

જવાબ :- આપ સાહેબોને ૨૯ મા ચાંદ હોવાની અને રમઝાનનો પહેલો રોઝો પીરનો હોવાની ખાત્રી થઇ ગઇ તો આપના ઝિમ્મે એક રોઝાની કઝા જરૂરી છે. સુરત અને જુનાગઢનો ફાસ્લો માનિએ કુબુલ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**રોઝા બાબત ટેલીફોનની ખબર વિષે ખુલાસો**

(૧૩૯૩) સવાલ :- રોઝા બાબત ટેલીફોનની ખબર માન્વું દુરુસ્ત છે કે કેમ ?

જવાબ :- એના જવાબમાં ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૧, પાનું-૧૫૫-૧૫૬નો એક ફત્વો અત્રે રૂજુઅ કરૂં છું તે ધ્યાનપૂર્વક પઢી લેવાથી બધા ઇશ્કાલોનો જવાબ થઇ જશે. ઇન્શાઅલ્લાહુ તઆલા.

**રમઝાનના ચાંદ વિષે**

(૧૫૮) સવાલ :- આ વર્ષે દિલ્હીમાં મત્લો સાફ ન હોવાથી રમઝાન શરીફનો ૨૯ મો ચાંદ દેખાયો ન હતો. લખ્નવથી ફોન મારફતે મળેલી શહાદત મોઅતબર માની રોઝો રખાયો હતો. આ હકીકત 'અલ જમ્ઇય્યત' છાપામાં છપાઇ છે. હાલાંકે આજ લગી ઉલ્મા ફોનની શહાદતને 'મિંવ વરાઇલ હિજાબ' (પર્દા પાછળની) હોવાથી કબુલ રાખતા ન હતા અને ફરમાવતા હતા કે ગવાહનું રૂબરૂ હોવું જરૂરી છે, માટે એનો ખુલાસો કરવા મહેરબાની ફરમાવશો. ખુદા એનો અજર આપશે.

જવાબ :- બેશક ! શહાદત મિંવ વરાઇલ હિજાબ, મોઅતબર નથી. ગવાહનું રૂબરૂ હોવું જરૂરી છે. પરંતુ આ શહાદત નથી, ખબર છે. રમઝાનના ચાંદ વખતે મત્લો સાફ ન હોય અને ફક્ત એક મોઅતબર માણસ મર્દ કે ઔરત ચાંદ હોવાની ખબર આપે અને કાઝી અથવા તેના કાઇમ મુકામને ચાંદ હોવાની ખાત્રી થઇ જાય તો તરાવીહ પઢવા અને રોઝા રાખવાનો હુકમ આપી શકે છે. 'દુર્રે મુખ્તાર'માં છે. વકુબિલ બિલા દઅવા વ બિલા લફઝે અશ્હદુ વ બિલા હુકમિન વ મજલિસિ કઝાઇન લિઅન્નહુ ખબરૂન લા શહાદતુન.

અર્થાત :- આસ્માન ઉપર અબર અથવા ગર્દો ગુબાર હોય તો રમઝાનના ચાંદ માટે એક મોઅતબર માણસની ખબરને વિના દઅવે અને વિના અશ્હદુ કહે અને હુકમ તથા મજલિસે કઝા વગર કબુલ રાખવામાં આવે કારણ કે એ ખબર છે. શહાદત નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨, પાનું-૧૨૩)

દિલ્હીનો બનાવ પણ એવો જ છે. ગર્દો-ગુબારના લીધે ચાંદ દેખાયા નહીં. રેડિયા દ્વારા ઘણી જગ્યાએ ચાંદ હોવાની ખબર મળી પણ ખાત્રી થઇ નહીં. છેવટે લખ્નવથી મોઅતબર આલિમ ફોનથી ખબર આપી અને મુફ્તી સાહબ અને ઉલમાએ બયાન સાંભળી, અવાઝ ઓળખી પુરી ખાત્રી કરવા પછી ચાંદ હોવાનો હુકમ આપ્યો એ બરાબર છે. એમાં શંકા જેવું કાંઇ નથી અને એ નવો ફસ્લો કે ફત્વો પણ નથી. આજથી ૪૦ વર્ષ પહેલાં હઝરત થાન્વી (રહ.) એ એવો જ ફત્વો આપ્યો છે. જૂઓ.

## રૂયતે હિલાલકે મુતઅલ્લિક

સવાલ :- એક શહરકે મુફ્તી યા દીનદાર આલિમકે નઝદીક રૂયતે હિલાલકા સુબુત બમુજબ શરએ શરીફકે હુવા ઔર વો ઉસ રૂયતકે સુબુતકી ખબર દુસ્રે શહરકે મુફ્તી યા દીનદાર આલિમકો બઝરીએ આલએ ટેલીફોનકે કરે કે જિસ્મેં ખબર દહિન્દહ વ મુખ્બર ઇલયહ એક દુસ્રેકી આવાઝકો અચ્છી તરહ સુનતે ઔર પેહચાનતે હૈં ઔર તકલ્લુમકે વક્ત ગયરકા વાસ્તા ભી નહીં હોતા ઔર મુખ્બર ઇલયહકો ઉસ ખબરકી તસ્દીકમેં કિસી તરહકા શક શુબહ ભી નહીં રહેતા તો ઉસ ખબર પર અમલ કરના દુરૂસ્ત હે યા નહીં ? ઔર સુરતે મસ્ઉલહમેં ઔર દુસરે કાબિલે એઅતેબાર ટેલીફોનકી જરૂરત બાકી રહી હે યા નહીં?

અલ્જવાબ :- જિન અહકામમેં હિજાબ (પર્દા) માનિએ કુબુલ હે ઉસ્મેં (ટેલીફોનકા વાસ્તા) ગૈર મોઅતબર હે ઔર જિનમેં હિજાબ માનેઅ નહીં ઉસ્મેં અગર કરાઇને કવિય્યહસે મુતકલ્લિમ (બોલને વાલેકી) તઅયીન મઅલુમ હો જાએ (કે ફલાં શખ્સ હી બોલ રહા હે) તો મોઅતબર હે. ૧૬ મુહર્રમ ૧૩૩૮ હિજરી. (ઇમ્દાદુલ ફતાવા ભાગ-૨, પાનું-૭૮)

સારાંશકે ટેલીફોન જારા ચાંદની ખબર મોઅતબર છે. બશર્તે કે ખબર આપનાર મોઅતબર હોય. વાત સાંભળી અને સમજી શકાય. અવાઝ બરાબર ઓળખી શકાય અને કરાઇનથી પુરી ખાત્રી થઇ જાય કે ચાંદ થયો છે અને મુસ્તનદ આલિમો મન્જુર રાખે. દિલ્હીનો બનાવ આ બધી શર્તો અનુસાર હતો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રમઝાન તથા ઇદોના ચાંદ સિવાયના ચાંદ હોવાની સાબિતી

(૧૩૯૪) સવાલ :- રમઝાનુલ મુબારક અને બન્નેવ ઇદ સિવાય બીજા મહીનાઓના ચાંદ સાબિત હોવા માટે કેટલા ગવાહ હોવા જરૂરી છે ?

જવાબ :- રમઝાન અને ઇદુલ ફિત્ર તથા ઇદુલ અઝહા સિવાય બાકી નવ મહીના (૧) મુહર્રમ (૨) સફર (૩) રબીઉલ અવ્વલ (૪) રબીઉલ આખર (૫) જમાદિયુલ અવ્વલ (૬) જમાદિયુલ આખર (૭) રજબ (૮) શઅબાન (૯) ઝિલ્કઅદહના ચાંદ સાબિત હોવા માટે અબર હોય કે ન હોય, બે મર્દ અથવા એક મર્દ, બે ઔરતોની શહાદત કાફી છે. (શામી ભાગ-૨ પાનું-૧૫૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રેડિયો જારા ચાંદની ખબર મળવાથી રોઝો તોડી નાખવા અને ઈદની નમાઝ પઢવા વિષે

(૧૩૯૫) સવાલ :- અમારા ગામે આ રમઝાન માસમાં ઓગણત્રીસમી તારીખે ચાંદ ઉગ્વાની ખબર રેડિયો જારા સવારે દસ વાગે મળી અને એ ખબરથી રોઝો ઇફતાર કરી લીધો. પરંતુ લોકોના વિખ્વાદને લઇ ઇદની નમાઝ પઢાઇ નથી. તો તે બીજે દિવસે બધા લોકો ભેગા થઇ જમાઅતથી અદા કરી શકે કે નહીં ? કારણ કે શવ્વાલની પહેલી તારીખ તો વગર નમાઝે પુરી કરી, આજે તો શવ્વાલની બીજી તારીખ થઇ છે. નમાઝ વાજિબ છે તો કઝા પઢવી પડશે ? જમાઅતથી પઢે તો ચાલશે ?

**નોટ :-** આ વર્ષે અમારે ત્યાં ઘણાં ગામડાઓમાં રોઝો ખોલી નમાઝ પઢી લીધી છે. ઘણા ગામડાઓમાં રોઝો ખોલી નાખ્યો છે, પણ નમાઝ પઢી નથી. રેડિયો કે તાર જારા મળેલી ખબરથી રોઝા છોડવો કે નહીં તે પણ જણાવશો ?

જવાબ :- આપણે ત્યાં મત્લો (ચંદ્રનું ઉદ્‌ગમ સ્થાન) સાફ હતો. છતાં ચાંદ દેખાયો નહીં. પછી રેડિયો જારા ખબર મળતાંની સાથે રોઝો તોડી નાખવાની શી ઝરૂરત હતી ? પુછેલી સુરતમાં એ રોઝાની કઝા જરૂરી છે. (અગર શરઇ દલીલથી ચાંદ સાબિત થઇ જાય તો કઝા જરૂરી નથી) અને બીજે દિવસે ઇદની નમાઝ પઢાઇ એ યોગ્ય છે. ઇદુલ ફિત્રની નમાઝ ઉઝરના લીધે પેહલે દિવસે ન પઢી શકાઇ હોય તો બીજા દિવસે (વાસી ઇદના) પઢી શકાય છે અને ઇદુલ અઝહા (ઇદે કુરબાં)ની નમાઝ ત્રીજે દિવસે (બારમી તારીખે) પણ પઢી શકાય છે. આમ રેડિયો અને તાર જારા મળેલી ચાંદની ખબર ઉપરથી રોઝો તોડવો અને ઇદની નમાઝ પઢવી જાઇઝ નથી કારણ કે એ શરઇ દલીલ નથી.

તિર્મિઝી શરીફમાં છે કે હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)એ હઝરત કુરૈબને માહે રમઝાનમાં જ્યારે તેઓ શામ (સીરયા)થી મદીનહ શરીફ પાછા આવ્યા ત્યારે પુછ્યું કે ત્યાં ચાંદ ક્યારે જોવામાં આવ્યો હતો? તેઓએ કહ્યું કે 'જુમ્અહની રાત્રે' હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) એ પુછ્યું કે તમે પોતે જોયો છે ? તેમણે કહ્યું ના, બીજા લોકોએ જોયો અને રોઝો રાખ્યો. હઝરત અમીર મુઆવિયહ (રદી.)એ પણ રોઝો રાખ્યો હતો. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)એ ફર્માવ્યું કે અમે શનિવારની રાત્રે જોયો છે અને એ જ હિસાબે ત્રીસા રોઝા પુરા કરીશું, અથવા ચાંદ જોઇ રોઝા ખત્મ કરીશું. હઝરત કુરૈબે કહ્યું કે શું આપના નઝદીક હઝરત મુઆવિયહ (રદી.)નો ચાંદ જોવો અને રોઝો રાખવો કાફી નથી ? આપે ફરમાવ્યું, ના, અમોને રસુલુલ્લાહ (સલ.)એ એવો જ હુકમ આપ્યો છે. (ભાગ-૧ પાનું-૮૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ હજ

### ઔરત મહરમ વગર એરની સફર કરી શકે ?

(૧૩૯૬) સવાલ :- ઔરત ધણી અને મહરમ વગર એકલી ઇંગ્લેન્ડ, કેનેડા, અમેરીકા, આફ્રિકા, મોરિસ, જિદ્દહ વિગેરેની સફર એરથી કરે છે અને કહેવામાં આવે છે કે પાંચ, સાત યા દસ બાર કલાકમાં પહોંચી જવાય છે અને ત્યાં એરપોર્ટ પર ધણી અથવા મહરમ લેવા માટે હાઝિર હોય છે. તો શું એની ઇજાઝત છે ?

જવાબ :- પુછેલી સુરતમાં ઔરત પોતાના ઘરની આબાદીથી આગળ વધે છે ત્યારથી જ મુસાફિર ગણાય છે અને રસ્તામાં કસર નમાઝનો હુકમ લાગુ પડી જાય છે. ઝુહર, અસર, ઇશાની ચાર રકઅતના બદલે બે રકઅત જ પઢવી લાઝિમ થઇ જાય છે.

મુંબઇ સુધી પણ મહરમ વગર સફર કરવાની શર્અન ઇજાઝત નથી. હાલાંકે મુંબઇ-સુરતથી પાંચ કલાકમાં પહોંચી જવાય છે તો ઇંગ્લેન્ડ વિગેરેની મુસાફરી મહરમ યા ધણી વગર કઇ રીતે જાઇઝ હોય શકે છે ?

આપ (સલ.)નું તાકીદી ફર્માન છે કે :- ખુદા અને યવ્મે આખિરત ઉપર ઇમાન લાવનાર ઔરત માટે હલાલ નથી કે બાપ-દીકરા, ધણી, ભાઇ વિગેરે મહરમ (જેની સાથે કદી પણ નિકાહ થઇ શકતા ન હોય) વગર ત્રણ અથવા વધુ દિવસ (શરઇ મસાફત ૪૮ માઇલ એટલે આજના હિસાબે ૭૭ કિલોમીટર)ની મુસાફરી કરે. (ઝુજાજતુલ મસાબીહ પાનું-૧૦૦-૧૦૧)

અને આપ (સલ.)નું ફર્માન છે કે કોઇ ઔરત મહરમ વગર હજ કરે નહીં. (ઝુજાજતુલ મસાબીહ પાનું-૧૦૧)

બીજી રિવાયતમાં એક-બે દિવસનો પણ એ જ હુકમ આપ્યો છે. ફિત્નાની શિદ્દત વધતી જશે તો હુકમમાં પણ શિદ્દત આવશે અને એક શહેરથી બીજે શહેર બલ્કે એક મહોલ્લાથી બીજે મહોલ્લે વગર મહરમે જઇ શકાશે નહીં.

ફિકહની મશ્હુર અને મોઅતબર કિતાબ 'ફતાવા કાઝીખાન'માં છે કે :- ફુકહા (રહ.)નો ઇજમાઅ છે કે ઝઇફહ ઔરત પણ મહરમ વગર સફર નહીં કરે. (ભાગ-૧, પાનું-૮૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઔરત વિના મહરમે હજ માટે જાય નહીં

(૧૩૯૭) સવાલ :- પોતાની માં સાહેબાને દીકરી બેંકોંગથી મુંબઇ થઇ જિદ્દહ મુકવા જાય છે કેમ કે એમની માંના વાલી મુંબઇથી પ્લેનમાં સાથે થઇ જશે. પરંતુ પોતાના સાથે વાલી નથી તેમજ હાલ હજ પઢવાની નિય્યત પણ નથી. એટલે કઇ નિય્યતથી દીકરી મક્કા શરીફ જઇ શકે ? દીકરીએ બે-ત્રણ વાર હજ પઢી છે તેમજ તેના ધણીએ પણ ત્રણ કે ચાર હજ પઢી છે. તેમ છતાં માં સાથે આ વર્ષે પણ જવા ખ્યાલ છે. પણ અમુક કામોનો અંજામ આવી જાય તો પાછળથી ધણી ઉપલી હાલતમાં મક્કા પહોંચેલી પોતાની વાઇફના હાથે હજ પઢવા સાથે થવા માંગે છે તો કયા હિસાબે થાય અને કઇ રીતે નિય્યત કરે ?

જવાબ :- માં પોતાની ફર્ઝ હજ અદા કરવા જાય છે તો બેંકોંગથી મહરમ સાથે હોવો જરૂરી છે.

દીકરી મહરમ નથી અને દિકરી પણ વિના મહરમે યા વિના શોહરે સફર કરી શકતી નથી. હરામ છે. માટે મુંબઇથી ભત્રીજો બેંકોંગ આવી ફોઇને લઇ જાય અથવા દામાદ વિગેરે કોઇ મહરમ મુંબઇ લગી પહોંચાડી આપે. દિકરીને માંની સાથે જવું છે તો શોહરને અથવા કોઇ મહરમને સાથે લઇ જાય. મામાનો છોકરો મહરમ નથી. જેણે પોતાની ફર્ઝ હજ કરી છે તે નફિલ હજની અથવા કોઇની હજ્જે બદલની નિય્યત કરી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### * હજ્જે બદલમાં જનાર કયા પ્રકારનો એહરામ બાંધે ?

(૧૩૯૮) સવાલ :- હમારે લંડનથી હજ્જે બદલ માટે જવું છે. તો એહરામ બાબત શું મસ્અલો છે ? હજ્જે બદલમાં એહરામ છોડી શકાય કે કેમ ? અને ઉમ્રાની નિય્યત બાંધીએ અને મક્કા જઇ ઉમ્રો કરી એહરામ છોડી નાંખે અને હજના દિવસોમાં ઝિલ્હજ તારીખ ૮ મી એ જે એહરામ હજ માટે બંધાય છે તે વખતે હજ્જે બદલનો એહરામ બાંધીએ તો હજ્જે બદલ થાય કે કેમ ? તેમજ એહરામ ઉમ્રો કરી છુટી જાય એની માહિતી તથા કુર્બાની વિષેનો ખુલાસો હજ્જે બદલ અને હજ પઢનાર માટેનો જણાવશો. ઔરતો માટે શું ખુલાસો છે ? હમારે અમારા મર્હુમ માં-બાપની હજ્જે બદલ કરવી છે તો તફસીલથી જણાવશો.

જવાબ :- હજ્જ બદલમાં ઇફરાદ (માત્ર હજ)નું એહરામ બાંધવાનું છે. પણ જેના તરફથી હજ્જે બદલ કરે છે તેની ઇજાઝત હોય તો કિરાન (હજ) અને ઉમ્રહનો)એક સાથે એહરામ બાંધી શકાય છે અને તમત્તુઅ પહેલાં ઉમ્રાનું એહરામ બાંધી ઉમ્રો કરી હલાલ થઇ જાય એટલે એહરામ ખોલી દે. પછી હજના દિવસોમાં આઠમી ઝિલ્હજના હજનું એહરામ બાંધી હજ કરે એ પણ જાઇઝ છે. એ શર્તે કે જેની હજ કરવી છે તેની ઇજાઝત હોય, પણ કિરાન અને તમત્તુઅના એહરામમાં દમે શુક્ર લાઝિમ થાય છે. તે હજ કરનારના ઝિમ્મે છે. કિંવા પોતાના પૈસે કુર્બાની કરે,ઇફરાદ (ફક્ત હજ)માં કુર્બાની નથી.

હજ્જે બદલમાં જનાર મુસાફિર હોય છે અને મુસાફિર પર કુર્બાની વાજિબ નથી માટે પોતાની વાજિબ કુર્બાની પણ મુસાફરીના લીધે માફ છે. છતાં કરવા ચાહે તો કરી શકે છે અને અજરનો હકદાર બનશે.

મારી એક સલાહ છે કે હજ કરાવ્નારથી બધા પ્રકારના એહરામની ઇજાઝત હાસિલ કરી હજ્જે બદલ માટે જાવ અને સીધા મદીનએ તય્યિબહ ચાલ્યા જાવ, ત્યાંથી ઝિલ્હજનો ચાંદ જોઇ બીજી-ત્રીજી તારીખે મીકાત (ઝુલ્હુલૈફહ)થી ઇફરાદ (હજ)નું એહરામ બાંધી મક્કા આવી જાવ. આઠેક દિવસ એહરામમાં રહેવું પડશે.

બીજી સુરત એ પણ છે કે ઉમ્રાનું એહરામ બાંધી ઉમ્રો કરી એહરામ ઉતારી દે,પછી મદીના તય્યિબહ આપ (સલ.)ની ઝયારત માટે જઇ હજના દિવસોમાં મીકાતથી ફક્ત હજનું એહરામ બાંધીને આવે અને હજ કરે.

અગર આપના માં-બાપ ઉપર હજ ફર્ઝ ન હોય અથવા ફર્ઝ હોય પણ વસિય્યત ન કરી હોય અને તમો પોતાના તરફથી હજ્જે બદલ કરવા ચાહો છો તો એના માટે તમારી પોતાની મરઝી અનુસાર ઇફરાદ, કિરાન, તમત્તુઅ કોઇ પણ કરી શકો છો પણ ઇફરાદ (ફક્ત હજ)નું એહરામ બાંધી હજ કરવું બેહતર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ કરે, મકાન બંધાવે કે શાદી કરે ?

(૧૩૯૯) સવાલ :- કોઇની પાસે એટલી રકમ છે કે હજ કરી શકે અથવા મકાન બાંધી શકે, તેનું મકાન ઝાતી નથી. તો એવા સંજોગોમાં હજ કરવી લાઝિમ છે કે મકાન બંધાવે ? તેમજ એટલી રકમ છે કે હજ કરી શકે, પણ શાદી કરી નથી તો શાદી કરવું મુકદ્દમ છે કે હજ કરવી લાઝિમ છે ? ખુલાસાથી જણાવશો.

જવાબ :- અગર હજનો સમય હોય, લોકો હજ માટે જઇ રહ્યા હોય તો લાઝિમ છે કે પહેલાં હજ કરે, તેમજ હજનો સમય હોય અને ઝિનામાં મુબ્તલા હોવાનો ભય ન હોય તો હજ કરે. નહીં તો શાદી કરી લે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ભાણેજની છોકરી સાથે હજ કરવા અંગે**

(૧૪૦૦) સવાલ :- મારા સગા ભાણેજની સગી છોકરી મારી સાથે હજ કરવા જવા માંગે છે, તો હજ કરી શકે છે ? એ જ પ્રમાણે તેણી સાથે શાદી થઇ શકે છે ?

જવાબ :- આપના સગા ભાણેજની સગી દીકરી સાથે આપના નિકાહ થઇ શકતા નથી. સદા માટે હરામ છે. આપ તેના મહરમ છો. જેથી આપની સાથે સફર કરવી જાઇઝ છે. પરંતુ મહરમ સાથે સફર કરવા માટે એ પણ શર્ત છે કે ફિત્નાનો ભય અને ઇઝ્ઝતની સલામતીનો ખત્રો ન હોય. મહરમ દીનદાર હોય, શરીઅતના પાબંદ હોય. ફાસિક ન હોય, લાઉબાલી અને બે પરવાહ સાથે પણ સફર કરવાની શર્અન ઇજાઝત નથી. (શામી ભાગ-૨ પાનું-૧૯૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ માટે બક્ષિશ લેવું**

(૧૪૦૧) સવાલ :- ગરીબ માણસને જેની ઉપર હજ ફર્ઝ નથી. કોઇ માણસ દોસ્ત, અહબાબ, સગા વહાલાં, હજ માટે રકમ બક્ષિશ આપે તો તેની ઉપર હજ ફર્ઝ થઇ જશે કે નહીં ? અને તેના માટે આ બક્ષિશ કબુલ કરી લેવી જરૂરી છે કે નહીં ? કબુલ નહીં કરશે તો ગુનેહગાર થશે કે નહીં ? એનો ખુલાસો કિતાબના હવાલા સહિત આપવા મહેરબાની કરશો.

જવાબ :- બક્ષિશ કબુલ કરવું, ન કરવું તેની મુન્સફી ઉપર છે. નહીં કબુલ કરશે તો ગુનેહગાર થશે નહીં. કબુલ કરી લેશે તો હજ ફર્ઝ થઇ જશે. બશર્તે કે બીજો કોઇ શરઇ ઉઝર ન હોય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૧૯૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જ માટે મહરમ વગરનો ઔરતોનો કાફલો**

(૧૪૦૨) સવાલ :- અહીં (આફ્રિકા)થી ત્રણ-ચાર ઔરતોનો કાફલો હજ્જ માટે જવા તૈયાર છે. ઔરતોનો કોઇ વાલી વારિસ નથી. તેમની હાલત સારી હોવાથી ત્રણ-ચાર ઔરતોએ એક કાફલો બનાવી હજ્જ માટે તૈયારી કરી છે. એ ઔરતો કાફલો બનાવી હજ્જ માટે જઇ શકે છે કે નહીં ? કોઇ ઔરત સારી હાલતની હોય અને હજ્જ પઢવા માટે જવા માંગતી હોય, અને વાલી વારિસ ન હોય તો શું તે હજ્જથી મહરૂમ રહે ?

જવાબ :- સ્વભાવિક અને કુદરતી રીતે જ મર્દનું ઔરત તરફ અને ઔરતનું મર્દ તરફ આકર્ષણ થાય છે અને શય્તાન તેમને ગુનાહમાં ફસાવ્વા માટે પ્રયત્નશીલ રહે છે.

હદીસમાં છે કે મર્દો માટે ઔરતોથી મોટો ફિત્નો કોઇ નથી (મિશ્કાત પાનું-૨૬૭)

અને આપ (સલ.)એ મર્દોને તમ્બીહ (ચેતવણી) ફર્માવી કે ઔરતોથી દૂર રહો. બની ઇસ્રાઇલમાં પ્રથમ ફસાદ ઔરતોના લીધે પ્રસર્યો હતો. (મિશ્કાત પાનું-૨૬૭)

અને હદીસમા છે ખુદાની લઅનત છે. (બુરી નઝરે) જોનાર ઉપર અને જેને જોવાય તેની ઉપર (જો તે બેએહતિયાતી રાખે તો) (મિશ્કાત પાનું-૨૭૦)

હઝરત ફાતિમહ (રદી.)ને પૂછવામાં આવ્યું કે ઔરતો માટે સૌથી બેહતર અને ખુબીની વાત શું છે? ફર્માવ્યું કે ન તો તે મર્દોને જુએ અને ન તો મર્દ તેમને જુએ. (મજાલિસુલ અબ્રાર મજલિસ-૯૮ પાનું-૫૬૩)

હદીસમાં છે કે ઔરત શય્તાનની સુરતમાં આવે છે અને શય્તાનની સુરતમાં જાય છે. (મિશ્કાત

પાનું-૨૬૮)

અને નબ્વી ફરમાન છે કે "અલ્મર્અતુ ઔરતુન ફઇઝા ખરજત ઇસ્તશ્રફહ-શ્શય્તાન".

અર્થાત :- ઔરત ગુપ્ત (પર્દામાં) રહેનારી અને રાખ્વાની ચીઝ છે. (કારણ કે) જ્યારે તે ઘરમાંથી નિકળે છે તો શય્તાન તેની તાકમાં લાગી જાય છે. કિંવા તેને ગુનાહમાં નાખવાની તદબીરો કરે છે (તિર્મિઝી ભાગ-૧ પાનું-૧૪૦) (મિશ્કાત પાનું-૨૬૯)

ઘરમાંથી નિકળવામાં ફિત્નાનો ભય હોવાથી ખુદાપાકે ઔરતોને તાકીદી હુકમ આપ્યો કે "વકર્ન ફી બુયુતિકુન્ન વલા તબર્રજન તબર્રૂજલ જાહિલિય્યતિલ ઉલા".

અર્થાત :- અને તમે તમારા ઘરોમાં બેસી રહો અને અંધકાર યુગની જેમ (આઝાદીથી) બહાર નિકળી રૂપ અને સૌંદર્યનું પ્રદર્શન નહીં કરતી ફરો.(સુરએ અહઝાબ)

અલ્બત્ત, શરઇ અને કુદરતી ઝરૂરતના લીધે શણગાર વગર સાદા અને અનાકર્ષક લિબાસમાં શઇ પાબંદી અને એહતિયાતી તદબીરો સાથે નિકળવાની ઇજાઝત છે.

ખુદાપાક ફરમાવે છે 'વકુલ લિલ્મુઅમિનાતિ યગ્દુદન મિન અબ્સારિહિન્ન વયહફઝન ફુરૂજહુન્ન વલા યુબ્દીન ઝીનતહુન્ન.'

અર્થાત :- અને તમે મુસલમાન ઔરતોને કહી દો કે (ઘરમાંથી બહાર નિકળતી વેળા) પોતાની નઝર નીચી રાખે, કિંવા ના મહરમ મર્દોને જુએ નહીં અને પોતાની શર્મગાહોની હિફાઝત કરે અને પોતાના શણગારને ઝાહિર નહીં કરે. (કુર્આને હકીમ,સુરએ નુર)

અને હદીસમાં છે કે ઔરત જ્યારે અત્તર (સેન્ટ, પાવડર, સુગંધ વિગેરે) લગાડી મર્દો પાસેથી પસાર થાય તો તે એવી છે, તેવી છે. એટલે ઝાનિયહ છે. (મિશ્કાત પાનું-૯૬)

અને હદીસમાં છે કે આંખો ઝિના કરે છે અને તેનો ઝિના (નામરહમને) જોવું છે અને કાનો ઝિના કરે છે અને તેનો ઝિના (નામહરમની આવાઝ) સાંભળવું છે અને ઝબાન ઝિના કરે છે અને તેનો ઝિના (નામહરમ સાથે) વાત કરવું છે અને હાથો ઝિના કરે છે અને તેનો ઝિના (ના મહરમને) પકડવું છે. (મિશ્કાત વગૈરહ)

અને આપ (સલ.)એ ફર્માવ્યું "અય લોકો તમારી ઔરતોને શણગારનો લિબાસ પહેરી મસ્જિદ (વિગેરે)માં મટકવાથી (ટહેલવાથી) રોકો કારણ કે બની ઇસ્રાઇલ ઉપર ત્યાં લગી લઅનત કરવામાં ન આવી જ્યાં સુધી તેમની ઔરતોએ શણગારનો પોશાક પહેરી મસ્જિદ (વિગેરે)માં મટકવાનું (ટહેલવાનું) ઇખ્તિયાર ન કર્યું. (ઇબ્ને માજહ મિસ્રી ભાગ-૨ પાનું-૧૩૨૬)

શરઇ ઝરૂરતમાંથી એક ઝરૂરત હજની અદાય્ગી પણ છે. જેના માટે શરઇ કાનુન મુજબ અને ફિત્ના ફસાદથી બચવાની એક વધારાની એહતિયાતી તદબીર એ છે કે તેની સાથે સફરમાં દીનદાર મહરમ અથવા ધણી હોય જે તેની દરેક રીતે હિફાઝત કરી શકે. નહીં તો હજ્જ માટે પણ સફર કરવાની ઇજાઝત નથી. જશે તો કાનુન ભંગ કરવાનો ગુનોહ તેને લાગુ પડી જશે.

હદીસમાં છે કે 'લા તહુજ્જન્ન ઇમ્રઅતુન ઇલ્લા વ મઅહા મહરમુન' અર્થાત :- ઔરત મહરમ વગર હરગિઝ હજ્જ નહીં કરે. (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૨ પાનું-૧૦૧)

બીજી એક હદીસમાં છે કે એક સહાબીએ આપ (સલ.)ને અર્ઝ કરી કે, હું તો ફલાણા જિહાદમાં જવાનો છું અને મારી ઔરત હજ્જ પઢવા જવાની ઇચ્છા ધરાવે છે તો આપ (સલ.)એ ફરમાવ્યું તું પાછો જઇ સાથે રહી ઔરતને હજ્જ કરાવ. (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૪૩૪)

આપ (સલ.)નું ફરમાન છે કે ખુદા અને કયામતના દિવસ ઉપર ઇમાન લાવનાર ઔરત માટે હલાલ

નથી કે ત્રણ દિવસ (માઇલના હિસાબે ૪૮ માઇલ) અને એનાથી વધારે મુસાફરી કરે. પણ જ્યારે તેની સાથે તેનાં બાપ, ધણી અથવા ભાઇ વિગેરે કોઇ મહરમ હોય. (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૪૩૪)

બીજી રિવાયતોમાં સંજોગ અનુસાર અને ફિત્નાના ભયને અનુલક્ષીને બે દિવસની, એક રાત-દિવસની, ફક્ત એક રાતની અને ફક્ત એક દિવસની મુસાફરી માટે પણ મહરમની શર્ત આવી છે જુઓ. (મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૪૩૩)

સફરમાં ઔરતોની ઇસ્મત (પાકદામની) જે હિફાઝત ધણી અને મહરમ કરી શકે છે તે ઔરતો કરી શકતી નથી. ઔરતો પાસ ઇસ્મતની હિફાઝત માટે બીજાની મુહતાજ છે અને હદીસની રૂએ ઔરત અકલ અને દીનમાં અધૂરી છે, તો તે બીજીની ઇસ્મત અને દીનની હિફાઝત શું કરી શકશે ? બલ્કે ફિત્નાનો ભય વધી જશે. (ભાગ ૧ પાનું-૨૧૩)

હિદાયહમાં છે કે હજ્જ માટે મહરમ અથવા ધણી સાથે હોવાની શર્ત એટલા માટે છે કે વગર મહરમે ઔરતના હકમાં ફિત્નાનો ભય છે અને ફક્ત ઔરતો સાથે હોવાથી ફિત્નાનો ભય વધી જશે (ભાગ-૧, પાનું-૨૧૩)

સડક ઉપર નાના બાળક માટે ગાડી ઘોડાનો જે ભય રહે છે તે તેની સાથે તેના જેવા બે-ચાર બાળકો હોવાથી દૂર થઇ જશે કે વધી જશે ?

ઔરત માટે મહરમની શર્ત અને આવશ્યકતા એ હજ્જથી ઔરતોને મહરૂમ રાખવાનું કારણ નથી બલ્કે તેમની ઇસ્મત (પાક દામની) અને ઇઝ્ઝત આબરૂની હિફાઝત તથા બદનામી, બદગુમાની અને તોહમતથી બચાવવા માટે છે જેના વગર ઔરત કોડીની પણ રહેતી નથી. માટે ઔરતોએ શરીઅતની કદ્ર કરવી જોઇએ અને અહસાન માનવું જોઇએ. રહી હજ્જ, તો જો મહરમ ન મળી શકે તો શરીઅતે હજ્જે બદલની સુરત પણ રાખી છે જેમાં તે પૂરા સવાબની હકદાર બને છે અને વધારામાં શરીઅતના કાનુનને માનનાર હોવાથી અઝીમના પણ હકદાર બનશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગેર હાજી હજ્જે બદલ કરે તો હજ્જ અદા થશે કે નહીં ?**

(૧૮૯૩) સવાલ :- એક પુખ્તવયના માણસ છે. જેમણે હજુ સુધી પોતાની હજ્જ કરી નથી. તેમને તેમના નઝદીકના સગાઓમાંથી એક માણસ પોતાના તરફથી હજ (હજ્જે બદલ) કરવા માટે મોકલવા માંગે છે. તો શું એ માણસ જેણે પોતાની હજ્જ કરી નથી તે હજ્જે બદલ માટે જાય તો મોકલનારની હજ્જ થશે નહીં ? હજ્જ કરવા જનારા ઉપર કોઇ હુકમ લાગુ પડશે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં હજ્જ બદલ તો અદા થઇ જશે.

તન્વીરૂલ અબ્સારમાં છે. ફજાઝ હજ્જુ-સ્સરૂરતિ.

અર્થાત : ગેર હાજી હજ્જ બદલ કરી શકે છે પરંતુ એહતિયાત વિરૂદ્ધ અને અનુચિત ગણાશે. એ જનાર અને મોકલનાર બંનેના હકમાં કરાહતે તન્ઝીહી છે.

શામીમાં છે. ઇન્ન-ન્નઅલીલ યુફીદુ અન્નલ કરાહત તન્ઝીહિય્યતુન લિઅન્ન મુરાઆતલ ખિલાફિ મુસ્તહબ્બાતુન ફકહમ (શામી ભાગ-૨ પાનું-૩૩૧)

અને જો જનાર માણસ માલદાર હોય અને તેના ઉપર હજ્જ ફર્ઝ હોય તો પોતાની હજ્જ છોડી બીજાની હજ્જ માટે જવામાં કરાહત તહરીમી લાગુ પડશે, કારણ કે પોતાની હજ્જ અદા કરવામાં વિલંબ કરવો ગુનાહિત છે.

શામીમાં છે 'તહરીમિય્યતુન અલસ્સરૂરતિલ મામૂરિલ્લઝી ઇજતમઅત ફીહિ શુરૂતુલ હજ્જિ વલમ યહુજ્જ અન નફસિહિ લિઅન્નહુ આસિમુન બિત્તાખીરિ.' (ભાગ-૨ પાનું-૩૩૧)

માટે બન્તાં સુધી હજ્જ કરી ચુકેલા, દીનદાર, હજ્જના મસાઇલ અને અહકામના જાણકારને જ હજ્જે બદલવામાં મોકલવામાં આવે. કોઇ ખાસ મજબુરી વગર ગૈર હાજીને મોકલે નહીં. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હાજી પાસે કુર્બાનીના પૈસા ન હોય તો શું કરે ?**

(૧૪૦૪) સવાલ :- અમારા વાલિદૈન હજ માટે પહોંચી ગયા છે તેમની સાથે બીજા ગામના ચાર માણસો છે એટલે કુલ છ માણસો છે. આ બધા જ ઉમ્રાનો એહરામ બાંધી હલાલ થઇ ગયા છે. તેઓ લખે છે કે અમારા ઉપર કુર્બાની વાજિબ છે. પરંતુ મક્કા શરીફમાં મોંઘવારી વધુ હોવાથી અને પૈસાની તંગી હોવાથી અમે અહીં કુર્બાની કરી શકીએ તેમ નથી. જેથી અમારા તરફથી ભારતમાં કુર્બાની માટે એક જાન્વર લઇ તેમાં હમારા છ હિસ્સા અને રસુલુલ્લાહ (સલ.)નો એક હિસ્સો એમ સાત હિસ્સા કરી કુર્બાની કરી લેશો તો આ મુજબ કુર્બાની કરી શકાય કે નહીં ?

બીજું એ કે આ હાજીઓમાંથી દરેકના ઉપર એક અલગ જાનવરની કુર્બાની કરવી જરૂરી છે અથવા એક મોટી કુર્બાની બધા માટે કાફી થઇ શકે ? અથવા તેઓને ત્યાં જ મક્કામાં કુર્બાની કરવી પડશે ?

જવાબ :- દરેક હાજી ઉપર કુર્બાની વાજિબ નથી. 'કારિન' (કિરાન કરનાર) અને 'મુતમત્તિઅ' (તમત્તુઅ કરનાર) ઉપર દમે શુક્ર વાજિબ છે. મુફરિદ (ઇફરાદ કરનાર) ઉપર વાજિબ નથી. ફક્ત મુસ્તહબ છે, અને એ કુર્બાનીઓ ત્યાં જ હરમની હદમાં થઇ શકે છે. હરમની બહાર જાઇઝ નથી. જે હાજી પાસે કુર્બાનીના પૈસા ન હોય, સામાન પણ ન હોય કે તેને વેચી કુર્બાનીનું જાનવર ખરીદી શકે. એવા લાચાર માણસ 'કિરાન' અથવા 'તમત્તુઅ' કરે. તો એવા હાજી ઉપર કુર્બાનીના બદલે દસ રોઝા રાખવા વાજિબ છે. ત્રણ રોઝા હજના મહીનાઓમાં (પહેલી શવ્વાલથી નવમી ઝિલ્હજ સુધીમાં) રાખી લેવા જરૂરી છે. બેહતર એ છે કે ઝિલ્હજની ૭, ૮ અને ૯ તારીખના રોઝા રાખી લે. બાકીના સાત રોઝા તેરમી ઝિલ્હજ પછી રાખે. દેશમાં આવીને રાખશે તો પણ ચાલશે. જો દસમી ઝિલ્હજ પહેલાં ત્રણ રોઝા નહીં રાખી શકશે તો કુર્બાની કરવી જ પડશે. 'કારિન' અને 'મુતમત્તિઅ' માટે જે દમે શુક્ર વાજિબ છે તેના માટે ઉંટ અથવા ગાયનો સાતમો ભાગ અથવા એક બકરો કાફી છે. આખા ઉંટ કે ગાયની કુર્બાની વાજિબ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝઇફહ, વિના મહરમે હજ માટે નહીં જાય.**

(૧૪૦૫) સવાલ :- એક બાઇના બે છોકરા પરદેશમાં રહે છે તેમાંથી એક છોકરો આ વરસે હજ્જ પઢવા આવનાર છે. તે સીધો જ મક્કાહ મુકર્રમહ જનાર છે. તેમનો વિચાર તેમની વાલિદહને પોતાના મર્હુમ ભાઇ તરફથી હજ્જે બદલ કરાવ્વાનો છે. વાલિદહને માટે મુંબઇથી જિદ્દહ સુધી વિમાન મારફતે જવાનો બંદોબસ્ત કરવા ઇચ્છે છે. જિદ્દહ એમની વાલિદહનું વિમાન પહોંચે તે સમયે તેઓ ત્યાં લેવા માટે હાજર રહેવાના છે. મત્લબ કે મઝકુર બાઇ હજ્જે બદલ પઢવા જાય તો તેમને મુંબઇથી જિદ્દહ સુધીના સમયમાં મહરમ વગર સફર કરવાનું રહે છે, બાકીનો સમય એટલે કે હિન્દુસ્તાન આવતાં સુધી એમના છોકરા સાથે જ રહેવાનું છે. બાઇની ઉમર આશરે ૭૫ થી ૮૦ વર્ષની છે તો મઝકુર સુરતમાં શરીઅત શું હુકમ આપે છે ?

જવાબ :- પુછેલી સુરતમાં બાઇ માટે ઘરેથી જિદ્દહ સુધી મહરમનું સાથે હોવું જરૂરી છે. વગર મહરમે હજ માટે જઇ શકતી નથી. હદીસ શરીફમાં છે કે કદી કોઇ પણ ઔરત હજ માટે નહીં નિકળે પણ ત્યારે જ કે તેની સાથે મહરમ હોય, (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૨ પાનું-૧૦૧) અને ફતાવા કાઝીખાનમાં છે અને ફુકહા (રહ.) નો ઇજમાઅ છે કે ઝઇફહ ઔરત પણ મહરમ વગર સફર ન કરે. (ભાગ-૧ પાનું-૮૭) જ્યારે ઔરતના ફર્ઝ હજ માટે પણ ધણી અથવા મહરમનું સાથે હોવું જરૂરી છે,

અગર ન હોય તો તેના માટે જરૂરી છે કે હજ્જે બદલની વસિય્યત કરે પણ વિના મહરમે હજ નહીં કરે તો પછી ઓરત બીજાની હજ માટે વિના મહરમે કઇ રીતે જઇ શકે છે ? અગર બાઇને જવું જ હોય તો અત્રેથી મહરમને સાથે લઇ જાય અથવા છોકરો અત્રે આવી માંને સાથે લઇ જાય, એ સિવાય બીજી કોઇ સુરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નોકરીની તલાશ સાથે હજની નિય્યતનો શું હુકમ છે ?**

(૧૪૦૬) સવાલ :- એક માણસ જિદ્દહ નોકરી માટે જવા માંગે છે. પણ નોકરી માટે વાંઝા મળી શકતી નથી, જે ભાઇ હજની વીઝા ઉપર જિદ્દહ જાય છે તેની આર્થિક સ્થિતિ પણ ઠીક નથી. જેથી તેમના ઉપર હજ પણ ફર્ઝ નથી અને તેમનો અસલ મકસદ રોઝી કમાવાનો છે. તો તે અંગે નીચેના બાબતોનો જવાબ આપવા મહેરબાની કરશો.

(૧) જનાર ભાઇ હજ અને રોઝી બન્નેની નિય્યત રાખી શકે કે નહીં ?

(૨) તેમનો મકસદ રોઝીની તલાશ છે તો હજ વખતે હજ અદા કરી શકે કે નહીં ?

(૩) આ રીતે જવું શરીઅત વિરૂદ્ધ નથી ?

જવાબ :- (૧) જ્યારે હજ ફર્ઝ નથી તો રોજિની તલાશમાં નિકળવું અને જિદ્દહ જવા માટે સફર કરવામાં વાંજિદ્યો નથી. બલ્કે હજ કરવાની નિય્યત રાખ્વાથી સવાબનાં હકદાર બનશે.

(૨) હજ કરવાના અસ્બાબ એકત્ર થઇ જાય તો જરૂર હજ કરે, નહીં તો જરૂરી નથી.

(૩) શર્અન કોઇ કબાહત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જે બદલની વસિય્યત**

(૧૪૦૭) સવાલ :- હમો ત્રણ ભાઇઓ છીએ અને હમારી મર્હુમા વાલિદહનો તા. ૫-૧-૭૩ના રોઝ ઇન્તિકાલ થઇ ગયો છે. વાલિદહનું હજનું ફોર્મ ત્રણ વર્ષથી ભરતા હતા. જ્યારે તેમનું ફોર્મ મંજુર થઇને આવ્યું ત્યારે વાલિદહ ઘણા જ બીમાર હતા. ત્યારબાદ વાલિદહનો ઇન્તિકાલ થઇ ગયો. મર્હુમાએ મરતા પહેલાં વસિય્યત કરી કે આ જે રકમ મેં હજ માટે રાખી હતી તે તમારે વાપરવાની નથી અને એ જ રકમમાંથી મારી હજ્જે બદલ કરાવશો. હવે સવાલ એ ઉભો થયો છે કે ત્રણે ભાઇઓ ઉપર હજ ફર્ઝ નથી. ત્રણેય ભાઇઓ કર્ઝદાર છે અને ત્રણેએ પોતાની ફર્ઝ હજ અદા કરી નથી તો હવે એ ત્રણેવમાંથી એક ભાઇને હજ્જે બદલ માટે મોકલ્વો છે. તો એમાંથી કોને મોકલ્વો ? એમાંથી બેહતર કોણ છે ? એનો વિગતવાર જવાબ આપશો.

જવાબ :- મર્હુમાના માલના ત્રીજા ભાગમાં હજ્જે બદલ કરાવ્વી જરૂરી છે. નહીં કરાવશો તો વારિસો ગુનેહગાર થશે. માલનો ત્રીજો ભાગ વતનથી હજ કરાવ્વા માટે કાફી પુરતો ન હોય તો જ્યાંથી હજ કરાવી શકાય ત્યાંથી કરાવે. દાખ્લા તરીકે જિદ્દહથી કરાવી શકે એટલો જ માલ હોય તો જિદ્દહથી હજ કરાવે. મક્કાહ શરીફથી હજ કરાવી શકાય એટલી જ રકમ હોય તો ત્યાંથી કરાવે. અગર બાલિગ વારિસો (ના બાલિગની રઝામંદી મો'તબર નથી) પોતાના ભાગમાંથી ઘટતી રકમ ઉમેરી મર્હુમાના વતનથી હજ્જ કરાવે તો બેહતર છે.

અને બન્તા સુધી જેણે પોતાની ફર્ઝ હજ અદા કરી હોય તેને હજ્જે બદલમાં મોકલવું જોઇએ. ગૈર હાજીને મોકલ્વું મકરૂહે તન્ઝીહી છે અને જનાર માટે અગર તે માલ્દાર હોય અને તેના ઉપર હજ ફર્ઝ થઇ ચુકી હોય તો મકરૂહે તહરીમી છે. અગર ગરીબ હોય તો મકરૂહે તન્ઝીહી છે. (શામી ભાગ-૨, પાનું-૩૩૧)

અગર કોઇ હજ કરેલ મો'તબર મસાઇલથી વાકિફ માણસ નહીં મળે તો બીજી વાત છે. આપની

વધુ જાણ માટે અહીં બે ફત્વા રજુ કરૂં છું.

**(૧) હઝરત મુફતી અઝીઝુ-ર્રહમાન (રહ.) મુફતીએ અ'ઝમ દારૂલ ઉલુમ દેવબંદનો ફત્વો.**

અલ્જવાબ :- જિસ પર પેહલે હજ ફર્ઝ હો ચુકા હે ઉસકા હજ્જે બદલકો જાના તા બઇત્તિફાક મકરૂહ તહરીમી હે ઔર જિસ પર હજ ફર્ઝ નહીં હે ઔર ઉસ્કો ઇસ્તિતાઅત નહીં હે ઉસ પર ચુંકે બઅઝ ઉલ્માએ મુહકકિકીનકે નઝદીક મક્કએ મુઅઝઝમહ પહોંચકર હજ ફર્ઝ હો જાતા હે. ઇસ લિયે ઇન ઉલ્માકે નઝદીક વો ભી તારિકે ફર્ઝ હોનેકી વજહસે મુરતકિબ કરાહતે તહરીમાકા હે જૈસા કે શામીમેં બદાએઅસે મન્કુલ હે.

ઔર બહર હાલ જિસ્ને અપના હજ અદા નહીં કિયા ઉસ્કો હજ્જે બદલ કરના કિસી સુરતમેં કરાહતસે ખાલી નહીં હે, ગાયત યે કે બસુરતે ઝી ઇસ્તિતાઅત ન હોનેકે ઇન્દલ બઅઝ વો કરાહતે તન્ઝીહી હે ઔર ઉન ઉલમાકે નઝદીક જો મક્કા મુઅઝ્ઝમહ પહોંચકર ઉસ પર હજ ફર્ઝ કહતે હેં કરાહતે તહરીમી હે ઔર બસુરતે ઝી ઇસ્તિતાઅત હોનેકે બઇત્તિફાક કરાહતે તહરીમી હે, ફકત. (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ જિ. ૬, પાનું--૫૭૬-૫૭૭)

**(૨) હઝરત મુફતી સઇદ અહમદ સા. (રહ.) મુફતીએ અઅઝમ મઝાહિરૂલ ઉલૂમ સહારનપુરનો ફત્વો**

જવાબ :- જિસ શખ્સને અપના હજ નહીં કિયા અગર વો કિસી દુસરેકી તરફસે હજ કરે તો હજ હો જાયેગા લકીન મકરૂહ હે. (મુઅલ્લિમુલ હુજ્જાજ પાનું-૩૦૮)

વધુમાં હાશિયહમાં લખે છે કે :- બઅઝ ઉલમા કહતે હેં કે ઉસ પર મક્કા પહોંચ કર અપના હજ ભી ફર્ઝ હો જાયેગા ઔર ઉસ્કો વહાં ઠેર કર આઇન્દહ સાલ અપના હજ કરના વાજિબ હોગા ઔર યહ મુશ્કિલ હે. ઇસ લિયે એહતિયાત યે હે કે એસે શખ્સસે (જિસને અપના હજ નહીં કિયા હે) હજ ન કરાયા જાએ (હવાલા મઝકૂર) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જ કરવાની આસાન રીત

(૧૪૦૮) સવાલ :- ખુદાના ફઝલો કરમથી આ વર્ષે મારે હજ્જ માટે જવું છે. હજ્જ કેવી રીતે કરવી ? તેની રીત ટુંકમાં લખી જણાવ્વા મહેરબાની કરશો.

જવાબ :- હજ્જની ત્રણ રીત છે. (૧) ઇફરાદ (૨) કિરાન (૩) તમત્તુઅ.

(૧) ઇફરાદ એટલે મીકાત (એહરામ બાંધવાની જગ્યા)થી ફક્ત હજ્જનો એહરામ બાંધી હજ્જ કરવી.

(૨) કિરાન, એટલે મીકાતથી ઉમ્રા અને હજ્જનો એકી સાથે એહરામ બાંધી એક જ સફરમાં હજ્જના મહીનામાં (શવ્વાલ ઝીકઅદહ-ઝિલ્હજ્જના ૧૦ દિવસોમાં) ઉમ્રો કરી તે જ એહરામે હજ્જ કરવી.

(૩) તમત્તુઅ, એટલે મીકાતથી હજ્જના મહીનામાં ફક્ત ઉમ્રાનો એહરામ બાંધી ઉમ્રો કરી એહરામ ખોલી પછી હજ્જના સમયે (ઝિલ્હજ્જના) હજ્જનો એહરામ બાંધી હજ્જ કરવી. વધુ ભાગે લોકો આ ત્રીજા પ્રકારની હજ્જ કરે છે અને એમાં સહુલત પણ છે. માટે એની રીત ટુંકમાં લખું છું.

### તમત્તુઅનો તરીકો

મીકાત (એહરામ બાંધવાની જગ્યા) નઝદીક આવે ત્યારે ગુસલ કરે. નહીં બની શકે તો ફક્ત વુઝુ કરી લે અને તેહબંદ બાંધી એક ચાદર માથા ઉપર ઓઢી ખુશ્બુ એવી રીતે લગાડે કે કપડા ઉપર ડાઘા નહીં પડે. પછી બે રકઅત નફિલ પઢે, સલામ ફેરવી માથા ઉપરથી ચાદર હટાવી એહરામની દિલમાં નિય્યત કરે અને ઝુબાનથી પણ કહે 'અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ ઉમ્રત ફયસ્સિરહા લી વ તકબ્બલ્હા મિન્ની.'

અર્થાત :- હે ખુદા ! હું માત્ર તારી રઝામંદી માટે જ ઉમ્રહનો એહરામ બાંધુ છું, તુ એને મારા માટે આસાન કર અને સહીહ રીતે અદા કરવાની તૌફીક અતા ફરમાવ અને પોતાના ફઝલો-કરમથી કુબુલ ફરમાવી લે. આમીન. પછી તરત ત્રણ વખત ઝરા ઝોરથી તલ્બિયહ પઢે 'લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક, લા શરીક લક લબ્બૈક, ઇન્નલ હમ્દ વન્નિઅમત લક, વલ્મુલ્ક લા શરીક લક.'

અર્થાત :- હે ખુદા ! હું હાઝિર છું તારા હુઝુરમાં, હે ખુદાવંદા ! હું હાઝિર છું, તારો કોઇ શરીક નથી. હું હાઝિર છું, તમામ તઅરીફો અને દરેક નેઅમતો તારી જ છે અને મુલ્ક તથા બાદશાહી તારી જ છે. તારો કોઇ શરીક નથી.

હવે તમે મુહરિમ (એહરામ વાળા) બની ગયા. તલ્બિયહ પછી ખાસ કરી આ દુઆ પણ માંગે 'અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક રિઝાક વલ્જન્નહ વ અઉઝુ બિક મિન ગઝબિક વન્નાર.'

અર્થાત :- હે ખુદા ! હું તારાથી તારી રઝામંદી અને જન્નત માંગુ છું અને તારી નારાઝીથી અને દોઝખથી પનાહ માંગુ છું.

હવે તવાફ શરૂ કરવા લગી તલ્બિયહ (લબ્બૈક) વધુ પ્રમાણમાં પઢતા રહે. દરેક નમાઝ બાદ અને બેસ્તાં-ઉઠતાં કોઇની સાથે મેળાપ થાય ત્યારે તલ્બિયહ પઢે. ઉંચે ચઢે તો, નીચે ઉતરે તો લબ્બૈક પઢે અને એહરામને ખરાબ કરનારી વસ્તુથી બચીને રહે. સીવેલા કપડાને પહેરવાની રીતે ન પહેરે. માથું અને મોઢું નહીં ઢાંકે, મોજા નહીં પહેરે, એવા જોડા નહીં પહેરે જેનાથી અંગુઠા અને ઘુંટી વચ્ચેની ઉંચી હાડકી ઢંકાઇ જાય. ખુશ્બુ નહીં સુંઘે, નહીં લગાડે. શરીરના વાળ તથા નખ નહીં કાપે, મર્દ, ઔરતના સંબંધોથી બચીને રહે.

**નોટ** :- ઔરત માટે સિવેલા કપડાં પહેરવાની, પગ ઢાંકવાની (મોજા પહેરવાની) ઇજાઝત છે. માથું ઢાંકેલું જ રાખે, કપડું હટાવે નહીં, પણ મોઢાને કપડું લાગી જાય એવી રીતે ઢાંકી શકાય નહીં. પર્દો કરવાની ઝરૂરત હોય તો પંખો હાથમાં રાખે. તેને મોઢા સામે કરી લે.

### મક્કએ મુઅઝ્ઝમહમાં દાખલો

મક્કએ મુઅઝ્ઝમહની હદ અને આબાદીમાં દાખલ થાય તો આ દુઆ કરે. હે ખુદા ! હું તારો ગુનેહગાર બંદો છું. હું તારી ફર્ઝ (હજ્જ) અદા કરવા અને તારી રહમતનો તલબગાર બનીને આવ્યો છું. તું મુજ ગુનેહગાર માટે રહમતના દરવાઝા ખોલી દે અને મારી હજ્જ તારી મરઝી અનુસાર અદા કરાવી દે. આમીન. વ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ.

**કઅબહ શરીફ** :- જ્યારે કઅબહ શરીફ ઉપર નઝર પડે તો ત્રણ વાર આ તકબીર પઢે. અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લાઇલાહ ઇલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ, પછી તલ્બિયહ (લબ્બૈક) પઢે અને દુરૂદ શરીફ પછી આ દુઆ પઢે. 'અલ્લાહુમ્મ ઝિદ બય્તક હાઝા તશ્રીફન વ તઅઝીમન વ તકરીમન વ બિર્રન વ મહાબતન અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ જન્નત બિલા હિસાબિન.'

બાબુસ્સલામથી હરમ શરીફમાં દાખલ થતી વખતે આ દુઆ પઢે. બિસ્મિલ્લાહી વસ્સલાતુ વસ્સલામુ અલા રસુલિલ્લાહિ, રબ્બિગ ફિરલી ઝુનુબી વફતહલી અબ્વાબ રહમતિક.

પહેલાં જમણો પગ પછી ડાબો પગ દાખલ કરે. જ્યારે કઅબહ શરીફ ઉપર નઝર પડે તો દિલ અને ઝુબાનથી કહે. અલ્લાહુમ્મ ઝિદ બય્તક હાઝા તશ્રીફન વ તઅઝીમન વ તકરીમન વ મહાબતન વ ઝિદ મન શર્રફહુ વ કર્રમહુ મિમ્મન હજ્જહુ વઅતમરહુ તશ્રીફન વ તકરીમન વ બિર્રન અલ્લાહુમ્મ અન્તસ્સલામ, વ મિન્કસ્સલામ, ફહય્યિના રબ્બના બિસ્સલામ, હે ખુદા ! તુ આ મુકદ્દસ ઘરની ઇઝ્ઝત અને તઅઝીમ અને તકરીમ તથા દબદબામાં વધારો કર અને હજ તથા ઉમ્રો કરનારા જે બન્દા એની તશ્રીફ, તઅઝીમ, તકરીમ કરે તેમની પણ તશ્રીફ કર અને તેમની સાથે એહસાન કરવામાં વધારો ફરમાવ. હે

ખુદા! તુ જ સલામતી આપનાર છે અને સલામતી તારા તરફથી જ મળી શકે છે. અમને સલામતીની સાથે રાખ.

અગર ફર્ઝ નમાઝનો ટાઇમ અને જમાઅતની તૈયારી હોય તો પહેલાં નમાઝ પઢી લે, પછી તવાફ કરે, નહીં તો જતાંની સાથે જ તવાફની તૈયારી કરે. પ્રથમ 'ઇઝતિબાઅ' કરે, એટલે ઓઢેલી ચાદરના સીધા છેડાને જમણા હાથની બગલની નીચે લઇ ડાબા ખભા ઉપર એવી રીતે નાંખી લે કે જમણો ખભો ખુલ્લો રહે.

પછી તવાફ શરૂ કરે. હજરે અસ્વદની સામે એવી રીતે ઉભો રહે કે 'હજરે અસ્વદ' પોતાની સીધી બાજુ રહે અને તવાફે કઅબહની દિલમાં નિય્યત કરે તેમ ઝબાનથી પણ કહે.

નિય્યત-અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુ તવાફ બય્તિક ફયસ્સિરહુ લી વતકબ્બલ્હુ મિન્ની

પછી હજરે અસ્વદની સામે જઇ કહે, બિસ્મિલ્લાહિ વલ્લાહુ અકબર વ લિલ્લાહિલ હમ્દુ વસ્સલાતુ વસ્સલામુ અલા રસુલિલ્લાહી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ, કહી બન્ને હાથ કાનો સુધી ઉઠાવે. જેમ કે નમાઝ શરૂ કરતી વખતે ઉઠાવે છે, પછી હાથ છોડી હજરે અસ્વદ પાસે આવી તેને એવી રીતે અદબથી ચુમે કે ચૂમવાનો આવાઝ ન આવે. અગર ભીડ હોય તો બન્ને હાથ, નહીં તો ફક્ત જમણાં હાથ લગાડી ચુમી લે. અથવા હાથથી તેની સામે ઇશારો કરી હાથ ચુમી લે, પછી નીચી નઝરે પોતાની જમણી તરફ ચાલી સાત ચક્કર લગાવે. બની શકે તો દરેક ચક્કર વખત હજરે અસ્વદને ચુમે.

મરદ પહેલા ત્રણ ચક્કરમાં રમલ કરે. એટલે ખભા હલાવી, છાતી કાઢી, ટુંકા-ટુંકા કદમે જલ્દી-જલ્દી ચાલે જેવી રીતે એક બહાદુર મુજાહિદ સૈનિક મુકાબલા માટે નિકળે છે. તવાફની હાલતમાં દુઆ યાદ હોય તે પઢે, નહીં તો 'રબ્બના આતિના ફિદુન્યા હસનતન વફિલ આખિરતિ હસનતન પઢતા રહે. તવાફ દરમિયાન "રૂકને યમાની' પાસે આવે (જે જુનૂબ (ઉત્તર) તરફનાં ખુણો છે) તો તેનો ઇસ્તીલામ કરે. એટલે તેને બન્ને હાથ અથવા સીધો હાથ લગાડે.

રૂકને યમાની અને હજરે અસ્વદના દરમિયાની રસ્તામાં આ દુઆ પઢે. રબ્બના આતિના ફિદ-દુન્યા હસનતંવ વફિલ આખિરતિ હસનતંવ વ કિના અઝાબન્નાર

હજરે અસ્વદ પાસે પહોંચી બોસો આપે, આ એક ચક્કર થયો. એવી જ રીતે બીજા છ ચક્કર લગાવે તો એક તવા પુરો થશે.

પછી હજરે અસ્વદ પાસે જઇ ચૂંબન કરે, નહીં બની શકે તો સામે ઉભા રહી હાથ લગાડવાનો ઇશારો કરી તેને ચૂમી લે. ખભાને એહરામની ચાદરથી ઢાંકી લે. પછી મકામે ઇબ્રાહીમની પાછળ નઝદીકમાં જ્યાં જગ્યા મળી જાય, મકરૂહ ટાઇમ ન હોય તો તવાફ પછીની બે રકઅત પઢે અને મકરૂહ ટાઇમ હોય તો ફક્ત દુઆ પર બસ કરે (અને નમાઝે તવાફ મકરૂહ ટાઇમ જવા પછી અદા કરી લે) પછી ઝમઝમ શરીફના કુવા પાસે જઇ ત્રણ શ્વાસમાં પેટ ભરીને પાણી પીએ. દરેક શ્વાસ વખતે આ દુઆ પઢે.

'અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક ઇલ્મન નાફિઅન વ રિઝ્કન વાસિઅન વશિફાઅમ મિન કુલ્લિ દાઅ' પછી હજરે અસ્વદ અને ખાનએ કઅબહ શરીફના દરવાઝાના વચલા ભાગ 'મુલ્તઝમ'ને વળગી જાય પોતાની છાતી પેટ અને સીધો ગાલ ચોંટાડી રાખી, ખુદાને પુકારી રડી-રડી ખુબ દુઆ માંગે.

પછી હજરે અસ્વદને ચૂમી બાબુસ્સફા તરફથી નિકળી સઇ કરે. સફા પહાડથી શરૂ કરે અને મરવા પહાડ તરફ જાય. વચમાં દોડવાની જગ્યએ મર્દ દોડે. (ઔરત દોડે નહીં) પછી મરવાથી સફા તરફ જાય અને દોડવાની જગ્યાએ દોડે, આ બે ચક્કર થયા. આવા સાત ચક્કર પુરા કરી દુઆ માંગી, વાળ કપાવી, એહરામ ખોલી નાખે, સઇ વખતે કઇ-કઇ દુઆ માંગવાની છે તે કિતાબમાં જોઇ વાકિફ થઇ જવું જોઇએ.

જેવી રીતે તમે ઉમ્રહનો એહરામ બાંધ્યો હતો. એવી જ રીતે આઠમી ઝિલ્હજ્જની સવારે ઇશરાક

પછી હજ્જનો એહરામ બાંધી લેવો. (ઉમ્રાના બદલે હજ્જની નિય્યત કરવી) પછી જલ્દી 'મિના' પહોંચવાની કોશિશ કરવી. આઠમાની ઝુહરથી નવ્મીની ફજર સુધી (પાંચ નમાઝો) મિનામાં પઢવી. નમાઝ વગરનો વખત ઝિક્ર અને તિલાવતમાં ગુઝારવાનો છે. નવ્મીના સુર્યોદય પછી અરફાત માટે રવાના થઇ જવું જોઇએ અને 'લબ્બૈક' ચાલુ રાખવું જોઇએ. 'અરફાત' પહોંચ્યા પછી ઇચ્છા હોય તો થોડોક આરામ કરી ઝવાલ થતાંની સાથે ગુસ્લ કરી લે. ગુસલ કરી લેવા જેટલો સમય ન હોય તો વુઝુ કરી લેવું પણ કાફી થઇ પડશે. પછી અરફાતની મસ્જિદ (મસ્જિદે નમેરહમાં) ઇમામની પાછળ ઝુહર અને અસરની નમાઝ ઝુહરના વખતે એક અઝાન અને બે ઇકામતો સાથે પઢવાનો હુકમ છે.

પ્રથમ અઝાન થશે, પછી ઇમામ ખુત્બો પઢશે. પછી ઇકામત કહી જમાઅત સાથે ઝુહર પઢવામાં આવશે. પછી સુન્નત-નફિલ પઢ્યા વગર તે જ વખતે બીજી ઇકામત કહી અસરની નમાઝ જમાઅત સાથે પઢવામાં આવશે.

સુચના :- (૧) જે હાજી અરફાતના ઇમામની પાછળ ઝુહર અને અસરની નમાઝ પઢે. તેના માટે ઉપરોક્ત રીતે ઝુહર અને અસરની નમાઝ મેળવીને પઢવાનો હુકમ છે. જેમને ઇમામે હજ્જની પાછળ નમાઝ પઢવાનો મૌકો નહીં મળે તેઓ એકલા પઢે કે જમાઅત સાથે તેમને ઝુહરના સમયે ઝુહર અને અસરના સમયે અસર પઢવાની છે. ઝુહરના સમયે અસર પઢી શકાશે નહીં. આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ.

(૨) ઇમામ મુસાફિર હશે તો કસ્ર કરશે. એટલે મુકતદીઓમાં જેઓ મુકીમ હશે તેમને ઇમામના સલામ ફેરવ્યા પછી બે રકઅત પઢવી જરૂરી છે.

(૩) ઇમામ મુસાફિર ન હોય, બલ્કે મુકીમ હોય અને નમાઝ કસ્ર કરે જેમ કે હમ્બલી ઇમામ કરે છે; તો હનફી મુસાફિર હોય કે મુકીમ, તે ઉપરોક્ત ઇમામની ઇકતિદા કરી શકશે નહીં. જેથી નમાઝ પહેલાં જાણકાર મુઅલ્લિમ અને કોઇ અનુભવી આલિમથી એ વિષે તહકીક કરી લેવી. આવા સંજોગોમાં બેહતર એ છે કે પોતાની જગ્યાએ સાથીઓ સાથે ઝુહરના સમયે ઝુહર અને અસરના સમયે અસર જમાઅત સાથે હમેશ મુજબ પઢી લે.

નમાઝ સિવાયનો વખત દુઆ ઇસ્તિગફાર અને આહોઝારી સાથે દુઆ માંગવામાં પસાર કરે. બની શકે તો 'લબ્બૈક' પુકારતાં-પુકારતાં 'જબલે રહમત'ની નઝદીકમાં 'વુકુફ' માટે જાય અને કિબ્લા તરફ મોં કરી ઉભા રહીને દુઆ કરે અને સો (૧૦૦) વખત 'લાઇલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ, વલહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર' સો વખત કુલ હુવલ્લાહ, સો વખત દુરૂદે ઇબ્રાહીમ પઢે. પછી પોતાના અને પોતાના માં, બાપ, ભાઇ-બહેન, સગા, સ્નેહીઓ, સંબંધિતો અને તમામ મુસલમાનો માટે દુઆ કરતા રહે, આજનો દિવસ સફરનો મહત્વપૂર્ણ દિવસ છે, એક મિનિટ પણ બેકાર જવી જોઇએ નહીં. સુર્યાસ્ત પછી મગ્રિબની નમાઝ પઢ્યા વગર 'મુઝદલિફહ' રવાના થઇ જાય 'અરફાત'થી સુર્યાસ્ત પહેલાં નિકળી જશે તો ગુનેહગાર થશે અને 'દમ' લાગુ પડશે. 'મુઝદલિફહ' પહોંચી મગ્રિબ-ઇશા એકી સાથે ઇશાના વખતે એક અઝાન અને એક ઇકામતથી પઢે. અઝાન અને તકબીર કહી મગ્રિબ પઢે. પછી સુન્નત વિગેરે પઢ્યા વગર અને અઝાન, ઇકામત કહ્યા વગર ઇશા પઢે. ઇશા પછી મગ્રિબ અને ઇશાની સુન્નતો અને વિત્ર પઢે. આજની રાત હાજીઓ માટે લય્લતુલ કદ્રથી ઉત્તમ છે. અલ્લાહનો ઝિક્ર, દુઆ, ઇસ્તિગ્ફાર, તિલાવત અને દુરૂદ શરીફમાં મશ્ગુલ રહે. આરામની જરૂરત હોય તો આરામ કરી, તહજ્જુદ વખતે ઉઠી તહજ્જુદ બાદ દુઆ ઇસ્તિગ્ફાર તિલાવત વિગેરેમાં મશ્ગુલ રહે. ફજરની નમાઝ સુબ્હે સાદિક પછી અંધારામાં પઢી લે. પછી 'જબલે કુઝહ' ઉપર અથવા તેની પાસે આવી 'વુકુફ' કરે અને લબ્બૈક, તકબીર, તહલીલ, દુઆ, ઇસ્તિગ્ફાર, દુરૂદ વિગેરે પઢતા રહે. ત્યાં નહીં જઇ શકે તો પોતાની જગ્યાએ પઢે.

જ્યારે સુર્યોદયની તૈયારી હોય (બે ત્રણ મિનિટ બાકી હોય) ત્યારે 'મિના' માટે રવાના થઇ જાય 'રમી' માટે અહીંથી (મુઝદલિફહ) થી કાંકરીઓ લઇ લે. 'મિના' પહોંચી 'જમ્રએ અકબહ' (મોટા શય્તાનને) સાત કાંકરીઓ મારે, (પહેલી કાંકરી મારતાંની સાથે લબ્બૈક પઢવું બંધ કરી દે.) દરેક કાંકરી વખતે આ દુઆ પઢે "બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર, રગ્મન લિશ્શયતાન, વ રિઝન લિર્રહમાન, અલ્લાહુમ્મજ અલ્હા હજ્જમ મબ્રૂરા, વ ઝમ્બમ મગ્ફુરા,વ સઅયમ મશકુરા.

આજે (દસ્મી ઝિલ્હજના) 'રમી'નો વખત સુબ્હે સાદિકથી લઇ અગ્યારમીની સુબ્હે સાદિક લગી છે. પરંતુ મસ્નુન વખત સુર્યોદય પછી ઝવાલ સુધી છે. (સ્ત્રી, વૃદ્ધ અને બીમાર માટે સુર્યોદય પહેલાં 'રમી' મકરૂહ નથી) ઝવાલથી ગુરૂબ લગી મબાહ અને ગુરૂબથી સુબ્હે સાદિક લગીનો વખત મકરૂહ છે. પરંતુ સ્ત્રીઓ, વૃદ્ધો અને બીમારો માટે મકરૂહ નથી, અગ્યારમીની સુબ્હે સાદિક લગી દસ્મીની 'રમી' નહીં કરશે તો કઝા સાથે 'દમ' લાગુ પડશે' 'રમી'થી પરવારીને કુર્બાની કરે. ત્યાર બાદ માથાના વાળ મુંડાવે અથવા કપાવે. હવે એહરામ પુરો થઇ ગયો. (પરંતુ તવાફે ઝિયારત કરતાં પહેલા સ્ત્રી-સંભોગ વિગેરે હલાલ નથી) પછી મક્કહ મુઅઝ્ઝમહ જઇ તવાફે ઝિયારત (જે હજ્જના ફર્ઝોમાંથી છે.) કરી લે એ બેહતર છે. જો કે એનો વખત બારમીના સુર્યાસ્ત સુધી છે. તે પછી મકરૂહે તહરીમી છે. તવાફને લગ્તા કામોથી ફારિગ થઇ રાત 'મિના'માં પસાર કરે.

અગ્યારમી તથા બારમીના ઝવાલ પછી ઝુહરની નમાઝ બાદ ત્રણે જમ્રા (શય્તાન)ને કાંકરીઓ મારવી વાજિબ છે. પ્રથમ 'જમ્રએ ઉલા' (નાના શય્તાન) ને પછી 'જમ્રએ વુસ્તા' (વચલા શય્તાન) ને અને તે પછી 'જમ્રએ અકબહ' (મોટા શય્તાન)ને સાત-સાત કાંકરીઓ મારે-

**સુચના** :- અગ્યારમી તથા બારમી તારીખના 'રમી' (કાંકરી મારવા)નો સમય ઝવાલથી શરૂ થાય છે, ઝવાલ પહેલાં 'રમી' જાઇઝ નથી, કરશે તો મુઅતબર (સ્વીકાર પાત્ર) ગણાશે નહીં. સ્ત્રીઓ, વૃદ્ધો અને બીમારો માટે મગ્રિબ પછીનો સમય મકરૂહ નથી. બારમીએ મક્કા મુઅઝ્ઝમહ ચાલ્યા જવું હોય તો ઝવાલ પછી 'રમી'થી ફારિગ થઇ મગ્રિબ પહેલાં 'મિના'થી નિકળી જાય, બેહતર એ છે કે તેરમીની 'રમી'થી પરવારીને જાય, મક્કામાં તેરમી પછી પોતાના અને પોતાના માં-બાપ વગેરે માટે ઉમ્રહ કરતા રહે. ઉમ્રાહનો મોટો સવાબ છે, વિદાય થતી વખતે 'તવાફે વિદાઅ' કરે, બે રકઅત નમાઝ પઢે, ઝમઝમ મુબારક ખૂબ પેટ ભરીને પીએ, 'મુલ્તઝમ'ને વળગીને, ખુદાને પુકારી આક્રંદ અને રૂદન સાથે દુઆ કરે, જુદાઇના અફસોસ સાથે રડમશ અવસ્થામાં વિદાય થાય.

દરવાઝા ઉપર પહોંચી અંતિમ દુઆ કરી દરબારે રિસાલતમાં હાઝરી આપવા માટે રવાના થઇ જાય હાઝરી વખતે અને કિયામ (રહેઠાણ)ના સમયમાં અદબનો ખાસ ખ્યાલ રાખે. 'સલાતો સલામ'માં વધુ મશ્ગુલ રહે, ખુદાપાક દરેક મુસલમાનને આ સઆદત નસીબ કરે. આમીન

રહે મેરા મસ્કન હવાલિયે કઅબહ
બને મેરા મદફન દિયારે મદીનહ
(આમીન)

વ સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિવં વઅલા આલિહિ વ અસ્હાબિહિ અજમઇન. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### રમીનો બેહતર ટાઇમ

(૧૪૦૯) સવાલ :- 'રમી' (શય્તાનને કાંકરી મારવા)નો ટાઇમ કયો બેહતર છે ? ૧૨મી ઝિલ્હજના આપણે મિનાથી મક્કા શરીફ જવું હોય તો ઔરતોની સહુલત માટે ઝવાલ પહેલાં રમીથી ફારિગ થઇ શકાય કે નહીં ?

જવાબ :- ૧૦ મી તારીખે 'રમી'નો ટાઇમ સુબ્હે સાદિકથી શરૂ થઇ ૧૧મીની સુબ્હે સાદિક લગી રહે છે, પણ મસ્નુન ટાઇમ તુલૂએ આફતાબથી ઝવાલ સુધી છે. ઔરતો માટે તુલૂએ આફતાબ પહેલાં રમી વિના કરાહતે જાઇઝ છે. ઝવાલથી ગુરૂબ લગીનો ટાઇમ મબાહ છે અને ગુરૂબથી સુબ્હે સાદિક લગીનો ટાઇમ મકરૂહ છે. ૧૧મી તથા ૧૨ મીના 'રમી'નો ટાઇમ ઝવાલ પછી શરૂ થાય છે, માટે ઝવાલ પહેલાંની રમી મોઅતબર ગણાશે નહીં. ઝવાલ બાદ પાછી કરવી પડશે. નહીં કરશે તો દમ લાગુ પડશે. ઔરતો પણ ઝવાલ પછી જ રમી કરે. ભીડને લઇ ઝવાલ પછી દિવસના શય્તાનોને કાંકરી નહીં મારી શકાય તો મગ્રિબ બાદ મારે, ઔરતો માટે રાતનો ટાઇમ બેહતર છે. એક દિવસ વધારે રહી ૧૩ મી ના ઝવાલ પછી રમીથી ફારિગ થઇ મક્કહ જાય. ૧૩ મી ની સવારે પણ 'રમી' જાઇઝ છે. પણ મકરૂહે તન્ઝીહી છે સારાંશ કે ૧૧ મી અને ૧૨ મી ની 'રમી'નો ટાઇમ ઝવાલ પછી જ શરૂ થાય છે. માટે ઝવાલ પહેલાં રમી જાઇઝ નથી 'લિ અન્ન વક્તર્રમ્યિ ફી હાઝલ યવ્મિ બઅદઝ-ઝવાલિ ઉરિફ બિફિઅલિ રસુલિલ્લાહી (સલ.) ફલા યજૂઝુ કબ્લહુ' (મબ્સુત) અર્થાત :- ૧૨મી ના પણ (૧૧ મા ની જેમ) રમીનો ટાઇમ ઝવાલ પછી છે આપ (સલ.)ના ફેઅલથી સાબિત છે. માટે ઝવાલ પહેલાં રમી જાઇઝ નથી. (મબ્સૂત ભાગ ૪ પાનું-૬૮) (ઝુબ્દતુલ મનાસિક મઅ ઉમ્દતુલ મનાસિક ભાગ-૧ પાનું-૧૯૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### હજ્જે બદલ ક્યાંથી કરાવે ?

(૧૪૧૦) સવાલ :- શું ફર્માવે છે ઉલ્માએ દીન નીચેના મસ્અલામાં કે મર્હુમો ઇન્ડીઆમાં ગુઝરી ગયા છે અને મારે પરદેશ (લંડન) પહોંચ્યા બાદ બારોબાર લંડનથી હજ્જે બદલ માટે માણસો લઇ જવા છે તો એ હજ્જે બદલ સહીહ ગણાશે કે નહીં ?

જવાબ :- મર્હુમો ઉપર હજ ફર્ઝ હોય અને તેઓએ હજ્જે બદલની વસિય્યત કરી હોય અને તેમના પૈસે હજ્જે બદલમાં માણસો મોકલવા હોય તો ઇન્ડીઆથી અને મર્હુમોના વતનથી મોકલવા જરૂરી છે. લંડનથી મોકલવામાં હજ્જે બદલ સહીહ ગણાશે નહીં, હાં, જો મર્હુમોએ લંડનથી હજ કરવાની રજા આપી હોય તો કરાવી શકાય છે, તેમજ મર્હુમોની વસિય્યત વગર તમે તમારા તરફથી તમારા પૈસાથી હજ્જે બદલ કરાવવા હોય તો પણ જાઇઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મહરમ વગર ઔરતે હજ્જ કરવી નહીં

(૧૪૧૧) સવાલ :- એક બાઇની ઉંમર ૩૫ વર્ષની છે તેમની ઉપર હજ્જ ફર્ઝ નથી. પણ તેમનો છોકરો સફરમાં છે. તે માંને હજ્જ પઢવા મોકલે છે. પરંતુ અહિંયાથી કોઇ મહરમ સાથે નથી. કાકાના છોકરા અથવા માંના પિત્રાઇ ભાઇ સાથે હજ્જ પઢવા જઇ શકે છે કે નહીં ?

જવાબ :- પુછેલી સુરતમાં બાઇની સાથે ધણી અથવા મહરમનું હોવું જરૂરી છે. કાકાનો છોકરો અને માંનો પિત્રાઇ ભાઇ મહરમ નથી. માટે એઓ સાથે હજ્જ પઢવા જઇ શકતી નથી, જશે તો સખ્ત ગુનેહગાર થશે. મહરમ વિના હજ માટે જવાની વઇદો ઉપરના મસ્અલાઓમાં ખુલાસાથી આવી ગઇ છે. જેની નોંધ લેશો. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ધણીનો ભત્રીજો મહરમ નથી

(૧૪૧૨) સવાલ :- ઔરત પોતાના સગા ભત્રીજા સાથે હજ અદા કરવા માટે જઇ શકે ? (જ્યારે કે એના મહરમોમાંથી બીજો કોઇ મહરમ નથી)

જવાબ :- ઔરત પોતાના સગા ભત્રીજા સાથે હજ્જ પઢવા જઇ શકે છે. પણ ધણીના ભત્રીજા સાથે જઇ શકતી નથી. કોઇ મહરમ ન હોય તો હજ્જે બદલની વસિય્યત કરી જાય. ગૈર મહરમ સાથે અથવા વિના મહરમે હજ પઢવા જવું દુરૂસ્ત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## દેવર કે જેઠ મહરમ નથી

(૧૪૧૩) સવાલ :- માં અને છોકરો તથા બીજા છોકરાની ઔરત (વહુ) હજ માટે જઇ શકે કે નહીં?

જવાબ :- પુછેલી સુરતમાં હજ માટે જઇ શકે છે, કારણ કે તેનો મહરમ તેનો છોકરો સાથે છે. પણ વહુ જઇ શકતી નથી, કારણ કે સાસુ અને દેવર કે જેઠ મહરમની ગરજ સારી શકતા નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુફરિદ માટે કુર્બાની

(૧૪૧૪) સવાલ :- શું મુફરિદ (માત્ર હજ કરનાર) માટે પણ કુર્બાની છે ?

જવાબ :- હાં, મુફરિદ માટે પણ હજના શુક્રિય્યહના બદલામાં કુર્બાની છે. પણ મુસ્તહબ છે. વાજિબ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## સાવકો જમાઇ મહરમ નથી

(૧૪૧૫) સવાલ :- સાવકી સાસુ પોતાના સાવકા જમાઇ સાથે હજ કરી શકે કે નહીં ? નહીં કરી શકે, છતાં હજ માટે જાય તો હજ અદા થાય કે નહીં ?

જવાબ :- સાવકો જમાઇ મહરમ નથી.માટે સાવકી સાસુ તેની સાથે સફર કરી શકતી નથી. જો કે હજ માથેથી ઉત્રી જાય છે. પણ શરીઅતનો કાનુન તોડવાનો સંગીન ગુનોહ બન્નેવને લાગુ પડશે અને સખત ગુનેહગાર થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## હજના મહીનામાં નફલી ઉમ્રો કરી શકાય ?

(૧૪૧૬) સવાલ :- જેણે 'તમત્તુઅ'ના ઇરાદે 'ઉમ્રા'નો એહરામ બાંધ્યો તે ઉમ્રાથી ફારિગ થઇ મક્કામાં રહેવાના ઝમાનામાં હજ પહેલાં નફલી ઉમ્રો કરી શકે કે નહીં ?

જવાબ :- કવી એ છે કે હજના મહીનામાં 'મુતમત્તિએ આફાકી' (જેમાં હિંદુસ્તાની હાજી પણ શામિલ છે) યવ્મે અરફહ અને યવ્મે નહર (યવ્મે ઇદ) તથા અય્યામે તશ્રીક (૧૧ મી ૧૨ મી ૧૩ મી ઝિલ્હજ) સિવાયના દિવસોમાં નફલી ઉમ્રહ વિના વાંધે કરી શકે છે. (ગુન્યતુલ મનાસિક પા. ૧૦૯)

ઇર્શાદુસ્સારીના કર્તા શેખ અ. ગની (રહ.) લખે છે કે નાવાકિફ મુતમત્તિઅ હાજીઓને જાહિલ મુઅલ્લિમ નફિલ ઉમ્રહથી રોકે છે એ ખોટું છે. ગરીબ નાવાકિફ પરદેશી હાજીઓ એવી ઇબાદતથી મહરૂમ રહે છે જેને તેઓ પોતાના દેશમાં અદા કરી શકતા નથી અને હજજથી ફારિગ થઇ વતન જવાની તૈયારીમાં ટાઇમ નહીં મળવાથી એક મોટી ઇબાદતથી (જેનો સવાબ હજ્જના બરાબર છે) મહરૂમ લોટે છે. (પાનું-૧૯૪) માટે ઉમ્રો કરવામાં વાંધો નથી, જાઇઝ છે. મેં પણ એના ઉપર અમલ કર્યો છે. (અબ્દુર્રહીમ) અલ્હમ્દુ લિલ્લાહ, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## એહરામ ક્યાંથી બાંધવું ?

(૧૪૧૭) સવાલ :- યુ. કે. થી હજ પઢવા જનાર લંડનથી પ્લેન દ્વારા રવાના થાય છે, તો હજ માટે એહરામ ક્યાંથી બાંધે ? લંડનથી કે જિદ્દહથી ?

જવાબ :- જો લંડનથી હવાઇ જહાઝથી સફર કરે અને મીકાતની હદમાંથી પસાર નહીં થાય તો જિદ્દહ પહોંચી એહરામ બાંધે અને જો મીકાતની હદમાંથી પસાર થતા હોય તો લંડનથી બાંધે, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## શય્તાનને કાંકરી ડાબા હાથે મારી શકાય ?

(૧૪૧૮) સવાલ :- એક માણસને ડાબા હાથથી કામ કરવાની આદત છે, સીધા હાથથી કામ થઇ શકતું નથી અને મિનામાં શય્તાનને કાંકરા મારવાના છે તો માણસ ડાબા હાથે કાંકરા મારી શકે કે નહીં?

જવાબ :- સીધા હાથે કાંકરી મારવું મસ્નૂન છે. વધુ સવાબ મળે છે માટે બન્તાં સુધી સીધા હાથે કાંકરી મારે. મરાકિલ ફલાહમાં છે. વલ્મસ્નુનુ-ર્રમ્યુ બિલ્યદિલ યુમ્ના.... (મરાકિલ ફલાહ મઅ તહતાવી પાનુ-૪૨૭) જો સીધા હાથે નહીં મારી શકે તો ડાબા હાથે મારવામાં કાંઇ વાંધો આવશે નહીં, જાઇઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઔરત બીમારીને લઇ તવાફે ઝયારત ન કરી શકી તો એની હજ અદા થવાની શું રીત છે ? અને શોહર માટે ક્યારે હલાલ થશે ?**

(૧૪૧૯) સવાલ :- એક મિયાં-બીવીએ હજ માટે સફર કર્યો ત્યાં જઇ બધા અરકાન વુકુફે અરફહ, વુકુફે મુઝદલિફહ અને રમી વિગેરે તરતીબથી અદા કર્યા પરંતુ આખિરી રૂકન તવાફે ઝયારત બીવી ન કરી શકી, કારણ કે મિનામાં એના ઉપર ફાલિજનો સખત હુમ્લો થયો. દિમાગ ઉપર પણ એનો અસર છે. ડોકટરે ચાલ્વા-ફરવાથી મના કરી દીધું. અમુક દિવસ ત્યાં ઇલાજ કર્યો, ત્યારબાદ જ્યારે પોતાના વતન પાછા લઇ જવાનો ઇરાદો કર્યો તો તે હૈઝની હાલતમાં હતી જેથી ત્યારે પણ સુતાં-સુતાં ત્રણ સીટવાળી જગા પર સફર કર્યો. વતનમાં ઇલાજ ચાલુ છે અને એનો ધણી મસ્કતમાં છે. હવે પુછવાનું એ કે (૧) આવા સંજોગોમાં એના એહરામની પાબંદી રહેશે કે નહીં ? (૨) એના હજને મુકમ્મલ થવાની શું રીત છે ? હાલમાં પણ મક્કહ જવા જેવી હાલત નથી, જો એના બદલે બીજા કોઇન મોકલી આપીએ તો નિયાબત કાફી થઇ જશે કે નહીં ? (૨) જો ખુદા ન કરે લાંબી મુદ્દત સુધી ઔરત સફર પર કાદિર ન હોય તો ત્યાં સુધી ધણી-ધણીયાણીના સંબંધ છોડવું જરૂરી છે ? (૫) જો તે તંદુરસ્ત થઇ જાય અને ત્યાં જવાનો ઇત્તિફાક થઇ જાય તો મક્કહ મુકર્રમહ એહરામ બાંધીને જાય કે વિના એહરામે ? નિય્યત શું કરે ? જો હજના ઝમાનામાં જવાનો ઇત્તિફાક થાય તો તે વખતે કયો એહરામ બાંધે ?

જવાબ :- જ્યારે ઔરત વુકુફે અરફહ, વુકુફે મુઝદલિફહ અને રમી તથા કુર્બાની અને કસર (વાળ કાપ્વા)થી ફારિગ થઇ ચૂકી છે તો એવી હાલતમાં એહરામની પાબંદી રહી નથી. અલબત્ત બીમારીના લઇ તવાફે ઝયારત બારમી (૧૨)મી ઝિલ્હજ સુધી થઇ ન શક્યો તો એના ઝિમ્મે દમ વાજિબ છે અને સફર સમયે પણ હૈઝના લઇ તવાફથી મહરૂમ રહી તો જ્યાં સુધી તવાફે ઝયારત અદા કરશે નહીં, શોહર માટે હલાલ થશે નહીં. હમ બિસ્તર થશે તો દમ લાઝિમ આવશે. હવે એને જોઇએ કે તવાફે ઝયારત અદા કરવા માટે ઉમ્રહનો એહરામ બાંધીને જાય નિયાબત (બદલામાં કોઇને મોકલવું) કાફી નથી. તવાફે ઝયારત કરે અને ઉમ્રહના તવાફ અને સઇથી ફારિગ થઇ બાલ કપાવી (કસ્ર કરાવી) એહરામ ખોલી નાખે અને જો હજના દિવસોમાં જવાનો ઇત્તિફાક થાય તો તવાફે ઝયારત અને ઉમ્રહથી ફારિગ થઇ નફિલ હજ પણ કરી શકે છે અને જો મક્કહ મુઅઝ્ઝમહ જવાનો મૌકો જ ન મળ્યો તો અગર જે વર્ષે હજ વાજિબ થઇ તે વર્ષે હજ કરી ન હોય બલ્કે તાખીરથી કરી હોય તો તવાફે ઝયારતની વસિય્યત કરવું લાઝિમ છે, નહીં તો વસિય્યત કરવું લાઝિમ નથી. 'દુર્રે મુખ્તાર'માં છે. (વલા ઇહસાર બઅદ મા વકફ બિઅરફત).... (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૨ પાનું-૩૨૨)

'મુઅલ્લિમુલ હુજ્જાજ'માં છે કે **મસ્અલહ** :- યે તવાફ (તવાફે ઝયારત) કિસી ચીઝસે ફાસિદ નહીં હોતા ઔર ફૌત ભી નહીં હોતા યઅની તમામ ઉમરમેં હો સકતા હે, અલબત્તહ અય્યામે નહરમેં કરના વાજિબ હે ઉસ્કે બાદ દમ વાજિબ હોતા હે ઔર યે તવાફ લાઝિમ હે, ઉસ્કા બદલ કુછ નહીં હો સકતા... (પાનું-૧૯૫)

**મસ્અલહ** :- તવાફે ઝયારતકે બાદ ઔરતસે સોહબત વગૈરહ ભી હલાલ હો જાતી હે, અગર કિસીને

યે તવાફ ન કિયા તો ઉસકે લિયે ઔરતસે સોહબત વગૈરહ હલાલ ન હોગી, અગરચે સાલહા સાલ ગુઝર જાએ. તવાફ કરનેકે બાદ હલાલ હોગી. (મુઅલ્લિમુલ હુજ્જાજ પાનું-૧૯૬)

'ઝુબ્દતુલ મનાસિક'માં છે કે :- **મસ્અલહ** :- ઔર યે (તવાફે ઝયારત) ખુદ કરના ફર્ઝ હે અગરચે કિસીકી ગોદમેં હો ઉસ્મે નયાબત જાઇઝ નહીં હે મગર બેહોશકે વાસ્તે નયાબત દુરૂસ્ત હે (ભાગ-૧ પાનું-૧૮૦)

'શામી'માં છે કે :- વકવ્નુહુ (અય તવાફુઝ-ઝયારતિ) બિનફસિહિ વલવ મહમૂલન ફલા યજાુઝુ-ન્નિયાબતુ ઇલ્લા લિમુગ્મા અલયિહ (ભાગ-૨ પાનું-૨૫૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**દુઆ**

**અલ્લાહુમ્મ ઇન્ન હાઝલ કિતાબ વસીલતી ઇલય્ક વફી મગફિરતિ-કલ વુસ્અતિ હીલતી લદય્ક લાઇલાહ ઇલ્લા અન્ત સુબ્હાનક લબ્બૈક, વસઅદય્ક ફગ્ફિર, અલ્લાહુમ્મ-ર્હમ ઉમ્મત મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રહમતન આમ્મતન, ઇય્યાક નઅબુદુ વઇય્યાક નસ્તઇનુ વનતવક્કલુ અલય્ક, રબ્બના અલય્ક તવક્કલના વઇલ્ક અનબ્ના, વઇલય્કલ મસીર, વમા અલય્ના ઇલ્લલ બલાગુલ મુબીન, બલાગુન ફહલ યુહલકુ ઇલ્લલ કવ્મુલ ફાસિકુન, હામીમ, અલ્અમ્રૂ વજાઅ-ન્નસ્રૂ ફઅલય્ના લા યુન્સરૂન, વસલ્લલ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહિ મુહમ્મદિવં વઆલિહી વઅસ્હાબિહી અજમઇન**

હે અલ્લાહ ! હું આ કિતાબને તુજ લગી પહોંચવાનો વસીલો બનાવું છું અને તારી વિશાળ બખ્શિશમાં મારી નજાતનો ઝરીઓ છે. તુ જ મારો મઅબુદ છે, તારી ઝાત પાક છે. હું તારી ઇબાદત માટે હરઘડી હાઝિર છું. હે અલ્લાહ તુ ઉમ્મતે મુહમ્મદિય્યહ ઉપર આમ મહેરબાની અને બખ્શિશ ફર્માવ, હમો તારી જ ઇબાદત કરીએ છીએ અને તારાથી જ મદદ માંગીએ છીએ, હે હમારા રબ ! અમે તારા ઉપર જ વિશ્વાસ રાખીએ છીએ અને તારા તરફ જ પાછા જનાર છીએ અને હમારા ઝિમ્મે માત્ર પહોંચાડવાનું જ છે, આ રીતનું કે ફક્ત ફાસિક જ (નાફર્માન જ) હલાક થાય. હામીમ અલ્અમ્રૂ વજાઅ-ન્નસ્રૂ ફઅલય્ના લા યુન્સરૂન અલ્લાહપાક ! મખ્લૂકના અફઝલ તરીન હઝરત મુહમ્મદ (સલ.) અને આપની તમામ આલ અને તમામ અસ્હાબ (રદી.) ઉપર દરૂદ અને રહમત નાઝિલ ફર્માવ. (આમીન).

**ફતાવા રહીમિય્યહકે મુત્આલ્લિક સય્યિદુલ મિલ્લત હઝરતુલ અલ્લામહ મૌલાના સય્યિદ મુહમ્મદ મિયાં સાહબકે તઆસ્સુરાત**

અહકર ઈન ફતાવાકે મુતાલઆસે મુશર્રફ ઔર મુસ્તફીદ હુવા. અગર અહકરકી તસ્દીક કોઈ વઝન રખતી હૈ તો અહકર ઈન તમામ ફતાવાકી તસ્દીક કરતા હૈ. બઅઝ જવાબાત કુછ તવીલ હૈ. બઅઝને મઝમુન યા રિસાલેકી સુરત ઈખ્તિયાર કર લી હૈ મગર જો કુછ લિખા ગયા હૈ વોહ પૂરી તહકીકસે લિખા ગયા હૈ. મઅલુમ હોતા હૈ મૌલાનાકા ઝહન ફિકહએ અહનાફકે સાંચેમેં ઢલ ગયા હૈ. આપકા કલમ જો જવાબ લિખતા હૈ વો ફિકહકે મુતાબિક નિહાયત સહીહ હોતા હૈ. અલ્લાહ તઆલા ઈન ફતાવાકે નફઅકો આમ ઔર દાઈમ ફરમાયે હઝરત મુફતી સાહબકો ઉસકે અજરે અઝીમસે નવાઝે. આમીન.

નયાઝમંદ, મુહતાજે દુઆ મુહમ્મદ મિયાં ૧૧ જ. અવ્વલ ૧૩૮૮ હિ.